

# साचुं स्वर्ग

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक—स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु—अखंडानंद
અમદાવાદ અને મુંબઈ—૨

આવૃત્તિ ૩ જી, પૃષ્ઠ ૪૯૨, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧=, અન્યત્ર ૦)= વધુ



# साचुं स्वर्ग

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक-स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૩ જી, પૃષ્ઠ ૪૯૨, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧।=, અન્યત્ર ૦)=વધુ



# प्रकाशकनुं निवेदन

આ "સાચું સ્વર્ગ" પુસ્તકની ત્રીજી આવૃત્તિ છે. તેની પહેલી આવૃત્તિ લેખક તરફથી સને ૧૯૦૭માં પ્રસિદ્ધ થઇ હતી. તે ખલાસ થતાં તેની બીજી આવૃત્તિ અત્ર તરફથી સંવત ૧૯૭૧માં "વિવિધ ગ્રંથમાળા"દ્વારા પૈકાના નાના ટાઇપમાં અને ૫×૬।।। ઈંચના કદમાં છપાઈ હતી.

એ બીજી આવૃત્તિમાં જરૂરી ભાષાશુદ્ધિ કરી લીધા પછી આ આવૃત્તિ છપાઇ છે. વળી સ્થળે સ્થળે જે બિનજરૂરી મથાળાં આવતાં હતાં તે, "સ્વર્ગનું વિમાન," "સ્વર્ગની કૂંચી" વગેરેના ધોરણ પ્રમાણે રાખ્યાં છે. એટલે આગલી આવૃત્તિમાંના બધા વિષયો જેમના તેમ આવેલા હોવા છતાં અનુક્રમણિકા ઉપલા કારણસર ટૂંકી થયેલી જણાશે.

સ્વર્ગસ્થ અમૃતલાલ સુંદરજી પઢિયારનાં સ્વર્ગનાં પુસ્તકોથી વાચકવર્ગ હવે સારી રીતે પરિચિત હોવાથી તેમની સરલ અને સચોટ અસર કરે એવી ભાષાશૈલી વિષે તેમજ તેમના ગ્રંથોની ઉપકારકતા વિષે વિશેષ લખવું જરૂરી જણાતું નથી.

આબાલવૃદ્ધ સૌને વાંચવામાં સરળતા થાય તે સારુ આ આવૃત્તિ સર્વેના મોટા ટાઇપમાં ૫×૯ ઈંચના કદમાં છપાઇ છે. આગલી આવૃત્તિ સને ૧૯૧૪ના મહાન વિગ્રહ પહેલાં છપાયલી હતી. એમ લખવાનો હેતુ એ છે કે, સને ૧૯૧૪ પછીની કાગળો વગેરેની મોંઘવારી જે ચાલુ છે તેની અસર બીજી આવૃત્તિ વખતે નહિ હોવાથી માત્ર ०।।।= આનામાંજ એ પુસ્તક પ્રસિદ્ધ થઇ શક્યું હતું. ચાલુ એકસરખા સંજોગોમાં પણ સને ૧૯૧૪ કરતાં ઘણી મોંઘવારી ગણાય અને તેમાંય વળી નવા ફાટી નીકળેલા વિગ્રહે કંઈક ઊમેરો કર્યો છે; એટલે આનું મૂલ્ય આગલી આવૃત્તિ કરતાં વધુ રખાયું છે. જો કે કાગળો જૂના ભાવે અગાઉથી શરત પ્રમાણે મળ્યા હોવાથી મૂલ્યમાં તેને અંગેનો વધારો કરવો પડ્યો નથી, એમાં ઈશ્વરેચ્છાજ સમજવી.

આ પછી અત્ર તરફથી બીજી આવૃત્તિનું નિવેદન અને લેખકની પ્રસ્તાવના છપાઇ છે, તથા તે પછી પૃષ્ઠ ૧૨ ઉપર શુદ્ધિપત્ર અપાયું છે, તે તરફ વાચક-બંધુઓનું ધ્યાન ખેંચી **हरिः ॐ तत्सत्।**

જ્યેષ્ઠ વદિ ૧૧,
સંવત ૧૯૯૬

—ભિક્ષુ અખંડાનંદ

# बीजी आवृत्तिनुं निवेदन

( સારાંશરૂપે )

× × × ×

ગુર્જરવાચક-સમાજને સામાજિક અને ભક્તિવિષયક 'સ્વર્ગ'નાં પુસ્તકો પોતાની સાદી અને સ્વાભાવિક છતાં સચોટ શૈલીમાં પૂરાં પાડીને પ્રસિદ્ધિમાં આવેલા વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર આ પુસ્તકના લેખક છે. આજથી શુમારે છસાત વર્ષ પર તેમણે કાઢેલી તેની પહેલી આવૃત્તિ વેચાઈ જવાથી હવે તેની પ્રત મળવી બંધ થનાર હતી. એક તો કેળવણીને અભાવે દેશમાં લખીવાંચી જાણનારજ થોડા; તેમાં વળી ઉત્તમ વાચનના લાભ સમજનારા થોડા અને તેમને પણ દેશવ્યાપી ગરીબાઈનો અંતરાય નડે; એટલે પછી જે પુસ્તકની એક આવૃત્તિ ખપવામાંજ પાંચ વર્ષ નીકળી જાય, તેની બીજી આવૃત્તિને દશ-પંદર કે વીશ વર્ષ વીતે એમાં નવાઈજ શી? આવા સંયોગમાં કરજ કરીને તેને છપાવવાનું કાર્ય તેના લેખકને માટે નિરાશા ભરેલું નીવડી, આવું ઉપકારક પુસ્તક જનવર્ગને સદાને માટે મળતું બંધ પડે એ દેખીતુંજ હતું; પરંતુ જનસમાજના સુભાગ્યયોગે એક ઉત્સાહી વ્યક્તિ સ્વેચ્છાથી નીકળી આવવાથી તેમ થતું અટક્યું; એટલુંજ નહિ પણ ઊલટું વધારે સારું પરિણામ આવ્યું છે. આ વ્યક્તિએ પોતાનાં આ પુસ્તક પ્રત્યેના અસામાન્ય સદ્‌ભાવ અને તેનો પ્રચાર અધિક થયેલો જોવાના ઉત્સાહને વશ થઈને આ પુસ્તક સાથે જોડાયલું તેના લેખકનું આર્થિક હિત પૂરું પાડવાનું માથે લીધું અને આ ખાતાદ્વારા તે પુનઃ છપાવવાની ઇચ્છા જણાવી. પુસ્તકની ઉપયોગિતા આ લખનારની જાણમાંજ હોવાથી તેને 'બૃહદ્ ગ્રંથમાળા'દ્વારા છપાવવાનો વિચાર પ્રથમ તો આવ્યો; પણ તેજ સમયે જિજ્ઞાસા સતેજ થવાને લીધે તે ગૃહસ્થને ત્યાંજ રાત્રિના ત્રીજા પ્રહર સુધી પુસ્તકનું પુનરાવલોકન કરી જોવામાં આવ્યું. પુસ્તકની ઉપયોગિતા આથી વધુ તાજી થતાં એમ લાગ્યું કે, "આવું પુસ્તક 'બૃહદ્ ગ્રંથમાળા'માં નીકળી પાંચ-સાત વર્ષે ખપી રહે તેના કરતાં 'વિવિધ ગ્રંથમાળા'માંજ પ્રકટ કર્યું હોય તો તે સત્વર અને બહોળા પ્રમાણમાં પ્રચલિત થઈ જનસમાજના હકમાં અધિક હિતકર નીવડે અને આ માળાના થોડા ગ્રાહકોએ આ પુસ્તક પ્રથમ લીધેલું હશે; તોપણ સેંકડે નેવું ગ્રાહકોને માટે તો તે નવુંજ થઈ પડશે." આમ વિચાર થવાથી વિવિધ ગ્રંથમાળા માટેની બીજી કેટલીક પસંદગી મુલતવી રાખીને તથા વિવિધતામાં થોડો ઘટાડો થવા દઈને પણ આ પુસ્તકને આ માળામાંજ સ્થાન આપવાનું વાજબી ધારવામાં આવ્યું છે. ॐ तत्सत् ॥

વિ. સં. ૧૯૭૧ ફાલ્ગુન
માર્ચ ઇ. સ. ૧૯૧૫

—મંત્રી

# લેખકની પ્રસ્તાવના

એક દોસ્તે પૂછ્યું કે, "આ પુસ્તકનું નામ શું?" ત્યારે મેં કહ્યું કે, "સાચું સ્વર્ગ." એ સાંભળી તેણે કહ્યું કે, "ઓહો! શું સાચું સ્વર્ગ! વાહરે વાહ! સાચું સ્વર્ગ! ત્યારે શું "ખોટું સ્વર્ગ" પણ થતું હશે?" મેં કહ્યું કે, "હા, ખોટું સ્વર્ગ પણ છે અને આપણે સૌ હજુ સુધી ખોટા સ્વર્ગમાંજ પડેલા છીએ માટે સાચા સ્વર્ગમાં જવા સારુ આપણે "સાચું સ્વર્ગ" વાંચવું જોઇએ."

એ સાંભળીને તેણે કહ્યું કે, "ખોટું સ્વર્ગ એટલે શું? ખોટું સ્વર્ગ વળી કેવું હોય?"

ત્યારે મેં કહ્યું કે, "ઉપનિષદમાં કહ્યું છે કે, આ જગતમાં 'શ્રેય' અને 'પ્રેય' એવી બે વસ્તુ છે. તેમાં જેનાથી કલ્યાણ થાય તે શ્રેય કહેવાય છે, તે શ્રેયને હું સાચું સ્વર્ગ કહું છું અને જે હમણાં વહાલું વહાલું લાગે પણ અંતે સારું હોય નહિ તે પ્રેય કહેવાય છે, એ પ્રેયને હું ખોટું સ્વર્ગ કહું છું. આપણે સૌ વધુ ભાગે હજુ સુધી એવા ખોટા સ્વર્ગમાંજ છીએ. જેમકે:—કૃપાળુ ઇશ્વરે આપણને જેટલી શક્તિ આપેલી છે તેટલી શક્તિ આપણે વાપરતા નથી, જેટલો પુરુષાર્થ આપણે કરવો જોઇએ તેટલો પુરુષાર્થ આપણે કરતા નથી અને જેટલું સામર્થ્ય આપણે મેળવી શકીએ તેટલું સામર્થ્ય આપણે મેળવતા નથી; પણ વિનાકારણ ઢીલાઢફ, પોચાપચ, ફીકાફચ અને નમાલા જેવા—નપુંસક જેવા રહીએ છીએ અને તેમ છતાં એવી અપૂર્ણ સ્થિતિ આપણને ગમ્યા કરે છે ને છેવટ સુધી એમાંજ પડ્યા રહીએ છીએ, એનું નામ ખોટું સ્વર્ગ છે. હવે દિનપ્રતિદિન સૌ લોકોને વધારે ચોખ્ખું સત્ય સમજાતું જાય છે, સત્યધર્મ સમજાતો જાય છે અને પોતાનું કર્તવ્ય સમજાતું જાય છે, છતાં પણ કાંઇ કાંઇ બહાનાં કાઢીને આપણા આત્માને નથી ગમતી તેવી બાબતોને આપણે વળગી રહીએ છીએ અને આપણા કેટલીક જાતના ભૂરા રિવાજોના તથા આપણી કેટલીક જાતની ખોટી ટેવોના કપોલકલ્પિત બચાવ કર્યા કરીએ છીએ, તથા પોલમપોલમાંજ પડ્યા રહીએ છીએ ને એવી સ્થિતિનાં વખાણ કર્યા કરીએ છીએ, એનું નામ ખોટું સ્વર્ગ છે. હાલના વખતમાં બેસુમાર પાપ કરીને અને અતિશય હાયવોય કરીને માણસો ધન મેળવે છે, અને તેમ છતાં પોતે મહામહેનતથી મેળવેલા ધનનો લાભ લીધા વિના—પરમાર્થ કર્યા વિના ધોબીના કાંકરાની પેઠે એ ધનને તિજોરીમાં ભરી રાખે છે અને પોતે જીવતા હોય ત્યારે પોતાને જે સગાંઓનાં મોઢાં જોવાં પણ ન ગમતાં હોય તેઓને મોજ કરાવવા સારુ અહીં ધન મૂકીને પોતે ખાલી હાથે નરકમાં ચાલ્યા જાય છે અને તેમ છતાં પોતાના મનમાં ગમે તેવા

લોચા વાળીને એવી સ્થિતિ પસંદ કર્યા કરે છે અને એમાં ને એમાંજ ઘણુા માણુસો પડ્યા રહે છે, એનું નામ ખોટું સ્વર્ગ છે. આપણુા દેશને માટે, આપણુા ધર્મને માટે, આપણુા બંધુઓને માટે, આપણી બહેનોને માટે, આપણુા રાજ્યને માટે અને આપણુા આત્માને માટે આપણુને હજુ ઘણુંએ કરવાનું છે અને ઘણુંએ કરી શકીએ તેમ છીએ, છતાં પણુ એ બધી બાબતો માટે આપણે કાંઇ પણુ ખાસ દરકાર રાખતા નથી, પણુ ઊલટા ક્યારેક ક્યારેક એ બાબતોમાં આડા પડીએ છીએ; એટલુંજ નહિં પણુ આપણે પોતે તો એવાં કાંઇ સારાં કામો નથી કરી શકતા, પણુ જે ભલાં માણુસો એવાં સારાં કામો કરતાં હોય તેઓની ઉપર પણુ કાંઇક કાંઇક પથરા ફેંકીએ છીએ તથા દૂધમાંથી પોરા કાઢવા જેવું કર્યા કરીએ છીએ અને તેમ છતાં એમાં ડહાપણુ ને મોટાઇ સમજ્યા કરીએ છીએ, ને એમ કરવું એ આપણુને સારું સારું લાગ્યા કરે છે, એનું નામ ખોટું સ્વર્ગ છે. આપણે આપણુા મનમાં ફાંટાઓની ગુલામગીરી કરવા સારુ નમાલા રહી જઇએ છીએ, આપણુા નજીવા નજીવા સ્વાર્થ સારુ કરીને આપણે આપણું અખૂટ સામર્થ્ય ગુમાવી નાખી ભિખારી જેવા બની જઇએ છીએ, આપણી મૂર્ખાઇઓને ખાતર આપણે જગતને આગળ વધતું અટકાવીએ છીએ, આપણી ટેવો, આપણુા રિવાજો અને આપણી આસપાસના સંજોગોને વળગી રહેવા સારુ આપણે પોલમપોલ ચલાવીએ છીએ તથા આપણુા હલકી જાતના ઉપરછલા મોજ–શોખ સારુ કરીને આપણે સાચું સ્વર્ગ ગુમાવી નાખીએ છીએ અને તેમ છતાં એ બધી ખરાબીઓ આપણુને ગમ્યા કરે છે, એનું નામ ખોટું સ્વર્ગ છે. આવી ઘણીએ રીતે સેંકડો બાબતોમાં આપણે ખોટા સ્વર્ગમાંજ છીએ, માટે એમાંથી છૂટવાના રસ્તા બતાવવા સારુ પવિત્ર પ્રાચીન ઋષિઓના મહાસિદ્ધાંતો પ્રમાણે શ્રેયને હૃદયમાં રાખીને તથા નજર આગળ રાખીને આ સાચું સ્વર્ગ લખેલું છે. તેમાં મુખ્ય બાબતો એજ છે કેઃ

માણુસો અજ્ઞાનપણામાંથી છૂટીને જ્ઞાનના આનંદો ભોગવે તેનું નામ સાચું સ્વર્ગ છે. પોતાનાં તથા પોતાના ભાઇબંધોનાં દુઃખો દૂર કરવાનાં કામોમાં માણુસો પોતાની ચાલુ જિંદગી ગાળતાં શીખે તેનું નામ સાચું સ્વર્ગ છે. ધર્મની કપોલકલ્પિત જાળમાંથી છૂટી માણુસો સત્ય ધર્મ પાળતાં શીખે તેનું નામ સાચું સ્વર્ગ છે. પોતાના હૃદયની ઉત્તમ લાગણીઓને ખૂબ ખીલવવી તેનું નામ સાચું સ્વર્ગ છે. પોતાના દેશને અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપવો અને જરૂર પડે તો પોતાનાં માથાં આપવાં એનું નામ સાચું સ્વર્ગ છે. પોતાના દુઃખી ભાઇબંધોની સેવા કરવી એ દેવ પૂજવા બરાબર છે, એમ સમજવું ને એ પ્રમાણે વર્તવું, તેનું નામ સાચું સ્વર્ગ છે. દેશનાં કલ્યાણુનાં કોઇ પણુ ભલાં કામોમાં આગેવાનીથી ભાગ લેવો, તથા

તેમાં પોતાનાથી જે જાતની બની શકે તે જાતની ખૂબ મદદ કરવી, તેનું નામ સાચું સ્વર્ગ છે. આપણા ઘરસાંસારિક રિવાજોમાં, આપણા રાજ્યોની રાજનીતિમાં, આપણા ધર્મોની ક્રિયાઓમાં અને આપણા આચાર–વિચારમાં જે સ્વાર્થીપણું, જે લેભાગુપણું, જે ગુલામગીરીપણું અને જે પોલમપોલપણું ઘૂસી ગયું છે, તે બધાંને કાઢી નાખવાની ખૂબ તજવીજ કરવી, તેનું નામ સાચું સ્વર્ગ છે. માણસો પોતાના આત્માનું બળ સમજે અને પોતાના જોર ઉપર ઊભાં રહેતાં શીખે એવાં તેઓને બનાવવાં, તેનું નામ સાચું સ્વર્ગ છે અને ભવિષ્યની પ્રજા માટે ઊંચી જાતનો વારસો મૂકી જવો તથા આખા દેશનાં બાળકોના હૃદયમાં ઉત્તમ પ્રકારના સંસ્કારવાળાં બી રોપવાં, એનું નામ સાચું સ્વર્ગ છે. ટૂંકામાં એજ કે, દરેક માણસ પોતાનું કર્તવ્ય બજાવતાં શીખે અને સમસ્ત પ્રજામાં નવું જીવન આવી જાય તેને હું સાચું સ્વર્ગ સમજું છું. આપણા દેશમાં એ જાતની લાગણીઓ જાગે, આપણા બંધુઓને એ જાતના રસ્તાઓ મળે તથા લાયક માણસો એ જાતનાં કામો કરી શકે એવું આ પુસ્તક લખેલું છે; માટે એનું નામ "સાચું સ્વર્ગ" પાડેલું છે.

મને ઘણાએ વિદ્વાન બંધુઓ કહે છે કે, "તમારાં પુસ્તકો બહુજ ઉપયોગી છે અને તે બહુજ સારી અસર કરી શકે છે, કારણ કે તમારી લખવાની શૈલિ ભભકભરેલી છે, તમારી ભાષા નાનાં બાળકો ને બૈરાંઓ પણ સમજી શકે તેવી બહુજ સહેલી છે, તમારી શબ્દરચના બહુ સારી છે, તમારાં દૃષ્ટાંતો સૌને ગમી જાય તેવાં છે અને તે ઉપરાઉપર એટલાં બધાં હોય છે કે સામા માણસ ઉપર તેની છાપ બેઠા વિના રહેજ નહિ. તમારા વિચારો ઉત્તમ છે, તેમાં કેટલાક નવા ને કેટલાક પ્રાચીન ઋષિઓના વખતના છે. પણ એ બન્ને જાતના વિચારોને હાલના જમાનાની ફેશન પ્રમાણે તમે બહુ સારી રીતે ગોઠવી શકો છો, બીજા ઘણાઓના કરતાં તમે કાંઇક નવું નવું ને સહેલાઇથી બની શકે એવું કહો છો, તમારાં લખાણોમાં સ્વદેશપ્રેમ વહ્યા કરે છે, ભ્રાતૃભાવ ઊભરાયા કરે છે, આત્માની સ્વતંત્રતા ઝળકયા કરે છે, નીતિ–ધર્મનો પ્રવાહ ચાલ્યો આવે છે અને સૌને ગમી જાય એવું કાંઇક અંદરથી ચાલ્યું આવતું હોય એમ લાગ્યા કરે છે. બેશક, તમે આપણા બંધુઓને સારુ તથા સસ્તું વાચન આપીને તેઓને આગળ વધારવામાં કાંઇક મદદ કરો છો, અને ગરીબીમાં રહીને પણ આવી રીતે દેશની સેવા કર્યા કરો છો, એ બહુ ખુશીની વાત છે." આમ કહેવાની સાથે કોઇ કોઇ મિત્રો એમ પણ કહે છે કે, "આટલું બધું છતાં પણ તમારી ભાષા બહુ ગામઠી બની જાય છે, તેથી કોઈ કોઇ વિદ્વાનોને એ ભાષા ગમતી નથી; માટે જો તમે ઊંચી જાતની ભાષામાં લખો તો તમારા ગ્રંથો વિદ્વાનો પણ વાંચે." આ બાબતના ખુલાસામાં મારે કહેવું જોઇએ.

કે, હું પોતે કાંઇ પંડિત હોવાનો દાવો કરતો નથી અને હું કાંઇ વિદ્વાનો માટે પુસ્તકો લખતો નથી, પણ હું તો મારા જેવા સાધારણ જ્ઞાનવાળા મારા બંધુઓ માટે તથા ખાસ કરીને ગામડાના અભણ લોકો તથા અજ્ઞાન બાઇઓ માટે પુસ્તકો લખું છું; કારણ કે વસ્તીગણતરી પ્રમાણે આપણા દેશમાં હજી માત્ર સેંકડે ત્રણ માણસો ભણેલાં છે, ને સત્તાણું માણસો અભણ છે, એ સત્તાણું અભણ માણસો માટે હું કામ કરું છું. હું કાંઇ થોડાક વિદ્વાનોને વાંચવા સારુ મારાં પુસ્તકો લખતો નથી, કારણ કે હું એમ સમજું છું કે, વિદ્વાનોને માટે તો ઘણુંએ મેદાનો પડેલાં છે, જેમકેઃ—અંગ્રેજી ભણેલા ગ્રેજ્યુએટોને અંગ્રેજીમાંથી જોઇએ એટલો ખજાનો મળી શકે તેમ છે, સંસ્કૃત ભણેલા પંડિતો માટે પણ જ્ઞાનના મોટા ભંડારો ભરેલા છે અને ફારસી, બંગાલી, જાપાનિઝ કે એવાજ બીજી કોઈ ભાષા જાણવાવાળા વિદ્વાનો માટે પણ જ્ઞાન મેળવવાનાં ઘણુંએ પુસ્તકો છે, પણ ગુજરાત—કાઠિયાવાડના અભણ ગરીબ ગામડિયા લોકો માટે તે લોકો સમજી શકે ને સુધરી શકે એવાં પુસ્તકો બહુજ થોડાં છે, માટે હું તો મારાં એવાં ભાઇબહેનો સારુ ગ્રંથો લખું છું; એટલે મારી ઇચ્છા એવી છે કે, જેમ બને તેમ ઊંચામાં ઊંચા વિચારોને સહેલામાં સહેલી ભાષામાં લખવા. આવો નિયમ રાખેલો હોવાથી મારી ભાષા ગામઠી થઇ જાય એમાં કાંઇ નવાઇ નથી. પણ ગામઠી ભાષા હશે ત્યારેજ ગામડિયા લોકો તેનો લાભ લઇ શકશે; શાસ્ત્રીય ભાષા કંઈ હાલમાં એ લોકોને કામની નથી. એ સોમાંના સત્તાણું બંધુઓને ખાતર હું ખાસ ચાહીને ગામઠી ભાષા લખું છું; કારણ કે કઠણ ભાષા લખવી એમાં કાંઇ મુસ્કેલી નથી, પણ સહેલી ભાષા લખવી એજ મુસ્કેલી છે, માટે હું તો સૌ લેખકોને એજ ભલામણ કરું છું કે, તમારાં પુસ્તકો બહુ લોકોમાં વંચાય તો સારું, એમ જો તમારી ઇચ્છા હોય અને પાછળ પડી ગયેલા આપણા ગરીબ અભણ ગામડિયા બંધુઓને મદદ કરવાની તમારી ઇચ્છા હોય તો જેમ બને તેમ એ લોકો સમજી શકે તેવી સહેલામાં સહેલી ભાષામાં તમારે તમારા વિચારો બહાર પાડવા જોઇએ. તોજ તમારાં લખાણો વધારે ઉપયોગી થઈ શકશે.

× × × ×

છેવટે પરમદયાળુ મહાન ઈશ્વર પ્રત્યે મારી એજ પ્રાર્થના છે કે, "હે પિતા ! આવી જાતનાં કાંઈક નવી ફેશનવાળાં, નવી ભભકવાળાં, કર્તવ્ય સમજાવનારાં, આત્મિક સૌન્દર્યવાળાં, સ્વદેશપ્રેમવાળાં ને સ્વતંત્રતા સમજાવનારાં પુસ્તકો અમારા દેશમાં વધે તથા અમારાં ભાઇબહેનો તેનો ખૂબ લાભ લે તેમ કર અને એમાં હું પણ કાંઈક સેવા કરી શકું એવી કૃપા કર."

મુંબઇ, હનુમાનગલી. } વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર
તારીખ ૧૬—૩—૧૯૦૭. } ચોરવાડકર

# अनुक्रमणिका

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | સુખ ક્યાં છે? ... ... ... ... | ૧ |
| ૨ | આપણા દેશમાં તો રોવાનુંજ છે... ... ... | ૨ |
| ૩ | હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ! ... ... | ૩ |
| ૪ | પંડિતજીનું સુખ ... ... ... ... | ૪ |
| ૫ | હાલમાં સ્વદેશપ્રેમરૂપે શિવે અવતાર લીધો છે ... | ૭ |
| ૬ | શરીરની સાથે દેશની સરખામણી... ... ... | ૧૦ |
| ૭ | દેવને કેમ પ્રસન્ન કરવા? ... ... ... | ૧૧ |
| ૮ | હવે ભભૂત ભૂંસે આરો આવવાનો નથી ... ... | ૧૨ |
| ૯ | તિલક કરવાની જગાએ કપાળમાં રહેલી મહાન શક્તિઓ | ૧૩ |
| ૧૦ | અસલની પૂજામાં ને હાલની પૂજામાં ફેર પડવાનાં કારણો | ૧૫ |
| ૧૧ | પ્રભુને કઇ જાતના અવાજો ગમે છે? ... ... | ૧૬ |
| ૧૨ | ભાંગની લોટી... ... ... ... ... | ૧૮ |
| ૧૩ | દેવનું નૈવેદ્ય ... ... ... ... ... | ૨૦ |
| ૧૪ | કાંઇક પણ ભલું કામ કરો ... ... ... | ૨૧ |
| ૧૫ | અમુક મોટું પાપ ન કરો તેથી શું થયું? ... | ૨૬ |
| ૧૬ | પંડિતજી! તમારું ટટ્ટુ ક્યારે ચાલતું એ ખબર છે? | ૨૭ |
| ૧૭ | અંતરની પવિત્રતા રાખો ... ... ... | ૩૦ |
| ૧૮ | શાકભાજીના ત્યાગનું બલૂન તે કેટલુંક ઊંચું ઊડી શકશે? | ૩૧ |
| ૧૯ | શાસ્ત્રોના ખોટા અર્થ કરવા, એ પ્રભુની વિરુદ્ધ ખોટી સાક્ષી પૂરવા જેવું છે ... ... ... | ૩૨ |
| ૨૦ | નાતજાતનાં લફરાંને લીધે અમારે પોલ ચલાવવી પડે છે | ૩૩ |
| ૨૧ | વિશ્વાસ એટલે શું? ... ... ... ... | ૩૬ |
| ૨૨ | મૂએલો વિશ્વાસ ... ... ... ... | ૩૮ |
| ૨૩ | મૂર્તિપૂજા ... ... ... ... ... | ૪૧ |
| ૨૪ | મૂર્તિપૂજાનો સંબંધ અંતઃકરણ સાથે છે ... ... | ૪૪ |
| ૨૫ | મૂર્તિપૂજાની અસર ... ... ... ... | ૪૬ |
| ૨૬ | દર્શનની મહત્તા ... ... ... ... | ૪૭ |
| ૨૭ | ઈશ્વરનું નિર્ગુણસ્વરૂપ સાધારણ માણસોથી જાણી શકાતું નથી. | ૪૮ |
| ૨૮ | મૂર્તિપૂજાનું જીવનજ પરમાર્થ છે... ... ... | ૫૨ |
| ૨૯ | અસલના યજ્ઞોમાં અને હાલની મૂર્તિપૂજામાં શું ફેર છે? | ૫૨ |
| ૩૦ | હાલની આપણી મૂર્તિપૂજાની નિંદા થાય છે તેનું કારણ શું? | ૫૩ |
| ૩૧ | મૂર્તિપૂજાનો હેતુ ... ... ... ... | ૫૪ |
| ૩૨ | મૂર્તિપૂજાને કેટલું માન આપવું જોઇએ તે વિષે પ્રભુનો હુકમ | ૫૫ |
| ૩૩ | મૂર્તિપૂજાની અવગણના થાય છે તેનું બીજું કારણ... | ૫૭ |
| ૩૪ | ધર્મનાં મૂળતત્ત્વો ... ... ... ... | ૫૮ |
| ૩૫ | પ્રભુપ્રેમ એટલે શું? ... ... ... ... | ૫૯ |

૨૨૪૪૧

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૭ | મારવા | મરવા |
| ૩૫ | ૩૪ | બ્રાહ્યાચારનો | બાહ્યાચારનો |
| ૪૧ | ૮ | ચશ્માંમાળા | ચશ્માવાળા |
| ૫૦ | ૧૩ | અવ્યસ્વરૂપ | અવ્યયસ્વરૂપ |
| ૮૭ | ૮ | કાદયાઓ | કાયદાઓ |
| ૯૪ | ૩૩ | થકશે | શકશે |
| ૧૦૯ | ૧૪ | સત્યુયુગ | સત્યયુગ |
| ૧૩૪ | ૮ | જોડયેલો | જોડાયેલો |
| ૧૩૫ | ૧૭ | સ્વીમીજી | સ્વામીજી |
| ૧૩૮ | ૫ | કામપર | કામ પણ |
| ૧૩૮ | ૩૪ | વ્યાવહાવિક | વ્યાવહારિક |
| ૧૩૯ | ૮ | મારી | મારે |
| ૧૫૮ | ૨૬ | આભછેટમાંથી | આભડછેટમાંથી |
| ૨૦૯ | ૨૭ | તેમાંમી | તેમાંથી |
| ૨૧૩ | ૨૪ | સાવવાર | સારવાર |
| ૨૩૯ | ૧૧ | કુંકાવે | ફુંકાવે |
| ૨૬૦ | ૨૦ | ફ્કર્હાઉસ | વર્કહાઉસ |
| ૨૬૦ | ૨૨ | માનો | મારો |
| ૨૮૨ | ૨૮ | પુરકત | પુસ્તક |
| ૩૦૭ | ૨૬ | નેથી | નથી |
| ૩૦૮ | ૩ | બ્રહ્મણ | બ્રાહ્મણ |
| ૩૧૦ | ૩૧ | વચાવ | બચાવ |
| ૩૧૨ | ૨૦ | કરનાના | કરનારા |
| ૩૧૩ | ૧૯ | તેરે | તેને |
| ૩૨૧ | ૨૯ | ચલાલીને | ચલાવીને |
| ૩૫૨ | ૪ | પવિણામ | પરિણામ |
| ૩૬૨ | ૨૩ | પ્રભુરીજ | પ્રભુથીજ |
| ૩૬૫ | ૨૯ | વસ્તુતી | વસ્તુથી |
| ૩૭૧ | ૨૬ | બનાવે | બતાવે |
| ૪૧૩ | ૨૧ | બોલનું | બોલવું |
| ૪૨૮ | ૨૧ | મહાન | મહાત |
| ૪૩૬ | ૩૩ | થકે | શકે |
| ૪૪૮ | ૩૨ | પથ | પણ |
| ૪૫૨ | ૩૧ | કૃદષ્ટિમાંથી | કૃપાદષ્ટિમાંથી |




## ૧–સુખ ક્યાં છે?

પંડિતજી ને માસ્તર બેઠા બેઠા આડીઅવળી વાતો કરતા હતા અને હું એક ચોક્કસ વિચારમાં બેઠેલી હતી, એટલામાં મહારાજે આવીને પૂછ્યું કે, "કેમ બેટી, શું વિચાર કરે છે?"

મેં કહ્યું: "મહારાજ! હું રોઉં છું."

મહારાજે જરા અજબ થઇને પૂછ્યું: "શા માટે?"

મેં કહ્યું: "સુખને માટે."

મહારાજે કહ્યું: "એવી મૂર્ખાઈ તને કોણે શીખવી? શું રોવાથી સુખ થાય છે? જો એમ હોય તો હું પણ તારી સાથે રોવા લાગું!"

મેં કહ્યું: "મહારાજ! હું શું કરું? સુખને માટે હું બહુ બહુ રખડી, ઘણા વિષયો ભોગવ્યા, ઘણાં તીર્થો કર્યાં, ઘણા પંડિતોને મળી, ઘણાં પુસ્તકો વાંચ્યાં અને ઘણીએ ઉપરછલી ભક્તિ કરી; પણ ક્યાંય મારા આત્માને શાંતિ મળતી નથી, એટલે એની મેળે મેળે રોવું આવી જાય છે."

મહારાજે કહ્યું: "બેટી! સ્વાર્થ માટે રોઇને કોણે સુખ મેળવ્યું છે? જો સાચું સુખ મેળવવું હોય, તો પોતાનું પોતાપણું ભૂલી જઇને બીજાંઓને માટે રોવું જોઇએ."

મેં કહ્યું: "મહારાજ! એ કેમ બની શકે? બીજાંઓને માટે રોવું કેમ આવી શકે? અને કદી બીજાંઓને માટે જરાતરા લાગણી થાય; તોપણ પોતાનું પોતાપણું કેમ ભૂલી શકાય?"

મહારાજે કહ્યું: "બેટી ! જ્યાંસુધી એમ ન થાય,ત્યાંસુધી 'સાચું સ્વર્ગ' મેળવી શકાતું નથી. જો તને સાચું સુખ જોઇતું હોય, તો તારા સ્વાર્થને છોડી પરમાર્થને માટે રો."

મેં કહ્યું: "હજી મારા અંતરની ઇચ્છાઓ પાર પડી નથી, તેથી હું પોતેજ રોઉં છું અને મારાજ સુખને માટે લોભિણી બની બીજાઓની પાસે કાંઈ કાંઇ ભીખ માગું છું, ત્યારે હું બીજાંઓને કેમ સુખી કરી શકું ? હું શું પરમાર્થ કરી શકું ? અને હું કોઇને માટે શી રીતે રોઇ શકું ?"

## ૨–આપણા દેશમાં તો રોવાનુંજ છે

મહારાજે કહ્યું: "તું કોને માટે રોઈ શકે ? બેટી ! આપણા દેશમાં તો રોવાનુંજ છે, હસવાનું છેજ ક્યાં ? જો તારે સાચું સુખ જોઈતું હોય, તો આપણા દેશની દરિદ્રતા માટે રો. આપણા ભાઇબંધોની રોજ રોજ અતિશય પાયમાલી થતી જાય છે, તેને માટે રો. આપણી પ્રજા દિન–પ્રતિદિન નિર્બળ થતી જાય છે, તેને માટે રો. આપણા બંધુઓમાં ધર્મને નામે જે હજારો વહેમો ઘૂસી ગયા છે, તેને માટે રો. આપણે ધંધા–રોજગાર વિનાના અને કર્તવ્યભ્રષ્ટ થતા જઇએ છીએ, તેને માટે રો. આપણી દુ:ખિયારી વિધવા બહેનો પોતાની જિંદગી માત્ર આંસુ પાડવામાંજ કાઢે છે, તેઓને માટે રો. આપણી જમીનના રસકસ રોજ રોજ ઓછા થતા જાય છે, તેને માટે રો. આપણા લોકોમાં હલકી જાતના શોખ વધતા જાય છે અને તે પૂરા કરવા માટે પ્રજામાં ગુનાઓ વધતા જાય છે, તેને માટે રો. આપણા દેશમાં ગરીબાઇને લીધે સગવડતા નહિ સચવાવાથી નવી નવી જાતના રોગો વધતા જાય છે, તેને માટે રો. આપણા બંધુઓ પરધર્મમાં વટલી જઇને પાછા આપણાજ ધર્મના દુશ્મનો બને છે, તેને માટે રો. કામ કરી શકે તેવાં મજબૂત માણસોને પણ મજૂરી મળી શકતી નથી, તેથી તેઓને દરિદ્રતામાં સબડવું પડે છે, તેને માટે રો. નિરાધાર રખડતાં બાળકો આશ્રય વિના જાહેર રસ્તાઓ પર પડ્યાં પડ્યાં મરી જાય છે, તેને માટે રો. આપણાં સુખ માટે રાજ્ય તરફની જે કેટલીક બેદરકારી છે, તેને માટે રો. આપણા ઘણા શ્રીમંતોનાં ભેજાંમાં બહુ કાળ થયાં જે ભુસું ભરાઇ ગયું છે, તેને માટે રો. મોજશોખમાં પડેલા, કર્તવ્યહીન, નમાલા, પૂતળાં જેવા આપણા

કેટલાક દેશીરાજાઓને માટે રો. આપણા ધર્મગુરુઓ તથા આપણા શાસ્ત્રીઓમાં જે અંધશ્રદ્ધા બેસી ગયેલી છે, તેને માટે રો. આપણી જુદી જુદી નાતોમાં કુસંપની જે હોળીઓ સળગે છે, તેને માટે રો. આપણા દેશમાં જે બેસુમાર નાહકના ધરાર ભિખારીઓ પડેલા છે, તેને માટે રો. જે ખરેખરા લાચારો છે, તેઓની બહુજ બૂરી હાલત છે, તેને માટે રો. વિદ્વાનોની, નવિન શોધકોની કે ગુણવાનોની કદર થતી નથી, તેને માટે રો અને જો સાચું સુખ મેળવવું હોય, તો આપણો પવિત્ર સનાતન આર્યધર્મ કે જે દિનપ્રતિદિન ઢીલો પડતો જાય છે, તેને માટે રો. જો એવું રોતાં આવડે, તો સાચું સુખ મેળવી શકીશ. એ વિના–એવી રીતે દેશને અર્થે રોયા વિના કાંઈ સાચું સ્વર્ગ મેળવી શકાય નહિ. કેમ પંડિતજી! તમારો શું વિચાર છે?"

## ૩–હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ!

પંડિતજીએ કહ્યું: "એ બધી વાત સાચી, પણ એમાં આપણે શું કરી શકીએ? નગારખાનામાં તતૂડીનો અવાજ કોણ સાંભળે? જ્યાં આભ ફાટયું છે, ત્યાં થીંગડું કેવી રીતે દઇ શકાય? મારો ભાઈ આજે બે બે વરસ થયાં નોકરી–ચાકરી વિના રખડે છે, પણ તેનો તો હજી કયાંય પત્તો લાગતો નથી ને હું મુલકની ફિકર કરવા તે કયાં જાઉં? મારી ઘરવાળી તો હજી સુધરી નથી ને હું જગતને સુધારવા તે કયાં જાઉં? મારાં છોકરાંઓ હજી ફળિયામાં નાગાં ફરે છે ને ધૂળે રમે છે, તેની કેળવણી માટે તો હું હજી કાંઇ કરી શકતો નથી ને બીજાંઓના ગુના અટકાવવા તે હું કયાં જાઉં? મારો સાળો વેપાર માટે જંગબાર ગયો હતો, તે સારુ તેને નાત બહાર મૂકેલો છે, તેને નાતમાં લેવા માટે નાત પાસે હું પાઘડી ઉતારીને પગે લાગું છું ને પટેલિયાઓને ઘેર ધક્કા ખાઇ ખાઇને મારા જોડા પણ ફાટી ગયા, છતાં હજી તેનું સમાધાન થતું નથી ને એટલામાં વળી હું નાતોના જુલમ તોડવા સારુ નાત સાથે લડવા તે કયાં જાઉં? જો કોઇ નાતિલો જાણે કે, આ અમારી વિરુદ્ધનું બોલે છે, તો મારા બારજ વાગે ને! ઊલટું કામ માર્યું જાય. મારા બાપ ઘરડું માણસ, અમે તો જાણીએ કે, એ હવે નિરાંતે ઘેર બેઠા બેઠા રોટલા ખાય તો સારું, પણ એનો જીવ રહે નહિ, તેથી દરરોજ ગામમાં માગવા ગયા વિના રહે નહિ

અને હું ભીખ બંધ કરવાની વાતો કરું તે કેમ પાલવે? તમે તો કહો છો કે, શ્રીમંતોના ભેજામાં ભૂસું ભરાઇ ગયું છે તે કાઢો, પણ મહારાજ! તમને કાંઇ ખબર છે? અમારે તો એ અક્કલના ઓથમીરો સાથેજ કામ છે, એટલે અમારાથી કાંઇ તેનું નામ લેવાય નહિ. જુઓ, હમણાંજ એક શેઠિયાને ત્યાં ભાગવતની કથા થવાની છે, તેમાં રૂપિયા બે હજારનો બંદાને તડાકો પડશે. હવે એ માણસ સાવ માંડીવાળેલ પાનિયું છે, પણ મારાથી કાંઇ ચૂં કે ચાં બોલાય તેમ છે? જો બોલું તો બાર વાગી જાય; માટે અમારાથી કાંઇ થાય નહિ. અમારા પગ નીચે આગ બળે છે, તે નથી હોલવાતી ને લંકા હોલવવા તે હું કયાં જાઉં? ' કાજી દુબળા કયું કે સારા શહેરકી ફિકર,' એવું કાંઇ આપણાથી બને નહિ. અમારું તો 'હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ' એવું ખાતું છે."

## ૪–પંડિતજીનું સુખ

પંડિતજીની આ વાતો સાંભળીને મહારાજે કહ્યું: "પંડિતજી! એમાં તમે નવું શું કહ્યું? એવા સંસારી રગડાની વાતો તો સૌ જાણે છે; અમે તો તમારી તરફથી કંઇક નવું જાણવાની ઇચ્છા રાખીએ છીએ. હું તો જાણું કે, તમે કાંઇક ધર્મનું છૂટાપણું વધારે સારી રીતે સમજાવશો અને પરમાર્થમાંજ ખરું સુખ છે, એમ સાબિત કરશો.એવી આશાથી મેં તમારો અભિપ્રાય પૂછ્યો હતો."

પંડિતજીએ કહ્યું: "મહારાજ! ધર્મના છૂટાપણાની આશા અમારા તરફથી કદી પણ રાખવીજ નહિ. અમે તો ધરાર છૂટાપણાના દુશ્મનોજ છીએ! અમારી બોતેર પેઢીમાંથી કોઇએ પણ છૂટાપણાના વિચાર કર્યા છે કે અમે કરીએ? માબાપ! એ વાત તો બોલશોજ મા. જો અમે એમ કરીએ તો તો અમારા સાવ બારજ વાગી જાય. હમણાંથીજ અમે ત્રાંબિયાના તેર તો થઇ ગયા છીએ, ત્યારે લોકો ધર્મના છૂટાપણામાં સમજે તો પછી અમારો ભાવ કોણ પૂછે? માટે ભૂલેચૂકે પણ તમારે એ વાત તો નજ કાઢવી. એમાં તો અમે ધરાર વિરુદ્ધ પડીશું. પરમાર્થની બાબત ઠીક છે, એમાં તમને જરાક ટેકો આપીશું. પણ તેમાં પણ એટલી શરત કે, જો અમારું કામ થતું હોય તો–અમારે ઘેર સીધાં આવે તેમ હોય તો–કબૂલ છે; પણ જો તમે સાર્વજનિક ઉદારતાની વાતો કરો, તો તે અમને કબૂલ નથી અને તેમાંય તમે અમને પણ

એમ કહો કે, તમારે પણ કાંઇક કરવું જોઇએ, તો તે અમને જરા પણ કબૂલ નથી; કારણ કે અમને તો વંશ-પરંપરાથી લેવાનોજ અભ્યાસ છે, આપવાની ખબરજ કોને છે? અમારે ઘેર કોઇ બાવો કે ભિખારી ચપટી લોટ માગવા આવે, તો મારી દાદી તેને ધમકાવીને કહેતાં કે, 'ચાલ્યો જા અહીંથી, જોતો નથી કે આ બ્રાહ્મણનું ઘર છે!' અને જો કોઇ સીધું આપવા આવે તો તરત ઊઠીને બારણા સુધી સામા જઇને કહેતાં કે, 'આવો, આવો, અમે તો તમારા ગોર છીએ. તમારી મા તો અમારી બહુ ખબર રાખતાં ને તમે તો હવે મોટાં માણસ થઇ ગયાં.' આવી રીતે અર્ધું સાચું અને અર્ધું ખોટું અષ્ટમપષ્ટમ બોલી સીધા ઉપર કાંઈ દક્ષિણા મુકાવે, ત્યારે તેનો પલ્લો છોડતાં. આવી રીતના સંસ્કારો અમારામાં નાનપણથીજ નહિ, પણ ગર્ભમાંથીજ બેસી ગયેલા છે, એટલે મહારાજ! અમારું સુખ તો જ્યાંત્યાંથી હથેરી લેવામાં છે; અમારું સુખ કાંઇ આપી દેવામાં નથી. ખાલી તમારી પાસે ખોટી વાતો કરીએ ને હાએ હા કહીએ, તેમાં શું વળે? આપવું પડે ત્યારે તો અમારે ને મોતને ત્રણ તસુનું છેટું રહે. જો મને ખરું પૂછો, તો મારું સુખ તો કાંઇક બીજુંજ છે. તમારી પેઠે 'ઘર બાળીને તીરથ કરવામાં' કાંઇ મારું સુખ નથી; તમારી પેઠે 'પાડોશીને આટો આપો ને ઘરનાં ચાટે ઘંટી' એમ કરવામાં કાંઈ મારું સુખ નથી અને તમારી પેઠે જે આપણું નથી, તેને આપણું ગણી કલ્પના સાથે રમ્યા કરવામાં કાંઇ મારું ખરું સુખ નથી; પણ મારું ખરું સુખ તો નાણાંમાં છે. રોજ ખાતાંપીતાં રૂપિયો-આઠ આના જો પેટીમાં મૂકું તો જીવને નિરાંત વળે. તમારી પેઠે ભિખારીઓને આપવામાં મારો દહાડો વળે નહિ. મારું ખરું સુખ તો મારી બાયડીને રાજી રાખવામાં છે, કાંઇ અમલદારોની ભૂલો પકડવામાં નથી. મારું સુખ તો મારાં છોકરાંઓનાં સારે ઠેકાણે ધામધૂમથી લગ્ન કરવામાં છે, કાંઈ ખેડૂતોને મદદ કરવામાં નથી. મારું સુખ તો મારી કથા વંચાય, મને ખૂબ દોઢિયાં મળે ને ગામમાં મારી બહુ વાહ વાહ થાય તેમાં છે, કાંઇ ધર્મગુરુઓની સામે થવામાં નથી. મારું ખરું સુખ તો હું પાંચ માણસમાં પૂજાઉં ને ઘણા લોકો મારું કહ્યું કરે તેમાં છે, કાંઈ બીજા ગરીબોની સેવા કરું તેમાં નથી. મારું ખરું સુખ તો રોજ મનગમતાં પરભાર્યાં મિષ્ટાન્ન મળે તેમાં છે, કાંઇ વિદ્વાનોનું

સન્માન કરવામાં નથી. મારું ખરું સુખ તો મારા સમોવડિયા શાસ્ત્રીઓને હરાવવામાં છે, કાંઇ પરદેશના રોગીઓની ફિકર કરવામાં નથી અને મારું ખરું સુખ તો એકાંતમાં તિજોરી ઉઘાડીને વારે વારે રૂપિયાની થેલી ગણવામાં છે, કાંઇ હિંદુસ્તાનને નામે હાય–વોય કરવામાં નથી. 'મારો દેશ ને મારા બંધુઓ' એમ કરવામાં મારું શું વળે ? અહીં તો જે હાથમાં આવે તે સાચું; બાકી ઉધારની વાત ન મળે. પછી આગળ જતાં લાભ થશે, પુણ્ય થશે ને સ્વર્ગ મળશે, એ બધી વાતો તો બીજા આગળ કહેવાની, એ કાંઇ અમારે પાળવાની નહિ. મહારાજ ! અમે તો રોકડિયા; લાવ, લઉં ને મૂકું, એ ત્રણજ વાત અમે સમજીએ; આપવામાં અમે સમજીએ નહિ. કારણ કે, મેં તો જોઇ લીધું છે કે, 'દામ કરે કામ ને બીબી કરે સલામ.' આજના વખતમાં 'પૈસો એ દોઢ પરમેશ્વર છે' માટે જયાંત્યાંથી તેને મેળવવાની વાત કરવી. આપવાની વાત આપણી પાસે ન મળે. તમે જાણો છો કે, પંડિતજી ચીકાશદાર છે, માટે આપણે કાંઇક કઢાવીએ, પણ મહારાજ ! એ આશા રાખવી નહિ. અહીં તો 'ચમડી તૂટે પણ દમડી ન છૂટે' એવો હિસાબ છે. જો એમ ન હોત તો દોઢિયાનું મોં દેખત કે ? અને તમે સૌ પંડિતજી, પંડિતજી, કહીને બોલાવત ખરા કે ? લો, હવે રજા છે ? આ તમારી પરમાર્થની વાતો સાંભળવામાં આજે ઊલટા શાક વિનાના રહીશું. બજારમાં શાક લેવા સારુ નીકળ્યો હતો ને અહીં તમારી પાસે બેસી રહ્યો." એમ કહીને પંડિતજી ઊઠવા લાગ્યા.

મેં કહ્યું: "જરા બેસો તો ખરા, મહારાજજીની વાત તો સાંભળો. શાક વહુ મંગાવી લેશે. એમાં તે એટલો બધો શું જીવ રાખો છો ?"

પંડિતજીએ કહ્યું: "વહુ બિચારી લોલસાં જેવી છે, એ શું મંગાવશે ? એ તો ઘરમાં શાક પડયું હોય તોય ન કરે એવી છે, પણ મારી કપૂરી હોશિયાર છે, તે પાડોશમાંથી ગમે ત્યાંથી શાક માગી લાવશે."

મહારાજે કહ્યું: "હાય હાય ! છોકરીને કોઇકને ઘેર શાક માગવા મોકલશો ? પચાસ હજારનો ઘેર માળો છે; તોપણ એવી ને એવીજ દાનત કે !"

પંડિતજીએ કહ્યું: "એમાં શું ? એમ શાકનાં દોઢિયાં ખરચીએ તો કયાં આરો આવે ? કોળી–કુંભારને માગવામાં શરમ, અ-

મને બ્રાહ્મણને વળી માગવામાં શરમ કેવી? એ તો અમારો ધંધોજ છે. હું આવો મોટો માણસ છું, તોપણ માગતાં શરમાતો નથી ને છોકરી શરમાય, એ કેમ કામ આવે? જો એવી શરમ રાખે તો ઘરમાં પણ ઊભી રહેવા દઉં નહિ. ભાજીની એક બે ઝૂડી માગીને વધારે લેવા સારુ ખેંચતાણ કરતાં મારકીટમાં હું ખારવણોની ગાળો ખાઉં છું ને છોકરાંઓ શરમાય તે કેમ કામ આવે?"

આ સાંભળીને મહારાજે નિઃશ્વાસ નાખીને કહ્યું કે, "પ્રભુ! દયા કર, દયા કર. અમોને દોરનારાઓના આવા હાલ છે! અમોને ઉપદેશ કરનારાઓના આવા હાલ છે! અમારા ધર્મની લગામ જેઓના હાથમાં છે, તેઓના આવા હાલ છે! અમારી ઉન્નતિ તે કેમ થશે? અરે ભારત! તારી દુર્દશા તે ક્યારે મટશે?" એમ કહીને મહારાજે ફરીથી નિઃશ્વાસ નાખ્યો. ત્યારે મેં કહ્યું કે, "મહારાજજી! પંડિતજીએ પોતાનાં સુખની વાતો કહી એનો કાંઇક જવાબ તો આપો."

## ૫—હાલમાં સ્વદેશપ્રેમરૂપે શિવે અવતાર લીધો છે

મહારાજે કહ્યું: "બેટી! એમાં પંડિતજીનો કાંઈ વાંક નથી. આપણા સર્વ લોકોમાં એવી જાતનાજ સંસ્કારો બેસી ગયેલા છે, તેથીજ આપણી દુર્દશા છે. દેશના હિતમાંજ આપણું હિત છે, એમ જો આપણે સમજીએ અને જો જમાના પ્રમાણેની સાર્વજનિક ઉદારતા આપણામાં હોય, તો કદી પણ આપણા દેશની આવી અધમ દશા હોય નહિ. સ્વદેશ એટલે શું? સ્વદેશપ્રેમ એટલે શું? સ્વદેશાભિમાન એટલે શું? ધર્મ એટલે શું? આપણા ધર્મની ઉત્તમતા એટલે શું? અને ભ્રાતૃભાવ એટલે શું? એ જો આપણે બરોબર રીતે સમજતાં હોઇએ તો આપણું જીવન આવું નિર્માલ્ય હોય કે? એ જો આપણે બરોબર સમજતાં હોઇએ, તો આપણા વિચારો આવા હલકા હોય કે? એ જો આપણે બરોબર રીતે સમજતાં હોઇએ, તો આપણે મનુષ્યના રૂપમાં પશુ જેવાં હોઇએ કે? અને એ બધી વાતો જો આપણે બરોબર રીતે સમજતાં હોઇએ તો આપણે આવી ગુલામગીરીની સ્થિતિમાં હોઇએ કે? નહિજ. કારણ કે સ્વદેશપ્રેમમાં એવી વીજળી છે, સાચા ધર્મમાં એક એવું રસાયન છે અને ભ્રાતૃભાવમાં એક એવું જાદુ છે, કે એ ત્રણે વસ્તુ જ્યાં હોય ત્યાં દરિદ્રતા, ગુલામગીરી કે કર્તવ્યભ્રષ્ટતા કદી પણ

રહી શકેજ નહિ; પણ અફસોસ કે, અત્યારે એ ત્રણમાંથી એકે તત્ત્વ આપણી પાસે પૂરેપૂરું નથી. જો એ ત્રિપુટીમાંથી એક પણ તત્ત્વ આપણી પાસે પૂરેપૂરું હોય, તો તે બીજા બેને આકર્ષણ કરી શકે; પણ અફસોસ કે, એ ત્રિમૂર્તિમાંથી એક પણ મહાદેવની અત્યારે આપણે ઉપાસના કરતા નથી.

"પંડિતજી! શિવ, બ્રહ્મા અને વિષ્ણુ એ ત્રણ આપણા પ્રાચીન મહાદેવોની વાત તો તમે જાણતા હશો. તે દેવોએ જ્યારે જાણ્યું કે, કળિયુગમાં અમારું માન રહેશે નહિ, ત્યારે તેઓએ શ્રીકૃષ્ણભગવાનના અવતાર પછી પોતાના પણ અવતાર બદલેલા છે. શાસ્ત્રમાં કહેલું છે કે, જ્યારે શિવનું સન્માન ન થાય ત્યારે તે કોપાયમાન થાય છે અને દક્ષના યજ્ઞનો નાશ કર્યો હતો, તેમ પ્રજાનો સંહાર કરે છે. એજ શિવે કળિયુગમાં સ્વદેશપ્રેમરૂપે અવતાર લીધેલો છે, એટલે જે પ્રજામાં સ્વદેશપ્રેમ ન હોય, તે પ્રજાનો નાશ થાય છે અને તે દેશની પાયમાલી થાય છે. તમે જુઓ કે, જ્યારથી આપણા લોકોમાંથી સ્વદેશપ્રેમ ગયો, ત્યારથી આપણે માથે દુર્દશા બેઠી છે કે નહિ? અને જે દેશમાં તથા જે પ્રજામાં સ્વદેશપ્રેમ છે, તે પ્રજા સુખી અને તે દેશ આબાદ છે કે નહિ? જ્યારે આપણા દેશમાં શિવનું સન્માન હતું, એટલે કે સ્વદેશપ્રેમ હતો, ત્યારે પ્રાચીન ઋષિઓ પ્રાર્થના કરીને દીનતાપૂર્વક ઇશ્વર પાસે શું માગતા, તે તમને ખબર છે? એને માટે આપણા શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે કહેલું છે કે,

*"હે પ્રભુ! અમને ફરી જન્મ આપીશ મા, સદા તારા ચરણમાંજ-તારી સેવામાંજ રાખજે અને જો કદી જન્મ આપે, તો આ પવિત્ર ભારતભૂમિમાંજ અમને જન્મ આપજે. ઋષિઓનો સ્વદેશપ્રેમ કેવો હતો, તે આ ઉપરથી જોવાનું છે, એટલુંજ નહિ પણ એ કરતાં પણ આપણા દેશનો મહિમા વધારે છે. પુરાણોમાં ઘણે ઠેકાણે એવું કહેલું છે કે, સ્વર્ગના દેવતાઓને પણ સ્વર્ગનું સુખ છોડીને પવિત્ર ભરતખંડમાં આવવાની ઇચ્છા થતી હતી. માત્ર ઇચ્છા થતી હતી એટલુંજ નહિ પણ ચોક્કસ દેવતાઓ તો સ્વર્ગને છોડીને ખાસ આપણા દેશમાં આવ્યા હતા. સ્વર્ગ છોડવાના વાંક માટે તે દેવોને શિક્ષા થઇ હતી અને તે શિક્ષા પણ આપણા અખૂટ વૈભવવાળા પવિત્ર દેશમાં આવવા સારુ તે દેવો-

---

* "સંસારમાં સ્વર્ગ" નામના પુસ્તકમાંથી. પાનું-૩૩૪

એ કબૂલ રાખી હતી. ઋષિઓના મનમાં ભારતને માટે–સ્વદેશને માટે–પોતાની જન્મભૂમિને માટે આવું પવિત્ર માન હતું,એની કાંઇક છાયા હજી પણ આપણા ધર્મમાં છે. આજે પણ વૈષ્ણવો ગાય છે કે,

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું,
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ? (ટેક.)
વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું. વ્રજ વહાલું૦

સ્વર્ગના કરતાં વૈકુંઠનાં સુખ ઘણાં વધારે છે, ત્યાં જવાને પણ ગોપીઓ–ભક્ત–ના પાડે છે, કારણ કે તેઓને વ્રજ વહાલું છે–પોતાની જન્મભૂમિ વહાલી છે–પોતાનો સ્વદેશ વહાલો છે–પોતાના બંધુઓ વહાલા છે. તેઓને માટે–સ્વદેશને માટે–વૈકુંઠ પણ ગમતું નથી. વ્રજમાં–સ્વદેશમાં–શું સુખ છે, તે માટે કહે છે કે,

" ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું ? "—વૈકુંઠમાં અહીંના આપણા બંધુઓ ક્યાંથી મળે ? પ્રભુને સાથે રાખીને–હૃદયમાં રાખીને–સત્સંગીઓની સાથે મળીને અહીં આપણે જે રૂડાં કર્મો કરીએ છીએ, તે સુખ વૈકુંઠમાં ક્યાંથી મળે ? કારણ કે પુરાણોમાં કહેલું છે કે, સ્વર્ગ અને વૈકુંઠ વગેરે તો ભોગભૂમિ છે ને પૃથ્વી કર્મભૂમિ છે; માટે પ્રભુને સાથે રાખીને–પ્રભુને અંતરમાં રાખીને–આપણા બંધુઓની સાથે મળીને જે કર્મો અહીં થાય, તેનો આનંદ સ્વર્ગમાં પણ નથી અને વૈકુંઠમાં પણ નથી. માટેજ પ્રેમી ભક્તો–ઘાયલ ભક્તો–મસ્ત ભક્તો ગાય છે કે,

" વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું. "—પ્રભુ ઉપરનો પ્રેમ, પોતાના બંધુઓ ઉપરનો પ્રેમ અને સ્વદેશપ્રેમ આ એકજ કડીમાં કેવો સ્પષ્ટ થઈ જાય છે, તે સહૃદયોજ સમજી શકે છે.

વ્રજની ગોપીઓને–મધુરી ગોપીઓને–પ્રેમીલી ગોપીઓને–રસીલી ગોપીઓને–વ્રજની આગળ–પોતાના સ્વદેશની આગળ–વૈકુંઠ તુચ્છ લાગ્યું. પોતાના ગરીબડા ગોવાળિયા બંધુઓને છોડી વૈકુંઠના મુક્તિ પામેલા મહાત્માઓ પાસે જવું ગમ્યું નહિ અને વૈકુંઠના કર્મ વિનાના ભોગ ભોગવવા ગમ્યા નહિ, પણ પ્રભુને સાથે રાખીને–પ્રભુને અંતરમાં રાખીને–પોતાના ઘરમાં રહીને દહીં વલોવવાનાં અને મહી વેચવાનાં કામ પણ જેને ગમ્યાં, તે ગોપીઓની ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિને ધન્ય છે ! ધન્ય છે ! અમે તેવીજ ભક્તિ માગીએ છીએ. બેટી ! એ ભક્તિથી આ સંસારમાંજ સ્વર્ગ છે. "

## ૬–શરીરની સાથે દેશની સરખામણી

"પંડિતજી! આજે તમે એમ કહો છો કે, હિંદુસ્તાન પડે ખાડામાં, અમને તેની શું દરકાર છે? અમને દોઢિયાં મળે એટલે બસ. પણ હિંદુસ્તાન પોતેજ જ્યારે ખાડામાં પડશે, ત્યારે તમને દોઢિયાં ક્યાંથી મળશે? એનું કાંઇ ધાર્યું? કૂવામાં હશે તો હવેડામાં આવશે, જો કૂવામાંજ મુદ્દલ નહિ હોય તો હવેડામાં ક્યાંથી આવશે, એ તો વિચાર કરો! જ્યારે હિંદુસ્તાનમાં અનાજ સસ્તું થશે, ત્યારે તમને ચાહીને મોંઘું મળશે કે? જ્યારે હિંદમાં દૂધ સસ્તું હતું, ત્યારે તમને એટલો વધારે લાભ થતો હતો કે નહિ? જ્યારે હિંદની લક્ષ્મી હિંદમાં રહેતી, ત્યારે તમારા બાપ–દાદા હાલના કરતાં વધારે સમૃદ્ધિવાન હતા કે નહિ? જ્યારે હિંદમાં બળદો સસ્તા હતા, ત્યારે તમારે તેને માટે વધારે પૈસા આપવા પડતા કે? અને જ્યારે આપણી ઉપર રાજ્યના કર ઓછા હતા, ત્યારે આવી દરિદ્રતા હતી કે? નહિજ; કારણ કે દેશના હિતમાંજ આપણું હિત છે. દેશ એ એક મોટું શરીર છે અને આપણે બધા–જુદી જુદી વ્યક્તિઓ–તે તેનાં જુદાં જુદાં અંગ છીએ. શરીર બીમાર પડે–મરવા પડે–ત્યારે જુદાં જુદાં નાનાં નાનાં અંગો કેવી રીતે સારાં રહી શકે? માફ કરજો, પણ કહેવા દો કે, જ્યારે તમારા દાદા મરવા પડ્યા, ત્યારે તેની આંગળીઓ કામ કરી શકતી હતી ખરી કે? ત્યારે તેના રૂંવાડાંમાં તેજી હતી કે? ત્યારે તેનો અવાજ બરોબર હતો કે? ત્યારે તેની દૃષ્ટિ ચોક્કસ હતી કે? ત્યારે તેની નાડી સરખી હતી કે? અને ત્યારે તેની બુદ્ધિ સ્થિર હતી કે? નહિજ; કારણ કે તે બધાનો શરીર સાથે સંબંધ છે. તેમજ આપણો સંબંધ દેશની સાથે છે, આપણો દેશ તે શરીર છે અને આપણે બધા તેનાં જુદાં જુદાં અંગો છીએ, એટલે જો દેશની દુર્દશા થશે, તો આપણે કેવી રીતે આબાદ રહી શકીશું? દેશની પાયમાલી થાય અને આપણે સુખી રહી શકીએ એમ કદી પણ બનેજ નહિ. એને માટે દૂર શા માટે જવું જોઇએ? છપ્પનના દુકાળનોજ દાખલો લો. તમે તો ચિકાસદાર છો અને મુંબઇમાં રહ્યા હશો, એટલે તમને તેની કાંઈ બરોબર ખબર નહિ હોય, પણ ગામડાંના ગરીબ લોકોના શું હાલ થયા છે, એ કાંઈ તમને ખબર છે?"

પંડિતજીએ કહ્યું: "પ્રભુ! પ્રભુ! દુકાળની વાતજ મૂકી દો.

પ્રભુને કહીએ એવી આફત કોઇ દિવસ આપીશ મા. તે વખતે કૂતરાને મોતે માણસો મરી ગયાં છે. લોકોએ દાગીના વેચ્યા, ઘરબાર વેચ્યાં, ઘરની ઘરવખરી વેચી અને આબરૂદાર માણસોએ મજૂરી કરી, તોપણ પેટનું પૂરું થતું નહોતું. હજી એ વખતના ગીરવી મૂકેલા ઘણાએ દાગીના મારે ત્યાં છે, પણ કોઇ છોડાવી શકતાં નથી. હું જરા લોભિયો છું, તેથી ચાલતે પૈસા ન ખરચું, પણ એ વખતે જ્યારે મારા સસરાની કાણે દેશમાં જવું પડ્યું, ત્યારે ત્યાંની હાલત જોઇને મને બહુ દયા આવી ગઇ, તેથી મેં પણ અહીં બંદર ઉપર ફાળો કરીને દશ ગુણ દાણાની મોકલી હતી."

મહારાજે કહ્યું: "જો દેશ આબાદ હોય તો એક વરસના દુકાળમાં લોકો એવા પાયમાલ થઈ જાય કે? નહિજ; પણ જ્યાં તમારા જેવા પંડિતો પણ એવા વિચાર રાખે કે, હિંદુસ્તાનની હાય-વોય અમે તે શું કરવા કરીએ, ત્યાં પછી એવી અધમ દશા થાય તેમાં નવાઈ શું? કારણ કે શિવનું પૂજન કરવું એ બ્રાહ્મણોનો મુખ્ય ધર્મ છે. એ જ્યારે તમે છોડી દો, ત્યારે રુદ્ર કોપાયમાન થયા વગર કેમ રહે? અને રુદ્રના કોપનું ફળ એટલે કે સ્વદેશપ્રેમ વિનાની પ્રજાની સ્થિતિનું ફળ દેશની ખરાબી અને લોકોનો નાશ એજ હોવું જોઇએ."

## ૭—દેવને કેમ પ્રસન્ન કરવા?

હાલમાં શિવે સ્વદેશપ્રેમરૂપે અવતાર લીધેલો છે, તે બાબતના હજી તમોને વધારે પુરાવા જોઇએ છે? તો સાંભળો. શિવનો સ્વભાવ તમોગુણી અને ઉગ્ર છે, તેથી જે પ્રજામાં સ્વદેશપ્રેમ હોય, તેનામાં કુદરતી રીતે ઉગ્રતા આવી જાય છે. અમેરિકા અને ઈંગ્લૅંડની લડાઇ જુઓ! ફ્રેંચોનો સ્વદેશપ્રેમ જુઓ! સ્વદેશપ્રેમને માટે અંગ્રેજ પ્રજાનું વલણ જુઓ! સ્વદેશપ્રેમને માટે ટ્રાન્સવાલના બોયરોનું ઝનૂન જુઓ! અને સ્વદેશપ્રેમ માટે જાપાનનો જુસ્સો જુઓ! એ બધી ઉગ્રતા અને એ બધો સંહાર શિવના સ્વભાવને મળતો છે કે નહિ? અરે! દૂર શા માટે જવું જોઇએ? આપણા દેશના મેવાડના બહાદુર રજપૂતો અને દક્ષિણના યુક્તિબાજ મરાઠાઓ જ્યારે હર હર મહાદેવ કરીને સ્વદેશપ્રેમને માટે કૂદી પડતા હતા, ત્યારે દેશમાં કાંઇક નવોજ રંગ હતો કે નહિ? અને ત્યારે પ્રજામાં એક નવીજ જાતની વીજળી હતી કે નહિ? એ બધું

શાથી? સ્વદેશપ્રેમરૂપી શિવના પૂજનથીજ. અત્યારે આપણે સ્વદેશપ્રેમ કેવી રીતે બતાવવાનો છે? હથિયારથી નહિ, પણ હુન્નરથી. સ્વદેશપ્રેમ બતાવવાનો આ સમય છે; કારણ કે શિવે પોતાનો અવતાર બદલી નાખ્યો છે, માટે હવે હર હર મહાદેવ કરીને લડાઈમાં ઝંપલાવવાનો આ સમય નથી, પણ હવે તો જે પ્રમાણેનું શિવનું સ્વરૂપ છે, તે પ્રમાણેની તેની પૂજા કરવી જોઇએ. તમે કહેશો કે, શિવની પૂજામાં વળી ફેર શું? પણ પંડિતજી! તમારે જાણવું જોઇએ કે, જ્યારે અવતાર બદલાય ત્યારે પૂજાની રીતિ પણ બદલાઈ જાય છે. જેમકે રામાવતારમાં રામ એકપત્નીવ્રત હતા, પણ તેજ રામ કૃષ્ણાવતારમાં સોળ હજાર ગોપીઓની સાથે રાસ રમ્યા હતા; રામાવતારમાં રામે હથિયાર ધારણ કર્યાં હતાં, પણ કૃષ્ણાવતારમાં તે મૂકી દીધાં હતાં. આવી રીતે એકના એક પ્રભુ જુદા જુદા અવતારમાં જુદી જુદી રીતે વર્તે છે, તેમજ તેમની પૂજાની વિધિમાં પણ ફેર પડે છે. અગાઉના જમાનામાં જ્યારે લોકો ભોળા અને વિશ્વાસુ હતા, ત્યારે શિવ માત્ર ભસ્મના ત્રિપુંડ્રથીજ પ્રસન્ન થતા હતા, પણ હવે જિંદગી સુધી આખા શરીરે રાખ ચોળ્યા કરો, તોપણ શિવ પ્રસન્ન થાય નહિ; કારણ કે જેમ જમાનો બદલાયો, તેમ શિવે પોતાનો અવતાર બદલાવેલો છે; માટે હવે તો આપણે શિવને ખુશી કરવા સારુ ભસ્મના ત્રિપુંડ્રને બદલે જેઓ વગર સમજે રાખ ચોપડી બાવા બની દેશની ઉપર બોજારૂપ થઇ પડે છે, તેઓને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ.

## ૮–હવે ભભૂત ભૂંસે આરો આવવાનો નથી

"પંડિતજી! હું તમને પૂછું છું કે,હવે ભભૂત ભૂંસે આરો આવશે કે? હવે ગાજરિયાં ખેંચે મોક્ષમાં જવાશે કે? અને હવે ચાંલ્લાથી કે ચરણામૃતથી પાર પડાશે કે? હવે તો બહારનાં તિલકોની સાથે, બહારનાં ઘડીકમાં ભૂંસાઇ જાય તેવાં તિલકોને બદલે ન ભૂંસાય તેવાં અંતરનાં તિલકો કરો; અસલના વખતમાં તિલકો શા માટે કરવામાં આવતાં, એ તમને ખબર છે? એ જો તમને ખબર હોય, તો તમે બહારનાં તિલક–છાપાંમાંજ પડ્યા રહો નહિ, પણ તમે એ જાણતા નથી, માટેજ તમે એવી ઊંડી બાબતોને ખોટા અર્થમાં મૂકી દો છો અને તેને ધર્મનું રૂપ આપી દો છો. કપાળમાં જે ઠેકાણે ત્રિપુંડ્ર કરવામાં આવે છે, તેટલા ભાગમાં ક્યાં ક્યાં

સ્થાનો છે, એ તમને ખબર છે? ક્યાંથી ખબર હોય? કારણ કે એ જાણવાની તમોને ક્યાં દરકાર છે? જો તમે ધર્મગુરુઓ એવાં તત્ત્વ જાણવાની કાળજી રાખો, તો આપણા મહાન સનાતન ધર્મની ખૂબીઓ દાંભિકપણાના રૂપમાં શા માટે આવી જાય? પણ તમને તો સત્ય જાણવાનીજ દરકાર નથી અને કદી કોઇ સત્ય સમજાવે; તોપણ તે પાળવાની ઇચ્છાજ નથી, એટલે પછી ઉપાય શું? પણ પંડિતજી! યાદ રાખજો કે, હવે ભભૂત ભૂંસે આરો આવે તેમ નથી. ભલે તમે અમારી વાતો હાલમાં કદી ન પાળો, તોપણ એ સમજો તોએ બસ છે. એ સમજશો તો એમાંથી ઈશ્વરનો મહિમા જાણી શકશો અને જો ઈશ્વરનો મહિમા સમજશો, તો કોઇક દિવસ પણ સત્યના રસ્તામાં આવી શકશો; માટે હમણાં કદી અમારી વાતો તમને વિરુદ્ધ લાગે; તોપણ પ્રભુને ખાતર તે સાંભળો."

## ૯–તિલક કરવાની જગાએ કપાળમાં રહેલી મહાન શક્તિઓ

"પંડિતજી! તમે તમારા કપાળમાં જે જગાએ અત્યારે ચંદન ચોપડેલું છે, તે જગાએ કયા કયા મહાન ગુણો રહેલા છે, એ તમને ખબર છે? માથું જોવાની વિદ્યા જાણવાવાળા કહે છે કે, એ ઠેકાણે બુદ્ધિબળનાં સ્થાનો છે; એ ઠેકાણે હુન્નર–કળાનાં સ્થાનો છે અને એ ઠેકાણે મનુષ્યને જગતમાં આગળ વધારનારાં સ્થાનો છે. એટલા ભાગમાં સ્મરણશક્તિ, કારણો જાણવાની શક્તિ, સરખામણી કરવાની શક્તિ, ઊંડા ઊતરીને તપાસવાની શક્તિ, એન્જિનિયરી શક્તિ, દેશાટન કરવાની શક્તિ, સમય ઓળખવાની શક્તિ, નિયમમાં રહેવાની શક્તિ, આનંદમાં રહેવાની શક્તિ, શરીર ખીલવવાની શક્તિ, સૌંદર્ય સમજવાની શક્તિ અને એવીજ બીજી કેટલીક ઘણીજ અગત્યની શક્તિઓ રહેલી છે. એ શક્તિઓને ખીલવી–તેનો લાભ લઇ જગતને આગળ વધારવાના ઈશ્વરી ઉદ્દેશમાં મદદ કરવી, એ ભસ્મધારણનો હેતુ છે; કારણ કે ભસ્મધારણ કરવાની જગાએ એ બધાં સ્થાનો રહેલાં છે, માટે દરરોજ એ સદ્ગુણોને તથા એ શક્તિઓને યાદ કરવા સારુ અને રોજ રોજ તેમાં કેટલો વધારો થતો જાય છે, તે સમજવા સારુ એ સ્થાનો હમેશાં યાદ આવે અને હમેશાં તેની ઉપર હાથ ફરે તથા તે

સ્થાનો ઉત્તેજિત કરનારી નિર્દોષ દવા તેને હમેશાં લગાડી શકાય, તે સારુ ઘણી જાતની ઓષધિ બાળીને બનાવેલી પવિત્ર યજ્ઞની ઉત્તમ ભસ્મ તથા કેસર, ચંદન વગેરે સુગંધી દ્રવ્યો કપાળમાં લગાડવાનો વિધિ છે. એ મૂળ હેતુઓ ભૂલી જઇને, એ સદ્ગુણનાં સ્થાનોને ખીલવ્યા વિના અને એ શક્તિઓને વાપર્યા વિના તમારે તો માત્ર ભભકાદાર ટીલાં કરીનેજ તરી જવું છે! પણ યાદ રાખજો કે, એમ કાંઈ પ્રભુને ઘેરે પોપાબાઈનું રાજ્ય નથી. માટે અમે તમને કહીએ છીએ કે, જો તમારે તમારું અને તમારા બંધુઓનું કલ્યાણ કરવું હોય, તો બહારનાં તિલક–છાપામાં નહિ પડયા રહેતાં, તિલક–છાપાની જગાએ કૃપાળુ ઈશ્વરે જે મહાન શક્તિઓ મૂકેલી છે, તેને ખીલવો. જેમ વકીલ, બૅરિસ્ટર, ડૉકટર અને શેઠિયાઓને ઘેર તેમનાં નામનાં પાટિયાં મારેલાં હોય છે, પણ એ પાટિયાં પોતે કાંઈ શેઠિયા કે બૅરિસ્ટર હોતાં નથી, તેમજ આપણાં તિલકો એ બહારનાં પાટિયાં જેવાં છે; તે બતાવે છે કે, આ જગાએ ફલાણી ફલાણી મહાન શક્તિઓ રહે છે, પણ એ શક્તિઓ તે કાંઈ તિલક નથી અને યાદ રાખજો કે, બૅરિસ્ટર વિના બૅરિસ્ટરના નામનું પાટિયું કૅાર્ટમાં જઇને કાંઇ કેસ જીતી આપે નહિ અને ડૉકટર વિના ડૉકટરના નામનું પાટિયું કાંઇ રોગ મટાડી શકે નહિ, તેવીજ રીતે અંદરના સદ્ગુણોને ખીલવી, એ શક્તિઓને વાપર્યા વિના બહારનાં જેવાં ઉપરનાં તિલકોથી કાંઇ શુક્કવાર થાય નહિ. માટે જો ઈશ્વરની સાચી સેવા કરવી હોય, તો બહારના ડોળદમાકમાં નહિ પડયા રહેતાં અંદરના સદ્ગુણોને ખીલવો અને જગતને તેનો લાભ આપો. એમ કર્યા વિના ભભુતને ભરોંસે રહેવાથી ભલું થઈ જાય એ વાત અમે માની શકતા નથી.

"અગાઉના વખતમાં રુદ્રાક્ષની માળા પહેરવાથી શિવ પ્રસન્ન થતા હતા, પણ હવે તો રુદ્રાક્ષની માળાને બદલે આપણે અરસપરસની માળા પહેરવી જોઇએ. અસલના વખતમાં આકડાધંતૂરાનાં ફૂલથી શિવ પ્રસન્ન થતા હતા, પણ હવે તો આપણે વિદ્યા–હુન્નરનાં ફૂલો ધરવાં જોઇએ, કારણ કે શિવે સ્વદેશપ્રેમરૂપે અવતાર લીધેલો છે; એટલુંજ નહિ પણ જેમ જેમ દુનિયા સુધરતી જાય છે અને મનુષ્યજાતની બુદ્ધિ ખીલતી જાય છે, તેમતેમ આપણી ફરજો પણ વધતી જાય છે, એટલે હવે આકડાનાં ને ધંતૂરાનાં ફૂલથી કાંઈ શુક્કવાર થાય નહિ. હવે તો એ જંગલી ફૂલોને

છોડીને આપણે કાંઇક વધારે સુંદર પુષ્પો શિવને આપવાં જોઇએ, એટલે કે કાંઇક વધારે રૂડી ફરજો બજાવવી જોઇએ. અગાઉના વખતમાં શિવ પાણીના લોટાથી ખુશી થતા હતા, કારણ કે એ વખતે પ્રજા બાળકરૂપમાં હતી, એટલે બાળકની નાની ભેટ તેઓ પ્રેમથી સ્વીકારતા હતા અને તેના બદલામાં મોટું ફળ આપી દેતા હતા; પણ હવે તે પાણીના લોટાથી ખુશી થાય તેમ નથી. હવે તો તેને કૂવા, તળાવો અને નહેરો અર્પણ કરવી જોઇએ, કારણ કે હવે આપણે બુદ્ધિ તથા વિદ્યામાં બાળકરૂપે નથી; માટે જેમ જેમ આપણું જ્ઞાન વધતું જાય છે, તેમ તેમ આપણી ફરજો પણ વધવી જોઇએ.”

## ૧૦–અસલની પૂજામાં અને હાલની પૂજામાં ફેર પડવાનાં કારણો

“મુસલમાનોના જુલમના વખતમાં ભોળા બ્રાહ્મણો શિવાલયમાં જઇને બં બં કરતા, તેથી પણ શિવ પ્રસન્ન થતા હતા; કારણ કે એ વખતે કાંઈ છાપખાનાં નહોતાં, તેમ આજની પેઠે છૂટથી પુસ્તકો મળતાં નહોતાં અને જે થોડાંઘણાં પુસ્તકો હાથનાં લખેલાં હતાં, તે પણ મુસલમાનોના ભયને લીધે લોકો છુપાવતા હતા, એટલુંજ નહિ પણ હિંદુધર્મના ઘણા તહેવારો જાહેર રીતે ઘણા હાકેમો પાળવા દેતા નહોતા, માટે એ વખતે જ્યારે એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર લઇને હિંદમાં હલ્લા થતા હતા, ત્યારે શિવને ખાતર પોતાના જીવને જોખમે બં બં બોલનારાઓ પણ તરી ગયા હોય, તો તેમાં કાંઈ નવાઇ નથી; પણ હવે તો એવો જમાનો આવતો જાય છે કે, એવી રીતે એકલું બં બં બોલનારા બેવકૂફ ગણાશે. હવે કાંઇ માત્ર મંદિરમાં બં બં બોલવાનું નથી, હવે તો બં બંને બદલે સ્વદેશપ્રેમને માટે જાહેરસભાઓમાં ભાષણો આપવાં જોઇએ, લેખો લખવા જોઇએ, લોકોને સત્ય સમજાવવું જોઇએ અને પ્રજાના હિતને માટે કમર બાંધવી જોઇએ. જેઓને વધારે બોલવાનું જ્ઞાન નહોતું અને જેઓને વધારે બોલવાની રાજ્ય તરફથી સત્તા નહોતી, તેઓ શિવ પાસે બં બં બોલીને, તે રૂપે સ્પષ્ટ વાચા વિનાની પ્રાર્થના કરતા હતા કે, “હે પ્રભુ ! અમને અમારા વિચારો જાહેર કરવાની છૂટ આપ, અમારા

હાકેમો પાસે અમારાં દુઃખો રડવાની છૂટ આપ અને અમારા કલ્યાણના માર્ગે અમારા ભાઈબંધોને સમજાવવાની છૂટ આપ.” આપણા દાદા અને પરદાદાઓ શિવ પાસે બેં બેં બોલતા તેનો આ હેતુ હતો, તે હેતુ શિવે કૃપા કરીને સફળ કર્યો છે, તે ભોળા લોકોના અંતરની પ્રાર્થના શિવે સાંભળી છે, તે સારુજ શિવે સ્વદેશપ્રેમરૂપે અવતાર લઈને આપણને પ્રતાપી અંગ્રેજ સરકારના છૂટાપણાનું રાજ્ય તથા અનેક જાતનાં સાધનો આપેલાં છે અને એ બધું સંજોગને આધારે મૂંગા રહીને બેં બેં કરનારા આપણા વડીલોનાં જિગરની પ્રાર્થનાનું ફળ છે, માટે હવે ફળ મળી ગયા પછી આપણે બેં બેંમાં નહિ પડ્યા રહેતાં, દેશહિતનો અને આત્મકલ્યાણનો કાંઈક વધારે સત્ય રસ્તો પકડવો જોઈએ; એટલુંજ નહિ પણ આપણા પૂર્વજોની મહેનતના ફળનો આપણે સદુપયોગ કર્યો છે, એમ આપણા પિતૃઓને તથા પ્રભુને આપણાં કામોથી આપણે ખાતરી કરી આપવી જોઈએ; કારણ કે હવે જમાનો બદલાઈ ગયો છે; માટે એવું કર્યા વિના એકલાં બેં બેંથી આપણો ઉદ્ધાર થાય તેમ નથી. જેમકે રામના જમાનામાં વાંદરાંઓને હાથે પાણીમાં પથ્થરો તર્યા હતા, પણ કાંઈ આજે આપણે હાથે એમ પથ્થરો તરે નહિ, તેમજ બેં બેંથી આપણા પૂર્વજોએ ભલે પોતાની સાર્થકતા કરી લીધી હોય, પણ આપણાથી કાંઈ તેમ થાય નહિ; આપણે તો શિવને પ્રસન્ન કરવા સારુ તેની ઇચ્છા અનુસાર સ્વદેશાર્થે કમર કસવી જોઈએ અને આપણા ભાઈબંધોને માટે આપણી જિંદગી અર્પણ કરવી જોઈએ, તોજ પ્રભુને પ્રસન્ન કરી શકાશે.”

## ૧૧–પ્રભુને કઈ જાતના અવાજો ગમે છે?

“પંડિતજી! તમને લાગશે કે, સ્વામીજી આવી નાસ્તિકતાની વાતો કેમ કરે છે? પણ ભાઈ! હું નાસ્તિકતાને ખાતર આ વાતો કરતો નથી, પણ સત્યને ખાતર કરું છું. મારા પેટમાં બળે છે માટે કહું છું. તમારા જેવા અધિકારી માણસને સમજાવ્યાથી ભવિષ્યમાં કાંઈક પણ તેનું રૂડું ફળ થાય, એવી આશાથી આ સત્યો હું તમોને કહું છું. એમાંથી મારે બીજો કાંઈ કાંદો કાઢવાનો નથી. આવી સાચી વાતોથી હું ઘણા લોકોમાં અળખામણો થાઉં છું, તોપણ ફરજ બજાવવાને ખાતર હું સત્યને છુપાવી શકતો નથી.

“મને ખુલ્લી રીતે કહેવા દો કે, તમે મંદિરમાં જઈને મહા-

દેવનો ઘંટ હલાવી આવો, તેથી કાંઈ હાલના વખતમાં તમારું કલ્યાણ થાય નહિ. ઘંટ વગાડવાથી કલ્યાણ થતું તે ક્યારે અને તે કોનું ? જ્યારે પ્રજામાં અતિશય ધર્મભાવના હતી, જ્યારે ટાઈમ જાણવા માટે ઘડિયાળ જેવાં કાંઈ સાધનો નહોતાં અને જ્યારે ઘર ઘરનાં મંદિરો નહોતાં, ત્યારે શિવાલયનો ઘંટ સાંભળીને લોકો જાણતા કે, આરતીનો સમય થયો છે, તેથી સૌ લોકો પોતાનાં કામકાજ પડતાં મૂકીને મંદિરોમાં દોડતાં અને પ્રાર્થનામાં લાગી જતાં હતાં; એટલે એ વખતે માત્ર ઘંટ વાગવાથી પણ હજારો માણસોના દિલમાં ઈશ્વરની ભાવના ખડી થઇ જતી હતી; તેથી મંદિરોનો ઘંટ વગાડવામાં પુણ્ય ગણાતું હતું. પણ આજે તેમાંનું કાંઇ છે કે? એ વખતે-અસલના કાળમાં શિવના મંદિર સિવાય બીજા કોઈ દેવનાં મંદિરો નહોતાં. પણ આજે તો હનુમાન, ગણપતિ, દેવી અને ઠાકોરજીનાં એટલાં બધાં મંદિરો થઇ ગયાં છે તથા જૈનોનાં અને ક્રિશ્ચિયનોનાં દેવળમાં એવા મોટા ઘંટો વાગે છે, કે મહાદેવના મંદિરનો ઘંટ તો બિચારો ક્યાંય દબાઇ જાય છે; એટલુંજ નહિ પણ આજે તો ઑફિસોમાં સિપાઇઓને બોલાવવા માટે પણ ઘંટડીઓ છે અને રસ્તામાં ઠેકાણે ઠેકાણે ઘોડાગાડીઓના તથા બાઇસિકલોના ઘંટો પણ સંભળાય છે; એ સિવાય રસ્તા ઉપરના ઘડિયાળોના ઘંટો, જાહેરખબરવાળાઓના ઘંટો, ગાડાંવાળાના બળદોની ડોકના ઘંટો, સ્ટેશન ઉપરના ઘંટો અને જુદી જુદી નિશાળોના ઘંટોના એટલા બધા અવાજો આવે છે કે, હવે તો આપણે ઘંટોના અવાજથી પણ કંટાળીએ છીએ. હવે મને કહો કે, અસલની પેઠે ઘંટ સાંભળવાથી આજે આપણા મનમાં ઈશ્વરીભાવના આવે છે કે? નહિજ. ત્યારે ઘંટ વગાડવાનું ફળ શું ? બીજું એ પણ જાણવું જોઇએ કે, ઘંટ વગાડવાથી કોને ફળ થતું હતું ? તેઓનેજ કે જેઓ ઘરબાર વિનાના હતા, જેઓ ત્યાગી હતા, જેઓએ પ્રભુપ્રેમમાં મસ્ત થઇને પોતાનાં દુનિયાદારીનાં સુખોનો ભોગ આપ્યો હતો અને જેઓ બીજી રીતે પોતાના ભાઇબંધોની સેવા કરી શકે તેમ નહોતા, તેઓ ઘંટ વગાડીને, એટલે કે પોતાના ભાઇબંધોના હૃદયમાં ઈશ્વરીભાવના જગાડીને મોટું ફળ મેળવી જતા હતા; પણ તમારા જેવા કે જેને ઘેર પચાસ હજાર રૂપિયાનાં મકાનો હોય અને જેની બાયડીઓ પાંચ હજાર રૂપિયાના દાગીના પહેરી લટકમટક કરતી

ચાલતી હોય, તેનાથી કાંઈ મહાદેવનો ઘંટ વગાડીને તરી જવાય નહિ. અસલના વખતમાં ઘંટ વાગવાથી જેમ ઈશ્વરીભાવના જાગૃત થતી, તેમ હવે તો આપણે આપણા ભાઇબંધોમાં વિદ્યા-હુન્નરની જાગૃતિ લાવવી જોઈએ, આપણા દેશમાં ધર્મની જાગૃતિ લાવવી જોઇએ અને જેમ અસલના વખતમાં મંદિરોના ઘંટનો અવાજ સ્વર્ગના દેવતાઓ સુધી પહોંચતો, તેમ હાલના વખત-માં આપણી ફરિયાદો, આપણી હાજતો અને આપણી તંગીઓ રાજાઓ સુધી પહોંચાડવી જોઇએ; તથા સુધરેલી પ્રજાઓમાં કાયદાની રીતે ફેલાવવી જોઇએ. આવી રીતે લોકોમાં જાગૃતિ આવે એવું કાંઈ પણ કામ જો આપણે કરી શકીએ, તોજ સદાશિવ પ્રસન્ન થશે; બાકી ખાલી ઘંટ હલાવવાથી કાંઈ વળે તેમ નથી. હાલમાં સ્વદેશપ્રેમરૂપે શિવે અવતાર લીધેલો છે, માટે શિવને પ્રસન્ન કરવા સારુ સ્વદેશપ્રેમમાં આપણા બંધુઓને અર્થેજ આપણે આપણી જિંદગી અર્પણ કરવી જોઇએ. હું જાણું છું કે, હાલ તરતમાં તમે આ વાતો માનો તેમ નથી, કારણ કે હું જે કહું છું તેમાં તો પુરુષાર્થ કરવાનો છે, તેમાં તો કાંઈક આપણા સ્વા-ર્થનો ભોગ આપવાનો છે અને તેમાં તો સત્યને આગળ રાખીને ચાલવાનું છે, પણ તમે જે કરી રહ્યા છો, તેમાં તો અલેલટપ્પુપણું છે, તેમાં તો 'હોતી હૈ! ચલતી હૈ!' એવું ખાતું છે અને તેમાં તો સૌને રાજી રાખીને ચાલતી આવેલી રુઢિ પ્રમાણેજ કામ લેવા-નું છે, તેમાં કાંઇ પરસેવો ઊતરે તેમ નથી, એટલે તમે મારી વાત માનશો નહિ અને કદી માનશો તોપણ પાળશો નહિ; એ તો પ્રથમથીજ તમારી ખાતરી છે, પણ અમારી વાત સાંભળો તો ખરા; કારણ કે ઈશ્વરી સત્યો સાંભળવામાં અને સંભળાવવામાં પણ મોટું પુણ્ય છે. તમારા જેવા સંસ્કારી માણસોના મનમાં જો એવાં બીજો પડેલાં હોય, તો વખત આવ્યે તમારા કોઈક યજ-માન શેઠિયાના કે તમારા લાયક વિદ્યાર્થીના મનમાં તે જઇ શકે, એવી આશાથીજ ખાસ ચાહીને આ વાતો હું તમને સંભળાવું છું."

## ૧૨–ભાંગની લોટી

"પંડિતજી! આગળના વખતમાં ભોળા બ્રાહ્મણો અને મસ્ત બાવાઓ શિવને ભાંગ ચડાવીને પોતે આગળ ચડી ગયા છે અને હજી પણ કદાચ ખૂણેખાંચરેથી એવા કોઇ નીકળી આવે કે જેઓ

ભાંગની લોટીમાંજ શિવને પ્રસન્ન કરી શકે, એમાં કાંઇ ખોટું નથી કે એમાં કાંઇ અશકય નથી. જેઓમાં એટલો વિશ્વાસ હોય, જેઓનાં અંતઃકરણ એવાં સરળ હોય, જેઓ બીજાં વધારે સારાં સાધનો વિનાના હોય અને જેઓનો ત્યાગ તથા પ્રભુપ્રેમ બળવાન હોય, તેઓ ભાંગની લોટીના અર્પણથી પણ ચડી જાય, તો એમાં કાંઈ નવાઇ નથી. પ્રભુ કયાં માણુસને કયે રસ્તે તારી દેશે, તે કાંઇ આપણાથી કહી શકાય નહિ; પણ તે સારુ કરીને આપણાથી કાંઇ હવે ભાંગની ભેટમાં રહી જવાય નહિ; કારણ કે આપણા મગજમાં હજી કેટલો બધો કચરો ભરેલો છે, આપણાં મનમાં હજી કેટલાં બધાં પાપ ભરેલાં છે અને આપણાં અંતરમાં હજી કેટલી બધી વાસનાઓ ભરેલી છે, તે કાંઇ આપણાથી છૂપું નથી. ભલે આપણે બીજાઓની આગળ ગમે તેવા સિદ્ધ બનીએ, પણ એકાંતમાં વિચાર કરીએ તો આપણી પોલ પણ કાંઇ જેવી-તેવી નથી. જ્યાં એવી પોલ હોય ત્યાં કાંઇ શિવને ભાંગ ચડાવ્યે આરો આવે નહિ. હવે તો શિવનો એવો હુકમ છે કે, જો તમારે મને રાજી કરવો હોય, તો લોકોમાં ભ્રાતૃભાવનો કેફ ચડાવો, સ્વદેશપ્રેમનો કેફ ચડાવો, વિદ્યા–હુન્નરનો કેફ ચડાવો અને સત્ય-ધર્મનો કેફ ચડાવો. એવા સાચા કેફ વિના–એવી સાચી સેવા વિના હું અધીં દુકાનીની ભાંગથી રાજી થઇ જાઉં તેમ નથી.

“જ્યારે આપણા લોકોમાં એવી નિર્દોષતા હતી કે, પવિત્ર પાણી વિના બીજી કોઈ પણ ચીજ તેઓ પી જાણતા નહોતા, એટલું-જ નહિ પણ ભાંગ જેવી સાધારણ કેફી ચીજને માટે પણ જ્યારે તેઓ એમ જાણુતા કે, એ તો શિવજ સહન કરી શકે, માટે તે શિવનેજ અર્પણ કરવી જોઇએ, આપણું તેમાં કામ નહિ; જ્યારે આવાં નિ-ખાલસ દિલનાં માણસો હોય, ત્યારે તેઓ પોતાની વિશુદ્ધ ભાવ-નાને લીધે ભાંગના અર્પણમાંથી પણ કોઇ મોટો લાભ મેળવી જતાં હોય, તો એમાં કાંઇ નવાઇ નથી; પણ હવે જ્યારે યુરોપિય-નોની કૃપાથી ભાંગનો દાદો આપણા દેશમાં દાખલ થયો છે અને તે ઉડાવતાં પણ જ્યારે ઘણા લોકો ડરતા નથી, ત્યારે બિચારા શિવ ભાંગના કેફમાં રહી જાય, એ કાંઇ બનવા જોગ નથી. જ્યાંસુધી બબાની બાટલીની પધરામણી આપણા દેશમાં થઇ નહોતી, ત્યાં-સુધી વિજયાએ વિજય મેળવી લીધો હોય તો ભલે, પણ હવે જ્યારે ભાંગના દાદાનું રાજ્ય ચાલે છે, ત્યારે કાંઈ ભાંગની લોટીથી

શુક્રવાર વળે નહિ. હવે એવી ભૂલમાં નહિ પડી રહેતાં શિવને માટે આપણે કાંઇક વધારે ઉત્તમ નશો પસંદ કરવો જોઇએ. એ ઉત્તમ નશો તે સ્વદેશપ્રેમ છે, એ ઉત્તમ નશો તે ભ્રાતૃભાવ છે અને એ ઉત્તમ નશો તે સનાતન સત્યધર્મ છે; માટે શિવને અર્થે લોકોને એ જાતનો કેફ આપવાની જેટલી બને તેટલી તજવીજ કરો."

## ૧૩–દેવનું નૈવેદ્ય

"પંડિતજી! યાદ રાખજો કે, હવે કાંઇ સાકરની ગાંગડીનાં નૈવેદ્યથી શિવ ખુશી થાય તેમ નથી. તમે દોઢિયાની સાકર લઇને મહિનો દિવસ ચલાવીને શિવને રાજી કરી દો, એમ કાંઇ હવે બનવાનું નથી. સાકરની કટકીના નૈવેદ્યથી શિવ ખુશી થઇ જતા, એ જમાનો તો ગયો. જ્યારે હિંદુસ્તાનમાં કોઇકિજ ઠેકાણે સાકર બનતી, જ્યારે ગામડાંઓમાં સાકર મળતી નહોતી, જ્યારે કોઇ શ્રીમંતોજ વાર–તહેવારે સાકર વાપરતા હતા અને જ્યારે ગરીબોને સાકરની કાંઇ ચીજ મળે, ત્યારે તેઓના મનમાં મોટા ઉત્સવ જેવું લાગતું હતું, ત્યારે સાકરના નૈવેદ્યથી શિવ ખુશી થતા હોય તો તે જુદી વાત છે; પણ આજે જ્યારે તમે તથા ઘાટી, ઘોડાવાળાઓ, ધોબી અને હજામો પણ દિવસમાં બે વખત સાકરની ચા પીઓ છો, આજે જ્યારે તમે રોજ રોજ પરબારા સાકરિયા માલ ઉડાવો છો, આજે જ્યારે રૂપિયાની બાર શેર સાકર મળે છે, આજે જ્યારે તમે સાડાત્રણ રૂપિયાના બૂટ પહેરીને ફરો છો, આજે જ્યારે તમે પાનસોપારી કે બીડીતંબાકુમાં હાલતેચાલતે બેચાર આના ખરચી નાખો છો અને આજે જ્યારે તમે વાત કરતે કરતે પાવલી કે આઠ આના ગાડીભાડામાં ખરચી નાખો છો, ત્યારે કાંઇ સાકરની કણીમાં શિવ સમજી જાય નહિ."

'જોઉં તમારી પછેડી,' એમ કહીને મહારાજે પછેડી તરફ હાથ લંબાવ્યો, ત્યારે પંડિતજીએ પછેડી સંકેલતે સંકેલતે કહ્યું કે, "મહારાજ! એ મેં વેચાતી નથી લીધી, એ તો એક યજમાન મરી ગયો તેની પાછળ મળેલી છે."

પંડિતજીને લે લે પેં પેં થતા જોઇને મહારાજે કહ્યું કે, "પંડિતજી, બીઓ મા. એ કાંઇ હું તમારી પાસેથી પડાવી લેવા નથી માગતો, પણ હું તો માત્ર તેની કિંમત જાણવા ઇચ્છું છું."

ત્યારે પંડિતજીએ કહ્યું કે, "આ સેલું આપનાર ભોજા કુંભારે

કહ્યું હતું કે, તે ચાલીસ રૂપિયાનું છે, પણ હું ધારું છું કે, તે પચીસેક રૂપિયાનું હશે."

મહારાજે કહ્યું: "જેઓ સાકરની ગાંગડીનું નૈવેદ્ય શિવને ધરતા હતા, તેઓની સવા હાથની લંગોટી પણ ફાટેલી હતી, એટલુંજ નહિ પણ લંગોટી બાંધવા માટે કમર ઉપર જે દોરડું બાંધ્યું હોય, તે પણ ત્રણચાર ગાંઠોવાળું હોય, એ તમને ખબર છે કે? તેઓ કાંઇ પચીસ રૂપિયાનાં સેલાં વાપરતા નહોતા; માટે હવે જેમ આપણી સમૃદ્ધિ વધી છે, આપણા વિવેકો વધ્યા છે, આપણા આડંબરો વધ્યા છે અને આપણી વિદ્યા વધી છે; તેમજ શિવ તરફની આપણી ફરજો પણ વધવી જોઇએ. શિવને ખુશી કરવા સારુ હવે સાકરની ગાંગડીમાં નહિ પડ્યા રહેતાં, હવે તો આપણે સદાવ્રતો ચલાવવાં જોઇએ, દવાખાનાં બંધાવવાં જોઇએ, સ્કૂલો તથા કૉલેજોને મદદ આપવી જોઇએ, હુન્નર–કળાને ઉત્તેજન આપવુ જોઇએ, વિદ્વાનોનો સત્કાર કરવો જોઇએ, નવિન શોધકોને મદદ કરવી જોઇએ, ગરીબ ખેડૂતોને તેઓની જરૂરની હાજતો પ્રમાણેની સગવડો કરી આપવી જોઇએ અને જેમ બની શકે તેમ કોઇ પણ રીતે આપણા દેશને તથા આપણા ભાઈબંધોને આપણે વધુમાં વધુ ઉપયોગી થઇ શકીએ, એવીજ ઇચ્છા રાખવી જોઇએ. તોજ સદાશિવ પ્રસન્ન થશે. એ વિના–પરમાર્થનો હાથ લંબાવ્યા વિના–ભ્રાતૃભાવની સાંકળમાં જોડાયા વિના સાકરની કટકી શિવને ધરીને પાછી પોતાનાજ મોઢામાં મૂકી દેવાથી કાંઈ આત્માનું કલ્યાણ થવાનું નથી, એ નક્કી સમજજો."

## ૧૪–કાંઇક પણ ભલું કામ કરો

"તમે કહેશો કે, એક માણસ કંઈ એટલું બધું કરી શકે નહિ અને બધાં માણસો કાંઈ એવાં મોટાં કામો કરવાને શક્તિમાન હોય નહિ, એ વાત હું કબૂલ કરું છું, પણ મારા કહેવાની મતલબ એવી છે કે, કોઇને કોઇ રીતે–જેમ બને તેમ આપણાથી થાય તેટલી આપણા ભાઈબંધોને આપણે મદદ કરવી જોઇએ, પછી ફૂલ નહિ તો ફૂલની પાંખડી, પણ કાંઇક પણ કરવું જોઇએ. દરેક માણસે પૈસા આપવા જોઇએ એવું કાંઈ નથી, પણ આપણી ઉન્નતિને ખાતર દરેક માણસે આપણા દેશને અને આપણા બંધુ-

ઓને કોઇને કોઈ રૂપે પણ મદદગાર થઈ પડવાની ઇચ્છા તો રાખવીજ જોઇએ. માત્ર પૈસાથીજ મદદ કરી શકાય છે એમ કાંઈ નથી. મારી પાસે પૈસા ક્યાં છે? બિલકુલ નથી અને તોપણ મારી ઇચ્છાના બળથી હું ઘણું કામ કરી શકું છું. હું ઉપદેશ કરું છું તે પણ એક દેશસેવા છે. આ દેવી ભાનુકિશોરી પાસે પૈસા ક્યાં છે? તે ગરીબ લાચારોની સારવાર કરે છે, તે પણ દેશસેવા છે. તમારી ગાંઠેથી પૈસા ન છૂટે તો રહ્યું, પણ જે મંડળમાં તમે ફરો છો, તેમાં કાંઇક સારા સંસ્કાર બેસે એવું તો કરો; તોપણ જાણે ઘણું થયું! તમારી પાસે જે બાઇઓ ભાગવતની કથા સાંભળવા આવે છે, તેઓના દિલમાં સત્ય ધર્મની લાગણી જાગૃત થાય એટલું તો કરો. જે પાઠશાળામાં તમે ભણાવવા જાઓ છો, તે વિદ્યાર્થીઓમાં કાંઇક સ્વદેશપ્રેમનાં બીજ રોપાય એવું તો કરો અને જે ગૃહસ્થોમાં તમે ફરો છો, તે ગૃહસ્થોનાં આચરણો સુધરે એવું કાંઇક તો કરો. પરમાર્થ ક્યાં એકજ રસ્તે થાય છે? મન–વચન–કર્મથી અને તન–મન–ધનથી, એમ ઘણી રીતે પરમાર્થ થાય છે; માટે તમને જે રીતે અનુકૂળ પડે તે રીતે પણ કાંઇક કરો, એજ અમારું કહેવું છે. હવે જમાનો બદલાયો છે અને ભ્રાતૃભાવની સીડી વિના સ્વર્ગમાં જઈ શકાય તેમ નથી, માટે જેમ એ સીડી મજબૂત થાય તેમ આપણે કરવું જોઇએ.

"પંડિતજી! હવે આપણે ખુલ્લી રીતે સમજવું જોઇએ કે, પાઈની અગરબત્તી લઇ તે એક એકના પાછા ચાર ચાર કટકા કરી આઠ દિવસ સુધી તે દેવ પાસે ચલાવીએ, તેથી કાંઈ દુર્ગંધ દૂર થાય નહિ. એ ધૂપની સુગંધ ભલે જરાક વાર મંદિરમાં અસર કરે, પણ તે કાંઇ આપણા હૃદયમંદિરમાં અસર પહોંચાડી શકે નહિ. હવે તો શિવનો એવો હુકમ છે કે, જે વસ્તુ તમારા અંતર સુધી નથી પહોંચતી, તે હું સ્વીકારતો નથી; માટે જો કોઈ પણ ચીજ આપણે પ્રભુને અર્પણ કરવી હોય, તો તેની અસર પ્રથમ આપણા અંતઃકરણ સુધી થવી જોઇએ. જ્યાંસુધી આપણું અંતઃકરણ એ વસ્તુથી તૃપ્ત ન થાય, ત્યાંસુધી તે વસ્તુથી પ્રભુ પ્રસન્ન થતા નથી; કારણ કે આપણા શાસ્ત્રોમાં કહ્યું છે કે, પ્રભુ ભાવના ભૂખ્યા છે, કાંઇ વસ્તુના ભૂખ્યા નથી. હવે હું તમને પૂછું છું કે, તમે મહાદેવ પાસે અગરબત્તીનો કટકો ચેતાવો તેની અસર તમારા અંતઃકરણ સુધી થાય છે કે? નહિજ. એવો ભક્તિભાવ તમારામાં ક્યાં છે? એવો ભગ-

વહાવેશ તમારામાં ક્યાં છે ? એવો અચળ વિશ્વાસ ક્યાં છે ? અને એવી પવિત્રતા હાલની પ્રજામાંજ ક્યાં છે કે, જેથી કરીને આપણી અગરબત્તીની સુગંધી પ્રભુ સુધી પહોંચી શકે ? નહિજ પહોંચે. તેમ છતાં પણ આપણે એમાંજ રહી જઇએ-એટલામાંજ રહી જઇએ અને બીજાં વધારે સારાં કાર્યો કર્યા વગર એમાંજ જિંદગી ગુમાવી નાખીએ તો તે મોટી મૂર્ખાઇ નહિ કે ? માટે ભટ્ટજી મહારાજ ! હવે તો કાંઇક ચેતો. જમાનો બદલાઈ ગયો છે તે સામે કાંઇક જરાતરા તો જુઓ, નહિ તો રખડી પડશો. તમે અસલના વખતના પૂર્વના પવનના સઢ ચડાવી મૂકેલા છે, પણ હવે પશ્ચિમનો પવન વાય છે, એ કાંઈ ખબર છે ? એ પવન અટકાવવાનું તમારામાં બળ છે ? ના, નથીજ. જ્યારે એ બળ તમારામાં નથી અને જ્યારે તમે સઢ પણ ફેરવતા નથી, ત્યારે તમારા વહાણની શી વલે થશે, એ કાંઈક ખ્યાલ તો કરો. ભટ્ટજી મહારાજ ! તમે અમારા વહાણના કેપ્ટનો છો, માટે વહાણ ક્યાં જવાં જોઇએ અને તેને બદલે ક્યાં જાય છે, એ તો જરા જુઓ ! અસલ પૂર્વનો પવન હતો, તેથી આપણા ઋષિ-મુનિઓએ તે બાજુના સઢ ચડાવેલા હતા અને તે પ્રમાણે તમે ભૂદેવો વહાણો હંકારી જતા હતા, પણ હવે પશ્ચિમનો પવન થઇ ગયો છે, તેથી વહાણો પાછાં ફર્યાં છે અને ખરાબાના ખાડા તરફ દોડતાં જાય છે, એ કાંઈ ખબર છે ? હવે હું તમને પૂછું છું કે, એ ખરાબાના ખાડા તરફ દોડયાં જતાં વહાણો દેવ પાસે અગરબત્તીનો કટકો સળગાવવાથી પાછાં ઠેકાણે આવશે કે ? તમે કહેશો કે, આપણી ખરાબી સાથે દેવને શું સંબંધ છે ? પણ નહિ, પંડિતજી ! તમારાથી એવો જવાબજ દેવાય નહિ. મહાજ્ઞાની, ત્રિકાળદર્શી પ્રાચીન મુનિઓએ આપણાં પવિત્ર શાસ્ત્રો મારફત ખુલ્લી રીતે કહેલું છે કે, જે દેવ આપણું કલ્યાણ કરી શકે નહિ, તે દેવ સાચો દેવજ નથી; અને જે ધર્મ આપણી ચાલુ જિંદગીને સુખી કરી શકે નહિ, તે ધર્મ સાચો ધર્મજ નથી. એ સારુ તો તે પરોપકારી મહાત્માઓએ ધર્મનું લક્ષણજ એવું બાંધ્યું છે કે, यतोऽभ्युदयः श्रेयः सिद्धि स धर्मः। જેનાથી કલ્યાણ થાય, જેનાથી ભલું થાય, જેનાથી ઉન્નતિ થાય, તેનું નામ ધર્મ છે. જો તમારી અગરબત્તી એમાંનું કાંઇ પણ ન કરી શકે, તો તે અધૂરો ધર્મ છે, એમ તમારે કબૂલ કરવું જોઇએ. તમે કહેશો કે, ધર્મ તો મૂઆ પછી કલ્યાણ કરે, તો એ

વાત અમોને કબૂલ નથી; કારણ કે ઊંડાં રહસ્યોથી ભરેલાં આપણાં શાસ્ત્રોએ તથા પવિત્ર સાધુ-સંતોએ અમોને એમ શીખવેલું છે કે, ભગવદ્દાવેશનું, પ્રભુપ્રેમનું અને ધર્મનું પ્રથમ ફળ એજ છે કે, આ જિંદગીમાંજ આપણે સ્વર્ગ અનુભવવું* જોઇએ, આપણા કુટુંબ વચ્ચેજ આપણે કાંઇક ખરું સુખ ભોગવવું જોઇએ અને આપણાં કામકાજોમાંથી આપણે કાંઇક દિલાસો મેળવી શકીએ એમ થવું જોઇએ. એ ધર્મનું પહેલું ફળ છે અને મૂઆ પછી ફરીથી સારે ઠેકાણે જન્મ થવો, સ્વર્ગપ્રાપ્તિ થવી અથવા મોક્ષ-ગતિ થવી, એ ધર્મનું બીજું ફળ છે.

"પ્રાચીન ઋષિઓની માફક હવે તો લોકોને આપણે એમજ સમજાવવું જોઇએ કે, અહીંજ આપણને ધર્મનું પ્રથમ ફળ મળવું જોઇએ. મૂઆ પછી ફળ મળે તે ધર્મ શું કામનો? એ તો અધૂરો ધર્મ છે. એવો અધૂરો ધર્મ જેઓ અનાર્ય હોય તે ભલે પાળે. આપણે આર્યોથી કાંઈ એવા અધૂરા ધર્મમાં પડયું રહેવાય નહિ. આપણે તો આપણાં રૂડાં કર્મોથી આપણા રોજના વ્યવહારમાંજ સિદ્ધ કરી આપવું જોઇએ કે, અમે અમારી ચાલુ જિંદગીમાંજ ધર્મનાં રૂડાં ફળો ચાખીએ છીએ. આચરણો સુધરે, આપણાં લક્ષણો સુધરે, આપણી રહેણીકરણી સુધરે, આપણે વધારે ઉદ્યોગી થઇ શકીએ અને આપણે આપણા ભાઇબંધોને કાંઇને કાંઈ મદદ કરવાનો દિલાસો લઇ શકીએ, તો એ કાંઇ થોડું છે કે? શું એ ધર્મનું પ્રથમ ફળ નથી? એવું એવું થોડું ઘણું કાંઇ પણ કર્યા વિના માત્ર દેવ પાસે અગરબત્તી ચેતાવ્યેજ આરો આવે એમ કાંઇ વિદ્વાનો માની શકે નહિ. પંડિતજી! હવે તો આપણી ફરજો વધી છે, માટે પ્રભુનો એવો હુકમ છે કે, જેમ તમે બહારની સુગંધી માટે અને બહારના પ્રકાશ માટે મંદિરમાં ધૂપ-દીપ કરો છો, તેમ તમારા અંતરમાં જ્ઞાનનો પ્રકાશ થાય અને અંતરની મલિન વાસનાઓરૂપી દુર્ગંધ દૂર થાય તેમ કરો. તમે કહેશો કે, અમારામાં મલિન વાસનાઓ ક્યાં છે?

"હું કાંઇ કોઈની વસ્તુ ચોરી લેવાની ઇચ્છા રાખતો નથી, હું કાંઈ હવે વ્યભિચારની ઇચ્છા રાખતો નથી, હું કાંઇ જુગાર રમવાની ઇચ્છા રાખતો નથી, હું કાંઈ અભક્ષ્યાભક્ષ્ય કરતો નથી, હું

---

* સંસારમાં સ્વર્ગ કેમ અનુભવી શકાય, એ જો બરોબર રીતે જાણવું હોય તો 'સંસારમાં સ્વર્ગ' વાંચો।

કાંઈ નાટકચેટકનો પણ બહુ શોખ રાખતો નથી, હું કાંઇ જનાવરોને દુઃખ દેતો નથી, હું કાંઈ ખોટી સાક્ષી પૂરતો નથી અને હું કાંઈ લફંગા દોસ્તોની સાથે મળીને કોઇને ફસાવવાના પ્રપંચો રચતો નથી, ત્યારે મારામાં શું મલિન વાસનાઓ છે? બેશક, તમારી એ બધી વાત ખરી છે, પણ તેમાં શું ? આજુબાજુના સં- સંજોગને લીધે અને સ્વાભાવિક રીતેજ એવું એવું તો તમારા જેવા ભલા માણુસોમાં હોયજ, એમાં નવાઈ શી ? એવા મોટા ગુના તો નીચ માણુસો કરે, તેની સાથે કાંઇ આપણી સરખામણી થાય નહિ. આપણામાં તો એક પવિત્ર આર્ય તરીકે એ કરતાં પણ ઘણા ઊંચા સદ્ગુણો હોવા જોઇએ. માત્ર પાપથી બચવું એટલુંજ બસ નથી, એ તો અર્ધું અંગ છે; પણ તેની સાથે જ્યારે પુણ્ય કરીએ, ત્યારેજ પૂરું અંગ થાય છે. જેમકે કોઇ મંદિરમાં આપણે કાંઈ દુર્ગંધી ન નાખી આવીએ, એમાં કાંઈ નવાઈ નથી અને એટલુંજ કાંઈ બસ નથી, પણ તે મંદિરમાં જ્યારે સુગંધી ફેલાવીએ, ત્યારેજ સાચી ભક્તિ કહેવાય છે; તેમજ આપણે આપણા હૃદયમંદિરને મોટાં મોટાં પાપથી બચાવીએ એમાંજ કાંઈ આપણી ઉત્તમતા નથી, પણ જ્યારે નાનામાં નાનાં પાપથી પણ બચાવીએ અને સાથે સાથે ધર્મ કરીએ, ત્યારેજ આપણું કલ્યાણ થાય છે. તમે કોઈની વસ્તુ ચોરી લેવા જતા નથી એ ખરું, પણ જ્યારે શ્રાવણ માસમાં તમારે ઘેરે સીધાં ચાલ્યાં આવે છે, ત્યારે કેવા રાજી રાજી થઈ જાઓ છો એ તો વિચારો ! માત્ર રાજી થાઓ છો એટલુંજ નહિ પણ તેમાંથી દશમો ભાગ પણ કોઇ ગરીબોને આપી શકો છો ? એમાં તમે કયાં ઘી તોળવા ગયા હતા કે એમાં તમે કયાં ખેતરે રખોપું કરવા ગયા હતા ? મફતનું ચાલ્યું આવે તેમાંથી તો કાંઇક ધર્મ કરો ! ધર્માદાનો માલ એમનો એમ કેમ પચશે, એ તો જરા વિચારો ! પણ નહિ, એ વિચાર હમણાં તમને નહિ આવે, કારણ કે આપણે પ્રભુ તરફની બહારની ફરજોમાં જેટલું ધ્યાન આપીએ છીએ, તેટલું ધ્યાન અંતરની ફરજો તરફ એટલે કે દુનિયા તરફ—આપણા ભાઇબંધો તરફ—આપણે કેમ વર્તવું તે તરફ આપતા નથી, તેથી આપણી ભક્તિ અધૂરી રહી જાય છે, તેથી આપણાં કર્મો ઢીલાં હોય છે અને તેથી આપણું જ્ઞાન કામમાં આવ્યા વિના માત્ર બોલવામાંજ રહી જાય છે; એટલુંજ નહિ પણ તેથી એમ થાય છે કે, આપણી ભક્તિનું જે ફળ આપણને મળવું

જોઇએ તે મળી શકતું નથી, પણ ઊલટા આપણે દાંભિકપણામાં ને પોલમાંજ રહી જઇએ છીએ. એમ ન થાય અને આપણામાં કર્તવ્યનું સાચું બળ આવે, માટે આપણે અંતરનો ધર્મ પાળવો જોઇએ. અંતરના ધર્મનું બીજું નામ પરોપકાર છે, ભ્રાતૃભાવ છે, અભેદમાર્ગ છે અને એજ આર્યોનો સનાતધર્મ છે. એ સિવાયનો જે બહારનાં મંદિરોનો ધર્મ છે, તે તો માત્ર અંતરધર્મને મદદ કરવાને માટેજ છે. અંતરધર્મને ઢાંકી દેવા માટે કાંઇ બહારનો ધર્મ નથી, એ દરેક માણસે ખરેખર ધ્યાનમાં રાખવું જોઇએ. આમ છે માટેજ હું તમોને કહું છું કે, મંદિરમાં અગરબત્તીનો કટકો પેટાવ્યે કાંઇ આરો આવે નહિ, પણ જ્યારે આપણાં અંતરમાં આપણાં પરમાર્થનાં કામોની સુગંધી ફેલાય, જ્યારે આપણાં અંતરમાં આપણા ગરીબ ભાઇબંધોના આશીર્વાદની સુગંધી ફેલાય, જ્યારે આપણાં અંતરમાં ધર્મના બળથી ઉત્પન્ન થતો કુદરતી રાજીપો એની મેળે મેળે થયા કરે, જ્યારે આપણા અંતરમાં આપણાં ભલાં કામો પોતેજ આપણને દિલાસો આપે અને જ્યારે આપણા અંતરમાં રહેલી આત્મિકજ્યોતિ સ્પષ્ટ થવા માંડે, ત્યારેજ આપણું કલ્યાણ થઇ શકે છે. એવું થયા વિના કાંઇ બહારના ધૂપ–દીપથી તરી જવાય નહિ, માટેજ અમે અંતરધર્મ એટલે કે ભ્રાતૃભાવ ઉપર ભાર મૂકીએ છીએ.

## ૧૫–અમુક મોટું પાપ ન કરો તેથી શું થયું ?

હવે તમે વ્યભિચારની ઇચ્છા રાખતા નથી એ સાચી વાત છે, પણ અગાઉ જ્યારે કોઇ કોઇ વખતે ચોક્કસ સંયોગમાં એવી ઇચ્છા થઇ ગયેલી છે, તેનું શું પ્રાયશ્ચિત્ત કરેલું છે ? જ્યાંસુધી એ પ્રાયશ્ચિત્ત ન કરો અને જ્યાંસુધી તમે જેમ હવે વ્યભિચારથી બચો છો, તેમ તમારા ઘણા ભાઇબંધોને બચાવો નહિ, ત્યાંસુધી તમારી ફરજ કાંઇ પૂરી થયેલી ગણાય નહિ; કારણ કે હવે તો ભ્રાતૃભાવનો જમાનો આવતો જાય છે, એટલે આપણે આપણુંજ સાચવીને બેસીએ એમાં કાંઇ આપણું વળે નહિ. એ તો માત્ર લાચારીનો ઉપાય છે. એમ તો પશુપક્ષીઓ અને અનાર્યો પણ કરે છે, ત્યારે આપણી ઉત્તમતા શું ? આપણે દુનિયાની સૌ પ્રજા કરતાં ઉત્તમ હોવાનો દાવો કરીએ અને આપણાં આચરણો ઢીલાંઢસ હોય, તો એ કેમ ચાલી શકશે ? પંડિતજી ! યાદ રાખજો કે, હવે તિલક–

છાપાં ઉપરથી અને જનોઈ-કંઠી ઉપરથી ઉચ્ચ-નીચની પરીક્ષા કરવાનો જમાનો ફરતો જાય છે; હવે તો લોકો કામ સામું જોતાં શીખતા જાય છે, માટે હવે તો જેનામાં વધારે ભલાઇ હશે, જેનામાં વધારે પરમાર્થ હશે, જેનામાં વધારે ભ્રાતૃભાવ હશે, જેનામાં વધારે સ્વદેશપ્રેમ હશે, જેનામાં સત્યધર્મ પાળવાનું વધારે બળ હશે અને જેનામાં કામ કરવાની વધારે શક્તિ હશે, તે આપણા કરતાં આગળ નીકળી જશે અને આપણે પાછળ પડ્યા રહીશું અને વખત આવ્યે આપણે તેઓને ધરાર નમવું પડશે, પછી મને કે કમને પણ નમ્યા વિના છૂટકો નહિ થાય. એ વખતે "મિયાં પડ્યા પણ ટંગડી ઊંચી" એમ તમે તમારા મનમાં ભલે માન્યા કરો કે, અમે ઊંચા છીએ, પણ દુનિયા તો પરમાર્થની શરતમાં આગળ નીકળી જનારને ઊંચા સમજશે અને પ્રભુ તો તેનેજ ઇનામ આપશે. મારો અનુભવ તો મને તેમ કહે છે અને પ્રાચીન ઋષિઓ પણ એમજ કહે છે. જો કે હું જાણું છું કે, આ વાત તમે માનશો નહિ, કારણ કે તમારે તો કાંઇ કરવું નથી ને ઊંચા ગણાવું છે! બેશક, તમારા મનમાં ભલે તમે ગમે તેમ મોતીના ચોક પૂર્યા કરો અને ગમે તેમ તમે તમારા મનને છેતર્યા કરો, પણ હવે દુનિયા કાંઈ માનશે નહિ અને પ્રભુ કાંઇ કામ વિના ઇનામ આપી દેશે નહિ; માટે જો આપણે ઉચ્ચપણું સાચવી રાખવું હોય, તો અંતરનો ધર્મ એટલે કે ભ્રાતૃભાવ વધારવો જોઇએ. એ વિના હવેના જમાનામાં ઉચ્ચપણું કાંઇ ટકી શકે તેમ નથી, કારણ કે હવેના લોકો જાત તરફ અને કુળ તરફ નહિ પણ કામ તરફ જોતાં શીખતા જાય છે, માટે આપણે ચેતવું જોઇએ.

## ૧૬–પંડિતજી! તમારું ટટ્ટુ ક્યારે ચાલતું એ ખબર છે?

જ્યારે દાયરો જમાવીને દરબારો બેઠા હોય, અફીણના કસૂંબા નીકળ્યા હોય તથા પછી હૂકા પીતા પીતા પડ્યા હોય અને જ્યારે ભાટચારણો કે બારોટોની વાતો ચાલી રહી હોય, જેમ મરજી પડે તેમ ફેંકાતું હોય, જ્યાંત્યાં સારમાં સાર જુદા જુદા કુળોની મોટાઇની ખુશામતભરી વાતો એજ મુખ્ય હોય, ત્યારે પછી કોઇ કહે કે, "ભાઈ ભાઈ! દરબારની માણકી ઘોડીની વાત શી કરવી? એની તો કોઇ જોડજ ન મળે!" ત્યારે બીજો કહે કે, "અમારા રાજાને ત્યાં જે ઘોડો હતો, તેની શી વાત? આંખ

મીંચીને ઉઘાડીએ ત્યાં તો બે ગાઉ નીકળી ગયો હોય! એ ઘોડાને ખડ નહોતા ખવરાવતા હો, રોજ રોજ ગરમાગરમ જલેબીજ, બીજી વાત નહિ!" ત્યારે ત્રીજો કહે કે, "મોતીશા શેઠને ત્યાં ઘોડો હતો, એની પણ જોડી ન મળે! પીરજાદા પાસે પાણીપંથો ઘોડો હતો, તેની વછેરીની ઓલાદનો તે હતો! હતો તો બટુકડો, પણ એતો જાણે વીજળીનોજ સબાકો! ધરતી ઉપર તો તેનો પગજ ઠરતો નહોતો." એ સાંભળીને એક બારોટે કહ્યું કે, "મારા દાદા પાસે એક ઘોડો હતો, પણ તે તો દેવતાઇ ઘોડો! એની વાત શી કરવી? એનું નામજ પવનવેગી! એ તો જાણે હવામાંજ ઊડતો હોય! જંગબહાદુરે તે ઘોડાને બદલે મારા દાદાને ત્રણ ગામ ઇનામમાં આપવાનું કહ્યું; પણ મારા દાદાએ કહ્યું કે, 'સો ગામ પણ એની ઉપર કુરબાન છે!' એ ઘોડાના વંશની બે વરસની વછેરી મારી પાસે છે. એને માટે માનસિંહજીએ મને કહ્યું કે, 'બારોટ! જો એ વછેરી આપો, તો મારો આ સોનાનો તોડો તમને આપું.' ત્યારે મેં કહ્યું કે, કૃપાનાથ! દીકરીનાં માગાં હોય, કયાંય વહુનાં માગાં હોય? એ તો અમારા ઘરની આબરૂ છે, એ વછેરી તે કાંઇ દેવાય? એ તો વાતજ બોલશો મા."

આવી રીતે જ્યારે માત્ર વાતો ઉપરથી, જાત ઉપરથી ને કુળ ઉપરથી માલની કિંમત થતી હતી, ત્યારે તમે ફાવી ગયા હો તે જુદી વાત છે, પણ હવે તો શરતનાં મેદાનો તૈયાર છે. જે ઘોડો તેમાં આગળ નીકળી જાય તેને ઇનામ મળે છે. પછી તે ગમે તો કાઠિયાવાડી હોય, ગમે તો ઇરાની હોય, ગમે તો અરબી હોય, ગમે તો ઓસ્ટ્રેલિયન હોય અને ગમે તો વિલાયતી હોય; પણ જે શરતમાં જીતે તેને ઇનામ મળે. તેમજ આ જમાનામાં તો જે ભલામાં ભલાં કામો કરશે, જે વધારેમાં વધારે કામો કરશે અને જે દેશસેવામાં જિંદગી ગાળશે, તેનુંજ નામ અમર થઇ શકશે, તેનેજ લોકો ચાહશે અને તેજ પ્રભુના કૃપાપાત્ર થઇ શકશે. માટે પંડિતજી! જો જીતવું હોય, તો નાત–જાતના રગડામાં બહુ પડ્યા ન રહેતાં ભાઇબંધીની શરતના મેદાનમાં આવી જાઓ અને પછી એની મજા જુઓ. પંડિતજી! તમે કહો છો કે હું કાંઇ મારામારી કરવા જતો નથી; પણ એમાં શી નવાઇ? તમે મારામારી કરવા જતા નથી એ સાચી વાત, પણ જ્યારે તમે કોઇ જરૂરનો કાગળ લખતા હો, ત્યારે તમારો નાનો છોકરો આવીને શાહીનો ખડિયો ઢાળી નાખે

ત્યારે તમે તેના ઉપર ગુસ્સે થાઓ છો કે નહિ? તમારી ઘરવાળી જ્યારે કોઈ વખત શાકમાં મીઠું નાખવું ભૂલી જાય, ત્યારે તમે મિજાજને કાબૂમાં રાખી શકો છો કે? તમારા રામાઘાટીને હાથે જ્યારે કોઇ વખત ચીમની ફૂટી જાય, ત્યારે તમે તેની સાથે કઇ જાતનું મહિમ્ન ભણવા મંડી જાઓ છો, એ તો જરા વિચારો! નવાં કપડાં પહેરીને જ્યારે રસ્તામાંથી જતા હો, ત્યારે દૈવયોગે કોઇની બારીમાંથી પાણીના છાંટા ઊડી જાય, તો તમારું મોઢું કેવું થઇ જાય છે, તે કંઇ તમને ખબર છે? એ વખતનો ફોટોગ્રાફ તમે જોયો છે? કોઇનો પગ લપસી જવાથી તે પડી જાય ને શરમાઇ જાય, ત્યારે તે જોઇને તમારું મોઢું કેવું મલકાઈ જાય છે, એ કાંઇ ખબર છે? જ્યારે તમારી નાત ભેળી થઇ હોય અને ત્યાં તમારી પાર્ટીની વિરુદ્ધ હિલચાલ થતી હોય, ત્યારે તમે કેવા તપી જાઓ છો, એ કાંઇ ખ્યાલ કરો છો? તમારી વાંકાબોલી વેવાણ સાથે તમોને બનતું નથી, તેનું નામ આવે છે, ત્યારે તમે કેમ મોઢું બગાડો છો, એ તો જરા વિચારો! પ્રસંગોપાત્ત તમારાં માબાપ જ્યારે કાંઈ કહી લે, ત્યારે કેમ તેલમાં માખી બૂડી જાય છે, એ તો જરા તપાસો! તમારી વહુ તમને બહુ વહાલી છે, તોપણ જ્યારે તેના માવતરની વાત આવે છે, ત્યારે તેની મશ્કરી કરવામાં તમને કેવી મજા પડે છે, એ તો અમને કહો! ફળિયામાં છોકરાંઓ રમતાં હોય ત્યારે કોઇ બીજાં છોકરાંને હાથે તમારા છોકરાને વાગી જાય, તેથી તમારો છોકરો સહેજ રોઈ પડે, તો તમે બીજાં છોકરાંઓની સામે કેવા ડોળા કાઢો છો ને તેને કેવા ધમકાવો છો, એ તો જરા વિચારો! તમે રેંકડામાં બેસીને વાલકેશ્વર કે મહાલક્ષ્મી જતા હો ત્યારે રસ્તામાં રેંકડાના બળદો ધીમા ચાલતા હોય, તો તમે રેંકડાવાળા સાથે કેવી ઊંચી જાતનું ભાષણ કરો છો, એતો જરા કહો! વહુના દાગીના સમા કરાવવા માટે તમારે સોનીને ઘેર જવું હોય, એ વખતે કોઈ નાતીલો આવીને કહે કે, "ફલાણી ડોશી મરી ગઈ છે, માટે આભડવા આવજો," ત્યારે તમારા મનમાં શા શા વિચારો આવે છે, એ તો જરા તપાસો! તમે જાણતા હો કે, આ યજમાન ચીકાશદાર છે અને તેમ છતાં પણ તમને શ્રાદ્ધમાં સારું ધોતિયું ન આપે, ત્યારે તમે તેને માટે કઈ જાતની ભાષા વાપરો છો, એતો જરા વિચારો! તમારે બહારગામ જવું હોય ત્યારે કોઇ વખત તમારીજ કસૂર-

થી ટ્રેન ચૂકી જાઓ અને પછી તે ગુસ્સામાં જે કોઈ ઝપાટામાં આવે તેની ઉપર તમે કેવા ઊતરી પડો છો, તે તો કાંઈ સમજો! અને જ્યારે કોઇ સગાંવહાલાંમાં, મિત્રોમાં કે ઓળખાણુવાળાઓમાં પ્રસંગોપાત્ત તમારી કાંઈ રેવડી થઇ જાય છે ત્યારે તમારા મનને કેવુંક કાબૂમાં રાખો છો, એ તો જરા કહો! પંડિતજી! યાદ રાખજો કે, આવી ઝીણી ઝીણી બાબતોમાં જ્યાં સુધી આપણે સુધરીએ નહિ, એવા પ્રસંગોમાં જ્યાં સુધી શાંતિ રાખી શકીએ નહિ અને એવે વખતે જયાંસુધી ભલાઇ રાખીએ નહિ ત્યાંસુધી આપણા સદ્‌ગુણો સાચા કહેવાય નહિ, ત્યાંસુધી આપણો ભ્રાતૃભાવ સાચો કહેવાય નહિ, ત્યાંસુધી આપણા ચપટી ચોખાથી કે નામને માટે ફાળામાં ભરેલા રૂપિયાથી કાંઈ ખરો પરમાર્થ થાય નહિ અને જયાંસુધી એમ ન થાય ત્યાંસુધી માત્ર બહારની મારામારી ન કરીએ તેથી કાંઇ સાચો ધર્મ પાળ્યો કહેવાય નહિ. આ બધું સાચી ભાઈબંધીથી બની શકે છે, માટે હવે તો પંડિતજી! અંતરના ધર્મમાં આવો, ભ્રાતૃભાવના ધર્મમાં આવો, સ્વદેશસેવાના ધર્મમાં આવો; કારણ કે એજ સૌથી ઉત્તમ ધર્મ છે અને એજ પ્રચીન આર્યઋષિઓનો સનાતન ધર્મ છે.

## ૧૭–અંતરની પવિત્રતા રાખો

તમે કહેશો કે, હું અભક્ષ્યાભક્ષ્ય કરતો નથી. પણ એમાં શું મોટી વાત? પવિત્ર બ્રાહ્મણોને માટે એમાં નવાઇ શી? એ તો તમારી વંશપરંપરાની રીત છે, એટલે કુદરતી રીતેજ એવા ભ્રષ્ટાચારમાં તમોને ગ્લાનિ લાગેજ, તેથી સ્વાભાવિક રીતેજ તમે એવા પાપમાંથી બચી શકો. એમાં તમારો પુરુષાર્થ શું? નીચ માણસોને પણ જે ચીજની ગ્લાનિ લાગે છે અને વંશપરંપરાની ટેવવાળા પણ જે ચીજોને મલિન સમજીને છોડતા જાય છે, તે અપવિત્ર વસ્તુઓનો તમે બ્રાહ્મણો તિરસ્કાર કરો એમાં શી નવાઇ? તમારી ફરજ તો એ કરતાં ઘણી વધારે છે. તમે બહારની ખાવાપીવાની વસ્તુઓમાં વિચાર રાખો છો, પણ અંતરમાંથી કાઢવાની વસ્તુઓમાં કયાં વિચાર રાખો છો? ખાવાપીવામાં વિચાર રાખવો એ બહારની પવિત્રતા છે, પણ અંતરમાંથી કાઢવાની બાબતમાં વિચાર રાખવો, એ તો અંતરની પવિત્રતા છે. એ બાબતમાં આપણે ભોળા છીએ તેનું શું ધાર્યું? બેશક, ઘણી વાર આપણને

બહારની પવિત્રતા સાચવતાં તો બહુ સારી રીતે આવડે છે, પણ એ તો એક અંગ થયું, બીજું જમણું અંગ જે અંતરની પવિત્રતા છે, તે આપણામાં ક્યાં છે? એમાં કેટલી બધી પોલ ચાલે છે, એ તમને ખબર છે?

---

## ૧૮–શાકભાજીના ત્યાગનું બલૂન તે કેટલુંક ઊંચું ઊડી શકશે?

પંડિતજી! તમે બારસને દહાડે વખતે રીંગણાં તજી શકતા હશો, પણ તમારા સમોવડિયા શાસ્ત્રીઓના ગુના માફ કરી શકો છો? તેના એક એક વચનને માટે તમે કેટલું કેટલું પીંજણું પીંજો છો અને એને માટે કેટલી બધી ગાંઠો વાળો છો, એ તો જરા તપાસો! તમે આર્દ્રા નક્ષત્ર પછી કેરી નહિ ખાતા હો, કારણ કે એ વખતે કેરીનો સ્વાદ પણ સારો હોય નહિ અને તેના પૈસા પણ વધારે પડે, માટે કેરી તજી શકતા હશો, પણ ખૂબસૂરત સ્ત્રીઓનાં મોઢાં જોવાનો અને તેમની વાતો સાંભળવાનો મોહ તજી શકો છો? ચોમાસામાં જીવડાંવાળી થઈ ગયેલી ભાજી તમે તજી શકતા હશો, પણ બાળવિધવાઓના વરની પાછળનાં સરાવણાં ખાવાં તમે તજી શકો છો? ચોક્કસ દિવસોએ તમે અડદની દાળ તજી શકશો, પણ તમારા નોકર સાથેની તમારી કઠોરતા તમે તજી શકશો કે? વર્ષમાં થોડા દિવસ કોઇ કંદમૂળને તમે તજી શકશો, પણ કેટલાક માણસોને માટે તમારા મનમાં જે અદેખાઈ ભરાઇ ગયેલી છે, તે તજી શકશો કે? તમે કાંદા ખાતા નહિ હો, તેમાં દુર્ગંધી છે, એટલે તમારા જેવા મોભાદાર માણસોને શોભા આપનારું લાગે નહિ તેથી, અથવા નાતરીત પ્રમાણે તમે તે નહિ ખાતા હો, એ ખરું છે; પણ જ્યારે તમોને કાંઈ જરાતરા માન મળે છે, ત્યારે કેવા ફુલાઇ જાઓ છો. એ કાંઈ ખબર છે? તમે કાંદા તજ્યા, પણ અહંકાર તજી શક્યા છો? વખાણ સાંભળવાની ઇચ્છાને, માન મેળવવાની ઇચ્છાને અને મોટા ગણાવાની ઇચ્છાને તજીને જેમ પ્રભુ રાખે તેમ રહેતાં શીખ્યા છો કે? અને પંડિતજી! તમે આખી જિંદગી સુધી લસણ તજ્યું હશે, પણ આખી જિંદગીમાં એક દિવસ પણ લોભ છોડ્યો છે કે? એક દિવસ પણ ખરા સંતોષમાં ગાળ્યો છે કે? એક દિવસ પણ તદ્દન પ-

વિત્રતાથી કોઇ પણ જાતના વિકાર વિના પૂર્ણ શાંતિથી ગાળ્યો છે કે ? અને એક દિવસ પણ સ્વદેશપ્રેમમાં તરબોળ થઇને સ્વદેશની સેવામાં તન્મય થવામાં ગાળ્યો છે કે ? નહિજ. ત્યારે તમારા શાક–ભાજીના ત્યાગનું બલૂન તે આત્મોન્નતિના માર્ગમાં કેટલુંક ઊંચું ઊડી શકશે, તે મને કહો તો ખરા ? અમે એમ નથી કહેતા કે, એ નિયમ પાળવા ન જોઇએ; પણ અમારું કહેવું એટલુંજ છે કે, અંતરના ધર્મને ભૂલી જઇને એવા બહારના ધર્મોમાંજ છેવટ સુધી પડયા રહેવાનો હવેનો સમય નથી; કારણ કે આપણી બુદ્ધિના પ્રમાણમાં અને આપણી આજુબાજુના સંયોગોના પ્રમાણમાં આપણી ફરજો વધી છે, માટે હવે આપણે અંતરધર્મમાં એટલે કે ભ્રાતૃભાવના ધર્મમાં આવવું જોઇએ.

## ૧૯–શાસ્ત્રોના ખોટા અર્થ કરવા, એ પ્રભુની વિરુદ્ધ ખોટી સાક્ષી પૂરવા જેવું છે

તમે કહો છો કે, હું કાંઇ ખોટી સાક્ષી આપતો નથી. બેશક, એટલું ખરું છે કે, તમે કોર્ટમાં જઇને પવિત્ર ન્યાયાસન આગળ સોગન ખાઇને ખોટી સાક્ષી આપતા નથી, પણ એમાં શું ? એવી રીતની ખોટી સાક્ષીઓ તો માત્ર બાંડિયાઓજ આપે, તમે એવી રીતની ખોટી સાક્ષી ન પૂરો, એમાં કાંઇ વિશેષતા કહેવાય નહિ. એવા નીચ માણસોની સાથે તમારી સરખામણી શા માટે કરવી જોઇએ ? તમારે તો તમારા આચરણમાં એ કરતાં પણ કાંઇ વિશેષ ઉત્તમતા બતાવી આપવી જોઇએ. તમે ખોટી સાક્ષી પૂરતા નથી એ સાચી વાત, પણ તમે શાસ્ત્રોના સાચા અર્થ કરો છો ખરા કે ? શાસ્ત્રોના જે અર્થ અને જે હેતુઓ તમે સમજો છો, તે તમે નિખાલસ દિલે તમારી કથા સાંભળનારાઓને કહો છો ખરા કે ? કહો કે નહિજ. એ શું ગુનો નહિ કે ? પંડિતજી ! યાદ રાખજો કે, જૂઠી સાક્ષી પૂરવા કરતાં પણ એ બહુ મોટો ગુનો છે, કારણ કે જૂઠી સાક્ષી પૂરનારાઓ તો કોઇક હલકા માણસોનીજ વિરુદ્ધમાં બોલે છે અને એવી સાક્ષીથી તો બહુ થોડું નુકસાન થાય છે, પણ તમે તો આપણા પવિત્ર શાસ્ત્રકર્તા મહાત્માઓની વિરુદ્ધમાં, આપણા સનાતનધર્મની વિરુદ્ધમાં અને ખુદ પ્રભુની વિરુદ્ધમાં ખોટી સાક્ષી પૂરો છો. એ કેટલું બધું મોટું પાપ છે, તે વિચારો તો ખરા !

## ૨૦—નાતજાતનાં લફરાંને લીધે અમારે પોલ ચલાવવી પડે છે

પંડિતજીએ કહ્યું: "મહારાજજી! તમારી એ બધી વાત સાચી પણ અમે કરીએ શું? 'બોલીએ તો બાપ મરે ને ન બોલીએ તો મા મરે.' એવા અમારા હાલ છે. એટલે ન બોલીને આજીવિકારૂપી બાપને જીવતો રાખી ધર્મરૂપી માને મારવા દઇએ છીએ. મહારાજ! તમે અમને ઠપકો આપો છો, પણ જરા વિચાર તો કરો કે, દેશકાળ ફરી ગયા, લોકાચાર બદલાઈ ગયા, રૂઢીનાં રાજ્ય થઇ ગયાં અને કોઈ સત્યશોધક જાહેર હિંમતવાળા માણસો રહ્યા નહિ, એટલે અમે તે કરીએ શું? સાચું કહીએ તો ઊલટી અમારીજ ફેવડી થાય અને વળી ભૂખે મરવું પડે તે જુદું. માટે અમારે તો હાલના નવા નવા સંપ્રદાયો પ્રમાણે અને બૈરકશાસ્ત્ર પ્રમાણે ફરજિયાતપણે ચાલવું પડે છે. અમે જાણીએ છીએ કે, હાલના નવીન મતોમાં બહુજ દાંભિકપણું છે, બહુજ છીછરાપણું છે, બહુજ ડોળદમાક ખાતું છે અને બહુજ થોડું સત્ય છે; એટલુંજ નહિ પણ તેમાં અતિશય પક્ષાપક્ષ છે અને બહારની ક્રિયાઓને અતિશય મહત્ત્વ આપવામાં આવે છે; તેઓ અતિશય લેભાગુ છે અને ખરા સત્યથી બહુજ દૂર છે; પણ અફસોસ કે, અમારે તેઓમાંથીજ રોટલા રળી ખાવાના છે, એટલે અમારે ધરાર પોલમપોલ ચાલવા દેવી પડે છે. બીજું એ પણ ખરું છે કે, અમારામાં જન્મથીજ એવી પોલમપોલના સંસ્કાર પડી ગયેલા છે, એટલે અમારી જે ભૂલો તમોને દેખાય છે, તે ભૂલો અમોને સ્પષ્ટ રીતે દેખાતી નથી અને જે થોડીઘણી દેખાય છે, તે પણ જેવી તમોને તે મોટી દેખાય છે, તેવી અમોને મોટી દેખાતી નથી, એટલે તેથી પણ અમે ગાફલ રહી જઇએ છીએ. આ બધી વાતો તમારી કૃપાથી હું થોડી થોડી સમજું છું, પણ તે પાળવાનું મારામાં બળ નથી. જો પાળવા જાઉં તો મારા બાર વાગી જાય; કારણ કે આપણા લોકોમાં અંધશ્રદ્ધા છે. નાતોના જુલમ છે, દરેક વાતમાં ધર્મનાં આડાં લાકડાંઓ છે અને બહારનો વિચાર વિનાનો આચાર એટલો બધો વધી ગયો છે કે, એમાંથી કોઇ પણ રીતે હાલમાં અમારા જેવાથી તો છૂટી શકાય તેમ નથી; એટલુંજ નહિ પણ

यद्यपि शुद्धं लोक विरुद्धं नाकरणीयं नाचरणीयं ।

એવા વિચારના અમોને પરાણે પરાણે થવું પડે છે ને થઈ ગયા છીએ. તમે કહેશો કે, શા માટે એવા વિચારના થવું પડે છે? તો તેનો ખુલાસો સાંભળો. ઘણાં વર્ષો ઉપર હું જ્યારે બહુ જુવાન હતો, ત્યારે એક વખત મેં એવા વિચારો જણાવ્યા હતા કે, 'બ્રાહ્મણો બ્રાહ્મણોના હાથનું રાંધેલું ખાવાથી અભડાય નહિ.' તે ઉપરથી મારી નાની નાતમાં મોટી હોહા થઇ રહી હતી. મારા બાપ સાથે મને મોટો કજિયો થઇ પડ્યો હતો. જે ગૃહસ્થને ઘેર હું જતો, તેની ડોશીએ મને કહ્યું કે, "વ્યાસ! ગામમાં તમારી તો બહુ અપકીર્તિ થાય છે. કાલે ગોમનીબાઇએ મને કહ્યું કે, તમારો વ્યાસ તો વટલેલો છે, એવા નાસ્તિકને તે બારણે કોણ ચઢાવે? એ સાંભળીને મને તો બહુ શરમ લાગી. તમારે લીધે અમારે શરમાવું પડે છે. બાપે થોડા પૈસા મેળવી રાખ્યા માટે ફાટી જાઓ મા! એમ સુધરેલા થઈ જશો તો રખડી પડશો. ગામમાં કાંઇ બ્રાહ્મણનો તોટો નથી, તમને યજમાન મળી રહેશે ને અમને ગોર મળી રહેશે. પણ બચ્ચા! ફરી ફરી ને બ્રાહ્મણનો અવતાર નહિ મળે, માટે જરા વિચારીને ચાલો." આ વાત સાંભળીને હું તો એકદમ શિથિલ થઇ ગયો. એ પછી હું મારા દોસ્ત શાસ્ત્રીને ઘેરે ગયો. ત્યાં કાંઇ પ્રસંગને લીધે ચારપાંચ શાસ્ત્રીઓ બેઠેલા હતા, તેઓ પણ મારીજ વાતો કરતા હતા. ભરમમાં ને ભરમમાં મને એવી સંભળાવતા હતા કે, મને તાળવે સટાકો જતો અને હું ઊભોને ઊભો બળી મરતો હતો. તેઓ-માંથી એક જણે કહ્યું કે, "જ્યારે આપણું ઘર ફૂટે, જ્યારે આ-પણામાંથીજ વર્ણસંકર પેદા થાય, ત્યારે હવે શું કરીએ?" ત્યારે બીજાએ કહ્યું કે, "શું કરીએ? અરે, એવું કરીએ કે જીવતાં સુધી યાદ રાખે! એના ઘરમાં, એની નાતમાં અને એના યજમાનમાં એવી ગોપી ઘાલી દઇએ કે, પાછો ઠેકાણેજ ન આવે! વર્ણસંકર સારુ જરા જરા અફડમતફડમ કરવું પડે તોપણ શું થયું? પણ એવાઓની તો ખોડ ભુલાવી દઇએ, ત્યારેજ આપણે સાચા!" આવી આવી વાતો સાંભળીને મારા તો હાંજાજ ગગડી જતા અને હું તો ઢીલોઢસ થઈ જતો. એ પછી થોડા દિવસ સુધી હું જ્યાં જાઉં ત્યાં હડધૂત થતો. એ બધું સહન કરવાનું મારામાં બળ નહોતું, તેથી છ મહિના હું દેશમાં ભાગી ગયો, ત્યારે મારો આરો આવ્યો! માત્ર એક સાદી વાત બોલવામાં મારા આવા હાલ થયા,

ત્યારથી આપણે તો શીખી ગયા છીએ કે, પોલમાંજ મજા છે. જો સાચા થવા જઇશું, તો ઊલટા માર્યા જઇશું. કારણ કે લોકોને એવું ગમે છે એટલે અમે કરીએ શું ? તમારોજ દાખલો લો ને ! તમે સાચા છો તો તમારો કોઇ ભાવ પૂછે છે ? હું જાણું છું કે, કોઇક દિવસ સાવ ભિક્ષા વિનાના પણ રહી જતા હશો, પણ અમે પોલમાં ને પોલમાં કેવા માલ ઉડાવીએ છીએ, એતો જરા જુઓ ! આજેજ ખીમા કુંભારનો માસિયો છે, તેથી ઘેરે બાસૂદી-પૂરી છે. ચાલો બતાવું !

મેં કહ્યું: " મહારાજજી ! પંડિતજીની પક્કાઇ જોઇ ? બાસૂદી-પૂરી તમોને બતાવવા તેડી જાય છે, જમાડવા નહિ હો ! "

માસ્તરે કહ્યું: " કેમ જાણે સ્વામીજીએ બાસૂદી–પૂરી જોઇ ન હોય ! હાય હાય ! બ્રાહ્મણભાઇ તે બ્રાહ્મણભાઇજ ! પંડિતજી ! એટલો વિવેક પણ ન આવડ્યો ? "

મહારાજે કહ્યું: " માસ્તર સાહેબ ! એમાં પંડિતજીનો વાંક નથી, કારણ કે તેઓ આપણી પાસે કબૂલજ કરે છે કે, અમે પોલ-માંજ છીએ અને પોલમાં પરમાર્થ ક્યાંથી હોય ? પરમાર્થ તો સત્ય–ધર્મમાંજ હોય, અંતરના ધર્મમાંજ હોય. એ અંતરધર્મ આપણી આખી પ્રજામાંજ નથી, ત્યારે પછી માત્ર પંડિતજીનોજ દોષ શું કાઢવો ? સૌ લોકો જ્યારે માત્ર બાહ્યાચારમાંજ–બચ્ચાં-ઓની માફક બહારની વસ્તુઓ સાથે ચેડાં કાઢવામાંજ–પોતાની જિંદગી ગુમાવી નાખે છે, ત્યાં સત્ય–પરમાર્થ કે ભ્રાતૃભાવની ઈશ્વરી સગાઇ ન હોય તેમાં નવાઇ શી ? "

માસ્તરે પૂછ્યું: " મહારાજ ! એમ થવાનું કારણ શું ? શા-માટે આપણે બાહ્યાચારમાંજ રહી જઇએ છીએ. "

મહારાજે કહ્યું: " વિશ્વાસ શબ્દનો આપણે ખોટો અર્થ કરીએ છીએ અને તેનો ખોટો ઉપયોગ કરીએ છીએ. તેથી દરેક બાબતમાં આપણે અધૂરા–પોલમપોલવાળાજ રહી જઇએ છીએ. માત્ર શાસ્ત્રી-ઓ અને ધર્મગુરુઓમાંજ આ દોષ છે એમ નથી, પણ આપણી સમ-સ્ત પ્રજામાં એ જાતના સંસ્કાર બેસી ગયેલા છે, એટલે આપણા કોઇ પણ કામમાં ખરેખરી ભભક દેખાતી નથી; કારણ કે સત્ય-પ્રકાશ–સત્ય ગરમી–સત્ય વીજળી આંતરધર્મમાં છે, પણ વિશ્વા-સના ખોટા ઉપયોગને લીધે આપણા દરેક કામમાં એ સત્યવીજ-ળીના ઉપર બ્રાહ્યાચારનો ને દાંભિકપણાનો પડદો આવી જાય

છે, તેથી આપણાં દરેક કામની ભભક ભાગી જાય છે, આપણી જિંદગીની મીઠાશ ઊડી જાય છે, આપણી ધર્મભાવના જાગૃત છતાં પણ તે મોળી પડી જાય છે અને આપણે કર્તવ્ય બજાવવાને બદલે બહારની દેખાદેખીના ઉપરછલા વૈરાગ્ય તરફ ઢળી જઇએ છીએ. આ બધું વિશ્વાસના ખોટા ઉપયોગનું પરિણામ છે. એવા દાંભિકપણામાં પડ્યા નહિ રહેતાં, હવે તો આપણે સમજવું જોઈએ કે, આ વિશ્વાસનો એટલે કે માની લેવાનો કે અંધશ્રદ્ધાનો જમાનો નથી, પણ હવે તો બુદ્ધિબળનો ને ગેરેન્ટીનો જમાનો આવતો જાય છે, માટે આપણાં કામો બહુજ ચોક્કસપણે અને આંતરના બળથી થવાં જોઇએ. આપણાં કામો રસકસ વિનાનાં, ઢીલાંઢસ ને ટૂંકી અસરવાળાં થાય છે, તેનું કારણ એજ છે કે, વિશ્વાસના ખોટા ઉપયોગને લીધે જેમ દરેક બાબતમાં આપણે પોલમાંજ રમ્યા કરીએ છીએ, તેમજ વૈરાગ્યની બાબતમાં પણ આપણે આપણાજ અંતઃકરણને ઠગનાર દાંભિકપણા સાથેજ રમ્યા કરીએ છીએ, તેથીજ આપણાથી સત્ય પરમાર્થ બની શકતો નથી.

## ૨૧–વિશ્વાસ એટલે શું ?

આપણે હાલ જે વિશ્વાસમાં છીએ, તે કર્તવ્યહીન વિશ્વાસને અમે મૂએલો વિશ્વાસ કહીએ છીએ. એવા મૂએલા વિશ્વાસથી કોઇ પણ જાતની ઉન્નતિ કદી પણ થઇ શકે નહિ; કારણ કે જ્યારે વિશ્વાસ પોતેજ મરી ગયેલો છે, ત્યારે તે આપણામાં કેવી રીતે જાગૃતિ લાવી શકે? પ્રાચીન ઋષિઓએ પવિત્ર 'શ્રદ્ધા' શબ્દ ઉપર બહુ ભાર મૂકેલો છે, તેનું કારણ એ છે કે, તેઓ શ્રદ્ધાનો અર્થ બહુ બહોળા રૂપમાં સમજતા હતા અને તે પ્રમાણે વર્તતા હતા, એટલે શ્રદ્ધામાં તેઓને અલૌકિક બળ દેખાતું હતું. પણ આજે શ્રદ્ધાનો એ અર્થ આપણે સમજતા નથી. જો કે કોઇ કોઈ વખત આપણને એવા અર્થનો ભાસ હજી પણ આવી જાય છે ખરો. જેમકે આજે પણ જ્યારે કોઈ ગોર પોતાના યજમાન પાસે પાવલાને બદલે રૂપિયો માગવાની હઠ કરે, ત્યારે તે યજમાન કહે છે કે, "મહારાજ! માફ કરો, અમારી શ્રદ્ધા નથી, એટલે કે તમે કહો છો, તેટલું આપવાની અમારી શક્તિ નથી. એટલો ભાગ કરવા અમે ઇચ્છતા નથી. તમારી મરજી મુજબ આપવાથી તમે ધારો છો તેવું ફળ થશે, એમ અમે માનતા નથી. તમારી ઇચ્છા

પ્રમાણે આપી શકીએ એવી અમારામાં દૃઢતા નથી અને એટલો બધો પુરુષાર્થ કરવા લમે ઇચ્છતા નથી. ટૂંકામાં એટલુંજ કે, અમારી મરજી નથી.” હવે સમજ્યા પંડિતજી! શક્તિ એટલે પોતાની સ્થિતિ અને આજુબાજુના સંયોગ; ત્યાગ એટલે પ્રભુને અર્થે પોતાની વહાલી વસ્તુઓ આપી દેવાનું બળ; ફળની ઇચ્છામાં વિશ્વાસ એટલે કે અમુક કામ કરવાથી અમુક ફળ આ ભવમાં કે ભવિષ્યની જિંદગીમાં પણ થશેજ એવો શુદ્ધ વિશ્વાસ; દૃઢતા એટલે કર્તવ્ય બજાવવાનું બળ, કર્તવ્ય બજાવવાને ખાતર સ્વાર્થત્યાગ કરવાની અને જોખમો ખેડવાની શક્તિ; પુરુષાર્થ એટલે જે ફરજો બજાવવાને માટે મનુષ્ય આ પૃથ્વી પર આવેલો છે, તે ફરજો ઉત્તમમાં ઉત્તમ રીતે પૂરેપૂરી બજાવવી તે અને અંતરની ઇચ્છા એટલે કે પૂર્વના સંસ્કાર, પ્રારબ્ધના ભોગ, ચાલુ જિંદગીની રહેણીકરણી અને જેના વડે ઉપલાં દરેક કામ થાય છે તે. આ બધાં કર્મોની ક્રિયાઓમાંથી જે રહસ્ય ઉત્પન્ન થાય, તેને મહાન ઋષિઓ શ્રદ્ધા કહેતા હતા. અનુભવમાં કે બુદ્ધિમાં પણ આવી શકે, તેવી ચીજોને માત્ર માની લેવી એનું જ નામ કાંઇ સાચી શ્રદ્ધા નથી. એવી જાતની શ્રદ્ધા તો વિદ્યાર્થીઓને શરુઆતના પગથિયા તરીકે છે; એવી શ્રદ્ધાથી કાંઇ મોક્ષ મળે એમ આર્યશાસ્ત્રો સ્વીકારતાં નથી. આપણાં પવિત્ર શાસ્ત્રોનો તો એજ સિદ્ધાંત છે કે, જ્યારે પાપ બળી જવાથી અંતરની બધી ગાંઠો છૂટી જાય, જ્યારે અંતઃકરણ શુદ્ધ થવાથી બધા સંશયો કપાઈ જાય, જ્યારે જ્ઞાનથી ઈશ્વરને ઓળખાય અને જ્યારે શ્રદ્ધાથી હૃદયમાં તેનો સાક્ષાત્કાર થાય, ત્યારેજ ઉદ્ધાર થઇ શકે છે. એ વિના માત્ર અમુક વાતો માની લેવાથીજ કાંઇ ઉદ્ધાર થાય નહિ. એવી રીતે માની લેવું એ તો માત્ર શરુઆતનાં પગથિયાં તરીકે છે. એ તો વિદ્યાર્થીઅવસ્થાને માટે છે, સિદ્ધદશાને માટે કાંઇ એ નથી. માટે યાદ રાખજો કે, જે અનુભવમાં ન આવી શકે અને પાયા વિના માત્ર માની લેવાનીજ વાતો હોય, તે અધૂરો ધર્મ છે; તે અજ્ઞાનીનો ધર્મ છે; આર્યોનો ધર્મ તો હૃદયની સર્વ ગાંઠો છૂટી જાય અને આત્મસાક્ષાત્કાર થાય એજ છે. શ્રદ્ધાનો આવો સ્પષ્ટ અર્થ જાણ્યાથી હવે તમે સમજી શકશો કે, એ જાતની શ્રદ્ધા આપણામાં નથી. આપણામાં તો માત્ર અમુક વાતો માની લેવાનીજ શ્રદ્ધા છે, પણ જે પ્રમાણે માનીએ છીએ, તે પ્રમાણે

પાળી બતાવવાનું આપણામાં જોર નથી, માટેજ અમે એવા વિશ્વાસને મૂએલો વિશ્વાસ કહીએ છીએ.

## ૨૨–મૂએલો વિશ્વાસ

એને માટે એક સાધુ કહેતા કે, *કોઈ એક માણુસના ઘરમાં રાતે ચોર આવ્યો, ત્યારે તેની બાઇડીએ કહ્યું કે, "ઘરમાં કાંઇ ખડખડભડભડ થાય છે." ધણીએ કહ્યું કે, "હું સાંભળું છું." બાઇડીએ કહ્યું કે, "બારી ઊઘડી." ધણીએ કહ્યું કે, "હું જોઉં છું." બાઇડીએ કહ્યું કે, "પેટીનું તાળું ઊઘડયું." તો કહે "હું જાણું છું." પછી કહ્યું કે, "માલ કાઢયો." તો કહે "હું જાણું છું." "ચોર બહાર નીકળે છે." તો કહે "હું જાણું છું." "ચોર ગયો" તો કહે "હુ જાણું છું." ત્યારે બાઇડીએ કહ્યું કે, "ધૂળ પડી તારા જાણવામાં ! એ જાણ્યું શું કામનું ? એવું જાણ્યા કરતાં તો ન જાણ્યુંજ સારું." તેમજ માણુસમાં ડહાપણ હોય, ચતુરાઇ હોય, પણ જો તેણે કામમાં ન લીધું તો એ શું કામનું ? બહુ વાતો કરે, બહુ શાસ્ત્રો ભણે, બહુ દોડધામ કરે, બહુ તીર્થ કરે અને બહુ આભડછેટ પાળે, પણ જો અંતરના વિકારો ઓછા ન કરે, તો એ જ્ઞાન શું કામનું ? એમ તો ઊંદર પણ એકાંતમાં રહે છે, વાંદરાઓ ફળફૂલ ખાઇને રહે છે, માછલાંઓ પાણીમાં ભીંજાયેલાંજ રહે છે, ગધેડાઓ પણ રાખમાં લોટે છે અને સાપ પણ ઘર બાંધતા નથી, પરંતુ એથી કાંઇ મોક્ષ થાય નહિ. જ્ઞાન અનુભવમાં આવે ત્યારેજ કામનું છે. અનુભવમાં ન આવે ત્યાંસુધીનું જ્ઞાન તે આંધળું જ્ઞાન છે અને ત્યાંસુધીનો વિશ્વાસ તે મૂએલો વિશ્વાસ છે; માટે ભાઇઓ ! એવા મૂએલા વિશ્વાસમાં પડી ન રહો.

આપણા વિશ્વાસની હાલમાં આવી સ્થિતિ છે, માટેજ આપણે આંતરધર્મમાં એટલે કે પરમાર્થની બાબતમાં આગળ વધી શકતા નથી; કારણ કે અમુક વાતો માની લેવી એતો બહુ સાધારણ બાબત છે. એમ જોયું છે કે, સાવ મૂર્ખાઓ પણ ઘણીએ બાબતો માની શકે છે અને આપણા જેવા આગળ વધેલાઓ માન્યા છતાં પણ ઘણી બાબતો પાળી શકતા નથી; માટે પાળવું એજ સૌથી કઠિન કામ છે. ચોર પણ સમજી શકે છે કે, ચોરી

* 'સ્વર્ગનું વિમાન' નામના પુસ્તકમાંથી.

કરવી એ ખરાબ કામ છે. વ્યભિચારી પણ સમજી શકે છે કે, વ્યભિચાર કરવો એ પાપ છે. દારુડિયો પણ સમજે છે કે, દારુ પીવાથી ખરાબી થાય છે. બ્રાહ્મણો સમજે છે કે, દાન લેવાથી બ્રહ્મતેજનો નાશ થાય છે. રાજાઓ સમજે છે કે, પોતાના મોજશોખને ખાતર પ્રજાને નીચોવી લેવાથી રાજ્ય નિર્બળ થઇ જાય છે. ગુરુઓ સમજે છે કે, પોતાનો માન-મરતબો જાળવવા માટે શિષ્યોને આડે રસ્તે દોરવાથી તેઓ પાપના ભાગીદાર થાય છે. કારખાનાવાળાઓ સમજે છે કે, કામદારોને તેઓની મહેનતના પ્રમાણમાં ઓછો રોજ આપવું એ અધર્મ છે અને વેપારીઓ સમજે છે કે, આડીઅવળી ઘાલમેલ કરવી એ ગુનો છે. છતાં પણ તેઓ એ પ્રમાણે પાળતા નથી, એટલે એ માનેલું પણ શું કામનું ? તેમજ આપણે પણ ધર્મની ઘણી વાતો માનીએ છીએ, પણ તે ક્યાં પાળીએ છીએ ? માન્યા પ્રમાણે પાળવું એનું નામ સાચો વિશ્વાસ છે. માત્ર માનવું પણ પાળવું નહિ, એ તો મૂએલો વિશ્વાસ છે. મૂએલા વિશ્વાસનાં પરિણામ માટે 'સંસારમાં સ્વર્ગ' નામના પુસ્તકમાં કહેલું છે કેઃ—

"આપણે શાસ્ત્રોનાં મોટાં મોટાં પોથાંઓ કાઢીને વારે વારે બતાવીએ છીએ કે, અમારા ધર્મમાં આમ કહ્યું છે ને અમારા ધર્મમાં આમ કહ્યું છે. તે બધી વાત ખરી. તમે કહો છો તે કરતાં પણ ઘણું વધારે તમારા ધર્મમાં કહેલું છે, એ અમો માનીએ છીએ, પણ તે તમારા આચરણમાં ક્યાં છે ? આપણે કહીએ છીએ કે અભેદ, પણ શેનો અભેદ ? તમે કહેશો કે, આત્માનો. પણ આત્માના અભેદમાં લોકોનું શું વળ્યું ? તમારા મહારાજાએ અભેદ માન્યો, પણ દુકાળના વખતમાં ગરીબોને ખીચડું તો પાદરીઓએ ખવરાવ્યું ! કોઈ મહારાજાએ ચપટી ચોખા દુકાળિયાઓને આપ્યા હતા કે ? આપણે કહીએ છીએ કે, आत्मवत् सर्वभूतेषु । પણ આપણાં આચરણમાં તે ક્યાં છે ?

"આપણા ધર્મના બંધુઓથી અને આપણા દેશના બંધુઓથી પણ આપણે અભડાઈ જઇએ તેમાં એ આચરણ ક્યાં છે ? આપણે ભાગવતની સપ્તાહ કરીને વ્યાસને બે હજાર રૂપિયા કરાવી આપીએ, પણ રસ્તા ઉપર મરવા પડેલી ગરીબ ડોશીને કોઈ પૂછે છે કે, બાઈ કેમ છે ? નહિ. કારણ કે તે હલકી જાતની છે, તેને અડતાં આપણે અભડાઇ જઇએ છીએ ! પ્રભુ ! પ્રભુ ! આનું

નામ સમાનભાવ કે? આનું નામ ભ્રાતૃભાવ કે? આપણે વારે વારે બોલીએ કે, आत्मौपम्येन सर्वत्र। પણ આપણાં આચરણમાં તે ક્યાં છે? આપણા ગરીબ ખેડૂતો ભૂખે મરે છે, તેને મદદ કરવામાં તે ક્યાં છે? આપણે રોજ રોજ પાઠ કરીએ છીએ કે, सर्वभूत हिते· रताः। પણ તે આપણી જિંદગીના રોજના વ્યવહારમાં ક્યાં છે? આપણા ભાઇબંધો ટુકડા રોટલા વિના પીડાય છે, તેમાં તે ક્યાં છે? ધંધારોજગાર વિના રખડે છે, તેને મદદ કરવામાં તે ક્યાં છે? पंडिता समदर्शिनः। એ સમદર્શનનો આપણા પંડિતોનો દાવો તેમના વ્યવહારમાં ક્યાં છે? જ્યાંસુધી આપણે ગરીબ લોકોને માટે જિગરની લાગણીથી કામ કરી બતાવીએ નહિ, ત્યાંસુધી એ બધું પાંડિત્ય માત્ર બાંધેલી તલવારના જેવુંજ છે. એમ તલવાર બાંધી રાખવાથી કાંઇ શુક્રવાર વળે નહિ. બાંધવાનો વખત હવે વહી ગયો છે, હવે તો પરમાર્થની તલવાર ચલાવવાનો વખત આવ્યો છે અને વખત છતાં પણ જો એ તલવાર આપણે નહિ વાપરીએ, તો આપણી હાર નક્કીજ છે, એમાં કાંઇ શક નથી. માટે જેમ બને તેમ ભ્રાતૃભાવ વધારો; જેમ બને તેમ આપણા બંધુઓને ફાયદો થાય તેમ કરો."

પંડિતજી! ઉપર પ્રમાણે બોલવું કાંઈ ને ચાલવું કાંઈ એમ શા માટે થાય છે? યાદ રાખજો કે, આ બધાં મૂએલા વિશ્વાસનાં પરિણામ છે, આ બધી ખરાબી બહારનાં દાંભિકપણાને આભારી છે; માટે હવે બહારના ધૂપ–દીપમાં નહિ પડયા રહેતાં આંતર ધર્મમાં આવો. કેમ, આ વાત કાંઇ ગળે ઊતરે છે કે નહિ?

પંડિતજીએ કહ્યું: "મહારાજ! મેં તો અગાઉથીજ આપને કહી દીધેલું છે કે, એ બધી વાત સાચી, પણ તે અમારાથી પળાય નહિ. જો એ પ્રમાણે પાળવા જઇએ તો અમારા બાર વાગી જાય. તમે જેમ કહો છો કે, ધૂપદીપમાં શું વળે? જંગલી ફૂલોમાં શું વળે? અને ખાલી બેં બેં કરનારાઓ તો બેવકૂફમાં ગણાશે. એ બધી વાતો સાચી, પણ જો હું એમ કહું, તો મારી તો લોકો પા ઘડીજ ઉડાવી દે! એવી મૂર્તિપૂજાની વિરુદ્ધની વાતો મારાથી કેમ થાય? મારે તો એમાંથીજ પેટ ભરવાનું છે ને એ ઉપર અવતાર કાઢવાનો છે, એટલે મારાથી કાંઈ થાય નહિ. તમે ભલે એને રમકડાં કહો, પણ અમારું તો એ સર્વસ્વ છે, કારણ કે અમારી આજીવિકા તેમાં છે; એટલુંજ નહિ પણ આપણી સમર

પ્રજાના હૃદયના પડેપડમાં એ બાબત ગૂંથાઇ ગયેલી છે, એટલે ભ્રાતૃભાવની તમારી દરેક વાત સાચી છે, છતાં પણ મૂર્તિપૂજા અટકાવવાની બાબતમાં તમે ફતેહ મેળવી જાઓ, એમ હું કદી માની શકતો નથી.”

## ૨૩-મૂર્તિપૂજા

આમ વાત ચાલે છે, એટલામાં મહારાજની ઓળખાણુવાળા ચીરુટ ને ચશ્માંમાળા એક ફક્કડ જુવાન ત્યાં આવી ચડચા અને તેણે પૂછ્યું કે, “કેમ મહારાજજી ! શો વિષય ચાલે છે ?” મહારાજે જરા હસીને કહ્યું: “આવો પ્રોફેસર સાહેબ. તમારા જેવા બગડેલાઓને ગમે એવીજ વાતો થાય છે.” એમ કહીને મહારાજે મારી સામું જોઇને કહ્યું:

“જોયું બેટિ, આ કેટલી મોટી ભૂલ ? આવી સાદી સીધી વાત સમજવામાં પંડિતજી જેવા વિદ્વાનો પણ ભૂલ કરે, ત્યારે શાસ્ત્રનાં ઊંડાં રહસ્યો સમજવામાં સાધારણ લોકો ભૂલ કરે તેમાં શી નવાઈ ? પંડિતજી ! તમે આવીજ રીતે શબ્દોના અર્થ કરો છો કે ? મેં ક્યાં મૂર્તિપૂજાની ના પાડી ? હું પોતે હજી સુધી મૂર્તિપૂજક છું અને જ્યાંસુધી નિર્ગુણ ઈશ્વરનું સ્વરૂપ બરાબર રીતે મારા લક્ષમાં નહિ આવે, ત્યાંસુધી હું મૂર્તિ પૂજ્યાજ કરીશ; એટલુંજ નહિ પણ હું તો એમજ માનું છું કે, જ્યારથી આ દુનિયા પેદા થઈ, ત્યારથી આજ સુધીમાં કોઈ પણ સેકંડ એવી નથી આવી કે જેમાં આખી દુનિયામાંથી મૂર્તિપૂજા નાબૂદ થઈ હોય, તેમજ જ્યાંસુધી આ દુનિયા રહેશે ત્યાંસુધીમાં એક પણ સેકંડ એવી નહિ આવે, કે જેમાં આખી દુનિયામાંથી મૂર્તિપૂજા નાબૂદ થાય ! પંડિતજી ! તમે તો માત્ર પુરાણોજ જોયાં છે, પણ જેઓએ જગતના ઇતિહાસનો અને પ્રાચીન પ્રજાઓની જુદી જુદી ખાસિયતો તથા રીતભાતનો અભ્યાસ કરેલો છે, તેઓ કહે છે કે:

આજ દિવસ સુધી દુનિયાનો કોઈ પણ દેશ કે કોઇ પણ પ્રજા મૂર્તિપૂજા કર્યા વિના રહી નથી, એટલુંજ નહિ પણ હાલમાં દુનિયામાં જે પ્રજાઓ છે, તે પણ કોઇને કોઈ રૂપમાં મૂર્તિપૂજા કર્યા વિના રહેતી નથી. જો કે આપણા લોકોના જેવી તેઓની મૂર્તિપૂજા હોતી નથી, તોપણ કોઇ ખાસ નવાજ રૂપમાં તેઓથી ફરજિયાત રીતે મૂર્તિપૂજા થઇ જાય છે. તેઓ હમેશાં પોતાના

મનમાં એમ માનતા હોય છે કે, અમે મૂર્તિપૂજક નથી અને તોપણ તેઓને ખબર ન પડે તેવી રીતે તેઓ મૂર્તિપૂજક હોય છે; કારણ કે મૂર્તિનું એકજ સ્વરૂપ નથી, એટલે કોઈ ને કોઈ રૂપે મનુષ્યસ્વભાવમાંથીજ એની મેળે મેળે પ્રસંગોપાત્ત મૂર્તિપૂજા નીકળી પડે છે. ચોવીસ કરોડ હિંદુઓ, વીસ કરોડથી વધારે રોમન કેથોલિક ખ્રિસ્તીઓ અને પિસ્તાળીસ કરોડ બૌદ્ધો મૂર્તિપૂજક છે જે ખ્રિસ્તીઓ મૂર્તિપૂજક નથી, તેઓ ક્રૉસ આદીને મૂર્તિ-પૂજાના જેટલુંજ માન આપે છે. અગ્નિપૂજા એ પણ એક જાતની મૂર્તિપૂજાજ છે. શીખોએ મૂર્તિપૂજા કાઢી નાખી, તો તેને બદલે પુસ્તકની પૂજા શરુ થઇ છે અને યહૂદીઓ તથા મુસલમાનોએ મૂર્તિપૂજા કાઢી નાખી, પણ તેને બદલે તેઓમાં પીર–પયગમ્બરોની કબરો પૂજાય છે. આવી રીતે જુદા જુદા ધર્મમાં, જુદા જુદા દે-શમાં અને જુદી જુદી પ્રજામાં જુદી જુદી રીતે મૂર્તિપૂજા થયા કરે છેજ. જો મૂર્તિપૂજાનો અર્થ આપણે એટલોજ કરીએ કે, ચોક્કસ આકારની મૂર્તિ બનાવીને તેની પૂજા કરવી, તેનું નામ મૂર્તિપૂજા કહેવાય, તો એ અર્થ બહુ અધૂરો છે. જેઓ મૂર્તિપૂજાનો એવોજ અર્થ કરતા હોય, તેઓ કદાચ એમ કહી શકે કે, અમો મૂર્તિપૂ-જક નથી. બેશક, તેઓ મૂર્તિપૂજક નથી, પણ એને બદલે તેઓ-થી બીજી રીતે મૂર્તિપૂજક થઈ જવાય છે; કારણ કે મૂર્તિપૂજાની ઉત્પત્તિનો સંબંધ મનુષ્યના સ્વભાવની સાથે છે, એટલે મૂર્તિપૂજા મનુષ્યજાતમાંથી કદી પણ નાબૂદ થઇ શકે તેમ નથી. મૂર્તિપૂજા-નો સંબંધ મનુષ્યજાતના સ્વભાવની સાથે કેવી રીતે છે, એ સમ-જવા માટે તમારે જાણવું જોઇએ કે, પરમકૃપાળુ મહાન ઈશ્વરમાં એવી અલૌકિક, એવી દિવ્ય ને એવી અદ્ભૂત આકર્ષણવાળી શક્તિ છે કે, દરેક મનુષ્ય કોઇ ને કોઈ રીતે પણ તેની તરફ ખેંચાયા વિના રહેતોજ નથી. એ કુદરતી ખેંચાણને લીધે મનુષ્યો ઈશ્વર તરફ ખેંચાતાં જાય છે, પણ પોતાની સ્વાભાવિક અપૂર્ણતાને લીધે ઈશ્વરના સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપને તેઓ સહેલાઇથી જાણી શકતાં નથી, તેથી તેઓ પોતાની અપૂર્ણતાને લીધે પોતાની ભાવના પ્રમાણે એ સંપૂર્ણ શુદ્ધસ્વરૂપને જાણવા સારુ માનસિક ચિત્રો ખડાં કરે છે. એ માનસિક ચિત્રોનું સ્થૂલરૂપ તે મૂર્તિપૂજા છે. એટલે યાદ રાખજો કે, જો મનુષ્યજાતમાંથી ઈશ્વર તરફનું ખેંચાણ નાબૂદ થાય, એ ખેંચાણથી ઉત્પન્ન થતી પ્રેમભાવનાઓ નાબૂદ થાય અને એ

પ્રેમભાવનાઓમાંથી ઉત્પન્ન થતાં આનંદી માનસિક ચિત્રો જો નાબૂદ થાય, તોજ જગતમાંથી મૂર્તિપૂજા નાબૂદ થઇ શકે. જ્યાંસુધી એમ ન થાય ત્યાંસુધી કદી પણ મનુષ્યજાતનાં અંતઃકરણમાંથી મૂર્તિપૂજાની લાગણી નાબૂદ થઈ શકે તેમ નથી, કારણ કે એનો સંબંધ ઈશ્વરી સ્નેહની સાથે છે, એનો સંબંધ ભગવદ્દાવેશની સાથે છે અને એનો સંબંધ મનુષ્યના જ્ઞાનની સાથે છે, એટલે જે પ્રજા ધર્મમાં આગળ વધેલી હોય, શ્રદ્ધા–ભક્તિવાળી હોય અને પોતાની ફરજો બજાવવામાં કુશળ હોય, તેઓમાં તો સ્વાભાવિક રીતેજ મૂર્તિપૂજા હોવી જોઇએ; કારણ કે મૂર્તિપૂજા એ જો કે બહારની વસ્તુ છે; તોપણ તે અંતરપ્રેરણામાંથી થયેલી છે, એટલે જેટલે દરજ્જે જે પ્રજાઓનું જ્ઞાન વધ્યું અથવા ઘટ્યું હોય, તે પ્રમાણે તેઓમાં ચડતાઊતરતા પ્રકારની વત્તીઓછી મૂર્તિપૂજા હોય છે.”

માસ્તરે કહ્યું: “ મહારાજજી ! કોઇ ને કોઈ રૂપમાં જ્યારે આખી દુનિયા મૂર્તિપૂજક છે, ત્યારે પછી મૂર્તિપૂજા માટે ઝઘડાઓ કેમ થાય છે વારુ ?”

મહારાજે કહ્યું: “ દુનિયામાં કાંઇ એકજ બાજુ હોય નહિ. એવી બાબતોમાં મતભેદ ને વિવાદો તો હમેશાં થયા છે ને થવાનાજ. પણ તેથી કરીને કાંઇ મનુષ્યની પ્રકૃતિ બદલાઇ જાય નહિ. મૂર્તિપૂજાનો ખરો અર્થ અને ખરો હેતુ જો બધાં માણસો બરોબર રીતે સમજે, તો પછી ખોટા ઝઘડાઓ થાય નહિ. પણ બધાં માણસોના મનની એ એક મુખ્ય નબળાઇ છે કે, તેઓ પોતાનાજ મત–પંથમાં સર્વસ્વ માને છે અને બાકીના સૌને જૂઠા કહે છે. આવી નબળાઇને છોડી દઇને દરેક જગ્યાએ ખાસ સત્યનેજ જોઇ શકે એવા મહાત્માઓ તો કોઇકજ હોય છે. પણ મતભેદમાં તો સૌ હોય છે, માટેજ દુનિયામાં ધર્મના ઝઘડાઓ થાય છે.”

કોઇ પણ વસ્તુને ઈશ્વર સાથે સંબંધ કલ્પી તે વસ્તુને ખાસ અતિશય માન આપવું તેનું નામ મૂર્તિપૂજા છે, એવો મૂર્તિપૂજાનો સામાન્ય અર્થ કરીએ, તો આપણને ખુલ્લી રીતે સમજાય કે, દુનિયાના દરેક ધર્મમાં અને દરેક પ્રજામાં એ પ્રમાણે બન્યા વિના રહેતું નથી; એટલુંજ નહિ પણ જો આપણે બધા એમ સમજીએ કે, એ બધું ખાસ પ્રભુને અર્થેજ–આપણા અંતઃકરણની વૃત્તિઓને તૃપ્ત કરવાને માટેજ–કરવામાં આવે છે, તો પછી ઘણા વિવાદો ઓછા થયા વિના રહે નહિ. પણ એમ સમજવાને બદલે ‘ અમારું

તેજ સાચું અને બીજું બધું ખોટું.' એવા દુરાગ્રહમાં ને અંધશ્રદ્ધામાં લોકો ફસાઇ જાય છે, તેથીજ ફોગટના વાદ ઊભા થાય છે.

## ૨૪–મૂર્તિપૂજાનો સંબંધ અંતઃકરણ સાથે છે

આપણે દેવ પાસે ધૂપ–દીપ કરીએ, તે મુસલમાનોને ખોટું લાગે છે, પણ તેઓ પોતે પીર–પયગંબરોની કબરો પાસે લોબાનનો ધૂપ કરે ને ફૂલ ચડાવે, એમાં તેઓને ખોટું લાગતું નથી. આપણે દેવ પાસે હાથ જોડીએ એ તેઓને ગમતું નથી, પણ મક્કાની મસ્જિદમાં 'કાબા' નામે પવિત્ર ગણાતા પથ્થરને ચુંબન કરતાં તેઓને બહુ મજા પડે છે. આપણે યજ્ઞમાં નારિયેળ કે કોળું હોમીએ, તેની તેઓ મશ્કરી કરે છે, પણ બકરીઈદ વગેરે પ્રસંગોએ તેઓ કુરબાનીને અર્થે બકરાંઓ કાપે, એમાં તેઓને ખોટું લાગતું નથી. આપણે રામકૃષ્ણાદિની સુંદર મૂર્તિઓ પાસે દંડવત્ પ્રણામ કરીએ, એ તેઓને ગેરવાજબી લાગે છે, પણ તાબૂતની આગળ કૂટવું ને લોટવું એ તેઓને ગેરવાજબી લાગતું નથી. આપણે ઘણાં વરસો સુધી બગડે નહિ એવું પવિત્ર ગંગાજળ લાવીએ, એ તેઓને મૂર્ખાઇભરેલું લાગે છે, પણ તેઓ મક્કા પાસેથી પવિત્ર ગણાતા 'ઝમઝમ' નામે કૂવાનું સહેજ ખારું પાણી ભરી લાવે, એમાં તેઓ માન સમજે છે. હિંદુઓ પોતાના દેવની પાલખી ફેરવે એ જોઇને તેઓ હસે છે, પણ તેઓ હજરત મહંમદ સાહેબની દાઢીના એક બાલને પાલખીમાં બેસાડી તેનું સરઘસ કાઢે, એમાં તેઓને હસવા જેવું લાગતું નથી. એવીજ રીતે ખ્રિસ્તીઓ ક્રોસની સ્થાપના કરે, તેની આગળ મીણબત્તી પેટાવે, તેની પાસે ટોપી ઉતારે અને તેને હાથ લગાડી ચુંબન કરે, એને તેઓ મૂર્તિપૂજા સમજતા નથી, પણ હિંદુઓ મંદિરમાં માત્ર દર્શન કરવા જાય, એને તેઓ મૂર્તિપૂજા કહે છે. હિંદુઓ અગિયારસ કે એવાંજ બીજાં કાંઇ વ્રત કરે, એ તેઓને 'હંબગ' લાગે છે, પણ તેઓ શુક્રવારને દિવસે ચોક્કસ ચીજો ખાવી નહિ, વગેરે નિયમો પાળે એમાં તેઓને કાંઈ ખોટું લાગતું નથી. હિંદુઓ પોતાનાં તીર્થોમાં યાત્રા કરવા જાય એ તેઓને ગમતું નથી, પણ તેઓ જેરૂસલેમ, રોમ વગેરે સ્થળે યાત્રા કરવા જાય, એમાં તેઓને વાંધો લાગતો નથી. હિંદુઓ 'જનોઇ' કે 'બ્રહ્મસંબંધ' લેવાની ક્રિયા કરે, એ તેઓને ઢોંગ લાગે છે, પણ તેઓ 'બેપ્ટીઝમ'

છે; એમાં તેઓને ગેરવાજબી લાગતું નથી તથા યહુદીઓને તેઓ સુન્નત કરાવે એમાં કાંઇ અયોગ્ય લાગતું નથી. હિંદુઓ રામ-કૃષ્ણાદિનાં અસલ ઠેકાણાંઓ તરફ માન ધરાવે, એમાં તેઓને છોછ લાગે છે, પણ તેઓ ઈશુખ્રિસ્તના જાળવી રાખેલા ડગલા, ચાદર કે ક્રોસના લાકડા માટે મરી પડે, એમાં તેઓને કાંઈ ગેર-વાજબી લાગતું નથી અને હિંદુઓ પોતાના દેવોની મૂર્તિઓને નમે, એ તેઓને અયોગ્ય લાગે છે, પણ તેઓ સેન્ટોની કબરોને નમે તથા તે ઉપર ફૂલના ગજરાઓ ચડાવે, એમાં તેઓને કાંઇ અયોગ્ય લાગતું નથી. આવી રીતે દુનિયાની દરેક પ્રજાઓ માટે સમજવાનું છે અને તેમાંથી એજ શીખવાનું છે કે, આવી રીતે બહારની વસ્તુઓને પૂજવાની લાગણી માણુસોના સ્વભાવમાંજ રહેલી છે, એટલે તે કોઈ પણ રીતે નાબૂદ થઇ શકે તેમ નથી. બધાં માણુસો કોઇને કોઇ રૂપમાં પણ મૂર્તિપૂજા કર્યા વિના રહે-વાનાં નથી, માટે આપણે બહારની વસ્તુઓ તરફ નહિ પણ સૌનાં ઈશ્વર તરફ ખેંચાઇ રહેલાં હૃદય તરફ જોઇને દુનિયાના સો ધર્મો તરફ ઉદારતાથી વર્તવું જોઇએ; કારણ કે ઉપલક નજરે જોતાં દે-ખાય છે, તેમ મૂર્તિપૂજાનો સીધો સંબંધ કાંઇ બહારનીજ વસ્તુઓ સાથે નથી, પણ આપણા અંતઃકરણની સાથે છે. એટલે જેમ જી-વને શરીર વિના ચાલતું નથી અને શરીરને વસ્ત્ર વિના ચાલતું નથી, તેમ માણુસોને મૂર્તિપૂજા વિના ચાલતું નથી. જો કે શરીર એ કાંઇ જીવ નથી અને વસ્ત્ર એ કાંઇ શરીર નથી, તેમજ મૂર્તિ એ ઈશ્વર નથી, તોપણ જેમ શરીર વિના જીવ કામ કરી શકે નહિ, તેમ આપણે પણ પ્રથમ પગથિયારૂપ મૂર્તિપૂજા વિના ઈશ્વરને જાણી શકીએ નહિ. શરીરને જેમ કપડાંની જરૂર છે, તેમ માણુ-સોને મૂર્તિપૂજાની જરૂર છે. જો કે અમેરિકાના ઇન્ડિયનો ને આ-ફ્રિકાના જંગલીઓ નાગા રહીને પણ જીવી શકે છે, તોપણ નગ્ન રહેવાથી તેઓનાં શરીરને ટાઢતાપનાં બહુ દુઃખ ખમવાં પડે છે, એટલુંજ નહિ પણ નગ્ન રહ્યા છતાં પણ તેઓને પોતાનાં શરીર રં-ગવાનું તથા તે ઉપર એક જાતની માટી ચોપડવાનું મન થઇ જાય છે; તેમજ નાસ્તિકો, અજ્ઞાનીઓ અને ઓછી ધર્મભાવનાવાળા-ઓ કદાચ સ્પષ્ટ મૂર્તિપૂજન વિના રહી શકે, પણ તેઓને પેલા નગ્ન જંગલીઓની માફક કષ્ટ સહન કરવું પડે છે, એટલે કે મૂ-ર્તિપૂજકોની પેઠે સહેલાઇથી તેઓ ઈશ્વરીજ્ઞાન મેળવી શકતા

નથી અને તેમ છતાં પણ કોઇ ને કોઇ રૂપમાં તેઓથી મૂર્તિપૂજક તો થઇજ જવાય છે, કારણ કે મૂર્તિપૂજા એ દુનિયાના સો ધર્મો-નું પ્રથમ પગથિયું છે.

મૂર્તિપૂજા એ આપણી શ્રદ્ધાની સાબિતી છે. મૂર્તિપૂજા એ ઈશ્વરીભાવના જાગૃત રાખવાનું ઉત્તમ સાધન છે. મૂર્તિપૂજા એ પ્રભુપ્રેમને વધારવાનો રસ્તો છે. મૂર્તિપૂજામાં ભ્રાતૃભાવની ઈશ્વરી-સગાઈ રહેલી છે અને મૂર્તિપૂજામાં અંતરનો આનંદભર્યો દિલાસો છે; માટે અનંત બ્રહ્માંડના નાથ પરમકૃપાળુ પિતા મહાન પરમાત્માને અર્થે સ્વાભાવિક રીતેજ થઇ જતી મૂર્તિપૂજા દુનિયામાંથી કદી પણ નાબૂદ થઇ શકે તેમ નથી.

## ૨૫–મૂર્તિપૂજાની અસર

પંડિતજી ! સર્વવ્યાપક મહાન ઈશ્વરને અર્થે ચોક્કસ જડ વસ્તુઓ તરફ અંતરમાંથી કુદરતી રીતે ઊપજતી માનની લાગણી કે જેને લોકો મૂર્તિપૂજા કહે છે, તેની વિરુદ્ધ હું કેવી રીતે બોલી શકું ? કારણ કે એક ભક્તરાજ મહારાજ કહેતા કે, "ભાઇ ! દર્શન તો ઉત્તમ અધિકારીઓને માટે છે." મેં કહ્યું કે, "એમ કેમ ? અમે તો એમ માનીએ છીએ કે, મૂર્ખાઓને માટે મૂર્તિનાં દર્શન છે."

એ સાંભળીને એ ભક્તે કહ્યું કે, "ત્યારે તમે હજી સાચા હરિજનોને જોયા નથી. ચાલો મારી સાથે મંદિરમાં અને જુઓ કે, મૂર્તિનાં દર્શનની શું અસર છે ? હજારો લોકો મૂર્તિને જોઇને પોતાનો અહંકાર છોડી દઇને માનપૂર્વક પ્રભુને નમી પડે છે, એ શું દર્શનની ખૂબી નથી ? ભારે દંડથી અને ચાબુકોના મારથી પણ જે માણુસો પોતાના અપરાધો કબૂલ ન કરે, તે માણુસો માત્ર મૂર્તિનાં દર્શન કરીને નિખાલસ દિલે પોતાના અપરાધો પ્રભુ પાસે કબૂલ કરવા માંડે, એ શું મૂર્તિનાં દર્શનની મોટાઇ નથી ? માત્ર મૂર્તિને જોવાથીજ માણુસોમાં દીનતા આવી જાય અને તે દયાળુ પ્રભુ પાસે પોતાનાં પાપની માફી માગવા મંડી જાય, એ શું દર્શનનો ચમત્કાર નથી ? માત્ર મૂર્તિ પાસે જવાથીજ એટલો વખત માણુસમાં કાંઇક ખાસ ઉત્તમતા આવી જાય, એ શું દર્શનનું રહસ્ય નથી ? અને માત્ર મૂર્તિનાં દર્શનથીજ માણુસો પાપ છોડવાના ને પુણ્ય કરવાના ઠરાવો કરે, એ શું મૂર્તિપૂજાની બલિ-

હારી નથી ? ટૂંકામાં મને તો એમજ લાગે છે કે, હું જ્યારે મંદિરમાં દર્શન કરવા જાઉં છું, ત્યારે ત્યાંથી હું મારામાં કાંઇક નવો 'પાવર' ભરીને આવું છું, જાણે નવું જીવન મેળવતો હોઉં એમ મને લાગે છે અને દર્શન કરી આવવાથી જાણે હૃદયનો બોજો હલકો થયો હોય, એવો અનુભવ મને થાય છે. આ કરતાં વધારે બીજું શું જોઇએ ? માત્ર દર્શનથીજ માણુસોને પ્રભુનું સ્મરણુ થઇ જાય, પોતાનાં પાપની યાદી આવી જાય અને એ પાપની માફી માગવાનું મન થઇ જાય તથા નવાં પાપ નહિ કરવાના ઠરાવો થાય, પ્રભુને ખાતર પોતાના સ્વાર્થના ભોગ આપવાની કબૂલાતો અપાય, મંદિરમાં જતાં રસ્તામાં પોતાના ગરીબ ભાઇબંધો તરફ ઉદારતાનો હાથ લંબાવાય અને જેમ ખાલી થઈ ગયેલી 'બૅટરી'-માં નવી વીજળી ભરાય, તેમ મનને શાંતિ મળે તથા અંતરમાં નવું બળ મળે, એ કાંઇ દર્શનની મહત્તા ઓછી છે કે ? ટૂંકામાં એજ કે, બહારની મૂર્તિનાં દર્શનથી અંતરની જ્યોતિ પ્રકાશિત થાય છે, માટે મૂર્તિપૂજાની જરૂર છે અને એ પ્રમાણે મૂર્તિપૂજાથી ઘણાં લોકોને નવું જીવન મળે છે, તે સારુ મૂર્તિપૂજા ઉત્તમ છે."

## ૨૬–દર્શનની મહત્તા

" માટી જોઇને જમીનની જાત પરખી આપે તે માણુસને તમે ડાહ્યો સમજો, જમીન જોઇને પાણીનું સ્થાન નક્કી કરી આપે, તેનાં તમે વખાણુ કરો; ખડકના પથ્થર જોઇને તેની અંદર રહેલી ધાતુનું અનુમાન કરી આપે, તેને તમે ઇનામ આપો, રેખાઓ જોઇને મીન, મેખ ને વરખને નામે આંગળીઓના વેઢા ગણી ભૂતભવિષ્યની અગડમબગડમ વાતો કરે, તેને તમે પગે લાગો, નાડી જોઇને રોગ પારખવાના ઢોંગ કરે તેના તમે દાસ બનો, પગલાં જોઇને ચોરી પકડે તેને તમે ખિતાબ આપો અને સેળભેળ થઈ ગયેલી વસ્તુઓને જુદી પાડી આપનાર રસાયનશાસ્ત્રીઓને તમે મોટા પગાર આપો, એ બધા ડાહ્યા; એ બધા માનને લાયક; એ બધા દુનિયાનું કલ્યાણુ કરનારા અને જે જડમૂર્તિમાંથી ઈશ્વરીતત્ત્વ ગ્રહણુ કરી શકે તે મૂર્ખાઓ કાં ? ! ! વાહ વાહ વાહ ! માણુસોનાં મનજ કાંઇ અજબ જેવાં છે ! જગતની વિચિત્રતા તે આનું નામ ! કેમ ભાઈ ! દર્શન ઉત્તમ અધિકારીઓને માટે છે એમ તમને ખાતરી થઇ કે નહિ ? પથ્થર, માટી, લાકડાં કે ધાતુઓની માત્ર જ-

કમૂર્તિઓને જોવાથી પણ જેની અંતરજ્યોતિ જાગતી હોય, જેનાં હૃદય પ્રભુમય થતાં હોય અને જેઓ એમાંથી પણ નવું જીવન મેળવી શકતાં હોય, તે ઉત્તમ અધિકારી ખરાં કે નહિ ? ”

પંડિતજી ! એ મહાન ભક્તની આ વાત સાંભળ્યા પછી હું મૂર્તિપૂજાનું ખરું રહસ્ય સમજ્યો છું અને ત્યારથી હું ગળી ગયો છું. હવે એ બાબતમાં મને કાંઈ સંદેહ નથી.

## ૨૭–ઈશ્વરનું નિર્ગુણસ્વરૂપ સાધારણ માણસોથી જાણી શકાતું નથી

આ સિવાય મૂર્તિપૂજાનું બીજું પણ એક મુખ્ય કારણ છે અને તે એજ કે, ઇન્દ્રિય, મન અને બુદ્ધિથી પણ જે પર છે, એવા અલૌકિક ઈશ્વરનું નિર્ગુણસ્વરૂપ સાધારણ માણસોથી જાણી શકાતું નથી. એ સ્વરૂપ તો કોઈ મહાત્માઓજ કે કોઇ દેવતાઓજ જોઇ શકે છે. શ્રીકૃષ્ણભગવાને પણ કહેલું છે કે:

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥
(गी० अ० १२, श्लो०–५.)

ભાવાર્થ: “ ઈશ્વરના નિર્ગુણસ્વરૂપમાં જેઓ મન લગાડે છે, તેઓને બહુ દુઃખ થાય છે, કારણ કે જે પોતેજ દેહના અભિમાનવાળાઓ છે, તેનાથી રૂપરંગ વગરના નિરંજન નિરાકાર ઈશ્વરને પામી શકાવું બહુ મુશ્કેલ છે.”

અર્જુન જેવા મહાન ભક્તની આગળ શ્રીકૃષ્ણભગવાન પોતે જ્યારે આમ કહે છે, ત્યારે હવે વિચાર કરો કે, આપણા જેવાઓનો તે ઈશ્વરના નિર્ગુણસ્વરૂપમાં ક્યાંથી પત્તો લાગી શકે ? નજ લાગી શકે. માટેજ પ્રથમ સ્થૂલધ્યાન જમાવવાનું શીખવા સારુ આપણને મૂર્તિપૂજા જેવાં શરુઆતનાં પગથિયાંની મદદ વિના એકદમ ઉપલી સીડીએ પહોંચી શકાય તેમ નથી. જેઓ મૂર્તિપૂજારૂપી નીચલાં પગથિયાંની મદદ વિના ઉપર પહોંચવા સારુ એકદમ કૂદકો મારવા જાય તે અધવચ રખડી મરે છે. એને માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે:

“ અર્જુને શ્રીકૃષ્ણભગવાનને કહ્યું કે, ‘ હે પ્રભુ ! હું આપનું સર્વવ્યાપક ઐશ્વર્યવાળું સ્વરૂપ જોવા ઇચ્છું છું, માટે જો તે મારા-

થી જોઇ શકાય તેમ હોય, તો હે યોગેશ્વર પ્રભુ! આપનું તે અ-વ્યયસ્વરૂપ દેખાડો*" ત્યારે પ્રભુએ કહ્યું કે, 'તારી પોતાની સ્થૂલ-આંખોથી એ સ્વરૂપ જોઈ શકાય તેમ નથી, માટે હું તને દેવતાઇ આંખો આપું છું, તે વડે એ અવ્યયસ્વરૂપને જો.'× એ પછી નિ-ર્ગુણ તો નહિજ પણ સગુણ ઇશ્વરનું વિશ્વરૂપ–વિરાટસ્વરૂપ જોઇ-ને પણ અર્જુન ભયભીત થઇ ગયો અને કહેવા લાગ્યો કે, 'હે પ્રભો! આપનું આવું ભયંકર રૂપ દેખી ત્રણે લોક ભયથી દુઃખ પામી ગયા છે અને મને ધીરજ કે શાંતિ રહેતી નથી.[૧] આપનું આ સ્વરૂપ જોઇને હું દિગ્મૂઢ બની ગયો છું અને મને ક્યાંય સુખ મળતું નથી; એટલુંજ નહિ પણ મારું મન ભયથી બહુ પીડાય છે, માટે મારા ઉપર કૃપા કરીને મને પાછું તમારું અસલનું નાનું રૂપ દેખાડો.'[૨] ત્યારે ભગવાને કહ્યું કે, 'આ મારું જે રૂપ તેં જોયું તે અતિ દુઃખે કરીને જોઇ શકાય તેવું છે, દેવતાઓ પણ હમેશાં એ રૂપના દર્શનની ઇચ્છા રાખે છે. આવું મારું પરમ વિશ્વસ્વરૂપ વેદથી, યજ્ઞથી, બહુ ભણવાથી, દાન-થી, ક્રિયાઓથી કે ઉગ્ર તપશ્ચર્યાઓથી પણ માણસોથી જોઈ શકાતું નથી; માત્ર તારી ઉપર કૃપા કરીને આત્મયોગથી આ વિશ્વરૂપ તનેજ દેખાડેલું છે.[૩] મારું આવું ઘોરરૂપ જોઇને તને પીડા ન થાઓ તથા દિગ્મૂઢપણું પણ ન થાઓ.' એમ આશીર્વાદ તથા ધીરજ આપીને પછી ભગવાને પોતાનું પ્રથમનું સ્વરૂપ દેખાડ્યું,[૪] ત્યારે એ સુંદર મનુષ્યરૂપ જોઇને અર્જુને કહ્યું કે, 'હવે હું સચેત થયો છું, તેમજ હવે મને શાંતિ મળી છે.[૫]'

"પંડિતજી! ઈશ્વરનું સગુણ વિશ્વસ્વરૂપ જાણવામાં પણ આટલી બધી મુશ્કેલી છે, ત્યારે ઈશ્વરનું નિર્ગુણસ્વરૂપ જાણવામાં કેટલી બધી મુશ્કેલી હશે, એ ખ્યાલ તો કરો! યોગીરાજ મહાત્મા શ્રીકૃષ્ણભગવાનની સાથે હમેશાં રહેનાર અર્જુન જેવો મહાન ભક્ત પણ એ સ્વરૂપમાં ગૂંચવાઇ ગયો છે, ત્યારે સાધારણ વ્યા-વહારિક લોકો, બૈરાં–છોકરાંઓ અને ઈશ્વર સંબંધી જ્ઞાનમાં જેઓ બહુજ પછાત હોય, તેવા અજ્ઞાનવર્ગને એ નિર્ગુણસ્વરૂપનું જ્ઞાન

* અ. ૧૧ શ્લોક ૩–૪. × અ. ૧૧ શ્લોક ૭.

૧. અ૦ ૧૧, શ્લોક ૨૦–૨૪. ૨. અ૦ ૧૧, શ્લોક ૨૫–૪૫–૪૬. ૩. અ૦ ૧૧, શ્લોક ૪૭–૪૮–૫૨. ૪. અ૦ ૧૧, શ્લોક ૪૯–૫૦. ૫. અ૦ ૧૧, શ્લોક ૫૧.

કેવી રીતે થઇ શક ? નજ થાય. માટે શરૂઆતનાં પગથિયાં તરીક પ્રભુપ્રેમમાંથી ઉત્પન્ન થતી સ્વાભાવિક મૂર્તિપૂજાની જરૂર છે.

"સાધારણુ વ્યાવહારિક માણુસોને ઇશ્વરના નિર્ગુણુસ્વરૂપનું જ્ઞાન થવું એ કેટલું બધું મુશ્કેલ છે, તે સમજવા તમારે શ્રીકૃષ્ણુના તથા અર્જુનના દરેક શબ્દનું અવલોકન કરવું જોઇએ. જો એવી રીતે ઊંડા ઊતરીએ, તો આપણુને એમજ લાગી જાય કે, પ્રભુ જેના સારથિ હતા, પ્રભુ જેના દોરનાર હતા, એટલે કે જે ભગવદ્દઇચ્છા પ્રમાણે ચાલનારા હતા, તે અર્જુન જેવી ઉત્તમતા અમારામાં ક્યાંથી હોઇ શકે? ઇશ્વરનું અવ્યયરૂપ બતાવી શકે એવા શ્રીકૃષ્ણુ જેવા અવતારી પુરુષ આપણુને ક્યાંથી મળી શકે ? દિવ્યચક્ષુ આપણુને કોણુ આપી શકે ? કદી દિવ્યચક્ષુ મળે, તોપણુ જે સ્વરૂપ જોઇને ભય ઉત્પન્ન થાય, તે અવ્યસ્વરૂપમાં આપણું મન કેમ ઠરી શકે ? અને જ્યારે એ સ્વરૂપમાં મન ન ઠરે, ત્યારે વળી પાછી નાનાં સ્વરૂપ માટે પ્રાર્થના કરવી પડે. આ બધું પણુ ક્યારે થાય, કે જ્યારે શ્રીકૃષ્ણુ જેવા મહાત્મા યોગીરાજ મળે ત્યારે. પણુ સૌનાં નસીબ એવાં ક્યાંથી હોય ? એટલો પુરુષાર્થ બધામાં ક્યાંથી હોય ? એટલું જ્ઞાન બધામાં ક્યાંથી હોય ? અને જ્યાંસુધી એ બધાં સાધનો ન હોય, ત્યાંસુધી તો ભગવાન કહે છે કે, આવું મારું પરમ વિશ્વસ્વરૂપ વેદથી, યજ્ઞથી, બધું ભણુવાથી, દાનથી, ક્રિયાઓથી કે ઉગ્ર તપશ્ચર્યાઓથી પણુ માણુસોથી જોઇ શકાય તેમ નથી; એટલુંજ નહિ પણુ દેવતાઓ પણુ હમેશાં એ રૂપના દર્શનની ઇચ્છા રાખે છે.

"હવે તમે વિચાર કરો કે, જે દર્શન—જે તત્ત્વ દેવતાઓને પણુ દુર્લભ છે, તે ઇશ્વરના અવ્યયસ્વરૂપનું જ્ઞાન આપણાં બાયડી–છોકરાંઓને અને આપણા અજ્ઞાન બંધુઓને ક્યાંથી મળી શકે ? નજ મળી શકે. માટે એ પરમતત્ત્વ કોઇક વખતે પણુ સમજી શકીએ, એવી ઉચ્ચભાવનાથી, શરુઆતના અભ્યાસ સારુ મધ્યબિંદુ તરીકે આપણુને સ્વાભાવિક મૂર્તિપૂજાની જરૂર છે. પંડિતજી ! આવી રીતે પ્રભુપ્રેમમાંથી સ્વાભાવિક રીતે નીકળી આવેલી મૂર્તિપૂજાની વિરુદ્ધ હું કેવી રીતે બોલી શકું ?"

પંડિતજીએ કહ્યું: "મહારાજજી ! જો હમેશાં આવો ઉપદેશ કરો, તો તો અમે તમારા ચેલા થઇને રહીએ અને તો તો અમે તમારા પગ ધોઇને પીએ. આવી રીતે જ્યાંત્યાંથી જો અમારું

તળિયું સાજું કરતા હો, તો તો માબાપ! તમારી પાલખી ઉપાડીને જાહેરમાં ફેરવીએ અને તમને દેવની પેઠે પૂજીએ!"

મહારાજે કહ્યું: "પંડિતજી! ઉતાવળા ન થાઓ; હજી તો તમે એક ઉજળી બાજુ જોઇ છે, પણ મૂર્તિપૂજાની બીજી અંધારી બાજુનો હેવાલ હજી તમે ક્યાં સાંભળ્યો છે? એ સાંભળશો ત્યારે જો તમે મોં નહિ બગાડો, તો હું અજબ થઇશ."

પંડિતજીએ કહ્યું: "એ વળી શું છે? માબાપ! કર્યું-કારવ્યું કાં ધોઇ નાંખો? એટલેથીજ હવે બસ કરો ને! બીજી બાજુનું અમારે શું કામ છે?"

મહારાજે કહ્યું: "એમ તે કેમ બસ થાય? તમારે એનું કામ નથી, પણ અમારે તો એનુંજ કામ છે. એ અંધારી બાજુ જણાવવા સારુ તો આ બધી વાતો થઇ છે, નહિ તો એ બાબતોની આ જગ્યોએ કાંઇ જરૂર નહોતી. પંડિતજી! તમારે જાણવું જોઇએ કે, પરમાર્થના પેટામાં આ સવાલ નીકળેલો છે. દેવી ભાનુકિશોરી સુખ શોધવા માટે તરફડિયાં મારે છે અને તે ન મળવાથી નિરાશ થઇને રુએ છે, તેના જવાબમાં 'પરમાર્થથીજ સાચું સુખ મળે છે.' એ સિદ્ધ કરવાના મુદ્દામાંજ આ ચર્ચા ચાલેલી છે; એટલે મૂર્તિપૂજાની સ્વાભાવિકતાની સાથે તેની સાથે જોડાયેલો પરમાર્થ જ્યાંસુધી ન જણાવાય, ત્યાંસુધી એ બાબત અધૂરીજ કહેવાય; માટે ખાસ જરૂરની બાબત છે તે તો હવે કહેવાશે. જો અમને તમારી પેઠે ચેલા-ચેલી કરવાની ઇચ્છા હોત કે પગ પૂજાવવાની મરજી હોત, તો એ બાબત છુપાવત, પણ ઇશ્વરકૃપાથી એવી ઉપાધિમાંથી છૂટીને અમે માત્ર સત્યનીજ ઇચ્છા રાખીએ છીએ,એટલે નિખાલસતાથી બેધડકપણે સાચી વાતો કહેવી જોઇએ."

આ સાંભળીને પંડિતજીએ જરા મોં બગાડીને કહ્યું કે, "સ્વામીજીનું પણ કાંઇ ઠેકાણું નથી, ઘડીકમાં આમ ને ઘડીકમાં આમ! વળી કાંઇક ભાંગરો વાટશે!"

પંડિતજીની વાત ઉપર ધ્યાન આપ્યા વિના માસ્તરે પૂછ્યું: "મહારાજ! મૂર્તિપૂજાની સાથે પરમાર્થને શું સંબંધ છે?"

## ૨૮–મૂર્તિપૂજાનું જીવનજ પરમાર્થ છે

"પરમાર્થની લાગણીમાંથીજ મૂર્તિપૂજા પેદા થયેલી છે, એટલે મૂર્તિપૂજાનો દાદો પરમાર્થ છે. મેં અગાઉ કહેલુંજ છે કે, પ્રભુ-પ્રેમમાંથીજ મૂર્તિપૂજાની ઉત્પત્તિ છે. હવે તમે મને કહો કે, પ્રભુ-પ્રેમ બતાવવાનું પરમાર્થ સિવાય બીજું શું સાધન છે? પ્રભુપ્રેમ વધારવાનો તથા ફેલાવવાનો પરમાર્થ સિવાય બીજો કયો રસ્તો છે? અને પ્રભુપ્રેમને તૃપ્ત કરવાને પરમાર્થ સિવાય બીજો કયો ઉપાય છે? માસ્તર સાહેબ! યાદ રાખજો કે, પરમાર્થ સિવાયની ભક્તિ એ અધૂરી ભક્તિ છે અને પરમાર્થ સિવાયની મૂર્તિપૂજા એ માત્ર 'બચ્ચાંના ખેલ' જેવું છે. હજી સુધી આપણે પ્રાચીન ઋષિઓના યજ્ઞનાં વખાણ કાં કરીએ છીએ અને આપણી હાલની મૂર્તિપૂજાની મશ્કરી કાં થાય છે? એનું કારણ તમે જાણો છો?"

## ૨૯–અસલના યજ્ઞોમાં અને હાલની મૂર્તિપૂજામાં શું ફેર છે?

"બ્રાહ્મણો યજ્ઞ કરવા સારુ જુદા જુદા આકારના કુંડ બનાવતા, તેમ આજે મૂર્તિઓ સારુ જુદી જુદી જાતનાં આસનો બનાવવામાં આવે છે. યજ્ઞમાં જુદી જુદી જાતનાં લાકડાંઓ હોમતા, તેમ આજે આપણે દેવને જુદી જુદી જાતનાં ફૂલો ચડાવીએ છીએ. ઋષિઓ યજ્ઞમાં ઘી હોમતા, તેને બદલે આજે આપણે દેવને દૂધ ને પાણી અર્પીએ છીએ. તેઓ યજ્ઞમાં જવ, તલ, ડાળ વગેરે હોમતા, તેમ આજે આપણે દેવને નૈવેદ્ય ધરાવીએ છીએ. તેઓ યજ્ઞની પવિત્ર વિભૂતિ પોતાને શરીરે લગાવતા, તેમ આજે આપણે ચરણામૃત લઇએ છીએ. તેઓ 'યજ્ઞનારાયણ' પાસે વેદના મંત્રો બોલતા, તેમ આજે આપણે દેવ પાસે જુદાં જુદાં સ્તોત્રોનો પાઠ કરીએ છીએ તથા ભજન-કીર્તન કરીએ છીએ. તેઓ જેમ બ્રાહ્મણો પાસે યજ્ઞ કરાવતા, તેમ આપણે પૂજારીઓ પાસે દેવની પૂજા કરાવીએ છીએ. તેઓ જેમ યજ્ઞનો મંડપ શણગારતા, તેમ આપણે મંદિરો શણગારીએ છીએ. તેઓ જેમ યજ્ઞકુંડની પવિત્રતા જાળવતા, તેમ આપણે આપણા દેવની મૂર્તિને પવિત્ર રાખવા ઇચ્છીએ છીએ અને તેઓ જેમ 'યજ્ઞનારાયણ'નો પ્રસાદ લેતા, તેમ આપણે દે-

વોનો પ્રસાદ લઇએ છીએ. આવી રીતે પ્રાચીન યજ્ઞો એ પણ એક જાતની મૂર્તિપૂજા છે. હવે તમે મને કહો કે, અસલના યજ્ઞોમાં અને હાલની આપણી મૂર્તિપૂજામાં ફેર શું છે ? બેશક, એટલું તો ખરુંજ કે, દેશકાળ પ્રમાણે અને લોકરુચિ પ્રમાણે વખત જતાં ધર્મના બહારના નિયમોમાં ફેરફાર થયા વિના તો રહેજ નહિ. એવી રીતે એની એજ ભાવનાવાળું પણ જમાના પ્રમાણે ફેરફાર થયેલું યજ્ઞનું બીજું રૂપ તે આપણી હાલની મૂર્તિપૂજા છે અને તેમ છતાં પણ એટલું તો કબૂલ કરવુંજ જોઇએ કે, જે ઈનામ, જે આનંદ અને જે રહસ્ય પ્રાચીન યજ્ઞોમાંથી મળતું, તે ઇનામ, તે આનંદ અને તે રહસ્ય આજે આપણી મૂર્તિપૂજામાંથી મળતું નથી."

## ૩૦–હાલની આપણી મૂર્તિપૂજાની નિંદા થાય છે તેનું કારણ શું ?

"તેનું કારણ એજ કે, અસલના યજ્ઞો પ્રભુને અર્થે બ્રહ્માર્પણ-વિધિથી થતા હતા અને હાલની આપણી મૂર્તિપૂજાના દેવો પોતેજ પ્રભુ બની ગયેલા છે, માટેજ 'મૂર્તિપૂજા' એ શબ્દ પરદેશીઓની નજરમાં અપમાનભરેલો થઈ પડેલો છે અને એમ થાય તેમાં કાંઈ નવાઇ પણ નથી, કારણ કે મહાશક્તિવાળો ચક્રવર્તી શહેનશાહ પોતે કાયમ હોય, છતાં પણ તે માત્ર દૂર દેશ હોવાથી તેના સિપાઇને આપણે ખુદ શહેનશાહ માની લઇએ, તેને શહેન-શાહના જેટલું માન આપીએ અને એ સિપાઈસિવાય બીજો કોઇ શહેનશાહ નથી એમ કહીએ, એ શું ભૂલ નથી ? એ શું મૂર્ખાઇ નથી ? એ શું ખરા શહેનશાહનું અપમાન નથી ? જે લોકો આવી રીતે કરે; એટલે કે સિપાઈને શહેનશાહ માની બેસે, તે લોકોની મૂર્ખાઈ ઉપર દુનિયા હસે, તેમાં નવાઈ શી ? અને શક્તિ વિના શહેન-શાહ બની ગયેલા 'સિપાઇ'ની મશ્કરી થાય તેમાં પણ આશ્ચર્ય જેવું શું ? સિપાઇને શહેનશાહ માનનારા જેમ શહેનશાહના ગુ-નેગાર છે, તેમજ શહેનશાહના સિપાઈને શહેનશાહને ખાતર જે યોગ્ય માન ન આપે, પણ ઊલટું તેનું અપમાન કરે, તેઓ પણ શહેનશાહના ગુનેગાર છે."

## ૩૧–મૂર્તિપૂજાનો હેતુ

"આવી રીતે શહેનશાહના સિપાઈની પૂજા–આપણી મૂર્તિપૂજા–તે ઈશ્વરનો હુકમ બતાવનારું સાધન છે. આપણી મૂર્તિપૂજા એ ઈશ્વરને ઓળખાવનારું શરૂઆતનું પગથિયું છે. આપણી મૂર્તિપૂજા એ ઈશ્વરને ઓળખાવનારું મધ્યબિંદુ છે, ઈશ્વરી રસ્તાની સૂચના આપનારું પાટિયું તે આપણી મૂર્તિપૂજા છે. ઈશ્વરની અને આપણી વચ્ચે મધ્યસ્થ રહેનારી ક્રિયાશક્તિ તે આપણી મૂર્તિપૂજા છે. જે ખડકથી આપણે સંભાળવાનું છે અથવા જે બંદરે આપણે જવાનું છે, તે ખડકની અને તે બંદરની દીવાદાંડી તે આપણી મૂર્તિપૂજા છે. ભૂમિતિના સિદ્ધાંતો સિદ્ધ કરવા માટે જેમ એક કલ્પિત બિંદુ માનવામાં આવે છે અને તે કલ્પિત બિંદુથી પણ જેમ સત્ય સિદ્ધાંતો સિદ્ધ થાય છે, તેમ ઈશ્વરી સત્યો સમજવા માટે મૂર્તિપૂજા એ માત્ર એક કલ્પિત બિંદુ છે, છતાં પણ સત્ય જ્ઞાન બતાવવામાં તે જરૂરનું છે. ભણવા–શીખવા માટે પ્રથમ જેમ મૂળાક્ષરોની આકૃતિઓ શીખવી પડે છે, તેમ ઈશ્વરી જ્ઞાનની શરૂઆતની નિશાની તે મૂર્તિપૂજા છે અને જેને જોવાથી ઈશ્વર યાદ આવી જાય એવો ઈશ્વરનો કીર્તિસ્થંભ તે આપણી મૂર્તિપૂજા છે. આટલું છતાં પણ પંડિતજી ! યાદ રાખજો કે, મૂર્તિપૂજા એ માત્ર શરૂઆતનું પગથિયું છે, પામવાની વસ્તુ તે નથી. એ ઈશ્વરનો કીર્તિસ્થંભ છે, પણ ઈશ્વર પોતે તે નથી. જેમ આપણે મહારાણીજીની યાદગીરી અર્થે ઊભાં કરેલાં તેનાં પૂતળાં તરફ માનથી વર્તીએ છીએ, તેમજ સર્વશક્તિમાન ઈશ્વરનો મહિમા સમજાવવા માટે તેને અર્થે થતી મૂર્તિપૂજાને આપણે માન આપવું જોઈએ; કારણ કે આપણે મૂર્તિઓની જડ વસ્તુઓ તરફ કે મૂર્તિઓના ગમતા અણગમતા આકારોની તરફ જોવાનું નથી, પણ એ બધું જે વિશુદ્ધ ભાવનાઓમાંથી થાય છે, તે ભાવનાઓ તરફ અને જેને અર્થે એ ઉત્તમભાવનાઓ થાય છે, તે મહાન ઈશ્વરની તરફ જોઈને તેની યાદગીરીની વસ્તુઓને આપણે માન આપવું જોઈએ. આપણે રાજા–રાણીનાં પૂતળાંઓને માન આપીએ, આપણે કવિ--ચિતારાઓના ફોટોગ્રાફોને પ્રેમથી ઘરમાં રાખીએ અને સગાંવહાલાંઓની છબીઓને લૉકેટ કે ઘડિયાળના છેડામાં ખોસી છાતી ઉપર ને છાતી ઉપર પહેરી રાખીએ, એ બધું વાજબી અને સર્વવ્યાપક મહાન

ઈશ્વરની યાદગીરીની પવિત્ર ચીજો તરફ માન ધરાવવું એ ગેરવાજબી કાં? આ કરતાં વધારે મૂર્ખાઈ બીજી કઈ? આ કરતાં ઈશ્વરનું વધારે અપમાન બીજું શું? સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથ એક ઈશ્વરની પવિત્ર યાદગીરી વિના મૂર્તિપૂજા એ બીજું શું છે? શું મૂર્તિ સામે જોવાથી એક મહાન ઈશ્વર સિવાય બીજો કોઈ સેતાન યાદ આવી જાય છે? જેમ દુનિયાની દરેક ચીજમાં ઈશ્વરનું ચૈતન્ય છે, તેમ શું મૂર્તિમાં ઈશ્વરનું ચૈતન્ય નથી? મહાન ઈશ્વરની પવિત્ર યાદગીરી તરીકે કોઈ મૂર્તિને માન આપવાથી શું સત્ય ઈશ્વર સિવાય બીજો કોઇ નવો ઈશ્વર થઇ શકે તેમ છે? અને સર્વશક્તિમાન એક ઈશ્વરને અર્થે ચોક્કસ પવિત્ર ચીજોને નમવાથી શું સર્વવ્યાપક ઈશ્વર આપણા હૃદયમાંથી ભાગી જાય તેમ છે? નહિજ. ત્યારે પછી મૂર્તિપૂજાની તરફ કેટલાક શા માટે તિરસ્કાર ધરાવે છે?"

## ૩૨–મૂર્તિપૂજાને કેટલું માન આપવું જોઇએ તે વિષે પ્રભુનો હુકમ



"તેનું કારણ એજ છે કે, આપણા ઘણા લોકો મૂર્તિઓને સાધનબિંદુ તરીકે નહિ, પણ ઈશ્વર તરીકેજ માને છે, એટલે સામાવાળાઓને તે ઈશ્વરના અપમાન જેવું લાગે છે અને એમ માનવું એ ખરેખરું ઈશ્વરનું અપમાનજ છે. શ્રીકૃષ્ણભગવાને પણ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં એ બાબત માટે કહેલું છે કેઃ

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥
(गी० अ० १८, श्लो० २२.)

ભાવાર્થઃ 'આ કામમાં કે આ વસ્તુમાંજ સર્વસ્વ છે, એમ જે લાગી ગયું હોય, (એટલે કે આ જડમૂર્તિમાંજ સર્વવ્યાપક, સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડનો નાથ રહેલો છે તથા આ શિવજી, પડદા પાછળ છુપાઇ જનારા આ નાનકડા ઠાકોરજી કે આ સુંદરસ્વરૂપ રામ વિના બીજો કોઇ ઈશ્વર નથી અને આ મૂર્તિ વિના બીજું કોઈ પણ અમારા આત્માનો ઉદ્ધાર કરી શકે તેમ નથી, એવી ભ્રાંતિમાં રહેવું તે,) જે હેતુ વિનાનું હોય, તત્ત્વ વિનાનું હોય અને જે જ્ઞાન થોડું હોય, તેને તમોગુણી જ્ઞાન કહે છે.'

"પંડિતજી! પવિત્ર આર્યધર્મનો આ મહાન સિદ્ધાંત છે, માટે કોઈ પણ દેવને, કોઇ પણ મૂર્તિને કે કોઈ પણ માણસને કદી પણ ઈશ્વર સમજવાની ભૂલ કરશો મા. અદૃશ્ય રહેલા દેવોને, સાધન-બિંદુ તરીકે પવિત્ર મૂર્તિઓને અને ઈશ્વરી જ્ઞાન-ધ્યાનમાં આગળ વધેલા ભક્ત-મહાત્માઓને તેઓના દરજ્જા પ્રમાણે માન આપવું એમાં કાંઇ ખોટું નથી, પણ તેઓને ઈશ્વર સમજવા એ તો મહાઅનર્થ છે. એ તો ન માફ થઇ શકે તેવો ગુનો છે અને એમ માનવાથી તો ઊલટો મૂર્તિપૂજા તરફ લોકોનો અભાવ વધતો જાય છે. એવા તમોગુણી જ્ઞાનમાં આપણે કદી પણ ફસાવું જોઇએ નહિ. સર્વશક્તિમાન, સર્વવ્યાપક, નિર્વિકાર, અખંડાનંદસ્વરૂપ ઈશ્વરનો અલૌકિક મહિમા યથાર્થ રીતે આપણે જાણતા નથી, તેથીજ કોઇ માણસ કે કોઈ દેવની મૂર્તિને આપણે ઈશ્વર માની લઇએ છીએ, પણ જો ઈશ્વરનું મોટું માહાત્મ્ય આપણે સત્ય રીતે સમજીએ, તો આપણને એમ લાગ્યા વિના રહેજ નહિ કે, 'ઈશ્વર તે ઈશ્વરજ છે.' તેનો સંપૂર્ણ સમાવેશ કોઇ પણ સ્થૂલ વસ્તુમાં કે કોઇ મનુષ્યમાં કદી પણ થઇ શકેજ નહિ. બેશક, એટલું ખરું કે, કેટલાક દેવો તથા ઈશ્વરના કૃપાપાત્ર કોઇ કોઇ ભક્તો આપણા કરતાં ઘણી બાબતોમાં હજારોગણા વધારે શક્તિમાન હોઇ શકે, પણ તેથી કાંઇ તે ઈશ્વર કહેવાય નહિ. સર્વશક્તિમાન મહાન ઈશ્વરની જુદી જુદી જાતની મહાન શક્તિઓથી અજબ થઇને પ્રાચીન લોકોએ તે એક એક શક્તિનું એક એક દેવ તરીકે વર્ણન કરેલું છે. જેમકે જગતને ઉત્પન્ન કરનારી ઈશ્વરની જે શક્તિ છે તેનું નામ બ્રહ્મા છે, પોષણ કરનારી જે શક્તિ છે, તેનું નામ વિષ્ણુ છે અને સંહાર કરનારી જે શક્તિ છે, તેનું નામ રુદ્ર છે; તેમજ ઈશ્વરની વરસાદ વરસાવનારી શક્તિનું નામ ઇન્દ્ર છે, મનુષ્યને તેઓનાં કર્મનો બદલો આપનાર, એટલે કે ઇન્સાફ કરનારી શક્તિનું નામ યમ છે અને ગરમી તથા પ્રકાશ આપનાર શક્તિનું નામ અગ્નિ છે. આવી રીતે ઋષિઓએ પ્રભુની જુદી જુદી શક્તિઓનું જુદા જુદા દેવ તરીકે વર્ણન કરેલું છે, પણ યાદ રાખજો કે, એ દેવો તે માત્ર પ્રભુનો એક એક ગુણ છે, એ દેવો તે માત્ર પ્રભુની એક એક શક્તિ છે; સર્વશક્તિમાન પ્રભુ તો તેથી જુદોજ છે, એટલે કોઈ પણ દેવની પ્રભુની સાથે સરખામણી થઇ શકેજ નહિ, ત્યારે માણસ તે શું વિસાતમાં? માટે પંડિતજી!

શાસ્ત્રમાં કહેલા ઈશ્વરી અવતાર સિવાય કદી કોઈ પણ માણસને ઈશ્વર તરીકે માનવાની મહાભયંકર ભૂલ કરશો મા. એવી ભૂલોથીજ આપણો ધર્મ વગોવાય છે, એવી ભૂલોથીજ આપણા દેશની પડતી થઈ છે, એવી ભૂલોથીજ આપણી સૌની અરસપરસની ભાઇબંધી તૂટતી જાય છે અને એવી ભૂલોથીજ પ્રભુપ્રેમમાંથી તથા મનુષ્ય સ્વભાવમાંથી સ્વાભાવિક રીતે નીકળી આવેલી મૂર્તિપૂજા 'રમકડાં'ના રૂપમાં આવી ગઇ છે. માટે શ્રીકૃષ્ણભગવાને જેને તમોગુણી જ્ઞાન કહેલું છે તે મૂર્ખાઇમાં ફસી ન જવાય એ ખાસ સંભાળજો."

## ૩૩–મૂર્તિપૂજાની અવગણના થાય છે તેનું બીજું કારણ

"એ સિવાય મૂર્તિપૂજાની અવગણના થાય છે, તેનું બીજું કારણ એ છે કે, આપણી હાલની મૂર્તિપૂજાની સાથે પરમાર્થની ખામી છે. પ્રાચીન ઋષિઓના પવિત્ર યજ્ઞોની સાથે મહાન પરમાર્થ જોડાયેલો રહેતો, એટલે તે યજ્ઞો દુનિયાદારીના વ્યવહારમાં ફળદાયી અને સ્વર્ગનું સુખ અપાવનારા તથા ઈશ્વરને ઓળખાવનારા થઇ પડતા હતા; પરંતુ એની એજ ભાવનાવાળી હાલની આપણી મૂર્તિપૂજા નીરસ તથા બચ્ચાંબાલાના ખેલ જેવી હાસ્યાસ્પદ થઇ પડેલી છે અને તેનું કારણ એજ છે કે, તે આંતરધર્મ વિનાની એટલે કે ભ્રાતૃભાવ વિનાની–ઈશ્વરી સગાઇ વિનાની–પરમાર્થ વિનાની થઇ પડેલી છે, માટે તેની જનમંડળ ઉપર જોઇએ તેવી અસર થઇ શકતી નથી. પણ જો આપણી એની એ મૂર્તિપૂજાની સાથે અસલના વખતની પેઠે પરમાર્થને જોડવામાં આવે, તો તેની ખૂબી કાંઇ ઓરજ થઈ પડે; કારણ કે જે ખરી ખૂબી છે, તે કાંઈ બહારની વસ્તુઓમાં નથી, પણ તે ખૂબી તો આંતરધર્મમાં એટલે કે પરમાર્થમાં છે. યાદ રાખજો કે, આપણા યજ્ઞોમાં ને આપણી મૂર્તિપૂજામાં જે કાંઈ તત્ત્વ છે, તે બહારની સ્થૂલ વસ્તુઓમાં નહિ, પણ આપણી ઉત્તમ ભાવનાઓમાં છે. એથી પણ આગળ વધીને કહીએ, તો એ ઉત્તમ ભાવનાઓનું સ્થૂલરૂપ તે આપણો પરમાર્થ છે, કારણ કે આપણી ઉત્તમ ભાવનાઓ બતાવવવાનું પરમાર્થ સિવાય બીજું શું સાધન છે? આપણા હૃદયમાં કુદરતી રીતે જે ઈશ્વરીસ્નેહ ભરેલો છે, તે ઈશ્વરીસ્નેહ આપણને ભલાં કામો કરવાની પ્રેરણા કરે છે,

માટે એ ભલાં કામો કરવાની આંતરપ્રેરણાના સ્થૂલરૂપને અમે
ત્તમ ભાવનાઓ કહીએ છીએ. એ ઉત્તમ ભાવનાઓમાંથી પ્રાર
યજ્ઞો પેદા થયા છે અને તે યજ્ઞોનું જમાના અનુસાર ફેરવારે
બીજું રૂપ તે આપણી હાલની મૂર્તિપૂજા છે; માટે ઈશ્વરીસ્નેહ
જેનું નામ પરમાર્થ છે,તેને મહાત્માઓ મૂર્તિપૂજાનો દાદો કહે દે

## ૩૪–ધર્મનાં મૂળતત્ત્વો

"બેટિ! જેમ આકાશની મહાન અખૂટ વીજળીમાંથી થોડી
પડી ગયેલી બીજી વીજળી કુદરતી રીતે મોટી વીજળી તરફ ખેંચ
છે, તેમ પરમાત્માથી જુદો પડી ગયેલો આપણો આત્મા કુદ
રીતેજ પ્રભુ તરફ ખેંચાય છે. એ ખેંચાણનું નામ ઈશ્વરીસ્નેહ
તથા એ કુદરતી આકર્ષણથી જે ગરમી ઉત્પન્ન થાય તેનું
ઈશ્વરીજ્ઞાન છે અને ઈશ્વરીસ્નેહ તથા ઈશ્વરીજ્ઞાન એ બન્ને
મળેલાં હોય તેનું નામ ધર્મ છે. આવી રીતે ઈશ્વરીસ્નેહ
ઈશ્વરીજ્ઞાન એ બે તત્ત્વમાંથી ધર્મ ઉત્પન્ન થયેલો હોવાથી ધ
ની મુખ્ય બે ફરજો છે; એક દુનિયા તરફની અને બીજી પ્રભુ
ફની. દુનિયા તરફની ફરજ ઈશ્વરીસ્નેહમાંથી પેદા થાય છે
પ્રભુ તરફની ફરજ ઈશ્વરીજ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે; કારણ
પ્રથમ આકર્ષણ ને પછી ગતિ છે, પ્રથમ સ્નેહ ને પછી જ્ઞાન
સ્નેહ પ્રથમ હોવાનું કારણ એ છે કે, જેમ થોડી છૂટી પડી ગરે
નાની વીજળી બીજી મોટી વીજળી તરફ કોઈ પણ જાતની
વિના પોતાની મેળેજ–કુદરતી રીતેજ ખેંચાતી જાય છે, તેમ
પણો આત્મા પરમાત્મા તરફ અલૌકિક આકર્ષણથી સ્વાભા
રીતેજ ખેંચાય છે. ખેંચાણનું નામ–એ આકર્ષણનું નામ–ઈશ્
સ્નેહ છે, માટે ઈશ્વરીસ્નેહ કે જેને આપણે પ્રભુપ્રેમ અ
ભગવદ્‌આવેશ કહીએ છીએ તે કુદરતી છે અને ઈશ્વરી
એ ઈશ્વરીસ્નેહમાંથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતો પ્રકાશ છે, ક
કે જ્યાં આકર્ષણ છે, ત્યાં કુદરતી રીતેજ ગતિ છે; એટલુંજ
પણ એ આકર્ષણની ગતિથી જે ઘસારો લાગે છે, તે ઘસારાશ
પ્રકાશ ઉત્પન્ન થાય છે. એ પ્રકાશનુંજ નામ ઈશ્વરીજ્ઞાન અ
બ્રહ્મજ્ઞાન છે. આવી રીતે હોવાથી સ્વાભાવિક રીતેજ પ્રથમ ઈશ્
સ્નેહ ને પછી ઈશ્વરીજ્ઞાન છે. એ બે મૂળ સિદ્ધાંતોજ આ
પવિત્ર સનાતન આર્યધર્મનો પાયો છે."

## ૩૫–પ્રભુપ્રેમ એટલે શું ?

"સનાતન આર્યધર્મનું મૂળ ઈશ્વરીસ્નેહ ને ઈશ્વરીજ્ઞાન છે, એમ સમજી એ બે મૂળતત્ત્વોનો ખરો અર્થ આપણે સમજવો જોઇએ.

ઈશ્વરીસ્નેહ એટલે કે પ્રભુપ્રેમ જ્યારે કોઇ પણ માણસમાં આવવા માંડે છે, ત્યારે તેના મનમાં શું શું વિચાર થાય છે, એ તમને ખબર છે? નહિ, પંડિતજી, એ ખબર તમને ન હોય; કારણ કે તમે કાંઇ ભક્ત નથી, તમે તો માત્ર પેટ ભરવાનાં સાધન તરીકે ભાગવત ભણેલા છો. એટલે પ્રભુપ્રેમની ખૂબી તમે જાણી શકો નહિ."

માસ્તરે કહ્યું: "પંડિતજી! તમારી તો આબરૂ ગઇ! મહારાજજીએ તો તમારી પરીક્ષા કરી લીધી!"

પંડિતજીએ કહ્યું: "મહારાજ ખરું કહે છે. માત્ર હું એકજ નહિ, પણ ઘણું કરીને આપણા દેશના બધા પંડિતો પાંડિત્ય જણાવવાને ખાતરજ શાસ્ત્રો શીખે છે. કારણ કે...."

"પ્રભુપ્રેમનાં લક્ષણ જાણવાને હું બહુ અધીરી થઇ ગઇ હતી, તેથી મેં વચ્ચે કહ્યું કે, હમણાં એ માથાકૂટ છોડી દો, બહુ મજાનો વિષય આવ્યો છે, તે જરા સાંભળવા તો દો."

મહારાજે કહ્યું: "જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે, તેને એમ લાગે છે કે, મારી ઉપર પ્રભુની કૃપા થઇ, ત્યારે મારા હૃદયમાં પ્રભુપ્રેમ આવેલો છે. અહા! પ્રભુપ્રેમ કેવી ઉત્તમ વસ્તુ છે! કેવી અલૌકિક વસ્તુ છે! કેવો દૈવીપ્રસાદ છે! અરે! એ મહાપ્રસાદને શું હું એમજ ઢોળી નાખીશ? નહિ, નહિ; કદી પણ હું એમ થવા નહિ દઉં. હું એનો લાભ લઇશ અને જગતને તેનો લાભ આપીશ. પ્રભુપ્રેમ એટલે શું? એનો અર્થ કરતાં તે ભક્તને એમ લાગે છે કે:

"મારી ઉપર કૃપા કરીને પ્રભુએ પોતાના પ્રકાશનું એક કિરણ મારા હૃદયમાં મોકલ્યું છે. એ કિરણથી મારામાં નવું બળ આવ્યું છે, એ કિરણથી મારામાં નવું જીવન આવ્યું છે અને એ કિરણથી જાણે સ્વર્ગ મારી પાસે આવી ગયું છે; એટલુંજ નહિ પણ જાણે એ કિરણરૂપે હવે કોઇ દેવદૂત ઈશ્વરનો સંદેશો લઇને મારા હૃદયમાં આવ્યો હોય એમ મને લાગ્યા કરે છે. અરે! ઈશ્વરના જે કિરણથી–જે પ્રેમથી–મારી આવી ઉત્તમ દશા થઇ તે પ્રેમને હું શું મારા નજીવા સ્વાર્થ સારુ છોડી દઇશ કે? નહિજ. હવે તો એ પ્રભુપ્રેમ એ મારું ધન છે, એ મારો રસ્તો છે, એ મારો ભોમિયો છે,

એ મારો શેઠ છે અને એ મારું સર્વસ્વ છે. હું તો તેનો દાસાનુદાસ છું, એ જેમ દોરે તેમ જવા હું તૈયાર છું. અરે! હું કેવો મૂર્ખ છું કે, મારા હૃદયમાં પ્રભુપ્રેમ આવ્યા છતાં હજી હું મારા સ્વાર્થના વિચાર કરું છું? પારસમણિ મળવા છતાં હજી કોડીની ઇચ્છા રાખું છું? હાય! હાય!! મારા જેવો નીચ તે બીજો કોણ? હવે એ કાંઇ મને શોભે? હવે તો એમજ થવું જોઇએ કે, પ્રભુને ખાતર મારે પોતાપણું ભૂલી જવું જોઇએ. પ્રભુ પોતે સર્વશક્તિમાન છતાં મારા જેવા રંક ઉપર કૃપા કરીને તેણે પોતાનો પ્રકાશ મને આપ્યો. ત્યારે હવે મારે શા માટે નમાલો થઇને પડ્યું રહેવું જોઇએ? મોટા મહારાજાધિરાજ જેમ કોઈ ગરીબ માણસ ઉપર કૃપા કરીને તેને પોતાનો દીવાન બનાવી દે, તેમ પ્રભુએ કૃપા કરીને મારા હૃદયમાં પોતાનો પ્રેમ આપેલો છે, ત્યારે હવે મારે શા માટે દીન થઇને પડ્યું રહેવું જોઇએ? પ્રભુનો પ્રેમ! આહા! પ્રભુનો પ્રેમ!! એની તુલ્ય દુનિયામાં બીજી કઈ વસ્તુ છે? પ્રભુ સર્વવ્યાપક છે, તેમ તેનો પ્રેમ પણ સર્વવ્યાપક છે. એ અલૌકિક પ્રેમ જ્યારે મારા હૃદયમાં આવ્યો, ત્યારે હવે મારે મારા સ્વાર્થમાંજ શા માટે પડ્યું રહેવું જોઇએ? એ દિવ્ય પ્રેમ જ્યારે મારા હૃદયમાં આવ્યો, ત્યારે હવે મારા કુટુંબમાંજ એ પ્રેમ શા માટે અટકી રહેવો જોઇએ? મહાન પ્રસાદ જ્યારે મને મળ્યો, ત્યારે તેનો લાભ મારી જાતવાળાઓનેજ મળે ને બીજાઓને કેમ ન મળે? એ નવું બળ જ્યારે આ હૃદયમાં આવ્યું, ત્યારે મારા એક ગામના ભલાનીજ વાતો કરીને હું કેમ બેસી રહું? અને ઈશ્વરકૃપાથી જ્યારે તેના પ્રકાશનું કિરણ મને મળ્યું—જ્યારે નવું જીવન મને મળ્યું—ત્યારે હું જગતને તેનો લાભ કાં ન આપું? શા માટે એ સર્વવ્યાપક પ્રેમને મારે મારા સ્વાર્થની ટૂંકી હદમાં બાંધી રાખવો જોઇએ?' એટલુંજ નહિ પણ એ પછી વળી તેને એમ લાગી જાય છે કેઃ

"પ્રભુપ્રેમના ઉભરાને લીધે માત્ર જરા વાર એવા આનંદના વિચાર કરી લેવા એમાં શું વળે? હવે કાંઇ ખાલી વિચારમાંજ રહી જવાય નહિ, હવે તો મારામાં નવું બળ આવ્યું છે, નવો પ્રકાશ આવ્યો છે અને નવું જીવન આવ્યું છે, માટે પ્રભુને અર્થે તથા મારા ભાઈબંધોને અર્થે મારે મારું બળિદાન આપવું જોઇએ. મારું બળિદાન એટલે શું? મારું બળિદાન કેવી રીતે થઇ શકે? એમજ કે પ્રભુને અર્થે મારે મારાપણું ભૂલી જઇને જગતની સેવા-

માં ખોવાઈ જવું જોઇએ, તેનું નામ સત્ય બલિદાન છે. જગતની સેવામાં ખોવાઈ જવું, એટલે કે સુખ–દુઃખની દરકાર કર્યા વિના, માન–અપમાનની સામે જોયા વિના અને નફા–તોટાની લાલચ રાખ્યા વિના પ્રભુને અર્થે જગતના કલ્યાણમાં મચ્યું રહેવું, એનુંજ નામ સત્ય બલિદાન છે અને એજ પ્રભુપ્રેમનું લક્ષણ છે; કારણ કે ઈશ્વરીસ્નેહનું બહાર દેખી શકાય એવું જે સ્થૂલરૂપ તેનુંજ નામ પરમાર્થ છે. એટલે જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે, તેનું મન પરમાર્થ તરફ વળી જાય છે અને એ વખતે તેને એમજ લાગી જાય છે કે, 'હાય હાય! કાલ સવારે મરી જવું છે, માટે કાંઈક સાર્થક તો કરી લઉં.' એક ક્ષણ પણ ભલાં કામો કર્યા વિના જાય એ તેનાથી ખમાતું નથી. તેને એમજ લાગ્યા કરે છે કે, પ્રભુને ખાતર પ્રભુનાં બાળકો માટે હું મારા સ્વાર્થનો ભોગ આપું, એવા દિવસો તે ક્યારે આવશે? પ્રભુને ખાતર હું આ જગતમાં કાંઈક પણ ભલાઇ કરી શકું, એવી તક તે મને ક્યારે મળશે? જેમ અસલના મોટા મોટા ભક્તોએ પોતાની જિંદગી ધર્મને અર્થે અર્પણ કરેલી હતી, તેમ મારી જિંદગી મારા દેશ અને મારા ધર્મ-ને માટે અર્પણ કરી શકું એવું બળ તે મારામાં ક્યારે આવશે? બીજાઓનાં દુઃખ જોઇને મારું હૃદય અંદરથી કંપે અને તે માત્ર કંપીનેજ ન રહી જાય, પણ એ દુઃખ મટાડવાના કાંઈક ઉપાયો કરવા માંડે, એમ તે ક્યારે થશે? બીજાંઓના આંસુથી ભીંજાયેલા ગાલ સુકાયા પહેલાં હું લૂછી શકું, એવા દિવસો તે ક્યારે આવશે? પ્રભુ! તારે ખાતર–તારો મહિમા વધારવાને ખાતર–હું મારા સુખનો ભોગ આપું એમ તે ક્યારે બનશે? મારું સર્વ સુખ તારી સેવામાંજ આવી પડે એમ તે ક્યારે થશે? અરે! હવે તો પ્રભુને ખાતર હું મારું હુંપણું ભૂલી જાઉં, પ્રભુનાં બાળકોને ખાતર હું મારા સ્વાર્થ ઉપર પૂળો મૂકી દઉં, પ્રભુના જીવોના સુખને ખાતર હું દુઃખો ભોગવી લઉં અને હું માત્ર ઈશ્વરનોજ નહિ, પણ ઈશ્વ-રને ખાતર જગતનો પણ દાસ બની જાઉં, એમ થવું જોઇએ; કારણ કે પ્રભુપ્રેમને લીધે હવે તો મને એમજ લાગે છે કે, આ આખું જગત એ મારું કુટુંબ છે, મનુષ્યજાત એ મારો આત્મા છે, બીજા જીવો એ મારા કનિષ્ઠ બંધુઓ છે, જળાશયો ને વનસ્પ-તિઓ એ મારા શુભ હેતુઓમાં ટેકો આપનારાં છે, પહાડો મારા આનંદનાં સ્થાન છે, આકાશ મારી શાંતિનું છત્ર છે અને પ્રભુ-

પ્રેમને લીધે દેવો મારા મદદગાર મુરબ્બીઓ છે. હવે દુઃખ ક્યાં રહ્યું ? જ્યાં જ્યાં મારી નજર ફરે છે, ત્યાં ત્યાં આનંદ, આનંદ ને આનંદજ દેખાય છે. એ પ્રભુપ્રેમના આનંદના ઉભરાઓમાં હું શું ઇચ્છું છું ? એજ કે, સૌ સુખી રહો, સૌ સુખી રહો, સૌ સુખી રહો; કોઇને પણ કાંઈ પણ અડચણ થાઓ મા; સૌ જીવોનું કલ્યાણ થાઓ; ક્યાંય પણ દુઃખ રહો મા અને એમ થવામાં હે પ્રભુ ! મારું બલિદાન થવા દો; મને પણ નિમિત્તમાત્ર થવા દો.'

"બેટિ ! જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેની તો હમેશાં આવીજ ઇચ્છા હોય છે, કારણ કે બહાર દેખી શકાય એવું જે સ્થૂલરૂપ તેનુંજ નામ પરમાર્થ છે; માટે આજથી યાદ રાખજે કે, પરમાર્થ વિના પ્રભુપ્રેમ હોયજ નહિ અને પરમાર્થ વિનાના લૂખા પ્રેમથી કાંઇ કલ્યાણ પણ થાય નહિ."

## ૩૬–હાલમાં આપણા લોકો પ્રભુપ્રેમનો કેવો અર્થ કરે છે?

"પ્રભુપ્રેમની આ વાતો સાંભળીને હું તો અજબજ થઇ ગઇ. મારી તો આંખોજ ઊઘડી ગઇ કે, હાય હાય ! ત્યારે આપણે તો હજી કાંઇ હિસાબમાંજ નથી ! કાંઇ જરાતરા કરીને ફોકટજ મનમાં મરડાયા કરીએ છીએ ! આવા આવા વિચારમાં હું તો હાથ જોડીને મહારાજના પગમાં પડી ગઇ. એટલામાં પંડિતજીએ કહ્યું કે, 'મહારાજ ! તમે તો ભારે કરો છો, આવી ખૂબી તે કાઢો છો ક્યાંથી ? પ્રભુપ્રેમનો આવો અર્થ તો ક્યાંય સાંભળ્યો નહોતો. મારી પાડોશમાં એક મરજાદી શેઠિયો છે, તે કહે છે કે, 'જે દૈવીજીવ હોય ને જેની ઉપર ભગવતની કૃપા થાય તેનામાં પ્રભુપ્રેમ આવે.' મેં પૂછ્યું કે, 'પ્રભુપ્રેમનું લક્ષણ શું ?' ત્યારે તેણે કહ્યું કે, 'તમે બ્રાહ્મણ છો, તોપણ હજી ખાસાસેવકીમાં નથી સમજતા ને આ અમારો ચાકર કોળી છે; તોપણ ખાસાસેવકીમાં સમજે છે ! એનું નામ પ્રભુપ્રેમ; પ્રભુપ્રેમ માથે તે કાંઈ શિંગડાં હોય ?'

"ખાસાસેવકી એટલે શું ? એ કાંઇ હું સમજી નહિ, કારણ કે જુદા જુદા ધંધાઓને લગતા એવા ઘરગતુ શબ્દોનું હજી મને સ્પષ્ટ જ્ઞાન થયું નહોતું, તેથી મેં મહારાજને પૂછ્યું કે, "મહારાજજી ! ખાસાસેવકી એટલે શું ?"

પ્રોફેસરે કહ્યું: "મહારાજજીને એનો અર્થ બરાબર નહિ આ-

વડે, એનો અર્થ તો મનેજ કહેવા દો; કારણ કે મારી કાકી મરજાદી હતી, એટલે મને એ બાબતનો અનુભવ છે. ખાસા એટલે ખસી જવું ને સેવકી એટલે ગુલામગીરી. પરમાર્થના રસ્તામાંથી–ભાઇબંધીના મંડપમાંથી નીકળી જવું, છાંટાથી છોવાઈ જવું ને વાતવાતમાં અભડાઈ જવું, તેનું નામ ખાસા અને સંબંધ વિનાની તથા અર્થ વિનાની ગુલામગીરી જેવી રૂઢિના વહેમની જાળમાં વિનાકારણ પોતાને હાથે કરીને ચાહીને બંધાઇ જવું તેનું નામ સેવકી ! ! બોલો, આવો અર્થ તમને કોઇને આવડશે ? જો એમાં કાંઇ ખોટું હોય તો મને કહો."

મહારાજે કહ્યું: "છે તો એમજ."

મેં કહ્યું: "પ્રભુપ્રેમનો આવો અર્થ કરવાવાળા નમૂનાઓ હિંદમાં છે ખરું ?"

મહારાજે કહ્યું: "પાંચપચીસ નહિ, બસોપાંચસો નહિ, હજારબેહજાર નહિ, પણ અર્ધું હિંદુસ્તાન એવું છે અને તેથીજ આપણા દેશની આવી દુર્દશા છે."

## ૩૭–ઇશ્વરીજ્ઞાનનો અર્થ

મેં કહ્યું: "પ્રભુ ! દયા કર, દયા કર; અમને એવી ખાસાસેવકીથી બચાવ. મહારાજજી ! હવે ઈશ્વરીજ્ઞાનનો અર્થ સમજાવવાની કૃપા કરો. એ ખૂબી તો વળી કોણ જાણે કેવીયે હશે !"

મહારાજે કહ્યું: "એ વિષય કઠિન છે. જેવો ઈશ્વરીસ્નેહનો ચોખ્ખો અર્થ થયો, તેવો ઈશ્વરીજ્ઞાનનો સ્પષ્ટ અર્થ થવો મુશ્કેલ છે, કારણ કે સ્નેહનો તો મને અનુભવ છે, પણ જ્ઞાનમાં તો હજી મારી શરૂઆત છે, એટલે એ વિષયને બહુ સ્પષ્ટ રીતે હું કહી શકું તેમ નથી."

આ સાંભળીને પંડિતજીએ કહ્યું: "મહારાજ ! એમાં શું મૂંઝાઓ છો ! ભાગવતના એકાદશ સ્કંધમાં જ્ઞાનીઓનાં લક્ષણો કહેલાં છે અને ગીતામાં પણ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો કહેલાં છે, તે કહોને એટલે થયું !"

મહારાજે કહ્યું: "એમ અલેલટપ્પુપણે જવાબ દેવાની તમારી રીતિ અમને ન શીખવો. પંડિતજી ! એક એક શબ્દ બોલવાની અને એક એક અક્ષર લખવાની આપણી ઉપર કેટલી મોટી જ-

વાબદારી છે, એ કાંઇ તમે સમજો છો ? 'દેખ લો લાલ કિતાબ મેં ઐસા લીખા હૈ' એવું અમારાથી ન થાય. સત્યને જાણુવા સારુ તો દુનિયાદારી તજીને સંન્યાસ લીધો છે, માટે અમારે તો ઈશ્વરને હાજરાહજૂર જાણીને અમારા આત્મિક અનુભવનીજ વાતો કહેવી જોઇએ." એમ કહીને મહારાજે કહ્યું કે, "બેટિ! આકર્ષણુની સાથે કુદરતી રીતેજ ઈશ્વરીજ્ઞાનનો પ્રકાશ રહેલો છે. આમ હોવાથી આકર્ષણુની ગતિથી જેમ ગરમીને કોઇ પણુ રીતે જુદી પાડી શકાય નહિ, તેમ ઈશ્વરીસ્નેહથી ઈશ્વરીજ્ઞાનને કદી પણુ જુદું પાડી શકાય નહિ. બેટિ! આ નિયમો બહુ સમજવા જેવા છે; કારણુ કે એ પાયા ઉપરજ આપણે ઇમારત ચણુવાની છે."

આ સાંભળીને પંડિતજીને કંટાળો લાગ્યો, તેથી તેમણે કહ્યું કે, "મહારાજ! હવે જાવા દોને એ ફિલસૂફીને! નિશાળમાં ભણુતા હોય તે છોકરાંઓને ગતિનું અને આકર્ષણુનું કામ; આપણે તે હવે એ માથાફોડ શું કરવા કરીએ? આવી ને આવી માથાકૂટમાં હું તો આજે શાક વિનાનો રહીશ." એમ કહીને પંડિતજી જરા આળસ મરડવા લાગ્યા.

માસ્તરે કહ્યું: "કૃપા કરીને જરા સાંભળી લો, પછી તમારું ડહાપણુ આગળ ચલાવજો."

મહારાજે એ વાતો ઉપર ધ્યાન આપ્યા વિના કહ્યું કે, "બેટિ! જો આકર્ષણુ હોય તોજ ગતિ હોઇ શકે. આકર્ષણુ વિના એની મેળે કદી પણુ ગતિ હોય નહિ, તેમજ ઈશ્વરીસ્નેહનું આકર્ષણુ હોય એટલે કે પરમાર્થ હોય, તોજ ઈશ્વરીજ્ઞાન થઇ શકે. ભ્રાતૃભાવ વિના—પરમાર્થ વિના—કદી પણુ ઈશ્વરીજ્ઞાન થઇ શકેજ નહિ. આવી રીતે ઈશ્વરીસ્નેહ એટલે કે પરમાર્થ અને બ્રહ્મજ્ઞાનનો સંબંધ છે, માટેજ આપણા પંડિતજીની કથા સાંભળીને પોતાની સ્થિતિ પ્રમાણે અધી દુકાની આપવાવાળી પરમાર્થી ડોશીઓ જેટલા ઈશ્વરના નિયમો પાળી શકે છે, તેટલા નિયમો કથા વાંચવાવાળા વ્યાસજી પોતે પાળી શકતા નથી; કારણુ કે તેઓમાં પરમાર્થ નથી. કેમ પંડિતજી! આ વાત સાચી કે ખોટી?"

પંડિતજીએ કહ્યું: "માબાપ! તમને ન પહોંચાય. તમારા આકર્ષણુનો ભાર વળી મારી ઉપર લાવીને ક્યાં નાખ્યો? હું તો જાણું કોણુ જાણે શું યે વાત કરશો, ત્યાં તો પરભારી મારી ઉપરજ ઉતારી! પણુ વાત સાવ સાચી છે હો, બાઇ! છૂટા હાથવાળી

ભલી બાઇઓનાં હૈયાં એવાં ખીલી ગયેલાં હોય છે કે, અમારી અક્કલ તેની પાસે કાંઇ કામ ન આવે. અમે તો માત્ર વાતોજ કરતા હોઇએ, પણ તે તો પાળી બતાવતાં હોય. એવા કાંઈ નહિ તો પચાસ દાખલા મેં જોયેલા છે. એવે વખતે મને એમ લાગી જાય છે કે, આ તે શું? કાળા અક્ષરને કૂટી મારે તેવા ગામડાના ગરીબ જંગલી લોકોમાં ને તેમાં પણ અજ્ઞાન અને વહેમી સ્ત્રીઓમાં આટલું બધું ઈશ્વિરીજ્ઞાન ક્યાંથી? મેં અમારા ગામની પાસેના ગામડામાં એક કુંભારણ જોયેલી છે, પણ શું તેની વાત કરું? એ તો જાણે સાક્ષાત્ દયાની દેવી! દયાની દેવીનોજ અવતાર! છે તો સાધારણ સ્થિતિની અને આપણા પ્રમાણમાં તો તે ગરીબજ કહેવાય, પણ કોઈ ભિખારી તેને ઘેરથી નિરાશ થઇને પાછું ફરે નહિ! જે જાય તેની સાથે એ બાઇ કાંઈ એવી અજબ જાતની મીઠાશથી બોલે કે, સામું માણુસ ખુશી થયા વિના રહેજ નહિ. એના ચહેરામાં કાંઇક એવી શાંતિ છે કે, એ ડોશીને જોઇએ ત્યારે કુદરતી રીતેજ આનંદ થયા વિના રહે નહિ. એની પાસે બેસીએ એટલો વખત આપણા વિકારો તો ક્યાંયનાં ક્યાંય ભાગી જાય. જે બાવા, સાધુ કે મુસાફરને રોટલા જોઇએ, તેને માટે રોટલા તૈયાર, જેને લોટ જોઇએ તેને લોટ, જેને વાસણ જોઇએ તેને વાસણ, જેને ઉતારો જોઇએ તેને પોતાનાં ગમાણમાં, ઓસરીમાં કે ફળિયામાં ઉતારો તૈયાર; જેને પાણી જોઇએ તેને નદીએથી પાણી ભરીને લાવી આપે, જેને છાણાંલાકડાં જોઇએ તેને તે લાવી આપે. ભલા માણુસ! કોઇ વાતની નાજ ન મળે! જ્યારે જોઇએ ત્યારે બેચાર બાવા, સાધુ કે મુસાફર તો તેને ત્યાં પડ્યાજ હોય! તેમાં નવાઇ જેવું તો એ કે, બધા ઉપર તેનો એકસરખો પ્રેમ; પોતાનાં છોકરાંઓ પણ સરખાં ને ભિખારું લંગોટિયા આવે તે પણ સરખા! કોઇ ઉપર તેને મારુંતારુંજ ન મળે! ફળિયામાં બેચાર કૂતરાંઓ બેઠાં હોય, સામે બેત્રણ ગધેડાં બાંધ્યાં હોય. સવારસાંજનો વખત હોય તો ચારપાંચ વાછરડાંઓની પણ કૂદાકૂદ થઇ રહી હોય. પવનનો ઝપાટો આવે ત્યારે પાસેના નીંભાડામાંથી ઝીણી ઝીણી રાખ ઊડતી હોય, વહુદીકરીઓ ભીની માટી રગડતી હોય, છોકરાંઓ ઠામ ઘડતાં હોય, તેના ટપલાના અવાજના ભણુકારા સંભળાતા હોય અને ડોશી ઓસરીમાં બેઠી બેઠી રેંટિયો ચલાવી રૂ કાંતતી હોય, એટલામાં કોઇ મુસાફર આવીને કહે કે, 'ડોશી મા! હું સવારનો

ભૂખ્યો છું,' એટલે તુરત ઊઠીને રોટલો આપે. એક વખત હું મારા મામા સાથે લાડુ જમવા એ ગામમાં ગયો હતો, ત્યારે એ ડોશીને મળ્યો હતો. એ પછી હવે તો જ્યારે જ્યારે દેશમાં જાઉં છું, ત્યારે ત્યારે ખાસ ચાહીને હું ત્યાં જાઉં છું અને જ્યારે ત્યાં જાઉં, ત્યારે એની એ ધમાલ અને એવી ને એવી શાંતિ ! હું જાઉં ત્યારે મને દેખીને તરત હસતે મોઢે કહે કે, ' આવ દીકરા ! બેસ, બેસ; ઘણે દહાડે આવ્યો હો.' એમ કહીને બેસવા સારુ ગોદડી પાથરી આપે. પછી તરત પાણીનો લોટો ભરીને પાસે મૂકે અને સૌના ખુશીખબર પૂછે. હું કલાક–અર્ધો કલાક બેસું, એટલી વારરમાં તો તે બિચારી ડોશીને દસવીસ વખત ઊઠવું પડે, પણ તે થાકે નહિ કે તેને ગુસ્સો ચડે નહિ.

એક વખત મેળાનો દિવસ હતો, ત્યારે એ બાઇને ત્યાં મેં જે ધમાલ જોઇ, તેની શી વાત કરું ? આઠદસ રસોઇના ચોકા તેને ત્યાં થયા હતા, તેમાંથી કોઇએ આવીને કહ્યું કે, 'માઇ! દેવતા ચઇએ.' તેને દેવતા આપ્યો. એટલામાં એકે આવીને કહ્યું કે, 'માઈ! કડછી ચઇએ.' તેને કડછી આપી.એટલામાં ત્રીજાએ આવીને કહ્યું કે,'માઇ! નિમક ચઇએ.' તેને મીઠું આપ્યું. એટલામાં ચોથાએ આવીને કહ્યું કે, 'માઇ! એક મૂર્તિ અબ નયા આ ગયા હે, ઉસકે લીયે આટા ચઇએ.' તેને લોટ આપ્યો. એટલામાં એક જણે આવીને કહ્યું કે, 'મારી પાસે વાસણ નથી, તમે કાંઇક આપો તો દાળ બનાવું!' એને તપેલું આપ્યું. એટલામાં એક જણે કહ્યું કે, 'માઇ ! જળ ભરનેકું ઘડા ચઇએ.' તેને માટીનો ઘડો આપ્યો. એટલામાં એક જણાએ ડેલી બહારથી બૂમ પાડી કે, 'કુંભાર ભગત કીધર રહેતા હય? હમકું આજકી રાત્રિ ઉતારા ચઇએ.' ફળિયું બધું મુસાફરોથી ભરાઈ ગયું હતું, માટે તેને પાસેના બીજા ઘરમાં ઉતારો આપવા તે તેડી ગઇ. ત્યાંથી પાછી આવી એટલામાં એક બ્રાહ્મણે કહ્યું કે, 'બાઇ! પાણી જોઇએ.' ત્યારે પોતાની સામે માટી રગડતી જુવાન છોકરીને કહ્યું કે, 'જા દીકરી, પાણીનું બેડું ભરી આવ.' તરત તે પગ ધોઇને પાણી ભરવા ચાલી નીકળી. એટલામાં બે જણા આવીને કહેવા લાગ્યા કે, 'માઇ! લકડી ચઇએ.' એટલે માટીના પિંડા વાળતી વહુને કહ્યું કે, ' વહુદીકરા! કોઢમાંથી છાણાંનો સૂંડલો ભરી આવો.' તરત માટીવાળા હાથેજ સૂંડલો ઉપાડીને વહુ છાણાં લેવા ગઇ. તે છાણાં લઇને આવી એટલામાં કોઇએ આવીને કહ્યું કે, ' ડોશીમા રસોઇ

તો થઈ ગઇ, પણ જમવા બેસવાની અગવડ છે, માટે ગમાણમાંથી જરા વાર વાછરડાં છોડાવી લો તો ઠીક.' તુરતજ તેણે કહ્યું: 'વહુ જાઓ, વાછરડાંઓને ત્યાંથી છોડીને લીમડા હેઠે બાંધો.' એટલામાં એક સુરદાસે આવીને કહ્યું કે, 'હમકું સ્નાન કરના હૈ, ઘાટ પર લે જાનેકી દયા કરના ચાહીએ.' તુરતજ ડોશીએ કહ્યું: 'વહુ! જુઓને, છે કોઈ છોકરું?' વહુએ કહ્યું: 'અહીં તો કોઇ નથી.' ત્યારે ડોશીએ કહ્યું કે, 'સુરદાસ, અહીં નાહી લો, ચોખ્ખું પાણી તૈયાર છે.' સુરદાસે કહ્યું: 'હમ તીર્થ છોડકે ઇધર નહિ નાહેંગે. અચ્છા, કોઈ નહિ હોવે તો કલ બાત, હમ કલ ભોજન કરેંગે; આજ ભગત કે ઘેર ભૂખાહી પડે રહેંગે.' એ સાંભળીને ડોશીએ કહ્યું: 'વહુ દીકરા! ભીખલાને બોલાવો, જુવો તે ચોરા પાસે રમતો હશે.' વહુ તેને તેડવા ગઇ ને છોકરી પાણી ભરીને આવી. એટલામાં મોદી લાલા ઠક્કરે આવીને કહ્યું કે, 'બાઈ! તમે ઓલ્યા બ્રાહ્મણને ઘઉંનો લોટ આપવાનું કહ્યું, પણ ઘઉંનો લોટ તો મારી દુકાનમાં તૈયાર નથી, આજે મેળો છે; એટલે ચાર પાલીનો લોટ હતો, તે બધો ખપી ગયો.' એ સાંભળીને ડોશીએ કહ્યું કે, 'મહારાજને ઘઉંનો લોટ આપ્યા વિના તો નહિ ચાલે. દીકરી! જો તો, કાંઇ થોડોઘણો લોટ છે કે? ન હોય તો પાલી ઘઉં દળી નાખ.' ઘરમાં લોટ હતો નહિ તેથી છોકરી દળવા બેઠી. એટલામાં એક વેવલી જેવી ચીંથરેહાલ બાઈ રોતી રોતી આવી ને કહેવા લાગી કે, 'માઇ! મેરા બેટા નહિ મીલતા હૈ, ઇધરસેં દો કોસ પર ગામ હૈ, વહાંસે હમ ચલે થે. મેં સીતારામ બાવાકે મંદિરમે સદાવ્રત લેનેકુ ગઈ, ઓર વો લડકા બોલા મેં કુંભાર ભગત કે ઘર પર જાતા હું, વહાં મીલુંગા. અબ ઇધરતો નહિ હૈ. મેં કયા કરું? રસ્તા ભૂલ ગયા હોગા. કોઇ સાધુ ફુસલા કે લે જાયગા, તો મૈં શિર પટકકે મર જાઉંગી.' એમ કહીને તે રોવા લાગી. ડોશીએ કહ્યું: 'આજ કયે ગામથી નીકળ્યાં હતાં?' તેણે કહ્યું: 'માઇ! ગામકા નામ તો મૈં ભૂલ ગઇ. ઇધરસેં પછમમેં હૈ.' ડોશીએ કહ્યું: 'છોકરો કેવડોક છે? મોટો છે કે નાનો?' તેણે કહ્યું: 'બડા હોતા તો કયા ફિકર? વો તો છસાત બરસકા હૈ, મેરેકું વો એકહી લડકા હૈ,' એ સાંભળી ચાકડો ચલાવતા પોતાના દીકરાને ડોશીએ કહ્યું: 'ભાઇ! આની સાથે સીમાડા સુધી જઇને તપાસ કરી આવ અને જો ન મળે, તો પોલીસ પટેલને કહીને પાસેનાં બેત્રણ ગામમાં ખબર કાઢવા માટે વેઠિયા દોડાવ.' તરત હાથ

ધોઈને તે છોકરો એ બાઈની સાથે તેના છોકરાની શોધમાં નીકળી પડચો. એટલામાં એક જણે આવીને કહ્યું કે, 'માઈ! હમેરી ગૌ કલકી ભૂખી ખડી હૈ, ઉસકુ થોડા ઘાસ મીલ જાવે તો બહુત આનંદ હો જાવે.' ડોશીએ ઊઠીને પછવાડેના વાડામાંથી ઘાસના બે પૂળા લાવી આપ્યા. એટલામાં એક જણે આવીને કહ્યું કે, 'ડોશીમા! પગમાં કાંટો બહુ વાગી ગયો છે, તેથી ચાલી શકાતું નથી. સોય આપો તો કાંટો કાઢું.' તરત ડોશી સોય લેવા ઊઠયાં અને એક ઝાકળામાં* ઘણો સામાન પડ્યો હતો, તેમાંથી સોય શોધીને આપી. એટલામાં એક પાડોશણે આવીને કહ્યું કે, 'કાકી! મારા છોકરાના પેટમાં બહુ દુખે છે, તેથી ચીસેચીસ પાડે છે. હવે હું શું કરું? એના બાપ તો સીમમાં ગયા છે.' ડોશીએ કહ્યું: બી મા, મારી પાસે ઝેરકોચલાની ફાકી છે તે ખવરાવ, એટલે હમણાં સારું થઈ જશે.' એમ કહીને એક લોટામાંથી ડોશીએ થોડી ફાકી તેની હથેળીમાં આપી. એટલામાં એક જણે આવીને કહ્યું કે, 'મા, રામમંદિરવાળા સંતદાસજી આવ્યા છે.' ડોશીએ કહ્યું: 'વાહ વાહ! બહુ સારું, સંતદાસ પણ બહુ સારા મહાત્મા છે. ક્યાં છે?' પેલાએ કહ્યું: 'રામા ચોવટિયાની ડેલીએ છે. ડોશીએ પોતાના બીજા દીકરાને કહ્યું: 'કાળા! સંતદાસને કહી આવ કે, રાત્રે રોટલા ખાવા અમારે ત્યાં આવજો.' એટલામાં એક જણે આવીને કહ્યું કે, 'માઈ! રોટી બન ગઈ, અબ જરા અન્ન પવિત્ર ચઈએ.' એમ કહીને ડોશી પાસે વાટકી મૂકી, ડોશી ઘી લેવા ઊઠી, એટલામાં ત્યાં એક મસ્ત બ્રહ્મચારી આવ્યો; મોટી જટા, ખૂબ વિભૂતિ ચોળેલી, કપાળમાં મોટો સિંદૂરનો ચાંલ્લો, ક્રોધભરેલી લાલ આંખ ને મોટો ચીપિયો ખખડાવતો બારણામાં આવીને પૂછવા લાગ્યો કે, 'કુંભારન ભગતણી કીધર હૈ?' ઘીવાળા હાથ હોવાથી દૂરથીજ પગે લાગીને ડોશીએ કહ્યું: 'પધારો મહારાજ! ઓસરીમાં ખાટલા ઉપર બેસો, આ સાધુઓને જરા-સમજાવીને હું હમણાં આવું છું.' એમ કહી બાજુની ગમાણમાં જ્યાં ત્રણચાર ચોકા ચાલતા હતા, ત્યાં ડોશી ગઈ ને સૌને જરા જરા ઘી આપી આવી; એટલામાંજ એક જણે આવીને કહ્યું કે, 'ડોશીમા! મંડળીવાળા

* એક જાતનું માટીનું વાસણ. ગામડાંના ગરીબ ખેડૂતોને ઘેર પેટી કે કબાટો હોતાં નથી, તેથી તેઓ પરચુરણ ચીજો માટીના વાસણમાં નાખી દાણાની ઉતરડમાં રાખે છે.

બાવાજી ખાટલોગોદડું માગે છે,' તેણે કહ્યું: 'જો સામી ભીંતે ખાટલો પડ્યો છે તે લઈ જા ને લે આ ગોદડું.' એટલામાં એક સાધુએ કહ્યું કે, 'માઇ, દમ લગાયા બિના મર જાતા હું', આજ ફજરસેં ચલમકી ફૂંક નહિ મીલી હૈ.' ડોશી તેને માટે ચલમ લેવા ઊઠી, એટલામાં તેણે કહ્યું કે, 'માઇ, ચલમ તો હમેરી પાસ હૈ, હમકુ તો ગાંજા ચઇએ.' ડોશીએ કહ્યું: 'ગાંજો આ ગામમાં નહિ મળે, બજર જોઇતી હોય તો આપું.' સાધુએ કહ્યું: 'અચ્છા, વો ભી સહી.' એટલે ડોશીએ ઘરમાં જઇ કોઠીમાંથી તંબાકુની ગોટી કાઢી ને તેમાંથી થોડી તંબાકુ કાપી આપી. આ બધું કરવામાં જરા વાર થવાથી બ્રહ્મચારીનો મિજાજ ગયો, તેથી તેણે ડોશીને કહ્યું કે, 'હમને સુના થા કે, કુંભારન ભગતન મૈયા અચ્છી હૈ, ઉસ બાસ્તે તુમકુ દેખનેકું ઇધર આયે હૈ, લેકીન તું તો બડી સિદ્ધ હો ગઇ હૈ! સચ્ચા સાધુકો તો પિછાનતી ભી નહિ હૈ, ઔર કંગાલોકી પિછે લગી હૈ! હમકુ તો તેરા કુછ નહિ ચૈતા હૈ, ખાલી દો બાતાં સુનાનેકું આયા થા; લેકીન કુછ આદરમાન નહિ. કુછ બાતચીત નહિ, ઔર ગમારોકી પિછે હી ફીરતી હૈ! હમને દેખ લી તેરી સિદ્ધાઈ ઔર દેખ લી તેરી ભક્તિ!' એમ કહીને મોં ચડાવીને ચીપિયો ખખડાવતો તે ઊઠ્યો. ડોશીએ કહ્યું: 'મહારાજજી! દયા રાખો,દયા રાખો,અમે તો અપરાધી જીવ છીએ,અમે તે સિદ્ધ શેનાં? તમને જો બ્રાહ્મણની રસોઇ ખપતી હોય, તો જમવાનું તૈયાર છે ને રસોઇ ન ખપતી હોય તો સીધું મોકલું. આપનો ઉતારો ક્યાં છે?' બ્રહ્મચારીએ કડક મિજાજથી કહ્યું: 'તેરા જેસા શૂદ્રકા ઘરકા અન્ન હમ નહિ ખાતે હૈ.' એ સાંભળીને ડોશીએ કહ્યું: 'અચ્છા મહારાજ! જેવી તમારી મરજી.' એમ કહીને ફરીથી તેને પગે લાગી. આ જોઇને હું તો અજબ થઇ ગયો. આટલું અપમાન થયા છતાં જાણે કાંઇ જાણતીજ નથી! તેના મોં ઉપર એવી ને એવી શાંતિ, જરાય ગરમ થઈ નહિ, ઊલટી નમી પડી!

"એ જોઇને મારાથી ન રહેવાયું, મારો પિત્તો ઊછળી આવ્યો, પણ એ સાધુને મોઢે હું કાંઇ બોલી શક્યો નહિ; કારણ કે તેના તેજમાં હું અંજાઇ ગયો ને તેના ગુસ્સાના ભયથી હું બી ગયો, પરંતુ એ ગયા પછી ડોશીને મેં કહ્યું કે, એવા લંગોટિયા જોગટાઓ તો ઘણાએ આવે, તેનું તે એવું એવું શા માટે ખમીએ? એના બાપની શી ઓશિયાળ છે?

ડોશીએ કહ્યું: 'દીકરા! તું હજી બાળક છે. એને હજી અંતરનો રંગ લાગ્યો નથી, માટે પોતાનું તપ આવી રીતે ધોઇ નાખે છે. એની સાથે જો આપણે પણ એવાં થઇ બેસીએ, તો આપણું કર્યું–કારવ્યું પણ ધોવાઇ જાય ને? એ તો એમજ ચાલે. પાંચે આંગળી કાંઇ સરખી હોય? તેમાં પણ સાધુઓમાં તો અધીં-અર્ધ મગજના ગયેલાજ હોય. તેં તો આ એકજ જોયો, પણ મારી પાસે તો એવા ઘણાએ આવ્યા કરે છે, એ બધાની સાથે હું લડયા કરું તો મારો આરો કયાં આવે? તું કહેતો હતો કે, હું તમને કાંઈક જ્ઞાન સંભળાવીશ, પણ ભાઈ જો આવું જ્ઞાન સંભળાવે, તો તો હું રખડી પડું. દીકરા! તને ખબર છે?

**"ઘર બાળ્યે ઘર ઊગરે, ઘર રાખ્યે ઘર જાય."**

"પ્રભુને અર્થે ઘર ઉપર તુલસીપત્ર મૂકી દઇને જાતના અછોડા કાઢી નાખીએ, ત્યારે સાચું જ્ઞાન મળે. વાતોના જ્ઞાનમાં શું વળે? એ તો સૌને આવડે. માટે ભાઇ! તારો હજી માંહીલો મર્યો નથી, તેને માર ને પછી મને જ્ઞાન સંભળાવવા આવ. એમ કાંઇ જ્ઞાન રસ્તામાં નથી પડયું!"

ડોશીની આ વાત સાંભળીને હું તો એવો શરમાઈ ગયો કે, કાંઇ વાતજ ન પૂછો. ગુરુ થવા ગયો હતો, પણ હું તો એ કુંભારણનો ચેલોજ થઈ ગયો ને નીચું જોઇને ભોંય ખોતરવા મંડયો. બીજું કાંઇ સૂઝયુંજ નહિ. એટલામાં વાઘરી જેવા કોઈ ભિખારીએ આવીને કહ્યું કે, 'મા! અમે ભૂખ્યા છીએ, કાંઇક ખાવાનું આપો.' ડોશીએ કહ્યું: 'લોટ લઇ જાઓ.' ભિખારીએ કહ્યું: 'લોટ તો અમારી પાસે છે, પણ અત્યારે હવે કરીએ કયારે ને ખાઇએ કયારે? જગ્યાની, બળતણની, એ બધી માથાકૂટ થઇ પડશે ને આ છોકરાંઓ ભૂખ્યાં થયાં છે.' ડોશીએ પૂછયું: 'કેટલા જણા છો?' 'તેઓએ કહ્યું: 'છ જણા છીએ મા.' ડોશીએ કહ્યું: 'વહુ! જુઓ, રોટલા કેટલા છે?' 'વહુએ કહ્યું: 'સવારે સાત પાલીના રોટલા કર્યા હતા, તેમાં હવે બે રોટલા રહ્યા છે!' 'ડોશીએ કહ્યું: 'એ બે રોટલા આ છોકરાંઓને આપી દો. તે ખાતાં થાય તેટલામાં તમે બીજા ચાર પાલીના રોટલા ઘડી નાખો. દાળ થતાં વાર લાગશે; માટે છાશ ને રોટલા આ અભ્યાગતને આપજો. હું જરા સંતદાસજી પાસે જઇ આવું!

## ૩૮–સારાં કામ પ્રભુ પોતે ઉકેલે છે, માત્ર તે કરવાવાળા જોઇએ

"મહારાજજી! આ તો હું માત્ર બે કલાકની અંદરની બાબત કહું છું અને તેમાં પણ હજી તો ઘણુંએ ભૂલી ગયો છું, પણ તે દિવસ પાસેના ગામડામાં શીતળાના મેળાનો હતો, એટલે ખાસ વધારે ધામધૂમ હતી; છતાં પણ એવું એવું થોડુંઘણું તો દરરોજ ચાલતું હોય; અને તે એકબે દહાડા કે મહિનો પંદર દિવસ નહિ, પણ વીસ વરસ થયાં એવો ને એવો રગડો એ ડોશી ચલાવે છે! મને અજાયબી એ લાગી કે, આ બધો રોજનો ઠાઠ નભે છે કેમ? ડોશી પૈસા લાવે છે કયાંથી? બધી વાતના વેષ આવે પણ કાંઇ નાણાના વેષ આવે છે? નથી કાંઈ તેને ગામ–ગરાસ, નથી કાંઈ વ્યાજ–વટાવ, નથી કાંઇ એવો મોટો ધંધો–રોજગાર કે નથી કાંઇ ધર્માદાની બહારની આવક, ત્યારે એ બધું ચાલે છે કયાંથી? મારા મનમાં એ બહુ ચટપટી થઇ ને મારાથી તો ન રહેવાયું, તેથી મેં એક વખત ડોશીને પૂછયું કે:

"ડોશીમા! તમે કાંઇક રિદ્ધિસિદ્ધિવાળાં છો, એ વિના આવો કારભાર ચાલી શકે નહિ."

એ સાંભળી જરા હસતું મોં કરી બહુ મીઠાશથી ડોશીએ કહ્યું: 'દીકરા! ભોળો ન થા, આપણે શું ચલાવશું? ચલાવવાવાળો ચલાવે છે. મારી રિદ્ધિસિદ્ધિ તો મારા બે દીકરાઓ છે, એ કમાય છે ને હું ખરચું છું. મોટો છોકરો ખેડ કરે છે, બે સાંતીની જમીન છે, તેમાં દસપંદર ખાંડી બાજરો થાય છે ને કાંઇ થોડોઘણો કપાસ થાય છે. કોઇ જતાંઆવતાંને રોટલો આપવામાં મને મહિને ખાંડી બાજરાનું ખરચ છે. ખાંડી બાજરાના વીસપચીસ થાય એમાં મોટી વાત શી છે? સૌનાં નસીબે પ્રભુ એટલું આપી રહે છે. કોઇ વરસ નરમગરમ હોય તો વેપારી ભલો છે, તે ધીરે છે. બીજો છોકરો વાસણ ઘડે છે, તેમાંથી ઘરનું ખરચ નીકળે છે. સૌ હાથોહાથ કામ કરવા મંડે, ત્યાં પછી પ્રભુ સામું જોયા વિના કેમ રહે? અમે કાંઇ તારાં મુંબઇનાં માણસ જેવાં આપલપોપલિયાં થોડાંજ છીએ; અહીં તો ઘેર બે ભેંસ છે, તેને સારુ ખડની ભારી પણ સીમમાંથી લઇ આવીએ ને લાકડાંનો ભારો પણ હાથે કાપી લાવીએ. અમને ગરીબ માણસને ખરચ શું ને વાત શું? જગ્યા-

ભાડાનું ખરચ નહિ, નોકરોનું ખરચ નહિ, ને મોજશોખની વાત નહિ; માત્ર દાળરોટલા સાથે કામ, એટલે ત્રણસો રૂપિયા ઘરખરચ જુદું; બાકી પાંચસો રૂપિયામાં આખું વરસ ભર્યોભર્યો થઇ રહે છે. બાકી તો દીકરા! તને ખબર છે? સારાં કામ પ્રભુ પોતે ઉકેલે છે, માત્ર કરવાવાળા જોઇએ."

ડોશીની આ સાચી વાત સાંભળીને હું વળી વધારે અજબ થયો. મને એમ લાગ્યું કે, માત્ર પાંચસો રૂપિયામાં આટલો બધો પરમાર્થ! રોજ વીસપચીસ ગરીબ માણસો જમે! અહો! કેવી મોટી વાત! માણસ ધારે તો થોડામાં પણ કેટલું બધું કરી શકે છે? પાંચસો રૂપિયા તો અમે અહીં વરસદહાડે જગ્યાના ભાડાનાજ ખરચી નાખીએ છીએ. હું તો એથી ચોગણું કમાઉં છું ને તોપણ એક અધીં પણ ખરચી શકતો નથી! પ્રભુ! દયા કર, દયા કર, મહારાજજી, કોઇ કોઇ વખત આવા વિચાર આવી જાય છે તો ખરા, પણ જીવ એવો અભાગિયો છે કે, કાંઇ બનતું નથી."

## ૩૯–શાસ્ત્રીઓ અને પ્રોફેસરો વચ્ચે શા માટે જુદાઇ છે?

મેં કહ્યું: "મહારાજજી, પંડિતજીએ તો મજાની વાત કહી. હું તો જાણું કાંઇ અગડમ–બગડમ કરશે ને આપણો રસ તોડી નાખશે, પણ એમણે તો સરસ ખૂબી કરી. આપના મતને બરાબર પુષ્ટિ આપી."

મહારાજે કહ્યું: "પંડિતજી હજી સાવ લૂખા છે. માત્ર મગજનાજ પંડિત છે, હૃદયના પંડિત નથી; તોપણ હવે ધીરે ધીરે ગળતા જાય છે. આ એક વરસમાં તેમના અગાઉના ને હાલના વિચારોમાં ઘણો ફેર પડી ગયો છે. માણસ કાંઇ એકદમ સુધરી શકે નહિ અને તેમાં પણ શાસ્ત્રના તથા કુળના અભિમાનવાળા પંડિતજી જેવા માણસો તો જલદી સુધરી શકેજ નહિ, તેમ છતાં પણ આપણી મંડળીના સંગથી પંડિતજી જરાજરા ઝૂકતા જાય છે, માટે આપણે સૌએ ખુશી થવું જોઇએ."

માસ્તરે કહ્યું: "આપની વાત બરોબર છે; જો એમ ન હોય તો ભીમા સુતારના ઘરની બાસૂદીની ધામધૂમ મૂકીને પંડિતજી અહીં એટલો બધો વખત બેસે ખરા કે?"

પ્રોફેસરે કહ્યું: "ભલે તમે બધા કહો કે પંડિતજી સુધરતા

જાય છે, પણ હું તે વાત માનતો નથી. મુંબઇની ગટરો સુધરી છે કે આપણા ગુરુઓ સુધરે? યાદ રાખજો કે, કોઇકિ દિવસ પણ ગામની ગટરો સુધરશે, પણ રૂઢિના, ધર્મના ને કુળના અભિમાનવાળા મિથ્યાચારની જાળમાં ફસાઇ ગયેલા આપણા પંડિતો ને સાધુઓ સુધરવાના નથી."

પંડિતજી સામું જોઇને જરા હસીને મેં કહ્યું: "કેમ પંડિતજી! પ્રોફેસર સાહેબ શું કહે છે?"

પંડિતજીએ કહ્યું: "એકજ નાના કુંડાળામાં ફેરવવા માટે જેમ ઘાંચીના બેલની આંખે અંધારીઓ બાંધે છે, તેમ તમારા જેવા પ્રોફેસરોની આંખે ઉપલક યુરોપિયન વિચારોની જે અંધારીઓ બાંધેલી છે, તે અંધારીઓ જ્યારે ઊતરશે ત્યારે પંડિતો સુધરશે."

આ સાંભળી મહારાજે ખુશી થઇને કહ્યું: "બેટિ! પંડિતજીએ બહુ જબરજસ્ત ફટકો માર્યો. ખરેખર એમજ છે, બન્નેની વાત સાચી છે. પંડિતો જેમ ઉચ્ચપણાના અભિમાનમાં ને ધર્મને નામે ચાલતાં રૂઢિનાં ધતિંગોમાં ફસાયેલા છે, તેમ ઘણાખરા પ્રોફેસરો પણ યુરોપિયનોની નજરે જોવાવાળા અને અંગ્રેજીમાં જે હોય તેજ સાચું, એવા વિચારના થઇ ગયેલા છે; એટલે સનાતનધર્મનાં રહસ્યો તપાસવામાં તેઓએ જાણે આંખે અંધારીઓજ બાંધેલી હોય એવું થઇ પડ્યું છે અને તેથીજ બન્ને પક્ષ વચ્ચેની જુદાઇ વધી ગયેલી છે. હજુ અપૂર્ણ રહેલા યુરોપના સાયન્સની ચાળણીમાં ચળાયા વિનાનો માલ આપણા ચશ્માધર પ્રોફેસરોને અને આપણા લેભાગુ સુધરેલાઓને ગમતો નથી અને આપણા શાસ્ત્રીઓને પોલ વિનાનો ધર્મ–ડોળાદમાક વિનાની સફાઇ ગમતી નથી, તેથી તેઓને યુરોપનું બધું ખરાબજ લાગે છે; કારણ કે આપણા શાસ્ત્રીઓ સનાતન વૈદિકધર્મની રીતે પ્રાચીન ઋષિઓના શુભ હેતુઓ અને કુદરતના નિયમો સમજીને નહિ, પણ હાલમાં ચાલતી રૂઢિઓ, અંધશ્રદ્ધા તથા જૂના સાંકડા વિચારના લોકમતની આંખે શાસ્ત્રોના અર્થ કરે છે, તેથી બંને પક્ષ વચ્ચેની જુદાઇ મટતી નથી. જો કે એ જુદાઇ ઘડીકમાં મટે તેમ નથી, પરંતુ ઈશ્વરકૃપાથી ભ્રાતૃભાવનો ઉદાર ધર્મ બન્ને પક્ષવાળા ધીરે ધીરે સ્વીકારતા જાય છે, એટલે બહારની ક્રિયાઓમાં કાંઇક જુદા રહીને પણ આંતરધર્મમાં એક થઈ શકે તેમ છે. બેટિ! આવી રીતે બહારની ક્રિયાઓની જુદાઇ છતાં પણ ભ્રાતૃભાવનો ધર્મ–પરમાર્થનો ધર્મ

આખી દુનિયાના લોકોને આંતરધર્મની એકજ સાંકળમાં એટલે કે ઈશ્વરી-સગાઈમાં જોડી શકે છે, માટેજ-એ રહસ્યને લીધેજ અમે ખાસ ભ્રાતૃભાવના ધર્મની હિમાયત કરીએ છીએ."

## ૪૦-અંતરની લાગણી વિના જીભના લબ-કારથી કાંઈ વળે નહિ

સ્વામીજીના આ જજમેન્ટથી બન્ને જણુ ચૂપ થઈ ગયા, ત્યારે માસ્તરે પૂછ્યું કે, "કેમ પંડિતજી! હવે તમારે કાંઇ કહેવું છે?"

પંડિતજીએ કહ્યું: "જો રજા હોય તો ઈશ્વરીજ્ઞાનની બાબતમાં મહારાજજીની વાતના ટેકામાં મારે મારા અનુભવનો એક બીજો દાખલો આપવો છે."

મહારાજે કહ્યું: "પંડિતજી! હવે તમે બેલાશક કહો; કારણુ કે તમારા 'દયાની દેવી'ના દાખલાથી આપણી મંડળી ખુશ થઇ છે."

પંડિતજીએ કહ્યું: "હવે મારે એથી એક ઊલટો દાખલો આપવો છે. જો કે તે અમને પોતાનેજ શરમ જેવો છે, કારણુ કે એ અમારાજ વર્ગનો છે અને અમારી ઓળખાણુનોજ છે, પણુ હવે જ્યારે તમે સત્ય શીખવતા જાઓ છો, ત્યારે સત્ય કહ્યા વિના રહી શકતો નથી. અહીં એક શાસ્ત્રી છે. તે હોશિયાર માણુસ છે. એક મંદિરમાં તેના બાપના વખતનો 'પાટલો' છે, તેથી ચોમાસામાં તે ત્યાં કથા કરે છે. વેદાંતના જ્ઞાનમાં પણુ ઠીક છે, પણુ આચરણુ જોયાં હોય, તો એમ કહેવું પડે કે, પ્રભુ! દયા કરો! એક આંખે ફાંગો, ડાચું જોયું હોય તો વાંદરા જેવું ને વળી બળિયલ; કોઇ સાથે સીધી વાત કરે તો એનોજ બાપ મરે! ફળિયાનાં નાનાં છોકરાંઓને ભૂંડી ગાળો દીધા વિના તો બોલાવેજ નહિ, કોઇની પણુ સાથે મીઠાશથી તો બોલેજ નહિ, સગાં-વહાલાંઓ સાથે બારમો ચંદ્રમા, હમેશાં જયારે જોઇએ ત્યારે એરંડિયું પીધા જેવુંજ મોં, એની નાતમાં કન્યાનો દુકાળ એટલે છે વાંઢો, હવે બુઢ્ઢો થવા આવ્યો છે ને પાસે પાંચ પૈસાનો જીવ છે, પણુ ધરમને નામે મીંડું અને કોઇ દી કૂતરાંને રોટલાનો કટકો નાખવાના પણુ સોગન!! હું તેની પાસે ન્યાયનાં થોડાં સૂત્રો સમજવા જતો, પણુ અન્યાયની ઘણી વાતો સાંભળ્યા વિના તેની પાસેથી હું ન્યાય સાંભળી શકતો નહિ. જ્યારે વેદાંતની વાતો કરે, ત્યારે કહે કે, 'માયા મિથ્યા છે.

ને બ્રહ્મ નપુંસક છે, માટે જગત ખોટું છે; કારણ કે મિથ્યાપણાના ને નપુસકના સંયોગથી કાંઇ થઇજ શકે નહિ, ત્યારે જગત કેવી રીતે સાચું થઇ શકે? આ તો બધું આભાસમાત્ર છે.' આવી રીતે આખા જગતને ખોટું કહે, પણ પોતાની દમડી સાચી. પોતાને દોઢિયું ખરચવાની વાત નહિ! બીજું તો રહ્યું, પણ નાતમાં કોઈ મરી જાય તો આભડવા પણ જાય નહિ. પોતાના બાપના શ્રાદ્ધને દહાડે કાગવાસ પણ નાખે નહિ અને લોકોનાં શ્રાદ્ધ ખાવાને તો તૈયાર! મંદિરમાં કથા વાંચે તેથી પેંડા, બરફી, લીલો મેવો વગેરે ઘણુંએ આવે, પણ તેમાંથી કોઈ દિવસ પાડોશીનાં છોકરાંને પણ કટકો ચખાડે નહિ. વિદ્યા ઘણી છે, પણ મન દઇને કોઇને શીખવે નહિ. મહિનામાં બેત્રણ ઘાટી બદલ્યા વિના રહે નહિ, બેચાર દહાડા થાય ત્યાં ઘાટી સાથે તેરીમેરી કર્યા વિના રહેજ નહિ; એટલુંજ નહિ પણ તે બિચારા ગરીબ માણસોને કોઇને પૂરો પગાર પણ ન આપે. કોઇનું કાંઇ સારું થાય તેમ હોય, તો તેમાં ધરાર ચાહીને ભાંગતી વાત કરી નાખે. માત્ર પોતાના શરીરનીજ કાળજી, બીજાઓને માટે જરાએ દરકારજ નહિ. હું તેને જ્યારે જોઉં ત્યારે મને એવો વિચાર થાય કે, આવા વિદ્વાન શાસ્ત્રીનાં આચરણો આવાં કેમ હશે? ભલાઇની જરાએ લાગણીજ ન મળે! આખી દુનિયા ખોટી છે, એમ લોકોને સમજાવવું અને પોતે દમડી સારુ ઝેર ખાવું. એ જ્ઞાન તે કઇ જાતનું? ગામડાંની અજ્ઞાન કુંભારણ અને આ અમારા વિદ્વાનભાઇબંધ જોયા, ત્યારથી આપણને તો ખાતરી થઇ ગઇ કે, ઈશ્વરીજ્ઞાન એ કાંઇક જુદીજ વસ્તુ છે; એટલુંજ નહિ પણ પ્રભુપ્રીત્યર્થે ભલાં કામો કર્યા વિના માત્ર જીભના લબરકાથી કાંઇ સાચું જ્ઞાન મળે નહિ. માટે હવે તો દીન થઇને હમેશાં એજ પ્રાર્થના કરું છું કે, હે પ્રભુ! રૂડાં કામો કરી શકીએ એવી સદ્બુદ્ધિ આપો, એવી સદ્બુદ્ધિ આપો."

---

## ૪૧–માત્ર જાણવું એનુંજ નામ જ્ઞાન નથી, પણ જાણ્યા પ્રમાણે પાળવું એનું નામ જ્ઞાન છે

મહારાજે કહ્યું: "બેટિ! પંડિતજીની આ બન્ને વાતો યાદ રાખવા જેવી છે અને તેમાંથી આપણે એ શીખવું જોઇએ કે, ભલાં કામો કર્યાં વિના માત્ર વાતો કરવાથી કે ચોપડીઓ વાંચવાથી કાંઇ

ઈશ્વરીજ્ઞાન મળી શકે નહિ, કારણ કે એ તોઃ—

'यथा खरश्चंदन भारवाहि भारस्य वेत्ता न तु चंदनस्य।' એના જેવું છે. એ તો પોપટના 'રામ રામ' જેવું અને બોલેલું પાછું બોલી બતાવે તેવા ફોનોગ્રાફના જેવું છે. એવા અનુભવમાં આવ્યા વિનાનાં જ્ઞાનથી કાંઇ કલ્યાણ થાય નહિ. સિદ્ધદશાને પામી ચૂકેલા આપણા મહાત્મા ઋષિઓએ શાસ્ત્રોમાં વારંવાર કહેલું છે કે, કર્મો કરવાથી એટલે કે ભલાં કામો કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને અંતઃકરણની શુદ્ધિ થયા પછીજ ઈશ્વરીજ્ઞાન થાય છે. એ વિના બીજે કોઇ પણ રસ્તે સત્યજ્ઞાન થઇ શકતું નથી; માટે આપણા પવિત્ર સનાતન આર્યધર્મનો એ સિદ્ધાંત છે કે, માત્ર જાણવું એનુંજ નામ જ્ઞાન નથી, પણ જાણ્યા પ્રમાણે પાળવું એનું નામ જ્ઞાન છે; કારણ કે માત્ર જાણ્યાથી કાંઇ જાણેલી વસ્તુ આપણી પોતાની થઇ જતી નથી અને જ્યાંસુધી જાણેલી વસ્તુ આપણી પોતાની માલિકીની ન થાય તથા આપણી ઇચ્છા પ્રમાણે આપણા ઉપયોગમાં ન આવે, ત્યાંસુધી તે આપણને શા કામની? એમ તો આપણે સૌ જાણીએ છીએ કે, ટ્રાન્સવાલમાં સોનાની ખાણો છે, કીંબલીંમાં હીરાની ખાણો છે, સિલોનના દરિયામાં મોતી પાકે છે, તિબેટમાં કસ્તૂરી પાકે છે અને બ્રહ્મદેશમાં માણેકની ખાણો છે; પરંતુ એમ જાણવાથી તે કાંઇ આપણા બાપનું થઇ ગયું કે? નહિજ. તેમજ ઈશ્વરને લગતી શાસ્ત્રની કેટલીક વાતો માત્ર જાણવાથી તે જ્ઞાન કાંઇ આપણું થઇ જાય નહિ, પરંતુ જ્યારે એ પ્રમાણે આપણે પાળી શકીએ, ત્યારેજ તેનો લાભ આપણને મળે અને જ્યારે એવો લાભ મળે ત્યારેજ તે ચીજ આપણી કહેવાય. એમ ન થાય ત્યાંસુધી માત્ર ઉપલક રીતે જાણવાથી કાંઈ જ્ઞાની થઇ જવાય નહિ. જો કે માત્ર જાણવાથી કાંઈ જાણેલું આપણું થઇ જતું નથી, તો પણ જો જાણ્યું હોય તો ધીરે ધીરે કોઇક દિવસ પણ તેમાં રુચિ થાય છે અને જ્યારે અનુકૂળતા આવે ત્યારે કોઇક દિવસ પણ તે મેળવી શકાય છે; માટે શાસ્ત્રમાં કહેલું ઈશ્વરીજ્ઞાન જાણવાની જરૂર છે અને એ જાણ્યા પ્રમાણેનું મેળવવા સારુ અંતઃકરણ શુદ્ધ કરવાની જરૂર છે, તથા અંતઃકરણને શુદ્ધ કરવા સારુ કર્મો કરવાની એટલે કે ભલાં કામો કરવાની જરૂર છે. કારણ કે જીવો સાથેની ભ્રાતૃભાવની આપણી ઈશ્વરીસગાઇ, પરમાર્થને રસ્તેજ પ્રભુને દેખાડી શકાય છે તથા ભલાં કામોની મારફતેજ

જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવી શકાય છે અને ઈશ્વરીસ્નેહમાંથીજ ઈશ્વરીજ્ઞાન ઉત્પન્ન થાય છે; માટે ઈશ્વરીજ્ઞાન મેળવવા સારુ આપણે આપણી પરમાર્થવૃત્તિને ખીલવવી જોઇએ."

## ૪૨–ઈશ્વરીજ્ઞાન ખીલવવાના નિયમો

"બેટિ! હવે પરમાર્થનાં બળથી કેવી રીતે ઈશ્વરીજ્ઞાન ખીલે છે, તે આપણે જોવું જોઇએ. ભ્રાતૃભાવની અરસપરસની મદદથી જ્યારે દુનિયાદારીના આપણા વ્યવહારની ગાડી બરાબર રીતે સડસડાટ આગળ ચાલી જતી હોય, જિંદગીને જરૂરનાં અનુકૂળ સાધનો સહેલાઇથી મળી શકતાં હોય, દેશમાં આબાદી હોય, પ્રજામાં ધર્મભાવના જાગૃત હોય અને રાજ્યના કાયદાઓ પ્રજામતને અનુસરતા હોય, ત્યારે એ બધાના સંયોગમાંથી કુદરતી રીતેજ ઈશ્વરીજ્ઞાન ખીલતું જાય છે. પ્રથમ વિદ્યાનું જોર વધે છે, તેથી કુદરતના સ્થૂલ ભેદો ખૂલતા જાય છે અને કુદરતની બહારની કરામતો સમજાતી જાય છે. એ પછી સૃષ્ટિના નિયમો જાહેરમાં આવતા જાય છે, તેથી જડ વસ્તુઓ મનુષ્યના કાબૂમાં આવતી જાય છે. એ પછી તેમાંથી નવી નવી મહાન શક્તિઓને માણસ પોતાના ઉપયોગમાં લઇ શકે છે અને એમ થવાથી થોડા વખતમાં, થોડા ખરચમાં ને થોડી મહેનતમાં માણસો મોટો લાભ મેળવી શકે છે. એ પછી ઉત્તમ વૃત્તિવાળાં માણસોની લાગણીઓ બહુ તીક્ષ્ણ, નાજુક અને ઊંડી અસરો ગ્રહણ કરી શકે તેવી થવા માંડે છે અને તેઓનું ચિત્ત મંદ વૈરાગ્યવાળું થઇ અધ્યાત્મજ્ઞાન તરફ વળવા માંડે છે. જ્ઞાનનો આ દરજ્જો જરા કઠિન છે. અહીં બહુ વખત ખોટી થવું પડે છે અને તેના પ્રમાણમાં શરૂઆતમાં લાભ બહુ થોડો દેખાય છે; કારણ કે જે વૃત્તિઓ જમાનાઓ થયા દુનિયાદારીના પ્રપંચો તરફ વળી ગયેલી છે, તેઓને આંતરજગતમાં લઇ જવાની છે અને એ કામ કાંઈ સહેલું નથી, માટે જ્ઞાનની આ દશામાં બહુ ખોટી થવું પડે છે; એટલુંજ નહિ પણ તેમાં રોકડો નફો બહુ થોડો છે અને અભ્યાસ ઘણો વધારે કરવો પડે છે; માટે ઘણું કરીને બધાં માણસો એ શરૂઆતનાં પગથિયાં પાસેજ અટકી જાય છે. એ પછી જેઓ આગળ વધી શકે તેઓ આંતરજગતમાં પ્રવેશ કરે છે. ત્યાંથી સાચી ને ખોટી વસ્તુ તેમને સમજાઇ જાય

છે. એમ થયા પછી તેમની વૃત્તિ અંતરમાં ઠરવા લાગે છે અને ઊંડે ઊતરવાનું મન કરે છે, ત્યારે નાના નાના ચમત્કારો બનવા લાગે છે અને ધીરે ધીરે અદૃશ્ય વસ્તુઓ સમજાતી જાય છે તથા અદૃશ્ય શક્તિઓ કાબૂમાં આવતી જાય છે. એ પછી તે મહાત્માઓ જગતને સુખી કરવા તથા તેને આગળ વધારવાના ઈશ્વરીઉદ્દેશમાં મદદ કર્યા કરે છે. એમ કરતે કરતે ઈશ્વરીસ્નેહને લીધે જેમ જેમ તેમનામાં પરમાર્થનું બળ વધતું જાય છે, તેમ તેમ દુનિયાદારીના ભારથી હલકા થઈને, અહંભાવથી છૂટીને અને ઈશ્વરીજ્ઞાનનાં ઊંડાં રહસ્યો અનુભવીને તેઓ ઈશ્વરની નજીક જતા જાય છે. હજી આમાં ઘણા દરજ્જા અને ઘણી બાબતો કહેવાની રહી જાય છે, પણ એ બધી બારીકીની કાંઈ આ જગ્યાએ ખાસ જરૂર નથી. ટૂંકમાં એટલુંજ કે આવો ઊંચો દરજ્જો, દેશની આબાદીની મિલ બરોબર ચાલતી હોય અને દુનિયાદારીના આપણા વ્યવહારની ટ્રેન બરોબર દોડતી હોય,ત્યારેજ પ્રાપ્ત કરી શકાય છે; માટે એ મિલ અને એ ગાડી બરોબર ચાલી શકે તે સારુ આપણે તેમાં પરમાર્થનું તેલ પૂર્યા કરવું જોઈએ. જો આપણે એ તેલ ન પૂરીએ તો એ મિલમાં અને એ માયાના મોહમાં દોડી જતી ગાડીમાં આગ લાગી ગયા વિના રહે નહિ; માટે એ આગમાંથી બચવા સારુ તથા આપણી સ્થિતિ સુધારવા અને ઈશ્વરીજ્ઞાન મેળવવા સારુ આપણી મિલ તથા ગાડીમાં ઈશ્વરીસ્નેહ એટલે કે પરમાર્થનું તેલ પૂરવું આવશ્યક છે.”

---

## ૪૩–જ્ઞાનીઓ ક્યારે પેદા થાય છે ?

“યાદ રાખજો કે, જ્યારે આપણો દેશ આબાદ હતો અને જ્યારે આપણા પૂર્વજોને ગુજરાનનાં સાધનોની મુશ્કેલી નહોતી,ત્યારેજ–તેજ કાળમાં–ભારતમાં સૌથી વધારે ઈશ્વરીજ્ઞાન ફેલાયું હતું.જ્યારે અતિથિઓ એટલે કે ગરીબોનો સત્કાર થતો,જ્યારે બ્રાહ્મણોની પૂજા થતી એટલે કે વિદ્વાનોની કદર થતી, જ્યારે દેશના દરેક છોકરાને રાજાઓને ખરચે ઋષિઓના આશ્રમમાં રહીને મફત ખાવાનું ને શિક્ષણ મળતું, જ્યારે ભાઈબંધી તોડી નાખનારી આભડછેટનાં ખોટાં લફરાંઓ નહોતાં, જ્યારે ‘यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।’ એવું જ્ઞાન હતું અને જ્યારે પ્રજામતને અનુસરતી ઉદાર રાજ્યનીતિ હતી, ત્યારેજ આપણા દેશમાં સૌથી વધારેમાં વધારે

ઈશ્વરીજ્ઞાન હતું અને ત્યારેજ—એ વખતમાંજ ઉપનિષદોના કર્તા, સ્મૃતિઓના કર્તા, ષડ્શાસ્ત્રોના કર્તા તથા પુરાણોના કર્તા મહાત્માઓ પ્રકટ થયા હતા. એ વખતમાં ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇને લીધે, પરમાર્થને લીધે, ઈશ્વરીસ્નેહને લીધે દેશ આબાદ હતો, પ્રજા સુખી હતી, ધાર્મિક વિચારમાં લોકો સ્વતંત્ર હતા; એટલે કે હાલની પેઠે જુદા જુદા વાડામાં બંધાઇ ગયેલા નહોતા અને વિદ્યા અતિશય વધી ગઇ હતી, તેથી ઈશ્વરીજ્ઞાન ખીલી નીકળ્યું હતું."

## ૪૪–ઈશ્વરીસ્નેહ અને ઈશ્વરીજ્ઞાનનો સંબંધ

"કારણ કે સૂર્યનો પ્રકાશ અને તેથી ઊપજતી ગરમી એ બન્નેને જેવો સંબંધ છે, તેવો સંબંધ ઈશ્વરીસ્નેહ અને ઈશ્વરીજ્ઞાનનો છે. સૂર્યનો પ્રકાશ વધારે હોય અને ગરમી ઓછી હોય એમ બની શકેજ નહિ, તેમજ ગરમી વધારે હોય અને પ્રકાશ ઓછો હોય એમ પણ બની શકે નહિ. આપણે જોઇએ છીએ કે, જ્યારે શિયાળામાં સૂર્યનું તેજ ઓછું હોય છે, ત્યારે ગરમી પણ ઓછી હોય છે અને જ્યારે ઉનાળામાં સૂર્યનું તેજ વધારે હોય છે, ત્યારે ગરમી પણ વધારે હોય છે; તેમજ જે દેશમાં કે જે પ્રજામાં ઈશ્વરીસ્નેહ વધારે હોય એટલે કે અરસપરસને મદદ કરવાના ભાઇબંધીના નિયમો સારા હોય અને પરમાર્થ વધારે હોય, ત્યાં ઈશ્વરીજ્ઞાન પણ વધારે હોય છે અને જ્યાં ઈશ્વરીજ્ઞાન વધારે હોય, ત્યાં ઈશ્વરીસ્નેહ પણ વધારે હોય છે. આવી રીતે પ્રભુપ્રેમ અને બ્રહ્મજ્ઞાનનો સંબંધ છે અને પ્રભુપ્રેમનું બહાર દેખી શકાય એવું સ્થૂલરૂપ તે પરમાર્થ છે; માટે જે કાળમાં અતિશય પરમાર્થ હતો, તે કાળમાં ઈશ્વરીજ્ઞાન ધરાવનાર મહાત્માઓ પેદા થયા હતા અને એમ થાય તેમાં કાંઇ નવાઇ પણ નથી, કારણ કે આપણાથી જોઇ શકાય, સમજી શકાય અને અનુભવી શકાય એવું જે ઈશ્વરનું ઉત્તમ રૂપ તે ઈશ્વરીસ્નેહ છે. એટલે જ્યાં પ્રભુપ્રેમરૂપે પ્રભુ પોતે હાજર હોય, ત્યાં ઈશ્વરીજ્ઞાન હોય તેમાં નવાઇ શી ? માટે જો ઈશ્વરીજ્ઞાન મેળવવું હોય, તો ઈશ્વરીસ્નેહને વધારો; કારણ કે ઈશ્વરીસ્નેહ તે લોહચુંબક છે અને ઈશ્વરીજ્ઞાન તે લોહચુંબકમાં રહેલી આકર્ષણશક્તિ છે, એટલે જો લોહચુંબક મોટું હોય, તો તેની આકર્ષણશક્તિ પણ મોટીજ હોય, લોહચુંબક મોટું હોય અને તેની આક-

ર્ષણશક્તિ નાની હોય એમ બની શકેજ નહિ, કારણ કે લોહચું-બકના પ્રમાણમાં આકર્ષણશક્તિ હોય છે. તેમજ પ્રભુપ્રેમના પ્રમાણમાં ઈશ્વરીજ્ઞાન હોય છે, માટે જો ઈશ્વરીજ્ઞાન જોઇતું હોય તો પ્રભુપ્રેમને એટલે કે પરમાર્થને વધારો."

## ૪૫–પરમાર્થની પેટીમાંજ ઈશ્વરીજ્ઞાન રહી શકે છે

"બેટિ! આપણને સૌને ઈશ્વરીજ્ઞાનરૂપી ધન જોઇએ છે, પણ એ ધન રાખવાની આપણી પાસે જગ્યા ક્યાં છે? જ્યાંસુધી એ ધનને રાખવાની જગ્યા ન હોય, ત્યાંસુધી એ ધન આપણી પાસે કેમ રહી શકશે? આપણાં મેલાં થઇ સડી જાય અને કીડાઓ ખાઇ જાય એવાં સેલાંઓ, સાડીઓ, ખત–પત્રો અને નોટોનાં બંડલોને સાચવવા માટે આપણે પડવાથી ફૂટે નહિ, હવાથી ખરાબ થાય નહિ, ચોરોથી ચોરી શકાય નહિ, પાણીથી ભીંજાઇ જાય નહિ અને આગમાં બળે નહિ એવી ફાયરપ્રૂફ તિજોરીઓ માગીએ છીએ, પણ અમૂલ્ય આત્મિકધન સાચવવા માટે–બ્રહ્મજ્ઞાન રાખવા માટે આ-પણી પાસે એવી જાતની મજબૂત તિજોરીઓ ક્યાં છે? પંડિતજી! યાદ રાખજો કે, ઈશ્વરીધન લાગણી વિનાનાં સૂકાંટાટ હૃદયમાં રહી શકતું નથી, સ્વાર્થબુદ્ધિવાળાં અંતઃકરણમાં રહી શકતું નથી, ચં-ચળ મનમાં રહી શકતું નથી, અહંકારી સ્વભાવમાં રહી શકતું નથી, ફરજો બજાવ્યા વિનાનાં આળસુ જીવનમાં રહી શકતું નથી અને શાસ્ત્રના થોડાક શ્લોકો પરાણે પરાણે મોઢે ગોખી રાખીને મગજમાં ભરી રાખવાથી પણ કાંઈ એ ધન સાચવી શકાતું નથી; પણ એ આત્મિકધન તો માત્ર પરમાર્થની પેટીમાંજ રહી શકે છે, ભ્રાતૃભાવની સાંકળમાંજ બંધાઈ શકે છે અને ઈશ્વરીસ્નેહની તિજોરીમાંજ સલામત રહી શકે છે. જો ઈશ્વરીજ્ઞાન જોઇતું હોય તો તેને રાખવા સારુ પ્રથમ પ્રભુપ્રેમની એટલે કે પરમાર્થની તિ-જોરી ખરીદો અને પછી એ જ્ઞાન મેળવવાની તજવીજ કરો. કાર-ણ કે અમે જોયું છે કે, જેની પાસે ધન હોય, પણ ધન સાચવવાનાં મજબૂત સાધનો ન હોય, તેનું ધન ચોરાઈ જાય છે, બળી જાય છે, લૂંટાઇ જાય છે અને ખવાઇ જાય છે; તેમજ સંત પુરુષોના સંગથી કે આજુબાજુના કાંઇ સારા સંયોગોથી થોડુંઘણું ઈશ્વરીજ્ઞાન મળી જાય, પણ જો તેને સાચવવાનાં સારાં સાધનો ન હોય તો તે થોડાજ વખતમાં ચાલ્યું જાય છે; એમ ઘણાએ સાધુ–સંતના, ગૃહસ્થોના

અને મારા પોતાના દાખલાથી હું જાણું છું. મને પણ એક વખત એક મહાત્માના સંગથી બહુ રંગ ચડી ગયો હતો! એ વખતે જો તમે મને જોયો હોત, તો મારી મસ્તી કાંઇ ઓરજ હતી! પણ એ પતંગનો રંગ તે કેટલા દહાડા રહે? એ અંતરમાં લાગ્યા વિનાનો બહારનો રંગ તે ક્યાં સુધી ટકી શકે? શેઠની શિખામણ તો ઝાંપા સુધીજ હોય, તેમ થોડા દહાડામાં મારો એ રંગ પાછો ઊતરી ગયો અને આપણે તો જેવા હતા તેવાજ પાછા થઈ ગયા! કર્મ કર્યા વિના જ્ઞાન ટકી શકે નહિ, માટે આપણા ઘડીક વારના ખોટા ધનને રાખવા સારુ જેમ મજબૂતમાં મજબૂત ફાયરપ્રૂફ તિજોરી રાખીએ છીએ, તેમ આત્મિકધન ભરવા માટે–ઈશ્વરીજ્ઞાન સાચવવા માટે–ઈશ્વરીસ્નેહની એટલે કે પરમાર્થની પેટી રાખવી જોઇએ, ત્યારેજ એ ધન આપણી પાસે રહી શકે. જ્યાંસુધી એ સલામત તિજોરી આપણી પાસે ન હોય, ત્યાંસુધી આવેલું ધન પણ પાછું ચાલ્યું જાય છે; માટે ભાઇઓ! પ્રથમ પરમાર્થની તિજોરી મેળવો અને પછી ઈશ્વરીજ્ઞાન લેવા જાઓ."

## ૪૬–હવે આપણે જ્ઞાન આપવાની ફેશન બદલવી જોઇએ

"ઇશ્વરીજ્ઞાનનું સ્વરૂપ કેવું છે અને ઇશ્વરીજ્ઞાનથી શું શું લાભ થાય છે, એ જણાવતાં પહેલાં ઈશ્વરીજ્ઞાન મેળવવાના રસ્તા અને મેળવેલું જ્ઞાન ટકી શકે એવા ઉપાયો મારે તમને બતાવવા જોઇએ. એ બતાવવાને માટે–જુદી જુદી રીતે એ બાબત સિદ્ધ કરવા માટે હું આ બાબત લંબાવું છું. એ લંબાણથી પ્રોફેસર સાહેબને કદાચ કંટાળો લાગતો હશે અને પંડિતજીને એમ લાગતું હશે કે, યોગવાસિષ્ઠના ને પુરાણોના દાખલાઓ છોડી દઇને લોહચુંબક, આકર્ષણ, પ્રકાશ, ફાયરપ્રૂફ તિજોરીઓ અને મિલોના દાખલા હું કેમ આપું? પણ પંડિતજી! તમારે જાણવું જોઇએ કે, જેમ જમાનો બદલાયો છે, તેમ લોકોના ટેસ્ટ પણ બદલાયા છે. લોકોના પોશાકો અને ખોરાકો પણ બદલાતા જાય છે, ભણવા–શીખવાના નિયમો પણ બદલાયા છે, લખાણની રીતિ પણ બદલાતી જાય છે અને ધર્મના નિયમો પણ બદલાઇ ગયા છે. તેમજ ઈશ્વરીજ્ઞાનની રીતિમાં પણ જમાના અનુસાર ફેરફાર કરવો પડશે; કારણ કે હવે શ્રદ્ધાનો જમાનો મટતો જાય છે ને બુદ્ધિબળનો જમાનો આવ-

તો જાય છે. હવે ઈશ્વરીજ્ઞાન કેવળ શ્રદ્ધા ઉપરજ રહી શકશે નહિ, પણ તેને સાયન્સની મદદની જરૂર પડશે. માટે શ્રદ્ધાને બાજુમાં રાખીને વિદ્યા–હુન્નરના નિયમ પ્રમાણે ઈશ્વરીજ્ઞાનનો ઉપદેશ કરવો જોઇએ, તોજ એ જ્ઞાન ભવિષ્યની પ્રજાને ઉપયોગી થઈ શકશે. વિદ્યા–હુન્નર અને જમાનાને અનુસરતા છૂટાપણાને બાજુમાં રાખ્યા વિના જો ખાલી શ્રદ્ધાનુંજ જ્ઞાન આપવામાં આવશે, તો તે જ્ઞાન સર્વમાન્ય થઈ શકશે નહિ. માટે ઈશ્વરીજ્ઞાન ફેલાવવામાં આપણે વિદ્યા–હુન્નરની મદદ લેવી જોઇએ.

આપણા અભ્યાસ તથા પોશાકમાં થયેલો ફેરફારઃ–" પંડિતજી! આપણી બધી બાબતોમાં ને આપણા રીતરિવાજોમાં કેવી રીતે ફેરફાર થયો છે, એ તમારે જાણવું છે? તો સાંભળો; તમારા ને મારા દાદા જ્યારે ભણતા, ત્યારે પંતુજી–મહેતાજી શીખવતા કે, સીધો વર્ણો સમામનાયા; વળી ગોખાવતા કે, કક્કો કેવડો, ખખો ખાજલો; ગગા ગાઈ વ્યાઇ, એવું એવું તમે સરકારી નિશાળમાં શીખ્યા હતા કે? કહો કે, નહિજ. આજે તમારો છોકરો કીંડરગાર્ટનની રીતે શીખે છે; એ રીત તમે ભણ્યા ત્યારે જાણતા હતા કે? નહિજ. આવી રીતે જેમ આપણા અભ્યાસમાં ફેરફાર થાય છે, તેમ વખત જતાં આપણા ધર્મજ્ઞાનમાં પણ ફેરફાર થવો જોઇએ. આજે તમે મુસલમાનોના પોશાક ઉપરથી પેદા થયેલું પહેરણ પહેરો છો, એવું પહેરણ આપણા કોઈ ઋષિઓએ પહેર્યું હતું કે? આજે તમારા છોકરાને યુરોપિયન ફેશનનું પાટલૂન પહેરાવો છો, એવું પાટલૂન તમારા દાદાએ પહેર્યું હતું કે? આજે તમે જાકીટ પહેરો છો, એ તમારા બાપે પહેર્યાં હતાં કે? આજે તમારી વહુ લેડીફેશનનાં ગંજીફ્રોક ને કબજાચોળી પહેરે છે, તેને પૂછી જો જો કે, તારી નાનીમાએ આવું પહેર્યું હતું કે? આવી રીતે લોકમત પ્રમાણે અને આજુબાજુના સંયોગાનુસાર જેમ આપણા પોશાકમાં ફેરફાર થાય છે, તેમ જ્ઞાન આપવાની આપણી રીતિઓમાં પણ સમયાનુસાર ફેરફારો થવા જોઇએ.

આપણા ખોરાકમાં થયેલો ફેરફારઃ–"જેમ આપણા પોશાકમાં ફેરફાર થયો છે, તેમજ આપણા ખોરાકમાં પણ ફેરફાર થયો છે. હું નથી ધારતો કે, મારા દાદાએ આઇસક્રીમ ખાધો હોય! પણ હવે હું તો વારે વારે આઇસક્રીમ ખાઉં છું! આપણા પૂર્વજોએ પાંઉ અને બિસ્કૂટ ખાધાં હોય એમ આપણે જાણતા

નથી. પણ આજે તો ઠેકાણે ઠેકાણે બ્રાહ્મણિયા પાંઉ–બિસ્કુટ ખવાય છે! પચાસ સો વરસ અગાઉના આપણા ઘરડાઓ સોડા-વૉટર, બીડી કે ચા પીતા નહોતા, પણ હાલની પ્રજાના ઘણા ભાગને તો તે બહુ જરૂરની ચીજો થઇ પડેલી છે. આમ ખાવા-પીવાની ચીજોમાં પણ ઘણો ફેરફાર થતો જાય છે, તેમજ આપણી જ્ઞાન આપવાની રીતિઓમાં પણ ફેરફાર થવો જોઇએ.

આપણા વાચનમાં થયેલો ફેરફારઃ–" થોડાં વરસ અગાઉના લોકો ગજરામારુ, સદેવંત સાવળીંગા, બરાસ કસ્તૂરી, ગુલ-બંકાવળી અને દિલચમન ગાયન જેવી હલકા પ્રકારની ચોપડીઓ વાંચીને ખુશી થઈ જતા અને નાટકના રાગડાઓ તાણ-વામાં આનંદ પામતા, પણ હવે એવી ચોપડીઓથી આપણને સંતોષ થશે કે? હવે તો આપણને વિદ્યા–હુન્નરનાં લખાણો, નવી નવી શોધખોળની ખબરો, છૂપીપોલીસના ભેદ–ભરમો જુદા જુદા વિદ્વાનોના ઊંચી જાતના છૂટાપણાના વિચારો, જનસ્વભાવનાં અસરકારક ચિત્રોવાળી ઉત્તમ જાતની નૉવેલો અને પ્રાચીન ધર્મોનાં ઊંડાં રહસ્યો જોઇએ છે. આવી રીતે જેમ જેમ આપણી સમજશક્તિ ચડતા પ્રકારની થતી જાય છે, તેમ તેમ લખાણની જાત તથા શૈલીમાં ફેરફાર થતો જાય છે, તેમજ ઇશ્વરી-જ્ઞાન સમજાવવાની બાબતમાં પણ કંઇક સહેલાઇ થવી જોઇએ અને તેની સાથે કાંઈક ઊંડાં ગુપ્ત તત્ત્વો સ્પષ્ટ થતાં જાય એમ થવું જોઇએ. ત્યારેજ લખનારની ખૂબી કહેવાય, ત્યારેજ લખાણ ઉપયોગી થઇ શકે અને જ્યારે એમ થાય ત્યારેજ લખનારની મહેનત સફળ થઈ કહેવાય.

ધર્મના નિયમોમાં થયેલો ફેરફારઃ–" જેમ આપણો ખોરાક, પોશાક, લખાણ, શિક્ષણ વગેરે બદલાયું છે, તેમજ આપણા ધર્મના નિયમો પણ બદલાયા છે. જેમકે વિશ્વામિત્ર ક્ષત્રિય-કુળમાં ઉત્પન્ન થયા, છતાં પણ પોતાના કર્મના જોરથી બ્રાહ્મણ બની શક્યા હતા, પણ આજે તમે એવી રીતે કોઇને બ્રાહ્મણ બનાવશો ખરા કે? દ્રૌપદી પાંચ વર સાથે પરણ્યાં હતાં અને છતાં પણ તે સતી ગણાય છે, એવી રીતે આજે આપણી બાયડી-ઓ પાંચ વરને પરણી શકશે ખરી કે? અને જે પાંચ વરને પરણે તે ધર્મવાળું કામ ગણાય ખરું કે? શ્રીકૃષ્ણ પોતે રુક્મિણી તથા જાંબુવંતી વગેરેનું હરણ કરી આવ્યા હતા તથા શ્રીકૃષ્ણની

બહેન સુભદ્રાનું અર્જુન સાધુ બનીને હરણ કરી ગયા હતા અને તે ધર્મ પ્રમાણેનું કામ ગણાયું હતું, પણ આજે એવી રીતે કોઈ સ્ત્રીનું હરણ થઈ શકશે કે? અને જો કોઇ એમ હરણ કરે, તો તેને કાયદો છોડી દેશે કે? રામે ભીલડીનાં એઠાં બોર ખાધાં હતાં, છતાં પણ તેમની નાતે તેમને નાતબહાર મૂક્યા નહોતા, પણ ઊલટું રામનું તે કામ વખણાયું હતું અને એ ધર્મનું કામ ગણાયું હતું, પણ આજે એમ થઇ શકશે કે? તમારી જાત સિવાયના બીજા કોઇ બ્રાહ્મણનાજ ઘરની એઠી તો નહિજ, પણ પવિત્ર રસોઈ જમી તો જુઓ અને પછી તમારી કેવી રેવડી થાય છે તે જુઓ! પુલસ્ત્ય ઋષિનો પુત્ર રાવણ જાતે બ્રાહ્મણ હતો, તેની સ્ત્રી મંદોદરી મહાસતી હતી, રાવણનો નાનો ભાઇ વિભીષણ પરમભક્ત હતો અને ભગવાન રામચંદ્ર નીતિના ને ધર્મના અવતાર હતા, છતાં પણ તેમણે ખાસ પાસે રહીને મંદોદરી સાથે વિભીષણનું પુનર્લગ્ન કરાવ્યું હતું અને એ ધર્મનું કામ ગણાયું હતું, એટલુંજ નહિ પણ વાલ્મીકિ જેવા અસલના મહાન ભક્ત અને તુલસીદાસ જેવા હાલના મહાન ભક્તને પણ રામનું એ કામ ગેરવાજબી લાગ્યું નહોતું, પણ ઊલટું એ બાબતનું તેઓએ રસિક ભાષામાં વર્ણન કર્યું છે. પણ આજે આપણામાંથી જો કોઇ પુનર્લગ્ન કરે, તો તેની ઉપર કેવા હલકા પ્રકારના હુમલા થાય છે તે જુઓ! અસલાના બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો એકબીજાનું ખાતાંપીતાં વટલાતા નહિ, એટલુંજ નહિ પણ બ્રાહ્મણો, ક્ષત્રિય તથા વૈશ્યની કન્યા પણ વરી શકતા હતા અને તે ધર્મ ગણાતો હતો, પણ આજે માત્ર અસલના ધર્મની વાતો ખુલ્લી રીતે કહેવી, એ પણ આપણા ધર્મગુરુઓને પસંદ પડશે કે? નહિજ. કારણ કે દુનિયાની દરેક ચીજમાં જેમ વખત પ્રમાણે ફેરફાર થતો આવે છે, તેમ ધર્મની બાબતમાં પણ બહુ ફેરફાર થઇ જાય છે, કોઇ પણ દેશના કે કોઇ પણ પ્રજાના એના એ નિયમો છેવટ સુધી કાયમ રહેતા નથી, માટે જેમ જેમ એવી બાબતોમાં ફેરફાર થતો જાય, તેમ તેમ એ ફેરફારને લાયક થવા માટે ઈશ્વરીજ્ઞાન આપવાની આપણી રીતો-માં પણ ફેરફાર કરવો જોઇએ. જો એવી રીતે ફેરફાર ન કરીએ, તો બદલાતા જતા જમાનાને અસલનું જ્ઞાન વ્યવહારુ રીતે ઉપયોગ-માં આવી શકે નહિ, તેથી તે જ્ઞાન રુચિકર થઇ શકે નહિ અને જે રુચિકર ન હોય તે અસરકારક કેમ થઇ શકે? તથા

જે અસર ન કરી શકે તે જ્ઞાન શું કામનું ? આવું ન થાય માટે જ્ઞાન આપવાની આપણી રીતિઓ સુધારવી જોઇએ, સહેલી બનાવવી જોઈએ અને વિદ્યા–હુન્નરને બાજુમાં લઇને કામ લેવું જોઇએ. જો એમ યુક્તિથી કામ લેતાં આવડશે તોજ, પંડિતજી ! હવેની પ્રજામાં તમારું પોઝિશન રહી શકશે. બાકી જો એમ ને એમઃ–

'શ્રીશુકદેવજી કહેતા હવા' "એમ કર્યા કરશો તો તમારું કોઇ સાંભળશે નહિ, અને કદી થોડીક બિચારી ગરીબ રાંડીરાંડ ડોશીઓ તમારું સાંભળશે, તોપણ એની કાંઇ ખરી અસર થશે નહિ; કારણ કે હવેની પ્રજાને માત્ર શ્લોકના શબ્દોના અર્થજ નથી જોઇતા, પણ હવે તો લોકોને અંદરનું રહસ્ય જોઇએ છે. હવે માત્ર ખાલી શ્રદ્ધાનો નહિ, પણ બુદ્ધિબળનો જમાનો આવતો જાય છે, એટલુંજ નહિ પણ શ્લોકોના સાધારણ અર્થ સમજી શકે એટલું જ્ઞાન તો કેળવાયેલા વર્ગના મોટા ભાગને થઇ ગયેલું છે, માટે હવે તો તેઓને કાંઇક વધારે ઊંચો માલ પીરસવો જોઇએ.

"ભાગવત વાંચતે વાંચતે શ્લોકોનો માત્ર બહારનો શબ્દાર્થ કરીને સાંભળનારાઓને તમે કહો કે, 'એ જાંબુના ઝાડમાંથી હાથી જેવડાં જાંબુ થતાં હતાં, પછી એ જાંબુ ફાટતાં હતાં ને તેના રસમાંથી નદીઓ ચાલતી હતી અને તે નદીઓ સુવર્ણની થઇ જતી હતી.' વળી તમે કહો કે, 'પ્રિયવ્રત રાજા રથ ચલાવતા હતા, એ રથનાં પૈડાંથી સાત સમુદ્ર અને સાત દ્વીપ થતા હતા, એવા તે રાજા સમર્થ હતા. એ સાત સમુદ્રમાં એક દહીંનો સમુદ્ર થયો, બીજો મધનો સમુદ્ર થયો, ત્રીજો શેરડીના રસનો સમુદ્ર થયો અને ચોથો ક્ષીરસાગર એટલે દૂધનો સમુદ્ર થતો હતો.' પંડિતજી ! આ બધું શું ? આમ ક્યાં સુધી ચાલી શકશે ? અંદરનું રહસ્ય સમજ્યા વિના માત્ર આવી રીતના શબ્દોના અર્થથી હવેની પ્રજાના મનનું સમાધાન થશે કે ? નહિજ થાય. માટે જેમ આપણી બધી રીતોમાં ફેરફાર થયો છે, તેમ હવે આપણી ઈશ્વરીજ્ઞાન ફેલાવવાની રીતિમાં પણ ફેરફાર કરવો જોઇએ. જો એવો ફેરફાર કરતાં આવડે તો એના એ શબ્દોના અર્થ બદલાઇ જાય અને તેમાં કાંઇ ઓરજ ખૂબી આવી પડે. જો એમ કરતાં આવડે તો જે પુરાણોને આજે સુધરેલાઓ વાંચતા નથી અને વ્યાસના ગપાટા ગણે છે, તેજ પુરાણોના માણસો દાસ બની જાય. પણ ખૂબી બતાવવાવાળા જોઇએ. 'દુનિયા ઝૂકતી હૈ, લેકીન ઝુકાનેવાલા ચઇએ.''

## ૪૭–નવી ફૅશનના જ્ઞાનની અસર

"પંડિતજી ! આ પ્રૉફેસર જેવા અર્ધદગ્ધો આપણા પવિત્ર શાસ્ત્રોની ઉપર ગમે તેમ ટીકા કરે છે, એમાં વાંક કોનો ? ખરું પૂછો તો એમાં તમારા જેવા લેભાગુ શાસ્ત્રીઓનોજ વાંક છે. જો એના સવાલોના તમને સંતોષકારક જવાબ દેતાં આવડતા હોય, તો એનો કાન પકડીને બેસાડીએ, પણ ખાટલે મોટી ખોડ કે પ્રથમ પાયોજ ક્યાં છે ? તમે બ્રાહ્મણોજ મોટાં મીડાં, એટલે અમે કરીએ શું ? જેના હાથમાં લગામ છે, તે ધર્મગુરુઓજ માંડીવાળેલ પાનિયાં, એટલે પછી ઉપાય શો ? બાકી એ લોકો તો ઝૂકવાને તૈયાર છે; તેઓને કોઇ ઝુકાવવાવાળું જોઇએ છે. જુઓને સાદી સમજવાળી વિદુષી એનીબિસેન્ટ જેવી એક પરદેશી બાઇ એવા લોકોમાં કેટલું બધું કામ કરી શકે છે ? તમારા જેવા એક હજાર વ્યાસો એવા અંગ્રેજી ભણેલાઓમાં જેટલું કામ ન કરી શકે, એટલું કામ એ બાઇએ કરેલું છે. આનું કારણ શું ? એજ કે જમાનાની ફૅશન પ્રમાણે તેને જ્ઞાન આપતાં આવડે છે અને તમને તે નથી આવડતું; માટેજ અમે ઈશ્વરીજ્ઞાન આપવાની જૂની રીતોમાં જમાના પ્રમાણે ફેરફાર કરવાનું કહીએ છીએ. જ્યારે એક પરદેશી બાઇ આપણા ધર્મમાં માથું મારીને થોડા વર્ષમાં એટલું બધું કામ કરી જાય, ત્યારે જો કોઇ સારા વિદ્વાનોની પાસે એનીબિસેન્ટના જેવી કૂંચીઓ હોય, એટલે કે જ્ઞાન આપવાની રીતિઓ હોય, તો તેઓ કેટલું બધું કરી શકે ? શું એવા વિદ્વાનો આપણામાં નથી ? બેશક, ઘણાએ છે, પણ તેઓની પાસે જૂની ફૅશનની કૂંચીઓ છે અને અંગ્રેજી ભણેલાઓનાં તાળાં કટાઇ ગયાં છે, એટલે તેમાં એ કૂંચીઓ લાગુ પડતી નથી. એમાં કાંઇ કૂંચીઓનો દોષ નથી. કૂંચીઓ તો એની એજ છે, પણ તાળાંજ બગડી ગયાં છે; માટે એ તાળાંને જરા ઘસવાં જોઇએ અને તેમાં જરા તેલ પૂરવું જોઇએ. એ કામ જેને આવડે તેઓ ફાવી શકે તેમ છે. સૌ લોકો પોતાનાં તાળાં ઉઘાડવા ઇચ્છે છે અને તેમાં પણ આ પ્રૉફેસર જેવા ઉછાંછળાઓ તો પતંગિયાની પેઠે કૂદી પડે તેવા છે, પણ તમારી પાસે કટાઇ ગયેલાં તાળાંઓને સારાં કરવાનું સાધન નથી; એટલોજ વાંધો છે. મતલબ કે સૌ લોકોને ધર્મનું જ્ઞાન જોઇએ છે અને કૂંચી એટલે કે સત્ય ઈશ્વરીજ્ઞાન તો હમેશાં

સર્વ દેશમાં અને સર્વ કાળમાં એનું એજ છે, પણ તાળાં કટાઈ ગયાં છે, એટલે કે જમાનો બદલાઈ ગયો છે, માટે સાદી સમજ વાપરીને હાલની ફૅશન પ્રમાણે કહેતાં આવડે એવા વિદ્વાનો અત્યારે આપણે જોઇએ છે. પંડિતજી ! તાળાં કટાઈ ગયાં તેનું કારણ તમે સમજ્યા કે ? એનું કારણ એજ કે વાચન અને વિચાર જુદી જાતના મળ્યા, આહારવિહાર બદલાઇ ગયા, રીતભાતો બદલાઈ ગઇ, રાજ્યના કાદયાઓ બદલાઈ ગયા, મનુષ્યના સ્વભાવ બદલાઈ ગયા, મનુષ્યનાં શરીરનાં બંધારણ નબળાં પડી ગયાં, શ્રદ્ધા ઓછી થઇ ગઇ અને મગજની કેળવણી વધી ગઇ; પણ જ્ઞાન આપવાની રીતિ તો એની એ જૂનીખખ અસલનીજ રહી ગઇ. હવે તમે વિચાર કરો કે, એ ચાવી તે આ તાળાંને કેમ લાગુ પડે? ચાવી ઘણી એની એજ છે, પણ તાળાં માથે ઉપર મુજબનો કાટ ચડી ગયો છે; માટે અમે કહીએ છીએ કે, જ્ઞાન આપવાની આપણી રીતો બદલવી જોઇએ, એટલે કે વિદ્યા–હુન્નરને સાથે રાખીને જમાના પ્રમાણેનું ઈશ્વરીજ્ઞાન લોકોને આપવું જોઇએ. તે સારુજ–આપણાં જૂનાં જ્ઞાનને હાલની ફૅશન પ્રમાણે નવા રૂપમાં મૂકવા સારુજ–અમે હાલના વખતને અનુસરતા દાખલાઓ* આપીએ છીએ."

## ૪૮–આપણા ગુરુઓનું જ્ઞાન

"પ્રોફેસર સાહેબ! પંડિતજી કહે છે કે, અમે તો લેવાનુંજ કામ જાણીએ છીએ, આપવું તો શીખ્યાજ નથી; માટે તેઓને કદાચ એમ લાગશે કે, હું વારે વારે દરેક વાતમાં પરમાર્થને વચ્ચે કાં ઘુસાડી દઉં ? અવતારની ફિલસૂફીમાં પણ પરમાર્થ, પુનર્જન્મની વાતોમાં પણ પરમાર્થ, કર્મના કાયદા જાણવામાં પણ પરમાર્થ, ઈશ્વરને અર્પણ થઇને રહેવાની રીતિમાં પણ પરમાર્થ, મૂર્તિપૂજામાં પણ પરમાર્થ, દુનિયાદારી ચલાવવામાં પણ પરમાર્થ અને ઈશ્વરીજ્ઞાનમાં પણ પરમાર્થ!! આવું તો પરમાર્થનું આડું લાકડું ક્યાંય ન જોયું! એમ પંડિતજીને લાગતું હશે, કારણ કે તેઓ આપવું શીખ્યા નથી. વળી પેલા ફાંગાભટ્ટ પાસેથી તેઓ એમ શીખ્યા છે કે, આત્મજ્ઞાન થાય એટલે એજ વખતે મુક્તિ, પછી

* 'સંસારમાં સ્વર્ગ', 'સ્વર્ગનું વિમાન' અને 'સ્વર્ગની કૂંચી' ૫૦ સ્વર્ગનાં પુસ્તકો એ જાતના નવીન દાખલાઓથીજ ભરપૂર છે, તેથી ઘેરઘેર ખાસ હોંશે હોંશે તે પુસ્તકો વંચાય છે.

ગમે તો કર્મ કરો અને ગમે તો ન કરો, ગમે તો પ્રારબ્ધના ભોગ પ્રમાણે શરીર રહે ત્યાંસુધી સારાં કામ થાય કે ગમે તો માઠાં કામ થાય; તોપણ મુક્તિ તો આપણા બાપનીજ થઈ ચૂકી! કેમ પંડિતજી, એમજ કે?"

પંડિતજીએ કહ્યું: "હા મહારાજ! હું તો એમજ શીખ્યો છું."

મહારાજે જરા માથું ઝુકાવી નિસાસો નાખીને કહ્યું: "દયા કરો, પ્રભુ! અમારા આવા ગુરુઓ ઉપર દયા કરો." એમ કહીને મહારાજે કહ્યું કે, "તમે એમ શીખ્યા છો, પણ હું એમ સમજ્યો છું કે, પરમાર્થ એ બીજ છે અને ઈશ્વરીજ્ઞાન તે ઝાડ છે.

"બીજમાંથી ઝાડ થાય છે અને ઝાડમાંથી પાછાં બીજ થાય છે. જેમકે આંબાની નાની ગોટલીમાંથી આંબાનું મોટું ઝાડ થાય છે, ઝાડ થયા પછી તેમાં ઘણી કેરીઓ થાય છે અને કેરીઓમાંથી રસ ચૂસી લીધા પછી વળી પાછી તેમાંથી ઘણીએ ગોટલીઓજ બાકી રહી જાય છે; તેમજ દુનિયાદારીના આપણા નાના નાના પરમાર્થ એ આંબાની ગોટલી જેવા છે, તેમાંથી ઈશ્વરીજ્ઞાનરૂપી આંબો થાય છે. એ આંબામાં ભગવદ્સ્વરૂપરૂપી કેરીઓ થાય છે, એ કેરીઓમાંથી બ્રહ્માનંદરૂપી રસ ચૂસી લીધા પછી વળી પાછી ઘણીએ પરમાર્થરૂપી ગોટલીઓજ બાકી રહી જાય છે; માટે અમારે તો શરૂઆતમાં પણ પરમાર્થ છે અને અંતે પણ પરમાર્થ છે. જેમ જેમ અમને ઈશ્વરીજ્ઞાન થતું જાય, તેમ તેમ અમારા અંતરમાં બ્રહ્માનંદ વધવાની સાથે અમારી આ જગત સાથેની પરમાર્થની ફરજો પણ વધતી જાય છે, કારણ કે અનંત બ્રહ્માંડના નાથ, સર્વશક્તિમાન, પરમકૃપાળુ, પવિત્ર પિતા, મહાન પરમાત્માની અમે દાસભાવે સેવા કરવા ઇચ્છીએ છીએ, માટે અમને તો શરૂઆતનું બીજ પણ પરમાર્થ છે, એટલે કે ઈશ્વરીજ્ઞાન મેળવવા માટેનું સાધન પણ પરમાર્થ છે અને ફળ પણ બ્રહ્માનંદનો લહાવો લીધા પછી પાછું સેવાનું એટલે કે પરમાર્થનુંજ છે. જેમ બીજથી ઝાડને જુદું પાડી શકાય નહિ, તેમ અમે પરમાર્થને ઈશ્વરીજ્ઞાનથી જુદો કરી શકતા નથી. ઈશ્વરીજ્ઞાનથી પરમાર્થ જુદો થઇ શકેજ નહિ. કારણ કે અમારે તો પરમાર્થ એટલે કે પ્રભુની સેવા એજ સાધન છે અને એજ ફળ છે. મહાત્માઓએ પણ કહ્યું છે કે, મુક્ત થયેલા જીવો હરિની હજૂરમાં હાથ જોડીને હુકમની વાટ જોતા ઊભા રહે છે, કારણ કે પ્રભુના હુકમો પાળવા અને પ્રભુની

સેવા કરવી એમાંજ તેઓનો આનંદ છે અને એમ કરે છે, માટે-જ તેઓ મહાત્મા છે તથા એમ કરેલું છે ત્યારેજ તેઓ મોક્ષ-ધામમાં—ઈશ્વરની હજૂરમાં પહોંચી શકેલા છે. તેઓ કહે છે કે, અમારે તો શ્રીહરિની સેવા એજ સાધન છે ને એજ ફળ છે, માટે સદાય અમારાથી સેવા બન્યા કરે એમજ અમે માગીએ છીએ."

## ૪૯—મહાત્માઓ પ્રભુની સેવા કેવી રીતે કરે છે?

"પંડિતજી! યાદ રાખજો કે, મોક્ષધામમાં રહેલા મહાત્માઓને ત્યાં કાંઇ પ્રભુની સેવા કરવી પડતી નથી, કારણ કે ત્યાં કાંઇ પ્રભુને ભૂખ નથી લાગતી કે તેને માટે રસોઇ બનાવવી પડે, ત્યાં ઈશ્વરના ધામમાં કાંઇ કચરો નથી પડતો કે ઝાડું કાઢવું પડે, ત્યાં કાંઇ પ્રભુને સૂવું નથી પડતું કે તેને માટે બિછાનું બિછાવવું પડે, ત્યાં કાંઇ પ્રભુને નાહવું નથી પડતું કે જળની ગાગરો ભરવી પડે અને ત્યાં કાંઇ પ્રભુ માંદા નથી પડતા કે, તેના ખાટલા પાસે બેસવું પડે! ત્યારે પછી પ્રભુની સેવા શું? એજ કે પ્રભુનાં બાળકોનાં કલ્યાણ માટે, પ્રભુના જીવોના સુખને માટે દુનિયામાં અવતાર લેવો અને પ્રભુને અર્થે જગતની સેવા કરવી. એ મુક્તિ પામેલા પરમાત્માઓનો ધર્મ છે, માટે અમે તો જગતની સેવાનેજ સત્ય ધર્મ સમજીએ છીએ અને ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇને અર્થે થતા પરોપકારનેજ સાચું સ્વર્ગ સમજીએ છીએ. ધર્મની અમારી દરેક વાતમાં પહેલો, છેલ્લો ને વચ્ચે પણ પરમાર્થ, પરમાર્થ ને પરમાર્થજ આવશે; કારણ કે એજ ભગવદ્દઇચ્છા છે, માટે અમે મહાત્માઓના એજ સિદ્ધાંત ઉપર ચાલવા ઇચ્છીએ છીએ અને તેમાં પણ આપણા ડૂબતા જતા દેશને તથા આપણા ગરીબડા ભાઇબંધોને તો ભ્રાતૃભાવના ધર્મની ખાસ જરૂર છે, એટલુંજ નહિ પણ દાંભિકપણામાં, બાહ્યાચારમાં અને જૂઠા વહેમોની જાળમાં ફસાઇ ગયેલા આપણા ભાઇબંધોને હવે સ્વતંત્રતાના જોસવાળા આંતરધર્મની જરૂર છે, માટે અમે પરમાર્થની બાબત ઉપર ખાસ ભાર મૂકીએ છીએ."

## ૫૦—જો સાચું સુખ ભોગવવું હોય, તો અંતરના રોગો મટાડવાની તજવીજ કરો

"બેટિ! હવે હું પાછો ઇશ્વરીજ્ઞાનની અસલ વાત ઉપર આવું છું. આત્મિક ધન સાચવવાની તિજોરી મેળવ્યા પછી આપણને કામ,

ક્રોધ, લોભ વગેરે દરદો થયેલાં છે, તે મટાડવાની તજવીજ કરવી જોઇએ; કારણ કે ધન મેળવ્યા છતાં પણ જ્યાંસુધી શરીર રોગી હોય, ત્યાંસુધી તે સુખથી ભોગવી શકાતું નથી, તેમજ ઈશ્વરી-ધનનો લાભ પણ કામ, ક્રોધ વગેરે માનસિક રોગોવાળાઓથી જેવો જોઇએ તેવો લઇ શકાતો નથી, માટે આત્મિક ધનનો લાભ લેવા સારુ આપણા માનસિક રોગો મટાડવા જોઇએ. પણ હાલની પ્રજા બહુ નાજુક થતી જાય છે, તેઓને કડવી ઝેર જેવી દવાઓના ઘૂંટડા ગળે ઊતરતા નથી, અસલના વખતના ફાયદાકારક પણ મહેનત આપનારા ઉકાળા પીવાનો તેઓને બહુ કંટાળો લાગે છે, માટે વિદ્વાન ડૉકટરો તેઓને સારુ સહેલા ઉપાયો શોધે છે, જેમકે હોમિયોપેથિક રીતે દરદો સારાં કરવાં, મેસ્મેરિઝમથી રોગો મટાડવા, વીજળીથી દરદો મટાડવાં, ફળો ખવરાવીને દરદો મટાડવાં, હવાફેર કરીને દરદો મટાડવાં, ચંપી કરીને દરદો મટાડવાં, માત્ર પાણી પાઇને દરદો મટાડવાં, ચોક્કસ જાતના ગૅસોથી દરદો મટાડવાં, વાતો કરીને દરદો મટાડવાં અને રોશનીથી દરદો મટાડવાં. આવા આવા ઘણી જાતના ઉપાયો શોધાતા જાય છે. જો કે એ બધા ઉપાયો અપૂર્ણ છે, તોપણ જેઓને કડવી દવા પીવાનો કંટાળો હોય, તેઓને માટે એ ઉપાયો સારા છે અને તેમાં પણ કોઇ કોઇ ચોક્કસ દરદો ઉપર તો તે ખાસ ઉપયોગી થઇ પડે છે. એ બધા ઉપાયોમાં રોશનીથી દરદો મટાડવાનો ઉપાય આપણા દેશને ખાસ અનુકૂળ છે, કારણ કે આપણે ત્યાં જેટલી જોઇએ એટલી સૂર્યની રોશની સહેલાઇથી મળી શકે છે; તેમજ આપણાં માનસિક દરદો મટાડવા માટે પણ તપ, યોગ, યજ્ઞ, પૂજા, વ્રત, તીર્થ, સંન્યાસ વગેરે ઘણા ઉપાયો છે; પણ તે સર્વમાં પરમાર્થની રોશની સૌથી વધારે અસરકારક છે; કારણ કે હાલમાં આપણા દેશને અને આપણા બંધુઓને તેની ખાસ જરૂર છે. આપણાં માનસિક દરદો જેવાં કે કામ કરવામાં આળસ, વિદ્યા–હુન્નર તરફ બેદરકારી, જેવું સમજીએ છીએ તે પ્રમાણે પાળી શકતા નથી, એવી મનની નબળાઈ, આપણા ભાઇબંધો તરફ વધારે ખુલ્લે દિલે નહિ વર્તવાની ખામી, આપણા ધર્મમાં પોલમપોલ ચાલવા દેવાનું વલણ, અંદર અંદરની અદેખાઈ, નવરા બેઠા હોય ત્યારે નખ્ખોદ વાળવાની વાતો, અમે ઊંચા ને તમે નીચા એવું મિથ્યા અભિમાન અને ઈશ્વરને માટે મૂર્ખાઇભરેલા વિચારો; એ બધા આપ-

ણુા વ્યાવહારિક ને માનસિક રોગો છે. એ દૂર કરવા માટે આપણે પરમાર્થની રોશની લેવી જોઇએ; કારણ કે શરીરના રોગો દૂર કરવા માટે વીજળી વાપરવી આપણને બહુ મોંઘી થઇ પડે છે, લાફિંગ ઇથર વગેરે ગૅસો મેળવવામાં મુશ્કેલી છે, કુટની દવાઓ બધા રોગો ઉપર લાગુ પડે તેવી નથી, મેસ્મેરિઝમ કોઇકથીજ બની શકે તેવું છે, ચંપી બધી જાતનાં દરદો ઉપર અસરકારક થઈ શકતી નથી અને વાતોથી દરદો મટાડવાંએ પણ કાંઇ સહેલું કામ નથી; પણ રોશનીથી દરદો મટાડવાં એ આપણે માટે સૌથી સહેલો ઉપાય છે, કારણ કે ઇશ્વરની કૃપાથી સૂર્યનો પ્રકાશ જેટલો જોઇએ તેટલો મળી શકે છે; તેમજ હાલના વખતમાં આપણાં નાજુક થઇ ગયેલાં શરીરોથી તપ થઇ શકશે નહિ. જ્યાં તાવડી તાળા કરી રહી છે એવા કટોકટીના સમયમાં કાંઇ ખર્ચાળ યજ્ઞો થઇ શકશે નહિ. હાલમાં પંચભેળ ખીચડા જેવા થઇ ગયેલા ધર્મોની વચ્ચે રહીને કાંઇ દેવપૂજામાં સાત્વિકશ્રદ્ધા રહી શકશે નહિ. હાલના પ્રવૃત્તિકાળમાં યોગની કઠિન ક્રિયાઓ બની શકશે નહિ અને વધતી જતી હાજતો તથા વધતા જતા મોજશોખના વખતમાં કાંઇ સાચો સંન્યાસ પાળી શકાશે નહિ; માટે આપણાં માનસિક દરદો દૂર કરવા સારુ આપણે પરમાર્થની રોશની લેવી જોઇએ. અસલથીજ–સ્વભાવથીજ આર્યોની નસેનસમાં પરમાર્થ ગૂંથાઇ ગયેલો છે. આપણે સાવ પાયમાલ થઇ ગયા છીએ અને આપણે છેક ગરીબ થઇ ગયા છીએ; તોપણ હજી આપણે ઘેરથી ભિખારીઓને ચપટી લોટ મળે છે, એ ઇશ્વરની કૃપા છે. જો એવી દયા આપણા લોકોમાં ન હોત, તો છ કરોડ ભિખારીઓનો બોજો ભૂખ્યા ભારતથી ઊપડી શકત નહિ. એટલા ભિખારીઓનો ભાર દર વરસે ભારતવાસીઓ ઉપાડે છે, તેથી સિદ્ધ થાય છે કે, હજી આપણી ઉપર ઇશ્વરની દયા છે. એથી સિદ્ધ થાય છે કે, આર્યોનાં હૃદયનાં પડેપડમાં પરમાર્થ ગૂંથાયેલો છે. જો એમ ન હોય, તો છ કરોડ ભિખારીઓનો બોજો ગરીબડા હિંદથી દર વરસે ઊપડી શકે નહિ. માટેજ અમે કહીએ છીએ કે:

"પરમાર્થ એ આર્યોના જીવનનું તત્ત્વ છે અને પરમાર્થ એ આર્યધર્મનું રહસ્ય છે; એટલે આપણાં માનસિક દરદો મટાડવામાં બીજાં કોઇ પણ સાધનો કરતાં પરમાર્થ વધારે અસરકારક થઈ શકે તેમ છે, માટેજ અમે પરમાર્થની રોશની લેવાનું કહીએ છીએ. બીજું એ કે સૂર્યની રોશની લેવા માટે જેમ આપણને

ક્યાંય બહાર જવું પડતું નથી; તેમજ પરમાર્થ શીખવા માટે પણ આપણને ક્યાંય જવું પડે તેમ નથી, કારણ કે એ તો આપણા કુદરતી સ્વભાવને અનુસરતુંજ કામ છે, એટલુંજ નહિ પણ ખુદ પ્રભુએ પોતાનાજ દાખલાથી આપણને શીખવેલું છે કે:

परोपकृति कैवल्ये तोलयित्वा जनार्दन ।
गुर्वीमुपकृतिमत्वाह्यवतारान् दशाग्रहीत ॥१॥

ભાવાર્થ: "પ્રભુએ પરોપકાર અને મુક્તિ બન્નેને તોળી જોયાં, તેમાં મુક્તિ કરતાં પરોપકારનો ભાર વધારે થયો, તેથી પ્રભુએ પોતે મોક્ષધામ છોડી દઇને પરોપકારને માટે દશ અવતાર ધારણ કર્યા."

"આવી રીતે અસલના વખતમાં પ્રભુએ પોતેજ આપણા ગુરુ થઇને આપણને પરમાર્થ શીખવેલો છે અને ઈશ્વરકૃપાથી તે હજી સુધી કોઇ ને કોઇ રૂપે આપણામાં થોડોઘણો ચાલ્યો આવે છે; એટલે એ કાંઇ આપણને નવો શીખવાનો નથી; હવે તો જમાના પ્રમાણે માત્ર તેમાં થોડો ફેરફાર કરવાની જરૂર છે. મતલબ કે પરમાર્થનો દીવો તો બળે છે અને તેમાં તેલ પણ પૂરેલું છે, પણ માત્ર વાટ સરખી કરવાનીજ ખામી છે અને દીવાને બહારના પવનનો ઝપાટો લાગે છે, એ અટકાવવાનીજ જરૂર છે. જો વાટ સરખી કરવામાં આવે અને પવનનો ઝપાટો રોકવામાં આવે તો પછી પ્રકાશ એની મેળેજ આવી પડે. તેમજ આપણો પરમાર્થનો દીવો બળે છે અને તેમાં દયાધર્મનું તેલ પુરાતું જાય છે, પણ તેમાં માત્ર વાટ સરખીજ કરવાની જરૂર છે. એટલે કે એ પરમાર્થને કેમ વાપરવો? તેને કેમ સાર્વજનિક બનાવવો? તેને કેમ વધારે ઉપયોગી બનાવવો? અને તેને કેમ આપણું કલ્યાણ થાય તેવો બનાવવો? એ સમજવાની જરૂર છે; તથા તેને લાગતો પવનનો ઝપાટો અટકાવવાની એટલે કે નાતજાતનાં બંધનોમાંથી પરમાર્થને છૂટો કરવાની અને ધર્મને નામે ચાલતાં કેટલાંક ધતિંગોમાંથી તેને બચાવી વધારે સારાં કામોમાં વાપરવાની જરૂર છે. જો આમ કરી શકીએ તો એની મેળે પ્રકાશ વધી જાય તેમ છે અને એ વધેલા પ્રકાશથી આપણાં ઘણાં દરદો સાજાં થઇ શકે તેમ છે. માટે ઈશ્વરીજ્ઞાન મેળવતાં પહેલાં પરમાર્થના પ્રકાશથી આપણાં માનસિક દરદો સારાં કરવાં જોઇએ, કારણ કે માનસિક દરદીઓથી આત્મિક આનંદ ભોગવી શકાતો નથી. બ્રહ્માનંદનો લહાવો લેવા

સારુ ઈશ્વરીજ્ઞાન મેળવવું જોઇએ, ઈશ્વરીજ્ઞાન મેળવવા સારુ પરમાર્થનો પ્રકાશ જોઇએ, પરમાર્થનો પ્રકાશ કરવા સારુ આપણાં માનસિક દરદો દૂર કરવાં જોઇએ અને આપણાં માનસિક દરદો પરમાર્થની રોશનીથીજ દૂર થઇ શકે છે; માટે વિદ્યા–હુન્નરને રસ્તે આપણે પરમાર્થને વધારવો જોઇએ."

## ૫૧–તિતિક્ષા

"બેટિ ! ઈશ્વરીજ્ઞાન મેળવવા માટે માનસિક દરદો દૂર કરવાં એટલુંજ કાંઈ બસ નથી, પણ એ દરદો ફરીથી ન થાય એવો ઉપાય કરવો જોઇએ. અસલના વખતમાં એવા ઉપાયને ઋષિઓ તિતિક્ષા કહેતા હતા. તિતિક્ષા એટલે કે ખમી ખાવું, ભગવદ્-ઇચ્છા પ્રમાણે જેમ હોય તેમ નિભાવી લેવું, બહુ સુખનાં સાધનો હોય, તોપણ તે ભોગવવામાં વૃત્તિ ઉપર અંકુશ રાખવો, ઈશ્વરીજ્ઞાન તરફ આંતરવૃત્તિઓને વાળવા માટે દુનિયાદારીના વૈભવો તરફ મંદ વૈરાગ્ય રાખવો અને સુખ–દુઃખ, માન–અપમાન તથા નફા–તોટાની બહુ દરકાર રાખવી નહિ, એનું નામ તિતિક્ષા છે. એ તિતિક્ષાના બળથી અસલના લોકો શારીરિક રોગથી બચી શકતા હતા. પણ હાલની પ્રજામાં એ જાતની તિતિક્ષા બિલકુલ નથી અને થોડા વખતમાં એ જાતની વૃત્તિઓ એકદમ ખીલી જાય એવા કાંઇ પણ સંયોગો નથી; એટલુંજ નહિ પણ આર્ય તરીકેની હાલ આપણામાં જે સ્વાભાવિક તિતિક્ષા છે, તે પણ રોજ રોજ ઓછી થતી જાય એવાં સાધનો વધતાં જાય છે, કારણ કે હાલના જમાનાનો પ્રવાહ નિવૃત્તિ તરફ નહિ, પણ પ્રવૃત્તિ તરફજ આપણને ઘસડતો જાય છે. યુરોપનું શિક્ષણ મોજશોખ તરફજ આપણી વૃત્તિઓને વાળતું જાય છે. એ સિવાય બીજા પણ રોજ રોજ કેટલાક એવી જાતના સંયોગો વધતા જાય છે કે જેથી આપણી વાસનાઓ વધતી જાય છે, આપણી હાજતો વધતી જાય છે, જિંદગી જાળવવાનાં સાધનો મોંઘાં થતાં જાય છે અને નાજુકાઇ વધતી જાય છે, એટલે હાલના વખતમાં આપણે અસલની તિતિક્ષા પાળી શકીએ તેમ નથી અને તેમ છતાં પણ રોગોથી બચી શકીએ એવું કાંઇક સાધન તો આપણને જરૂર જોઈએ છે. માટે હાલના ડોકટરોએ તિતિક્ષાને બદલે જુદી જુદી જાતનાં દરદો માટે જુદી જુદી જાતની રસી બનાવેલી છે. એ રસી શ-

રીરમાં દાખલ કરવાથી એ જાતનો રોગ થતો નથી. જેમકે નિયમપૂર્વક શીતળાની રસી મુકાવ્યાથી ઘણું કરીને ફરીથી શીતળા નીકળતાં નથી. તેવીજ રીતે બીજી ઘણી જાતનાં દરદો માટે રસી શોધાતી જાય છે. જેમ શીતળાની રસી મુકાવ્યાથી શીતળાથી બચી શકાય છે અને જેમ પ્લેગની રસી મુકાવ્યાથી પ્લેગપ્રૂફ બની શકાય છે, તેમજ ઈશ્વરીજ્ઞાન મેળવવા માટે બહારના રોગોથી બચવા સારુ આપણે પરમાર્થની રસી મુકાવવી જોઈએ; કારણ કે યુરોપિયન સુધારાએ આ જમાનાને જંતુઓનો જમાનો બનાવી મૂકેલો છે, એટલે આપણને ખબર પણ ન પડે તેવી રીતે આપણા દરેક ભાગમાં જંતુઓ દાખલ થઇ જાય છે. જેમકે આપણા મનને હડકવાનાં જંતુઓ લાગી જાય છે, તેથી તે બધે ઠેકાણે ફોગટનાં વડચકાં નાખ્યા કરે છે, અને દરેક જણ સામે દરેક બાબતમાં 'હાઉ હાઉ' કર્યા કરે છે. ચિત્તને ક્ષયનાં જંતુઓ લાગી જાય છે, તેથી તે રોજ રોજ ખવાતું જાય છે. બુદ્ધિને કોલેરાનાં જંતુઓ લાગી જાય છે,તેથી તે શક્તિહીન થઈ જાય છે. કોલેરાવાળા દરદીને જેમ પગમાં ગોટલા ચડે છે તેમ આપણી બુદ્ધિમાં ભારાઉભારા થાય છે અને કોલેરામાં જેમ ઝાડાઊલટી થઈ પડે છે, તેમ આપણી બુદ્ધિમાં પણ લગભગ એવુંજ થઇ પડેલું છે અને આપણા અહંકારને પ્લેગનાં જંતુઓ લાગી ગયાં છે, તેથી જેમ મરકીવાળા દરદીને મરકીની ગાંઠ નીકળે છે, તેમ આપણને અમેજ ઊંચા ને અમેજ મોટા એવા અહંકારની ગાંઠ નીકળેલી છે. આ પ્રમાણે હાલના જમાનામાં આપણાં અંતઃકરણો જંતુઓથી સપડાઈ ગયેલાં છે, માટે એવા રોગોથી બચીને ઈશ્વરીજ્ઞાનમાં આગળ વધવા સારુ આપણે રસી મુકાવવી જોઇએ. પંડિતજી ! એ રસી કઈ, તે તમને ખબર છે ? એ રસી પરમાર્થ અને પ્રભુનું નામસ્મરણ એટલે કે પ્રભુનો મહિમા જાણવો તે છે. એ રસીથીજ આપણાં જંતુઓ દૂર થઇ શકશે. એ સિવાય બીજા ઉપાયો લાગુ પાડવાનાં આપણી પાસે સાધનો નથી અને એવો વખત પણ નથી; માટે જલદીથી પ્રભુનો મહિમા જણાવનારી પરમાર્થની રસી મેળવો; પરમાર્થની રસી મેળવો.

"પરમાર્થની રસીની શી જરૂર છે? યાદ રાખજો કે, ભવિષ્યમાં થનારા રોગો પરમાર્થની રસી વિના અટકી થકશે નહિ, કારણ કે તિતિક્ષાનો અસલી ઉપાય નાબૂદ થતો જાય છે. શ્રીકૃષ્ણના

બાપ બહુ સુખી માણુસ હતા અને તે નાનકડા રાજા હતા, તોપણુ શ્રીકૃષ્ણુ પોતે બાળપણુમાં અભ્યાસને વખતે ગુરુને ઘેર રહેતા હતા અને ગુરુના યજ્ઞને સારુ જંગલમાં સમિધ લેવા જવું પડે; એટલે કે લાકડાં કાપવા જવું પડે, તોપણુ જતા હતા. હવે તમે સરખામણી કરી જુઓ કે, ક્યાં જંગલમાં લાકડાં કાપવા જવું અને ક્યાં આપણી કૉલેજોની સગવડતા? હાલના ગરીબ છોકરાઓ માટેનાં બહુ સારાં સાધનોવાળાં બોર્ડિંગહાઉસ જુઓ અને શ્રીકૃષ્ણુ જેવા રાજકુમાર સુદામા જેવા ગરીબની સાથે વખતે ચણા ફાકીને ગુરુને ઘેર રહેતા હતા, એ દેખાવ યાદ કરો!! વિચાર કરો કે, એવી તિતિક્ષા હાલની પ્રજામાં આવી શકશે? મહારાજાધિરાજ દશરથના પાટવીકુંવર શ્રીરામચંદ્રજી ભારતનું ભૂષણુ અને સૂર્યવંશમાં શિરોમણિ હતા, છતાં પણુ માત્ર ચૌદ વર્ષની ઉંમરે ઋષિઓના યજ્ઞના રક્ષણુ સારુ રાક્ષસો સાથે લડ્યા હતા અને જય પામ્યા હતા; પણુ પંડિતજી! તમને, પ્રોફેસર સાહેબને, માસ્તરને અને મને પણુ હું પૂછું છું કે, આપણી સાત પેઢીમાંથી પણુ કોઇએ હથિયાર વાપરેલું છે? અને ભલે આપણે રોટલાના ટુકડા વિના કૂતરાને મોતે મરી જતા હોઇએ, તોપણુ આપણા ચૌદ વર્ષના છોકરાને રાક્ષસો સામે લડાઇમાં મોકલીશું કે? નહિજ. કારણુ કે એવી તિતિક્ષા આપણામાં નથી, એવો સ્વદેશપ્રેમ આપણામાં નથી અને એવું ધર્મબળ આપણુમાં નથી; માટેજ અમે કહીએ છીએ કે, ભવિષ્યની આફતોમાંથી બચવા સારુ આપણે પરમાર્થની રસી મુકાવવી જોઇએ.

"અસલના લોકો જ્યારે માંદા પડતા ત્યારે કહેતા કે, औषधं जाह्नवी तोयं वैद्यो नारायणो हरि। એટલે કે અમારું ઔષધ તો ગંગાજળ છે અને અમારો વૈદ તો પરમાત્મા છે; અમને વૈદની પણુ જરૂર નથી અને દવાની પણુ જરૂર નથી. આમ તેઓ માત્ર મોઢે બોલતા એમ નહિ, પણુ પાળી બતાવતા હતા અને એમાંથી પણુ ઈશ્વરકૃપાથી તેઓને આરામ થતો હતો, કારણુ કે તેઓ પ્રકૃતિના નિયમ પ્રમાણે ચાલતા હતા, તેઓ પથ્ય પાળી શકતા હતા, તેઓના શરીરમાં ને મનમાં હાલના જેટલો કચરો ભરાયેલો નહોતો અને તેઓ ભગવદ્ઇચ્છાને આધિન થઈ શકતા હતા, એટલે કે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહી શકતા હતા, તેથી દવા વિના ભયંકર બીમારીઓમાંથી પણુ તેઓ સારા થઇ શકતા

હતા. પણ આજે એવી તિતિક્ષા આપણે રાખી શકીશું કે? અને જો એવી તિતિક્ષા રાખવા જઇએ, તો આપણા શું હાલ થાય, એ ખબર છે કે? તરતજ આપણને સોનાપુરનો રસ્તો લેવો પડે; કારણ કે હાલમાં આપણે પ્રકૃતિના નિયમ પ્રમાણે ચાલતા નથી, એટલુંજ નહિ પણ આપણા ખાવાપીવામાં અને દવાદારૂમાં એટલા બધા ક્ષારો અને તેજાબો વપરાય છે તથા આપણા મોજ-શોખની રમત-ગમતોમાં એટલી બધી લાગણી ઉશ્કેરનારી બાબતો આવે છે અને આપણા પોશાકમાં, વ્યવહારમાં, રહેણીકરણીમાં તથા આચારવિચારમાં એટલી બધી નાજુકાઇ આવી ગઈ છે કે, આપણાથી હાલમાં જરા પણ તિતિક્ષા પાળી શકાય તેમ નથી. સમસ્ત પ્રજાના અને આખા દેશના સંયોગો બદલાઇ ગયા છે, માટે આપણે અસલની રીત પ્રમાણે એકદમ કરી શકીએ નહિ. આવી રીતે જુદી જુદી ઘણીએ પ્રજાઓના અને ઘણાએ દેશોના સંયોગો બદલાઈ જાય, તેને જમાનો બદલાઈ ગયો એમ કહે છે. જ્યારે એવી રીતે જમાનો બદલાઇ જાય ત્યારે અસલની સારી વાતો પણ હાલના વખતમાં કામ લાગે નહિ; તેમજ પ્રાચીન ઋષિઓની ઉત્તમ તિતિક્ષા પણ હાલમાં આપણને જેવા જોઇએ તેવા ઉપયોગમાં આવી શકે નહિ. માટેજ ઇશ્વરીજ્ઞાન મેળવવા સારુ આપણે ભવિષ્યની આફતોમાંથી બચવું જોઇએ અને એ આફતોમાંથી બચવા સારુ આપણે પરમાર્થની રસી મુકાવવી જોઇએ.

"બેટિ! ઉપર મુજબની માનસિક આરોગ્યતા મેળવ્યા પછી આપણે ઇશ્વરીજ્ઞાન શોધવા મંડી પડવું જોઇએ. હવે એવો નિયમ છે કે, જો કોઈ પણ ચીજને શોધવી હોય, તો પ્રથમ પ્રકાશની જરૂર પડે છે. અંધારામાં ફાંફાં મારવાથી કાંઈ વળે નહિ, માટે જ્ઞાનને શોધવા સારુ પણ કાંઈક પ્રકાશ જોઇએ. જો કે ઇશ્વરીજ્ઞાન જાતેજ પ્રકાશિત છે, તોપણ તેને જોવા માટે એક બીજા પ્રકાશની જરૂર પડે છે. જેમકે સૂર્ય પ્રકાશિત છે, તોપણ તે પ્રકાશને જોવા માટે આંખના તેજની જરૂર પડે છે, આંધળાંઓથી કાંઇ સૂર્યનું તેજ દેખી શકાય નહિ. તેમજ ઇશ્વરીજ્ઞાન પ્રકાશિત છે. તોપણ તેને અનુભવવા માટે પરમાર્થના પ્રકાશની જરૂર છે. પરમાર્થ વિના કાંઇ ઇશ્વરીજ્ઞાન મળી શકે નહિ, માટે જો આપણને ઇશ્વરીજ્ઞાન જોઇતું હોય, તો આપણે પરમાર્થના દીવા સળગાવવા જોઇએ. એ દીવામાં જેમ વધારે તેલ હશે તેમ તે વધારે વખત સુધી બળશે

ાને જેમ એ તેલ ઊંચી જાતનું હશે, તેમ તેનો પ્રકાશ વધારે
ાશે આવશે, એમાં કાંઇ સંદેહ નથી. એ તો આપણા રોજના
ાનુભવની વાત છે. આપણે જોઇએ છીએ કે, કોઈ કોપરેલ તેલના
ાવા કરે છે, કોઈ એરંડિયા તેલના દીવા કરે છે, કોઈ તલના તે-
ાના દીવા કરે છે, કોઇ ઘીના દીવા કરે છે, કોઇ ઘાસલેટના દીવા
રે છે, કોઈ મીણબત્તી વાપરે છે, કોઇ ગેસ વાપરે છે, કોઈ લા-
ડાં સળગાવીને તાપણી કરે છે, કોઈ માછલીમાંથી નીકળતા તે-
ાના દીવા કરે છે અને કોઇ વીજળીના દીવા કરે છે; જો કે એ
ાર્વ પ્રકાશ છે અને એવી સેંકડો રીતે પ્રકાશ થઇ શકે છે, તો-
ણ તે સર્વે જાતના દીવાના પ્રકાશમાં ફેર છે, તેથી જે માણસ જે
ાતના દીવા કરે છે, તેને તેજ જાતનો પ્રકાશ અને તેના પ્રમા-
ામાંજ લાભ મળે છે; તેમજ કુટુંબસેવા, ગામની સેવા, નાતની
ાવા, રાજ્યની સેવા, સ્વદેશસેવા, વિદ્વાનોની સેવા, ગરીબોની સેવા,
ાઃખીઓની સેવા, મહાત્માઓની સેવા, હુન્નર-કળાની સેવા, વિદ્યા-
વીની સેવા, પ્રાણીઓની સેવા, મનુષ્યજાતની સેવા, ધર્મની સેવા
ાને જગતની સેવા, એવી ઘણી જાતની સેવાઓ છે; એ દરેક સેવા
ા ઇશ્વિરીજ્ઞાન બતાવનારો એક એક દીવો છે. એમાંથી જે જાતનો
ાવો કરશો તેવો પ્રકાશ મળશે, તેના પ્રમાણમાંજ ઈશ્વિરીજ્ઞાન
ાળશે, અને એ દીવામાં જેટલું તેલ પૂરેલું હશે, તેટલા વખત સુધીજ
ા દીવો બળી શકશે; માટે ઇશ્વિરીજ્ઞાન મેળવવા સારુ પરમાર્થના
ાવા સળગાવવાનું મહાત્માઓ કહે છે.

"પરમાર્થના દીવામાં કયું તેલ પુરાય છે? બેટિ, સ્વાર્થત્યાગનું
ાલ તેમાં પુરાય છે, જગતના જીવોના સુખને ખાતર પોતે દુઃખ
ામી લેવાનું તેલ તેમાં પુરાય છે, મહાન ઈશ્વરને અર્થે આત્માર્પણ
રવાનું તેલ તેમાં પુરાય છે. જેઓએ પરમાર્થના દીવામાં—ભાઇ-
ાંધીના રસ્તામાં ઈશ્વિરીસ્નેહરૂપી તેલ પૂરેલું છે, તેઓજ દુનિયામાં
ાહાત્મા થયા છે, તેઓજ અમર થયા છે, તેઓજ પ્રભુ પાસે
ાટા થયેલા છે અને તેઓજ હરિની હજૂરમાં—મોક્ષધામમાં
ાયા છે. માટે જો સત્ય ઈશ્વિરીજ્ઞાન મેળવવું હોય, તો પરમાર્થના
ાવામાં સ્વાર્થત્યાગનું તેલ પૂરો. એ તેલથીજ અનંતકાળ સુધી
ાવા બળી શકે છે અને એ ઈશ્વિરીસ્નેહથીજ ઈશ્વિરીજ્ઞાન મેળવી
ાકાય છે. જો તમારે સાચું સ્વર્ગ મેળવવું હોય, પ્રભુના વહાલા
ાવું હોય અને જિંદગીની સાર્થકતા કરવી હોય, તો જગતની સેવાને

અર્થે તમારા સ્વાર્થનું બલિદાન આપો. યાદ રાખજો કે, એવો ભોગ આપ્યા વિના કદી પણ ઈશ્વરીરસ્તામાં આગળ વધી શકાતું નથી."

## ૫૨–સ્વાર્થત્યાગરૂપી ભોગ આપ્યા વિના ઈશ્વરીજ્ઞાન નહિ મળે

"જેઓનાં નામ જગતના ઇતિહાસમાં અમર થયાં છે, જેઓએ દુનિયાનું ઘણું ભલું કરેલું છે અને જેઓએ દુનિયાને સુધારવા-વધારવાના ઈશ્વરી ઉદ્દેશમાં મદદ કરી છે, તેઓજ મહાત્મા થયા છે અને તેઓજ ઈશ્વરના વહાલા થઇ શક્યા છે. તેઓ એવા થયા છે; એટલુંજ નહિ પણ આપણે પણ એવા થઇએ એવીજ પ્રભુની ઇચ્છા છે; તે સારુજ તેણે આપણને ઘણી જાતની અનુકૂળતા આપી છે. જો એમ ન હોય તો તો આપણાં આચરણો પ્રમાણે અને આપણા વિચારો પ્રમાણે તો આપણો ક્યારનોયે નાશ થઇ ગયો હોત, પણ કૃપાળુ ઈશ્વર, સ્નેહ અને જ્ઞાનનુંજ સ્વરૂપ છે; માટે તે આપણી લાયકાતને ખાતર નહિ, પણ પોતાના સ્નેહને ખાતર આપણને નિભાવે છે; એવી આશાથી કે આપણે કોઈક દિવસ પણ રૂડા થઇશું; માટે બીજું કાંઇ નહિ તો આપણે આપણાંજ કલ્યાણ સારુ પણ ઈશ્વરી-સ્નેહમાં એટલે કે પરમાર્થના રસ્તામાં આવવું જોઇએ, કારણ કે ઈશ્વરીસ્નેહ વિના ઈશ્વરીજ્ઞાન મળી શકતું નથી અને આપણાથી આપી શકાય તેવો ભોગ આપ્યા વિના ઈશ્વરીસ્નેહ મેળવી શકાતો નથી; માટે આપણે આપણા ગરીબ ભાઇબંધોને અર્થે, નિરાધારપણે રખડતાં અનાથ બાળકોને અર્થે, દુઃખી વિધવાઓને અર્થે, અજ્ઞાન ગામડિયા લોકોને અર્થે, જંગલનાં ઝૂંપડાઓમાં, ધર્મશાળાઓમાં અને રસ્તા પર પડેલાં બીમારોને અર્થે, હરિજનોને અર્થે, ભવિષ્યની પ્રજાનાં સુખને અર્થે, આપણા ગરીબડા દેશને અર્થે, આપણા પવિત્ર સનાતન ધર્મને અર્થે અને સમસ્ત જગતની સેવાને અર્થે આપણે કાંઇક પણ ભોગ આપવો જોઇએ. ભોગ આપ્યા વિના કામ સિદ્ધ થતું નથી; કારણ કે ભોગ આપવો એ આપણી ત્યાગ-વૃત્તિની ખાતરી છે, ભોગ આપવો એ ઈશ્વરીસગાઈ ઓળખવાની નિશાની છે, ભોગ આપવો એ ઈશ્વરીજ્ઞાન મેળવવાની આપણી લાયકાત માટેનું સર્ટિફિકેટ છે અને ભોગ આપવો એ ઈશ્વરી-સ્નેહની સાબિતી છે; માટે પ્રભુને અર્થે આ જગતમાં આપણે

કાંઇક પણ આપણાથી બની શકે તેવો મોટો ભોગ આપવો જોઇએ. આપણે જોઇએ છીએ કે, જમીનમાં બી વાવ્યા છતાં પણ તેમાં જોઇતું ખાતર નાખ્યા વિના પૂરાં ફળ મળતાં નથી, તેલ પૂર્યા વિના દીવો બળતો નથી, કોલસા બાળ્યા વિના એન્જિન ચાલતું નથી, બૅટરીમાં તેનો મશાલો નાખ્યા વિના વીજળી મેળવી શકાતી નથી, રોગોને દવાઓનું બલિદાન આપ્યા વિના તે મટતા નથી અને ખાધા વિના આપણે જીવી શકતા નથી; કારણ કે દુનિયાની દરેક ચીજને કાંઇક ને કાંઇક ક્રિયા—કાંઇક ને કાંઇક બલિદાન—જોઇએ છે. બલિદાન આપ્યા વિના કાંઇ પણ કામ થતું નથી. આવો સૃષ્ટિનો નિયમ હોવાથી એ નિયમ ઉપરજ આપણા અસલના યજ્ઞોની સ્થાપના થયેલી છે. એવા હેતુથી કે બહારના યજ્ઞોની મારફત ધીમે ધીમે આપણે આંતરના યજ્ઞમાં આવી શકીએ; કારણ કે આંતરના યજ્ઞ વિના કાંઇ ઇશ્વિરીજ્ઞાન મળી શકે નહિ અને ઇશ્વિરીસ્નેહ વધાર્યા વિના એટલે કે ભાઇબંધી વધાર્યા વિના—પરમાર્થ કર્યા વિના આંતરનો યજ્ઞ થઇ શકે નહિ, તેમજ સ્વાર્થનો ભોગ આપ્યા વિના—ઇશ્વિરને અર્થે જિંદગી ગાળ્યા વિના સાચો પરમાર્થ થઇ શકે નહિ અને એવો ભોગ આપ્યા વિના કાંઇ બ્રહ્માનંદનો લહાવો લઇ શકાય નહિ. માટે પ્રભુને અર્થે આપણા સ્વાર્થનો ભોગ આપવાનું મહાત્માઓ કહે છે.

મહાત્માઓએ આપેલો ભોગઃ-“ બેટિ ! સ્વાર્થનો ભોગ આપવાનું મહાત્માઓ કહે છે; એટલુંજ નહિ પણ તેઓ કરી બતાવે છે અને તે પણ દેખાદેખીથી નહિ, સંયોગને આધારે નહિ, અંતરમાં ઊંડી વાસનાઓ ભરી રાખીને નહિ, પણ અંતરના ઉમળકાથી પ્રભુપ્રીત્યર્થે અહર્નિશ ભોગ આપ્યા કરે છે; માટેજ તેઓ મહાત્મા છે અને તેથીજ તેઓ પ્રભુના કૃપાપાત્ર છે. મહાત્મા બુદ્ધને કોણે કહ્યું હતું કે, તમે તરતના અવતરેલા પુત્રનું મોં જોયા વિના રાજ્ય તજીને જંગલમાં ચાલ્યા જાઓ અને તપ કર્યા કરો ? જગદ્ગુરુ શંકરાચાર્યને કોણે ફરજ પાડી હતી કે, સંસારનાં સુખ ભોગવ્યા પહેલાં ખીલતી જુવાનીમાંજ સંન્યાસ લઇ લો અને કરોડો બૌદ્ધોની સામે થઇ જિંદગીને જોખમમાં નાખો ? ઇશુખ્રીસ્તને કોણે કહ્યું હતું કે, તમે ક્રૉસ ઉપર બંધાઇને ખીલા ઠોકાવીને પાણીના ઘૂંટડા વિના તરફડી તરફડીને મરી જાઓ ? હઝરત મહંમદને કોણે કહ્યું હતું કે, તમે

પહાડોમાં જઇને બંદગી કરો અને આખા દેશ તથા પ્રજાની વિરુદ્ધ થઇ જિંદગીને જોખમમાં નાખી દેશવટો ભોગવો ? વસિષ્ઠને કોણે ફરજ પાડી હતી કે, તમારા સો દીકરાઓને ખાસ ચાહીને મારી નાખે, તોપણ તમારે વેર ન લેવું કે દિલગીર ન થવું ! ભગવાન વ્યાસજીએ જ્યારે જંગલમાં રહીને પ્રભુનો મહિમા જણાવનારાં પુરાણો લખ્યાં, ત્યારે તે કઇ લાલચને ખાતર લખ્યાં હતાં! જેના ચરણમાં પરીક્ષિત જેવા મહારાજાધિરાજ પડતા હતા, તે શુકદેવજીને લંગોટી વાળવા માટે શું કપડાનો કટકો નહોતો મળતો, કે તેઓ લંગોટી વિના રહેતા હતા ? ભગવાન રામચંદ્રજી સ્વધામ પધાર્યા, ત્યારે તેઓ એકલા જાય તો શું તેમને માટે મોક્ષધામના દરવાજા બંધ હતા કે, તેઓ લાખો જીવોને પોતાની સાથે મોક્ષમાં લઈ ગયા ? અને શ્રીકૃષ્ણ ભગવાને મોક્ષધામનાં અલૌકિક સુખ છોડીને આ પ્રપંચી દુનિયામાં અવતાર લીધો એ શા માટે ? કોણે તેમને ફરજ પાડી હતી! બેટિ ! યાદ રાખજે કે, આવા મોટા ભોગ આપ્યા વિના જગતનું કલ્યાણ થઇ શકતું નથી અને જગતનુ કલ્યાણ કર્યા વિના બીજી કોઇ પણ રીતે કોઇ પણ માણસનું કલ્યાણ થઇ શકતું નથી; માટે હું તને સાચું સ્વર્ગ મેળવવા સારુ બીજાઓનાં દુઃખમાં ભાગ લેવાનું કહું છું; કારણ કે હાલના વખતમાં આપણાથી બની શકે એવો તે મહાયજ્ઞ છે. જો તારે સાચું સ્વર્ગ મેળવવું હોય, તો ઠાકોરજીને મેવામિસરીની કટોરીનો ભોગ ધરવામાંજ નહિ રહી જતાં, તારા સ્વાર્થનો ભોગ આપીને દુઃખીઓની સેવા કર અને જે તારી પાસે ગુરુ બનવા આવે, ઊંચા હોવાનો દાવો કરે, માન લેવા આવે કે ઉપદેશ દેવા આવે, તેઓને પૂછ કે, પ્રભુને ખાતર તમે શું ભોગ આપેલો છે ? અને જગતના જીવોનું તમે શું ભલું કરેલું છે ? જેઓએ એવું કાંઇ પણ કરેલું ન હોય અને માત્ર દુનિયાદારીના વિષયોનાજ ગુલામ હોય, તેઓ ઊંચા ગણવાને લાયક નથી અને તેઓ ગુરુ થવાને યોગ્ય નથી; કારણ કે આ જમાનામાં પ્રભુનો એવો હુકમ છે કે, નાતજાત તરફ ન જુઓ, કુળ તરફ ન જુઓ, દેશ તરફ ન જુઓ, વેશ તરફ ન જુઓ અને ઘસાઇપિસાઇ ગયેલી અસલી વાતો તરફ ન જુઓ, પણ માણસોના કામની સામે જુઓ. કયા માણસે કઈ લાઇનમાં કેટલું કામ કરેલું છે, એ તપાસો અને તે ઉપરથી તેને માનપાનનું ઇનામ આપો. ગમે તે લાઇનમાં, ગમે તે

સ્થળમાં અને ગમે તે સ્થિતિમાં રહીને પણ માણુસે કાંઇક રૂડું કામ કરી બતાવવું જોઇએ; કારણુ કે જગતને આગળ વધારવાના ઈશ્વરીઉદ્દેશમાં કોઇ પણ રીતે મદદ કરવી, એજ ઈશ્વરની સાચી સેવા છે. એવી સેવા પરમાર્થનાં કામોથીજ બની શકે છે; માટે હવે નાતજાત ઉપર કે દેશવેશ ઉપર નહિ, પણુ ભલાઈનાં કામો ઉપરજ ભાર મૂકવાનું સંતો કહે છે; કારણુ કે બીજા કોઈ પણુ ઉપાય કરતાં ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ સમજવાથીજ આપણા દેશનું વધારે કલ્યાણુ થઈ શકે તેમ છે; માટે આપણે આપણા ભાઇબંધોને ખાતર કાંઇક ત્યાગ કરતાં શીખવું જોઇએ. પણ બેટિ! યાદ રાખજે કે, ઘરબાર તજવું' એનું નામ કાંઇ ત્યાગ નથી, તેમજ બાયડીછોકરાં તજવાં એનું નામ પણુ કાંઇ ત્યાગ નથી; એમ તો આપણા દેશમાં ઘરબાર વિનાના રખડતા તથા જેની પાસે એક ટંકનું પણુ ખાવાનું ન હોય એવા કરોડો ભિખારીઓ છે અને યુરોપ, અમેરિકામાં લગ્નના અભાવને લીધે તથા આપણા દેશમાં ઘણી ટૂંકી ટૂંકી નાતોમાં કન્યા ન મળવાને લીધે લાખો વાંઢાઓ રખડે છે અને પુનર્લગ્ન ન થવાથી લાખો બાળવિધવાઓ હેરાન થાય છે, પણુ એથી કાંઇ વળે નહિ. એવી રીતે अशक्तिमान भवेत् साधु। થવાથી કોઇનું પણુ કાંઇ કલ્યાણુ થાય નહિ. માટે અંતરનો સાચો ત્યાગ કરવો જોઇએ. એવો સાચો ત્યાગ તે જગતના હિતને અર્થે કાંઇ પણુ રૂડાં કામમાં મચેલા રહેવું તે છે અને એથીજ આગળ જતાં ઈશ્વરીજ્ઞાન મેળવી શકાય છે; માટે ઈશ્વરીજ્ઞાન મેળવવા સારુ જગતના જીવોનું કલ્યાણુ થાય તેવા ઉપાયો લેવાનું તથા તેવો ત્યાગ કરવાનું અમે કહીએ છીએ અને તે બધું પરમાર્થના દીવામાં ઈશ્વરીસ્નેહનું એટલે કે સ્વાર્થત્યાગનું તેલ પૂરવાથીજ થઇ શકે છે; માટે ઈશ્વરીજ્ઞાન મેળવવાને ખાતર અમે એ જાતનું બલિદાન આપવાનું કહીએ છીએ.''

---

## ૫૩–હાલના સાયન્સ પ્રમાણે ઈશ્વરીજ્ઞાનની ઉન્નતિનો ક્રમ

''બેટિ! પરમાર્થના દીવામાં સ્વાર્થત્યાગનું તેલ પૂર્યાથી એટલું બધું અજવાળું થઇ જાય છે કે, એની કાંઇ વાતજ ન પૂછો. એ તો અનુભવીઓજ જાણે છે. એ અલૌકિક પ્રકાશથી હજી સુધી ભેદમાં રહેલો ઈશ્વરીમાર્ગ હવે ખુલ્લો થઈ જાય છે. આવો પ્રકાશ ન

મળ્યો હોય, ત્યાંસુધી જીવ દુનિયાદારીનાં સુખો સાથે રમ્યા કરે છે અને પોતાના વ્યવહારની ગાડી બરોબર રીતે ચાલી જતી હોય તેથીજ રાજી થઇ જાય છે, પણ આવો પ્રકાશ મળ્યા પછી તેને એવો સંતોષ રહેતો નથી. દુનિયાદારીનાં ક્ષણિક સુખો કરતાં વધારે ઊંચા પ્રકારનાં સુખો તેની સામે દેખાય છે; પણ એ સાચાં સુખો હજી તેનાથી બહુ દૂર અને ઊંચા રહેલાં હોય છે, ત્યાં વ્યવહારની ગાડી પહોંચી શકતી નથી. એ સુખ મેળવવા માટે તો વિમાનમાં બેસવું જોઇએ. એ વિમાન કાંઈ યુરોપિયનોના બલૂન જેવું કપડાનું હોતું નથી, પણ એ વિમાન તો સ્વાર્થત્યાગની વૃત્તિઓમાંથી બને છે અને તેમાં ઇશ્વરીસ્નેહનો ગૅસ ભરવામાં આવે છે. હવે તમે જુઓ કે, બળી ગયેલા કાળા કોલસાનો ગૅસ જડ વસ્તુઓનાં બલૂનને જ્યારે હજારો ફૂટ ઊંચે આકાશમાં ચડાવી દે છે, ત્યારે ઇશ્વરીસ્નેહનો ગૅસ સ્વાર્થત્યાગની વૃત્તિઓનાં બલૂનને ઇશ્વરીજ્ઞાનના રસ્તામાં કેટલું બધું આગળ ખેંચી જશે, એ ખ્યાલ તો કરો ! એ બલૂન જ્યારે ઊડે, ત્યારે વ્યવહારની બહારની ઉપાધિ છૂટી જાય છે. એ પછી ઇશ્વરીજ્ઞાનના માર્ગમાં એ બલૂન જ્યારે બહુ આગળ નીકળી જાય, ત્યારે તે સાધકની બુદ્ધિ સૂક્ષ્મદર્શક યંત્ર જેવી થઇ પડે છે, તેથી તેને નાની વસ્તુઓ પણ મોટી દેખાય છે; એટલે ઇશ્વરને લગતી આપણને લાગતી નાની નાની વાતો પણ તેને બહુ આનંદ આપનારી થઇ પડે છે અને પોતાની અગાઉની નાની ભૂલો પણ તેને બહુ ભયંકરરૂપમાં દેખાઇ જાય છે, તેથી હવે પછી તે વધારે ચોખ્ખો, વધારે દૃઢ અને ઇશ્વરીસ્નેહ ફેલાવવામાં વધારે મસ્ત બને છે. એ પછી તેનું મન દૂરબીનના જેવું થઇ જાય છે, તેથી તે ઇશ્વરીજ્ઞાનને લગતી દૂરની બાબતો પણ પોતાની પાસેજ હોય એમ અનુભવી શકે છે, એથી તેનો આનંદ અને તેનું કામ કરવાનું બળ વધી જાય છે. એ વખતે જગતમાં ઇશ્વરીસ્નેહ ફેલાવવા સિવાય બીજું કાંઇ તેને સૂઝતું નથી, તેથી તે સ્નેહના કામોમાંજ મંડ્યો રહે છે. એ પછી ફોટોગ્રાફની પ્લેટ જેવું તેનું હૃદય થઇ જાય છે. ફોટોગ્રાફ પાડવાના કાચ ઉપર સૂર્યના પ્રકાશથી જેમ સહેલાઇથી છબી ઊતરી આવે છે, તેમ તેના હૃદયમાં ઇશ્વરીસ્નેહના પ્રકાશથી ઇશ્વરીજ્ઞાનનાં ચિત્રો પડતાં જાય છે. એ દિવ્ય ચિત્રો ગ્રહણ કરી શકે એવું હૃદય થઈ જવાથી તે ભક્તને અતિશય આનંદ થાય છે. એ વખતે પોતાના હૃદયમાં

પડી ગયેલી ઈશ્વરીજ્ઞાનની છબીઓ જોવામાં તેનું ચિત્ત સ્થિર થઈ જાય છે અને સહજસમાધિના જેવી તેની દશા થઈ જાય છે. એ વખતનો તેનો વિશ્વાસ, એ વખતનો તેનો આનંદ અને એ વખતની તેની દીનતાનો આપણાથી કાંઇ પણ ખ્યાલ થઇ શકે તેમ નથી. એ પછી એવી તદાકાર વૃત્તિ જેમ જેમ ઠરતી જાય છે, તેમ તેમ ફોટોગ્રાફનાં ચિત્રોને બદલે સિનેમાનાં જેવાં હાલતાં-ચાલતાં જીવતાં ચિત્રો તેને દેખાવા માંડે છે, કારણ કે જેમ જેમ ભક્ત બહારની ઉપાધિને ભૂલતો જાય અને આંતરજગતમાં જતો જાય, તેમ તેમ કૃપાળુ ઈશ્વર તેની ઉપર વધારે વધારે કૃપા કરતો જાય છે અને તેને જલદી જલદી ઇનામ આપતો જાય છે. એ પછી જેમ ફ્રેનોલૉજિસ્ટો માણસનું માથું જોઇને માણસના ગુણદોષ કહી શકે છે, તેમ જગતની વસ્તુઓના ગુણદોષ તે સમજી જાય છે. કઇ વસ્તુ સાચી અને કઇ વસ્તુ ખોટી, એ તે સ્પષ્ટ રીતે જાણી જાય છે; એટલુંજ નહિ પણ એ વસ્તુઓને જગતનાં હિતને અર્થે કેમ વાપરવી એનું પણ તેને જ્ઞાન થઇ જાય છે. આ ભૂમિકામાં તેને ઊંચી જાતની રિદ્ધિસિદ્ધિ પ્રાપ્ત થાય છે, પણ એમાં તે આસક્ત થતો નથી; છતાં પણ જો જરૂર પડે તો જગતમાં ઈશ્વરીસ્નેહ વધારવાને ખાતર તેનો ઉપયોગ પણ તે કરી શકે છે. એ પછી વાયરલેસ ટેલિગ્રાફથી જેમ તાર વિના સંદેશો પહોંચી શકે છે, તેમ આપણને નહિ સમજાય તેવી રીતે બહારનાં સાધનો વિના તે ભક્તના હૃદયમાં ઈશ્વરીજ્ઞાનના અને ઈશ્વરીહુકમના સંદેશા આવતા જાય છે, કારણ કે એ સંદેશા ગ્રહણ કરી શકે એવું તેનું હૃદય થઇ ગયેલું હોય છે. પછી મેસ્મેરિઝમ કરવાવાળો જેમ સબજેક્ટને પોતાના અખતિયારમાં લઇને તેનું પોતાનું ભાન ભુલાવી દે છે, તેમ તે મહાત્મા પ્રભુના આકર્ષણથી મેસ્મેરાઈઝ થઇને પોતાનું અસ્તિત્વ ભૂલી જાય છે અને માત્ર પ્રભુના હુકમ પ્રમાણેજ કરે છે. એ વખતે પ્રભુ સિવાય બીજી કોઈ પણ વસ્તુનું તેને ભાન રહેતું નથી. આ ભૂમિકામાં તે મહાત્માની વાસના છૂટી જાય છે, તે ગુણાતીત થઇ જાય છે, તેની વૃત્તિ બ્રહ્માકાર થઇ જાય છે અને તે બ્રહ્માનંદના અખંડાનંદમાં મસ્ત થઇને પડ્યો રહે છે. એ પછી થૉટરીડિંગવાળો માણસ જેમ બીજા માણસના વિચારો જાણી જાય છે, તેમ તે પ્રભુનો કૃપાપાત્ર મહાત્મા, ઈશ્વરની ઇચ્છા જાણી લે છે. એ વખતે આખા જગતનું, અનંત બ્રહ્માંડોનું

અને ઈશ્વરનું સત્ય જ્ઞાન તેને થઇ જાય છે. એ પછી એકસરેઝ કિરણોથી જેમ દીવાલોની અંદરની વસ્તુઓ જોઈ શકાય છે, તિજોરીઓની અંદરનો માલ જોઇ શકાય છે, શરીરની અંદરની હિલચાલો જોઇ શકાય છે અને દરેક ચીજ જેમ એ કિરણો પાસે ઉઘાડી થઇ જાય છે, તેમ તે મહાત્માની દૃષ્ટિ એકસરેઝ કિરણો જેવી થઇ જાય છે; તેથી દુનિયાની દરેક ચીજમાં તે અંદરની વસ્તુ એટલે કે આત્માને જોઈ શકે છે. એ પછી એ સ્થિતિ જ્યારે જામી જાય છે, ત્યારે તે ભક્ત સર્વત્ર ઈશ્વરદર્શન કર્યા કરે છે. ઈશ્વરીજ્ઞાનની આ ઊંચામાં ઊંચી દશા છે. શ્રીકૃષ્ણ ભગવાને એવા જ્ઞાનીને માટે ગીતામાં કહેલું છે કેઃ

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥
(અ૦ ૭, શ્લો૦ ૧૯)

અર્થાત્ બધું ઈશ્વરનું રૂપ છે અને બધામાં ઈશ્વર છે, એવું જ્ઞાન જેને થઇ જાય છે, તે ભક્ત મારે શરણે આવે છે. એવો જ્ઞાની મહાત્મા બહુ દુર્લભ છે, કારણ કે ઘણા જન્મો પછી સાચું જ્ઞાન થઈ શકે છે.”

---

## ૫૪–આત્મજ્ઞાન થયા પછી જ્ઞાનીઓ શું કરે છે ?

“બેટિ ! જ્યારે આવી સ્થિતિ થાય ત્યારેજ જિંદગીની સાર્થકતા થઇ શકે છે અને તેનેજ અમે ઈશ્વરીજ્ઞાન કહીએ છીએ. માત્ર મોઢેથીજ વેદાંતની થોડીક વાતો કરતાં આવડે અને अहं ब्रह्मास्मि બોલી દે, તેજ કાંઇ ખરા જ્ઞાની નથી; કારણ કે ઈશ્વરીજ્ઞાનનો સંબંધ તો ઈશ્વરીસ્નેહની સાથે છે, એટલે જ્યાંસુધી જગતના જીવો સાથે ભલાઇ કરી દેખાડે નહિ, ત્યાંસુધી કોઇ પણ માણુસ જ્ઞાની થઇ શકે નહિ. હજી આમાં ઘણી વાતો કહેવાની રહી જાય છે, પણ પંડિતજી અને પ્રોફેસર સાહેબ બન્ને જણા સાવ સૂકાતાટ જેવા છે, એટલે ઝીણી ઝીણી ઊંડી બાબતોમાં તેમને કંટાળો લાગશે, એમ ધારીને કેટલીક બાબતો ખાસ છોડી દીધી છે. પંડિતજી ! જો કે ઈશ્વરીજ્ઞાનની અહીં સમાપ્તિ થાય છે, તોપણ ઈશ્વરના સત્ય સંકલ્પ જાણી લેવાથી કેટલાક મહાત્માઓને ઈશ્વરીઉદ્દેશમાં મદદ કરવાની ઇચ્છા થાય છે. જો કે તેઓના સંકલ્પ

નાશ પામેલા હોય છે, તેઓની વાસના બળી ગયેલી હોય છે અને તેઓ પોતાનું પોતાપણું ભૂલી ગયેલા હોય છે, તોપણ જે સ્નેહથી તેઓ આવી પરમપદની સ્થિતિએ પહોંચ્યા છે, તે સ્નેહ પોતાના સુખને ખાતર નહિ, પણ ઈશ્વરીજ્ઞાનને લીધે કુદરતી રીતે ફરીથી તેઓને યાદ આવી જાય છે. જેમ કેરીનો રસ ચૂસી લીધા છતાં પણ ગોટલી બાકી રહી જાય છે, તેમજ બ્રહ્માનંદના આનંદમાં પણ ઈશ્વરીસ્નેહનું બીજ રહી જાય છે, કારણ કે એ સ્નેહરૂપી ગોટલીમાંથીજ જ્ઞાનરૂપી આંબો થયેલો છે, એટલે કુદરતી રીતેજ આંબામાં એ ગોટલી હોય છે. જો કે એ ગોટલી ફરીથી ન ઊગી શકે તેવી રીતે બળેલી હોય છે, તોપણ દિવ્ય ઈશ્વરીજ્ઞાનને લીધે ઈશ્વરનો ઉદ્દેશ, પોતાનો આનંદ અને જગતના જીવોનું દુઃખ, એ બધું જાણી લેવાથી તેને એમ લાગી જાય છે કે, હું આવા આનંદમાં પડ્યો રહું અને મારા ભાઈબંધો દુઃખી રહે! છતાં સાધનોએ હું તેઓને મદદ ન કરું, ત્યારે ધૂળ પડી મારા આનંદમાં! એમ લાગવાથી તે જ્ઞાની મહાત્મા ફરીથી પોતાના સ્નેહને જગાડે છે, એટલે કે બળી ગયેલાં બીજમાં તે પાછું નવું જીવન મૂકે છે, કારણ કે હવે પોતાને ખાતર તેને કાંઇ કરવાનું નથી, પણ હવે તો માત્ર જીવો ઉપરની દયાને લીધે અને ઈશ્વરીઉદ્દેશમાં મદદ કરવાને ખાતરજ તે ફરીથી જગતની સેવા કરવાનું કામ કરવા ઇચ્છે છે; એટલે કર્મમાં બંધાઇ જવાની તેને ફિકર હોતી નથી. વળી એ સ્નેહનાં બીજને વધી જતાં પણ કાંઇ વાર લાગતી નથી, કારણ કે સ્વાર્થવૃત્તિનો ત્યાં અભાવ હોય છે અને ઈશ્વરને ખાતરજ તેને વધવાનું હોય છે, એટલે જેટલું તેઓમાં ઈશ્વરીજ્ઞાન હોય, તેટલોજ તેઓમાં ઈશ્વરીસ્નેહ પણ આવી જાય છે; એટલુંજ નહિ પણ તે મહાત્મા એવી સેવા કરવા ઇચ્છે છે. તે પોતે પણ દેવોના દેવ જેવો હોય છે, એટલે તેની આગળ બધાં કામો સહેલાં થઇ પડે છે, તેથી તે જગતને બહુ મદદ કરી શકે છે. આવાં ઉત્તમ સાધનોવાળા મહાત્માઓને જગતના દુઃખી થતા જીવોની ઉપર દયા કરવાનું મન કેમ ન થાય? થાયજ. કારણ કે ઈશ્વરીજ્ઞાનના બળથી તેઓ તો એમજ અનુભવતા હોય છે કે:

'મારો આત્મા સૌમાં વ્યાપી રહેલો છે અને સૌનો આત્મા મારામાં પ્રકાશી રહેલો છે, એટલે આ આખું જગત એ મારું અંગ છે. મારી આંખોને હું ઠંડી રાખું અને મારા પગને હું અગ્નિ-

માં બળવા દઈશ કે? મારા નાકને હું ફૂલ સૂંઘવા આપું અને મારા હાથને હું કાપી નાખવા દઇશ કે? મારી જીભને રસ ચાખવા દઉં અને મારો કાન ભલે કપાઇ જાય, એમ હું ઇચ્છીશ કે? નહિજ. કારણકે જેમ જીભ મારું અંગ છે, તેમજ કાન પણ મારું અંગ છે અને તેમજ આ આખું જગત પણ મારું અંગ છે; હું આગળ વધી ગયો છું ને તે પાછળ રહી ગયા છે, એટલો સ્થિતિમાં ભેદ છે, પણ કાંઇ સ્વરૂપમાં ભેદ નથી, માટે મારે તેને મદદ કરવી જોઇએ. હું આવા આનંદમાં પડ્યો રહું અને મારા બાઈબંધો દુનિયાદારીનાં દુઃખોમાં પડ્યા રહે, એ હું જોયા કરું કે? પામરોની પેઠે જો હું પણ એમ જોયા કરું, તો પછી મારો આ દરજ્જો મને શું કામનો? ઈશ્વરની હજૂરમાં પહોંચ્યા, માટે શું પોતાનાજ આનંદમાં પડ્યું રહેવું? આવી સ્વાર્થવૃત્તિ કાંઇ અમને શોભે નહિ અને તેમાં પણ શ્રીહરિની હજૂરમાં તો તે નજ શોભે; માટે અમારે તો સેવા સ્વીકારવીજ જોઇએ. જે જીવોને અમે મદદ આપી શકીએ તેમ છીએ, તે જીવોને અમારે મદદ કરવી જોઇએ અને અમારી માફક તેઓ પણ જલદીથી શ્રીહરિની હજૂરમાં આવે, એમ અમારે ઇચ્છવું જોઇએ. અરે! જે સ્નેહથી–જે સેવાથી અમે આ દરજ્જે પહોંચ્યા, તે સેવા હવે છોડી દઇએ કે? એ કેમ બને? અમારું અંગ રોકી રાખીને અમે કેમ સુખી રહી શકીએ? આ જગત તે અમારું અંગ છે, તેમાં ઈશ્વરીજ્ઞાન એ આંખ છે અને ઈશ્વરી–સ્નેહ એ હૃદય છે. આંખને સારી રાખીએ અને હૃદયને ખરાબ કરી નાખીએ, તો કેમ સુખી રહી શકીએ? માટે મોક્ષધામમાં–ઈશ્વરની હજૂરમાં જવાથી કાંઈ ઈશ્વરીસ્નેહને તોડી નખાય નહિ, એને તો ઊલટો વધારવો જોઇએ; કારણ કે જેમ જેમ એ વધે છે, તેમ તેમ જગતરૂપી શરીર સુધરતું જાય છે. મારો આત્મા એ મારી આંખ છે, તેના શુદ્ધ સ્વરૂપથી મને જ્યારે આટલો બધો આનંદ થાય છે, ત્યારે જો મારું આખું શરીર સારું હોય, એટલે કે જગતના બધા જીવો સુખી હોય, મુલકો આબાદ હોય, વિદ્યા-હુન્નર વધારે હોય, ભાઈબંધી વધારે હોય, ધર્મનું બળ હોય અને જેમ અમે આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજીને આનંદ પામીએ છીએ, તેમ કરોડો લોકો એ સ્વરૂપ સમજીને અમારા જેવો ઈશ્વરીઆનંદ ભોગવતા હોય, તો એ જોઈને અમને કેટલો બધો આનંદ થાય? અને એવાં શુભ કામમાં ટેકો આપવાની અમને તક મળે

એ અમારું કેટલું બધું અહોભાગ્ય ગણાય? તથા એવાં મહાન કામોમાં ટેકો આપવા માટે અમે પ્રભુના કેટલા બધા કૃપાપાત્ર થઇ શકીએ, એ ખ્યાલ તો કરો! જો બરાબર રીતે એ ખ્યાલ કરી શકતા હો, તો તમને એમજ લાગે કે, જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવો એટલે કે જગતની સેવા કરવી, એજ સાચો ધર્મ છે, એજ સાચું સ્વર્ગ છે અને એમાંજ અદૃશ્ય ઈશ્વર પ્રત્યક્ષ સ્વરૂપ છે; માટે અમે તો મોક્ષના આનંદ ભોગવ્યા પછી પણ અને બ્રહ્માનંદના લહાવા લીધાં પછી પણ પાછા સેવાનીજ ઇચ્છા રાખીએ છીએ, કારણ કે અમારે તો સેવા એજ સાધન છે ને સેવા એજ ફળ છે.

"બેટિ! મુક્ત થયેલા ને મોક્ષધામમાં રહેલા મહાત્માઓ આમ કહે છે, માટે જો તારે સાચું સ્વર્ગ ભોગવવું હોય, તો બહારનાં લફરાંઓ છોડીને જગતની સેવામાં લાગી જા. પંડિતજીની પેઠે ઢોંગસોંગમાં ને આપલપોપલિયામાં રહી જવામાં કાંઇ નહિ વળે અને પ્રોફેસર સાહેબની પેઠે દરેક વાતમાં 'છટ્ નોનસેન્સ' કરવામાં પણ કાંઇ નહિ વળે; માટે આર્યધર્મના જે બે મહાન સિદ્ધાંતો–પ્રભુપ્રેમ અને બ્રહ્મજ્ઞાન–કે જેમાંથી સનાતન ધર્મ ઉત્પન્ન થયો છે ને જેને આધારે ટકી રહ્યો છે, તે બે મૂળ સિદ્ધાંતો સમજ અને તે પ્રમાણે આચરણ કર, એટલે સ્વર્ગ તારા હૃદયમાંજ છે અને પ્રભુ તારી પાસેજ છે."

## ૫૫–પ્રાચીન યજ્ઞોનું રહસ્ય

"આવી રીતે પ્રભુપ્રેમ અને બ્રહ્મજ્ઞાનમાંથી સનાતનધર્મ ઉત્પન્ન થયેલો હોવાથી એ બન્ને અંગો જેમાં આવી જાય, એવી કોઇ બહારની ક્રિયાની લોકોને જરૂર પડી. એ બહારની ક્રિયા તે આપણા અસલના યજ્ઞો છે. એમાં ઈશ્વરીસ્નેહ એટલે કે ભ્રાતૃભાવ અને બ્રહ્મજ્ઞાન એ બન્ને બાબતો આવી જાય છે, માટેજ ઋષિઓએ યજ્ઞોની અતિશય સ્તુતિ કરેલી છે; કારણ કે ધર્મનાં બે મહાન તત્ત્વો એકજ ક્રિયાથી સિદ્ધ થાય, એ બહુ ખૂબીની વાત છે. યજ્ઞોમાં વેદના મંત્રોથી પ્રભુના ગુણ ગવાતા હતા અને બહારની ક્રિયાઓથી મનને કાબૂમાં રાખવાનું તથા ભાઇબંધી વધારવાનું શીખવવામાં આવતું હતું. જ્યાં યજ્ઞ થાય ત્યાં હજારો ને લાખો રૂપિયાનું ખર્ચ થતું હતું, દેશદેશાવરના વિદ્વાનોની યજ્ઞમંડપમાં સભા થતી હતી, તેમાં ધર્મચર્ચા ચાલી તેના નિર્ણય થતા હતા, યજ્ઞનાં દર્શન માટે આજુ-

બાજુનાં સેંકડો ગામડાંઓનાં હજારો લોકો આવતા, તેઓ તિતિક્ષા શીખતા અને તેઓમાં ધર્મભાવનાની જાગૃતિ ફેલાતી હતી. એ સિવાય જ્યાં યજ્ઞ થાય ત્યાં મેળા ભરાતા હતા. એ મેળામાં પ્રદર્શનો થતાં, તેથી વેપાર વધતો હતો અને તેમાં ગુણીઓને આશ્રય તથા ગરીબોને મદદ મળતી હતી. વળી એ યજ્ઞમંડપમાં પંડિતોને નવા નવા વિદ્યાર્થીઓ મળતા હતા અને વિદ્યાર્થીઓને જુદા જુદા વિષય જાણનારા ખાસ ગુરુઓ મળતા હતા. દેશદેશાવરના જુદા જુદા ગુણવાળા બહુ પ્રતિષ્ઠિત લોકો ભેગા થતા હતા અને તેઓમાં પણ પોતપોતાની વિદ્યા તથા ગુણ માટે હરીફાઇ ચાલતી હતી. એટલે એવા પ્રસંગોમાં વિદ્યાહુન્નરમાં નામ મેળવવા સારુ લોકોમાં બહુ કાળજી રહેતી હતી, તેથી લોકોમાં હુન્નર–કળા વધતાં હતાં. એ સિવાય યજ્ઞસભામાં હાજર થયેલા વૈદકશાસ્ત્ર જાણનારા પંડિતો તરફથી બીમારોને મફત દવા આપવાનું કામ પણ ચાલતું હતું. એટલે જે ગામમાં યજ્ઞ થાય તે ગામમાં સ્વાભાવિક રીતેજ ધર્માદાનું દવાખાનું પણ ખોલાઇ જતું હતું. એવી રીતે જો કોઇ વિદ્વાનને પુસ્તક બહાર પાડવું હોય, તો પ્રથમ વિદ્વાનોની સભામાં પંડિતોને તે બતાવવામાં આવતું હતું અને એ પંડિતો બહુમતે પુસ્તક પસંદ કરી તેમાં પોતાની સંમતિ આપે, ત્યારેજ તે પુસ્તક બહાર પડતું હતું. વિદ્વાનોની સંમતિ લીધા વિના ધર્મ સંબંધી કોઇ પણ પુસ્તક બહાર પડી શકતું નહિ અને કદી કોઇ માણસ વિદ્વાનોનો અભિપ્રાય લીધા વિના પોતાનું પુસ્તક બહાર પાડવાની હુલ્લડાઈ કરે, તો લોકો એ પુસ્તક વાંચવાની દરકાર રાખતા નહોતા. આવી રીતે હોવાથી કચરાપટ્ટી જેવાં ચીંથરિયાં પુસ્તકો બહાર પડી શકતાં નહોતાં, તેથી ધર્મ સંબંધી બાબતોમાં હલકા પ્રકારના વિચારોથી પ્રજા બચી શકતી હતી. જો કે આગળ વધેલા કેટલાક બંધુઓને આ નિયમો સાંકડા વિચારના લાગશે, તોપણ દરેક દેશમાં ને દરેક કાળમાં સામાન્ય લોકોને માટે આવા કાંઇક નિયમો હોય છેજ. એ સિવાય જ્યાં યજ્ઞ થાય ત્યાં રાજાઓ હાજર થતા હતા, તેથી તેઓ પ્રજાના વિચારો અને પ્રજાનાં દુઃખો જાણી શકતા હતા; એટલુંજ નહિ પણ યજ્ઞમાં ભેળા થયેલા પંડિતોની રાજાઓ મુલાકાત લેતા હતા, એ વખતે તે પંડિતો પ્રજાની અગવડો રાજાને સમજાવતા હતા અને જરૂર પડે તો બે કડવાં વચનો કહીને પણ કેટલાક ખાસ હકો પ્રજાને મેળવી આપતા હતા. ગુણિયલ કન્યા

અને લાયક વર મેળવવા માટે પણ યજ્ઞનો ઉત્સવ ઉપયોગી થઈ પડતો હતો. એ સિવાય યજ્ઞક્રિયામાં રહેલા ધર્મના બળથી સેંકડો માણસો પાપકર્મો છોડી દેવાના ઠરાવો પોતાના મનમાં કરતા હતા અને સેંકડો માણસો ધર્મનાં કામો કરવાના સંકલ્પો કરતાં હતાં. આવો ઈશ્વરીસ્નેહ હતો, આવો ભ્રાતૃભાવ હતો, આવો સ્વદેશપ્રેમ હતો અને આવો પરમાર્થ હતો, તેથીજ તે યજ્ઞો ફળિભૂત થતા હતા."

યજ્ઞો બંધ પડવાનું કારણઃ—"પંડિતજી ! આવી રીતે ઘણો કાળ ચાલ્યા પછી જમાનો બદલાયો અને જ્યારે જમાનો બદલાય છે, ત્યારે ઘણા આચારવિચારો અને ધર્મની રીતિઓ પણ આપોઆપજ બદલાઇ જાય છે.

"* જેમકે આ સૃષ્ટિ તો અનાદિકાળથી છે, પણ અમુક વખતે કુદરતના કાંઇ ચોક્કસ ભેદોને લીધે તેનો પ્રલય થઇ જાય છે. એ પ્રલય પછીના પહેલા કાળને સત્યુયુગ કહે છે. એ વખતે માણસો નીરોગી, લાંબા આયુષ્યવાળાં, ઓછાં સાધનોવાળાં અને સહનશીલ હોય છે, એટલે એ કાળમાં બીજાં કોઈ પણ સાધનો કરતાં તપ કરવું તેઓને બહુ ફાવે છે, તેથી એ કાળમાં લાંબી મુદત સુધી લોકો તપ કરતા હતા. એ પછી વખત જતાં જમાનો બદલાયો, પ્રજાની સમૃદ્ધિ વધી, ધંધારોજગાર વધ્યા, જુદાં જુદાં રાજ્યો થયાં, મોજશોખ તરફ લોકોનું વલણ થયું અને માન મેળવવાની તથા નામ કાઢવાની ઇચ્છા પ્રબળ થઇ; તેથી તપ તરફ લોકોની અરુચિ થવા લાગી, એટલે તે વખતે દેશસ્થિતિ અને લોકરુચિ પ્રમાણે ઘણી ઘણી જાતના યજ્ઞો અને નવા નવા પ્રકારનાં કર્મકાંડ થવા લાગ્યાં. એ પછી ઘણાં વર્ષો થયા બાદ વળી સમય બદલાયો. એ વખતે લોકોનું ધર્મજ્ઞાન વધ્યું, યજ્ઞોના દેવથી તેઓને તૃપ્તિ થઇ નહિ, તેઓને કોઇ મૂર્તિમાન દેવની જરૂર લાગી, તેથી તેઓએ પોતપોતાની ઊંચામાં ઊંચી કલ્પના પ્રમાણે શિવ–વિષ્ણુની સુંદરમાં સુંદર મૂર્તિઓ બનાવી અને તેની તેઓ ખરા ભાવથી પૂજા કરવા લાગ્યા. આમ થવાનું એક બીજું પણ કારણ હતું, તે એ કે પાછળથી યજ્ઞમાં પશુઓનું બલિદાન આપવાનો રિવાજ ચાલ્યો હતો. એ કમકમાટી ઉપજાવનારાં બલિદાનની સામે મોટો પોકાર ઊઠ્યો અને તેની વિરુદ્ધમાં જુદા જુદા ધર્મો ખડા થયા; એટલુંજ નહિ પણ એ વખતે દેશમાં પરદેશીઓ આવ્યા હતા, વસ્તી

* "સ્વર્ગની કૂંચી" નામના પુસ્તકમાંથી–પૃષ્ઠ ૧૫૮.

વધી ગઇ હતી અને સમૃદ્ધિના વિભાગ પડી ગયા હતા, એટલે ઘણા લોકો સહેલાઇથી યજ્ઞો કરી શકે તેમ નહોતું અને મૂર્તિ-પૂજા તો એ વખતે સૌથી સહેલાઇથી બની શકે તેમ હતી, એટલે યજ્ઞ નાબૂદ થયા અને તેને બદલે ર્તિમૂપૂજા થવા લાગી.”

## ૫૬—અસલનાં મંદિરો ને પૂજારીઓ

“પંડિતજી! આવી રીતે જમાના પ્રમાણે સ્વાભાવિક રીતેજ મૂર્તિપૂજાની સ્થાપના થઇ; કારણ કે યજ્ઞો કરતાં તેમાં વધારે સગવડતા હતી અને એથી પણ યજ્ઞોના જેટલુંજ કલ્યાણ થતું હતું. એ વખતે મૂર્તિપૂજાનું બંધારણજ એવા પ્રકારનું હતું, કે જેથી દેશને, લોકોને અને ધર્મને ફાયદો થયા વિના રહેજ નહિ; કારણ કે એ વખતે શિવાલય સિવાય બીજા કોઈ દેવ-દેવીનાં મંદિરો નહોતાં. દરેક નાનાં ગામમાં પણ શિવનાં મંદિરો હતાં. એ મંદિરોના પૂજારી નીમવાનું કામ ગામના મહાજનના અખતિયારમાં હતું. તેઓ કોઈ પરમાર્થી અને જ્ઞાની બ્રાહ્મણને એ કામ સોંપતા હતા, એટલે ગામનાં છોકરાંઓ તે મંદિરના પૂજારી પાસે ભણતાં હતાં. મંદિરની પાસે ધર્મશાળા રહેતી, તેમાં મુસાફરો ઊતરતા હતા અને તે અતિથિઓનો સત્કાર મંદિરના પૂજારીઓ કરતા હતા. એ સિવાય મંદિરના પૂજારીઓ અને તેઓના શિષ્યોમાંથી કોઇ વૈદક પણ જાણતા હતા, એટલે બીમારોને દવા આપવાનું કામ પણ મંદિરોમાંજ ચાલતું હતું. અનાથબાળકો, ગરીબ ભિખારીઓ અને નિરાધાર અપંગોને મંદિરોની ધર્મશાળાઓમાંજ આશરો મળતો હતો. ધર્મને લગતા ગૂંચવણભરેલા જે સવાલો ઊભા થાય, તેનો નિર્ણય પણ મંદિરના જ્ઞાની પૂજારીઓજ કરતા હતા. એ સિવાય ગામના લોકોને ધર્મ પળાવવમાં પૂજારી પોતાની લાગવગ વાપરી શકતા હતા, રાજાના કારભારીઓ પણ પૂજારીની સલાહ માનતા હતા, એટલે ગામના હલકા વિચારના લોકો ઉપર પણ તેનો અંકુશ રહેતો હતો. એ સિવાય તહેવારો અને ઉત્સવોના દિવસોમાં વર્ષમાં ઘણી વખત મંદિરો પાસે મોટા મેળા ભરવામાં આવતા હતા અને ઘણી જાતની સુંદર કારીગરીની જુદી જુદી ઉત્તમ રચનાઓ કરવામાં આવતી હતી. આ બધું ખરચ ગામના લોકો, શ્રીમંતો અને રાજાઓ

આપતા હતા. ગામના લોકો મંદિરોનું ખરચ નિભાવે તે બદલ રાજાઓ તેમની પાસેથી ખાસ ઓછા કર લેતા હતા અને રાજાએ છોડી દીધેલા કરનો ભાગ ગામના લોકો મંદિરો પાછળ ખરચતા હતા. આવી રીતે જ્યારે કોઇને ભારે ન પડે તેવી રીતની ઉત્તમ વ્યવસ્થા હતી, રાજાપ્રજા વચ્ચે આવી ઐક્યતા હતી, આવો પરમાર્થ હતો અને આવું ધર્મબળ હતું, ત્યારે મૂર્તિપૂજાથી પણ પ્રાચીન ઋષિઓના પવિત્ર યજ્ઞોના જેટલુંજ આપણા પૂર્વજોનું કલ્યાણ થતું હતું; કારણ કે ઇશ્વરીસ્નેહની સામું જોઇનેજ ઈશ્વર ઇનામ આપે છે, એટલે જે વખતે મંદિરમાંજ ધર્મજ્ઞાન શીખવાની નિશાળો હોય, જે વખતે દુનિયાદારીમાં આગળ વધવાનું જ્ઞાન પણ મંદિરોમાંથીજ મળતું હોય, જે વખતે સદાવ્રતો મળતાં હોય, જે વખતે દવાખાનાંઓ મંદિરોમાંજ હોય, જે વખતે ધર્મસભાઓ મંદિરોમાંજ ભરાતી હોય, જે વખતે મંદિરોમાંથીજ લોકોની નીતિ-રીતિ ઉપર દેખરેખ રાખવામાં આવતી હોય, જે વખતે મંદિરોમાંથીજ નાના નાના ઇન્સાફોનો ચુકાદો થતો હોય, જે વખતે મંદિરોમાંથીજ હુન્નર-કળાને ઉત્તેજન મળતું હોય અને જે વખતે મંદિરોમાંથીજ સત્ય ઈશ્વરીજ્ઞાન મળતું હોય, ત્યારે દેશ આબાદ હોય, લોકો સુખી હોય અને પ્રજા ધર્મભાવવાળી હોય તેમાં નવાઇ શી ? જે વખતે આંતરનો-ઇશ્વરીસ્નેહનો-આવો સત્ય ધર્મ ચાલતો હોય, ત્યારે મૂર્તિપૂજાથી પણ લોકો તરી જાય એમાં કાંઈ પણ નવાઇ નથી.

મંદિરોની મહત્તાનું કારણઃ-"પંડિતજી ! આવી રીતે અસલના વખતમાં મંદિરોની સાથે પરમાર્થ જોડાયેલો હતો, તેથીજ તેની મહત્તા હતી અને તેથીજ લોકોનું કલ્યાણ થઈ શકતું હતું. આ વાતોથી તમારે ખુશી થવું જોઇએ, કારણ કે મૂર્તિઓ તો જડ વસ્તુઓ છે અને મંદિરો તો ઈંટ, પથ્થર, લાકડાં કે માટીનાં મકાનો છે, એટલે તેઓથી કાંઈ કલ્યાણ થઇ શકે નહિ; જે કલ્યાણ કરવાવાળી સાચી વસ્તુ છે, તે તો આપણી ઉત્તમ ભાવનાઓ છે. એ ભાવનાઓને ખીલવનારા પૂજારીઓ છે અને તે પૂજારીઓ બ્રાહ્મણો છે, માટે મંદિરો વિષે જે જે કહ્યું તે બધું બ્રાહ્મણો માટે સમજવાનું છે; કારણ કે મંદિરોની પ્રથમ સ્થાપના કરનારા બ્રાહ્મણો હતા, મંદિરોના પૂજારીઓ બ્રાહ્મણો હતા અને ધર્મની ઉન્નતિ કરનાર બ્રાહ્મણો હતા; એટલે મંદિરોમાં જે ઈશ્વરીસ્નેહ

હતો, તે બ્રાહ્મણોની ભલાઈનુંજ ફળ હતું અને મંદિરોમાં જે જ્ઞાન હતું તે બ્રાહ્મણોના નિઃસ્પૃહીપણાનુંજ પરિણામ હતું. જો કે મંદિરોની માલિકી મહાજનની હતી અને મંદિરોનું પોષણ રાજ્ય તથા ગામ તરફથી થતું હતું, તોપણ તે ચલાવનારા તો બ્રાહ્મણો હતા. એ રીતે મંદિરોની મારફત ધર્મનું રક્ષણ થવાથી દેશનું, રાજ્યનું તથા લોકોનું જે કલ્યાણ થતું હતું, તેમાં બ્રાહ્મણોનો મુખ્ય હાથ હતો, એમ જગતનો ઇતિહાસ જાણનારા પરદેશીઓ અને પરધર્મીઓ પણ કબૂલ કરે છે."

અસલના પૂજારીઓનું નિઃસ્પૃહીપણું:–"પંડિતજી ! એ વખતે મૂર્તિપૂજાની મારફત બ્રાહ્મણો જગતનું એટલું બધું કલ્યાણ કેમ કરી શકતા અને આજે આપણી મૂર્તિપૂજા 'બચ્ચાંના ખેલ' જેવી કેમ થઈ પડી છે, એનું કારણ તમે જાણો છો ? એનું કારણ અસલના બ્રાહ્મણોનું નિઃસ્પૃહીપણું એજ છે. એ નિઃસ્પૃહીપણાને લીધે જગતની સેવા કરવાને માટે* લોકોને તેઓએ ઘણી જાતની ઉત્તમ સ્વાદિષ્ટ ચીજો શોધી આપી, પણ તેઓ પોતે તો માત્ર પત્રન ખાઇનેજ રહેતા હતા. સેંકડો જાતનાં કપડાં તેઓએ બનાવી આપ્યાં, પણ તેઓને તો ઝાડની છાલના રેસામાંથી બનાવેલી ચાર આંગળ પહોળી ને સવા હાથ લાંબી એક લંગોટીજ ખપતી હતી. સુંદર પલંગ, હીંડોળાખાટ, ગાદીતકિયા અને બીજાં પણ કેટલાંક આસનો બનાવ્યાં હતાં, પણ પોતાને માટે તો ગાયના છાણથી લીંપેલી કઠિન જમીનજ પસંદ કરી હતી. સુગંધી તેલો, સુવાસિક અત્તરો અને ગુલાબજળ વગેરે મગજને તર કરનારી ખુશબોદાર વસ્તુઓ બહુ સહેલાઈથી મેળવવાની રીત લોકોને બતાવી હતી, પણ પોતે તો ધૂણીની રાખનું મર્દન કરવામાંજ આનંદ પામતા હતા. વિશ્વકર્માના જેવી અદ્ભુત કારીગરીવાળાં ભવ્ય દેવાલયો, સુંદર મકાનો, વિશાળ પાઠશાળાઓ અને જેને જોતાં અલૌકિક ભાવ ઉત્પન્ન થાય એવા મનોહર યજ્ઞમંડપો બાંધ્યા હતા, પણ પોતાને માટે તો માત્ર ચાર ચોરસ હાથની અંધારી ગુફાજ પસંદ કરી હતી. લોકો તેમને પિતા કહેતા, દેવ કહેતા, તેમની પૂજા કરવા ઇચ્છતા અને તેમની મૂર્તિ સ્થાપવાની આજ્ઞા આપવા વિનવતા હતા; પણ તે મહાત્માજી કહેતા કેઃ

'જેવા તમે મનુષ્ય છો તેવોજ હું પણ મનુષ્ય છું. તમે ત-

* "કાઠિયાવાડી તોપ" નામના પુસ્તકમાંથી

મારા આત્માનો ઉદ્ધાર કરો. ભાઈઓ! તત્ત્વને શોધો, ફીણને વળગો મા. મળ–મૂત્રાદિથી ભરેલા દેહની એટલી બધી કાળજી કરો મા. ઈશ્વરે દેહ એવી રીતનો બનાવેલો છે, કે તેને જેવી સ્થિતિમાં રાખવાનો અભ્યાસ કરીએ, તેવી સ્થિતિમાં રહી શકે છે. જેની દરકાર કરવાની છે, તેને છોડીને માયામાંથી ઉત્પન્ન થયેલાં ને માયામાં મળી જનારાં શરીરનાં કલ્પિત સુખની દરકાર ન કરો. જેને તમે સુખ કહો છો, તે કાંઇ બહારની વસ્તુ નથી. તમારા મન સાથે સુખનો સંબંધ છે; સુખદુઃખ કોઇ વસ્તુમાં નથી, પણ તમારા મનમાં છે. જેમ જેમ સુખને પકડવા જશો, તેમ તેમ તે દૂર જતું જશે, જેમ જેમ તેને માટે વધારે તડફડિયાં મારશો, તેમ તેમ માયામાં વધારે બંધાતા જશો, કારણ કે ભાઇઓ! યાદ રાખજો કે, શરીરસુખમાંજ પુરુષાર્થની સમાપ્તિ નથી, શરીરસુખ સાચવવાથીજ કાંઈ જિંદગીની સાર્થકતા થતી નથી; શરીરસુખ સિવાય બીજું પણ કાંઇક મહાતત્ત્વ–ગંભીર સત્ત્વ–છે. એ તત્ત્વ સહેલાઇથી સમજી શકાય તેવું નથી, તેમ કઠિનતાથીજ મળે એમ પણ નથી. માત્ર ભલાઇ, શુભેચ્છા અને પરમાર્થદૃષ્ટિજ જોઇએ; એ સિવાય એ તત્ત્વ મેળવવાને માટે બીજો એકે સરળ રસ્તો નથી. મનુષ્યનું મન માત્ર વ્યવહારની જાળથીજ સંતોષ પામી શકશે નહિ, મનુષ્યની બુદ્ધિ સ્થૂલવસ્તુથીજ તૃપ્ત થઈ શકશે નહિ અને મનુષ્યના અંતઃકરણમાં જે કાંઇ સ્વાભાવિક ઝબકારો છે, તે સ્વયંજ્યોતિ જોયા વિના શાંત પડશે નહિ; માટે તમારે એ અનિર્વચનીય ભેદી તત્ત્વને સમજવા યત્ન કરવો જોઇએ. જ્યાંસુધી એ તત્ત્વને તમે નહિ ઓળખો, ત્યાંસુધી તમારો અંતરાત્મા તૃપ્ત થવાનો નથી અને જ્યાંસુધી અંતરાત્મા તૃપ્ત નહિ થાય, ત્યાંસુધી શાંતિ મળવાની નથી, એ નક્કીજ સમજજો.'

"દેશને આબાદ કરી ઈશ્વરીજ્ઞાન ફેલાવ્યા પછી મહાત્માજી પરમપદને પામ્યા. એ વખતે ગદ્‌ગદિત સાદે રોકયા છતાં મુકાઈ જતા ધ્રૂસકા વચ્ચે ત્યાંની સમગ્ર પ્રજાએ કહ્યું કે, 'ઉત્તમ બંધારણોથી સુધારીવધારી સમૃદ્ધિવાન કરેલું રાજય અમારી આજીજી છતાં પણ તેમણે ન રાખ્યું; ટાઢા છાંયડાના આબરૂદાર સમૃદ્ધિવાન વેપારની પડખે પણ તેઓ ન ચડ્યા; જાતમહેનતથી ભૂમિમાતાની સેવા કરી, સ્વતંત્રપણું જળવાય તેવી ખેતી પણ તેઓએ ન સ્વીકારી; જેમાં વાહવાહ થાય, તડાકો પડે અને લોકોને ગરજ

ભોગવવી પડે એવી હુન્નર-કળા પણ તેમણે કબૂલ ન રાખી; નિરાધારને રસ્તો થઈ પડે અને આજીવિકા ચાલે એવી નોકરીને પણ તેમણે ઠોકર મારી; છેવટ 'ઉદરપોષણાર્થે' ભીખ રહી, તેને પણ તેમણે ધિક્કારી કાઢી! બધાં સાધનો પોતાની પાસે તૈયાર છતાં પણ માત્ર લોકોની દયા ઉપરજ તેઓ રહ્યા! ભણવું-ભણાવવું, દાન દેવું તથા લેવું અને ઈશ્વરની ભક્તિ કરવી તથા કરાવવી, એ સિવાય જેમણે પોતાને માટે બીજું કાંઇજ રાખ્યું નહિ એવા નિઃસ્પૃહી સજ્જનો કયાં છે? કયાં છે? અરે! જેના ચરણની રજથી અમે પવિત્ર થઇએ, જેના શ્વાસથી જગતમાં શાંતિ પ્રસરી રહે, જેના શબ્દોથી માનવવૃત્તિઓ જાગૃત થઈ જાય, જેનાં દર્શનથી હૃદય કોઇ ઉન્નતભાવમાં તણાય, જેના સ્મરણથી ધર્મભાવ સ્ફુરાયમાન થઇ જાય અને જેનાં ચરિત્રથી અમોને ઘણા પ્રકારનું ગુપ્ત રીતે બળ મળે, તે મહાત્મા કયાં ગયા? કયાં ગયા? અરે! હવે અમારા દેશનું શું થશે? એ રીતે લોકો વિલાપ કરતા હતા."

---

## ૫૭-દેશ આબાદ હોય તોજ ધર્મનું જ્ઞાન વધી શકે

"પંડિતજી! યાદ રાખજો કે, જ્યારે આવા નિઃસ્પૃહી બ્રાહ્મણો હતા અને જ્યારે આવા પરમાર્થી પૂજારીઓ હતા, ત્યારેજ દેશ આબાદ હતો અને દેશની આબાદીને લીધેજ લોકોમાં ધર્મજ્ઞાન વધ્યું હતું તથા એ ધર્મજ્ઞાનને લીધેજ મૂર્તિપૂજાથી કલ્યાણ થઇ શકતું હતું. જો એ વખતે દેશ આબાદ ન હોત અને લોકોમાં ધર્મભાવના ખીલેલી ન હોત, તો મૂર્તિપૂજાથી કાંઇ કલ્યાણ થઈ શકત નહિ; કારણ કે મૂર્તિ તો જડ છે, મૂર્તિમાં બળ નથી, પણ આપણી ભાવનામાં બળ છે; અને જ્યારે બહુ અનુકૂળતા હોય ત્યારેજ ઉત્તમભાવનાઓ ખીલી શકે છે તથા દેશ આબાદ હોય ત્યારેજ એવી અનુકૂળતા હોય છે, માટે આપણું ઈશ્વરીજ્ઞાન વધારવા સારુ અમે સ્વદેશની સેવા કરવાનું કહીએ છીએ. જગતના ઇતિહાસથી સાબિત થાય છે કે, કોઇ પણ દેશમાં કે કોઇ પણ પ્રજામાં ગરીબાઇ અને ગુલામગીરી જેવા દુઃખના વખતમાં ઈશ્વરીજ્ઞાન વધ્યું નથી; એવા વખતમાં ધર્મઝનૂન વધે છે, પણ સત્ય ઈશ્વરીજ્ઞાન તો દેશની આબાદી અને શાંતિને વખતેજ વધે છે અને એ પણ યાદ રાખજો કે, ગરીબાઇ અને આબાદી વચ્ચે જેટલો ભેદ

છે, દુઃખ અને શાંતિ વચ્ચે જેટલો ભેદ છે અને સ્વતંત્રતા તથા પરતંત્રતા વચ્ચે જેટલો ભેદ છે, તેટલોજ ભેદ ઈશ્વરીજ્ઞાન અને ધર્મઝનૂનની વચ્ચે છે. જેમ જેમ આપણો દેશ પરાધીન થતો ગયો, જેમ જેમ પ્રજા ગરીબ થતી ગઇ અને જેમ જેમ લોકોમાંથી ઈશ્વરીસ્નેહ એટલે કે ભ્રાતૃભાવ ઓછો થતો ગયો, તેમ તેમ આપણું ઈશ્વરીજ્ઞાન ડૂબતું ગયું છે; માટે પંડિતજી! યાદ રાખજો કે, જે કારણોથી આપણું આત્મિકજ્ઞાન નાશ પામ્યું છે, તે કારણો જ્યારે દૂર થશે, ત્યારેજ એ જ્ઞાન ફરીથી પાછું સજીવન થઈ શકશે. એ અડચણો દૂર થયા વિના માત્ર મૂર્તિઓથીજ કાંઇ ઈશ્વરીજ્ઞાન વધી શકશે નહિ, કારણ કે મૂર્તિપૂજાની સાથે જે ઈશ્વરીસ્નેહનું બળ જોઇએ તે હાલમાં ક્યાં છે?"

## ૫૮–મૂર્તિપૂજા ઉપર હુમલા થાય છે તેનું કારણ

"પંડિતજી! આ પ્રોફેસર જેવાઓ તમારી મૂર્તિપૂજા ઉપર હુમલા કરે છે, એનું કારણ શું છે? એનું કારણ તમારા જેવા પૂજારીઓનું સ્વાર્થીપણું એજ છે. મંદિરોના માલિકોને ઘેર પાલખીઓ હોય છે, પણ તેઓના મંદિરમાં એકે વિદ્યાર્થી હોય છે કે? મંદિરોના માલિકોની બાયડીઓનાં શરીર ઉપર પાંચદસ હજાર રૂપિયાના દાગીના હોય છે, પણ મંદિરોના માલિકો તરફથી કોઈ ગરીબ દરદીઓનાં ગૂમડાં માટે મલમની પટ્ટી પણ મફત અપાય છે કે? મંદિરોની જગ્યા આલેશાન અને લાખો રૂપિયાની કિંમતની હોય છે, પણ તેમાં કોઇ અજાણ્યા મુસાફરને જરા વાર બેસીને વિસામો ખાવાની જગ્યા મળે છે કે? મંદિરોના માલિકોનાં છોકરાંઓનાં લગ્નની ધામધૂમ પાછળ હજારો રૂપિયા ખરચાય છે, પણ પોતાના ધર્મને લગતાં જૂનાં પુસ્તકોનો ફેલાવો કરવા માટે કોઇએ એક પાઈ પણ ખરચી છે કે? મંદિરોમાં સોનાચાંદીનાં રમકડાંના ઢગલાઓ મળશે, પણ કોઈ પૂજારી પાસેથી જમાનાને અનુસરતાં વિદ્યા–હુન્નરનાં પુસ્તકો મળશે ખરાં કે? જુદા જુદા ઉત્સવો વખતે મોજશોખમાં અને ધામધૂમમાં હજારો રૂપિયા ખરચાશે, પણ પોતાનો ધર્મ ફેલાવવા માટે ધર્મના ઉપદેશકો રાખવા પાછળ કોઇએ એક દોઢિયું પણ ખરચ્યું છે કે? મંદિરોમાં મૂર્ખ પગારદાર માણસોનું એક નાનું જેવું લશ્કર દેખાશે, પણ તેમાં કોઇ વિદ્વાનને

આશ્રય મળશે કે? મંદિરોમાં પૂજારીઓ તરફથી મોટી મોટી શેઠાણીઓને આગળ આગળ જગ્યા મળે છે, પણ તેમના તરફથી કોઇ દુખીઓની ખબર લેવાય છે કે? મંદિરોમાં ઊંચા ઊંચા પલંગો; મોટી મોટી હીંડોળાખાટો, સુંદર ગાલીચાઓ અને પોચા પોચા ગાદીતકિયાઓ જેટલા જોઇએ તેટલા મળી આવશે, પણ વિધવાઓએ તજી દીધેલા નિરાધાર બાળકોને પાવા માટે બે ચમચા દૂધની તેમના તરફથી મદદ મળશે કે? કેસર, કસ્તૂરી અને અત્તર તથા ગુલાબજળના બાટલાઓ મંદિરોમાં જોઇએ તેટલા હશે, પણ ગરીબ વિદ્યાર્થીઓને ધર્મનાં પુસ્તકો અપાવવાની મહેરબાની તેઓ કરશે કે? પૂજારીઓએ સેંકડો રૂપિયા ખરચીને ગંગા-જમનાની ગાગરો મંગાવેલી હશે, એ તો રહ્યું; પણ કોઈ તરસ્યા ભિખારીને આપણાં માંદિરોમાંથી પાણીનો છાંટો પણ મળશે કે? ઘણાએ બિનવારસદારોના માલ પૂજારીઓને પચી ગયા હશે, પણ તેઓ કોઇ દિવસ અનાથોની સામે જુએ છે કે? અને મંદિરોના પ્રસાદો-રાંધેલાં અનાજો જાહેર બજારમાં વેચાય છે, પણ કોઇ અભ્યાગતને તેમાંથી અન્નનો કોળિયો મળે છે કે? નહિજ; કહો કે નહિજ. જયારે આમ છે ત્યારે પરમાર્થ વિનાની મૂર્તિપૂજા સુધરેલાઓને મન રમકડાં જેવી થઈ પડે તેમાં નવાઇ શી? કારણ કે મૂર્તિપૂજાનું જીવનજ ઇશ્વરીસ્નેહ છે, એટલે જો મૂર્તિપૂજાની સાથે પરમાર્થ જોડાયેલો ન હોય, તો તે જીવી શકેજ નહિ અને જે પોતેજ જીવી શકે નહિ, પોતેજ મરણ તુલ્ય હાલતમાં હોય, તે બીજાંઓને જ્ઞાન કેવી રીતે આપી શકે, માટે પંડિતજી! યાદ રાખજો કે જયાંસુધી આપણી મૂર્તિપૂજાની સાથે સત્ય પરમાર્થ ન જોડાય, ત્યાંસુધી એકલી લૂખી મૂર્તિપૂજાથી કાંઈ પણ કલ્યાણ થઇ શકે તેમ નથી. મૂર્તિપૂજામાં જે ચૈતન્ય છે, તે મૂર્તિનું પોતાનું નથી, પણ ઈશ્વરીસ્નેહનું છે અને ઈશ્વરીસ્નેહમાંથીજ મૂર્તિપૂજાની ઉત્પત્તિ થયેલી છે. માટે ઈશ્વરીસ્નેહ વિનાની મૂર્તિપૂજા તે જીવન વિનાનાં રમકડાં જેવુંજ કામ છે; કારણ કે ધૂપ-દીપ કરવા, ઘંટા વગાડવા, મંદિરો શણગારવાં, દેવને બહુ ફૂલો ચડાવવાં, સુંદર વસ્ત્રો બનાવવાં, પાલખીઓ ને વરઘોડા કાઢવા અને સારા સારા પ્રસાદો દેવને ધરીને પોતેજ પટકાવી જવા એજ કાંઈ મૂર્તિપૂજાનું જીવન નથી અને એથીજ કાંઈ તરી જવાતું નથી; પણ મૂર્તિપૂજાનું જીવન તો ઈશ્વરીસ્નેહ છે, મૂર્તિપૂજાનું જીવન તો પૂજારીઓ

પાસેથી આપણે ઇશ્વરીજ્ઞાન મેળવીએ તથા મંદિરમાં જઇ ખરા દિલથી પ્રેમપૂર્વક શુદ્ધ અંતઃકરણની પ્રાર્થનાઓ કરીએ તે છે અને મૂર્તિપૂજાનું જીવન તો આપણાં આચરણો સુધારીએ તે છે. બહુ નાહીએધોઇએ, બહુ ઘંટા વગાડીએ, બહુ ધૂપ-દીપ કરીએ અને બીજાઓને અડી જવાની બીકે લૂગડાં બહુ ઊંચાં લઇએ, એજ કાંઈ મૂર્તિપૂજાનું જીવન નથી; એ તો ઇશ્વરીજ્ઞાનના શરૂઆતના અભ્યાસીઓને જરા વાર બહારની ચમક આપવાનાં સાધનો છે, એ કાંઇ તત્ત્વ નથી; છતાં પણ અફસોસ કે, આજે આપણે એ જરાક વારની બહારની ચમકમાંજ રહી જઇએ છીએ, તેનેજ પૂજા સમજીએ છીએ અને ઇશ્વરીસ્નેહને ખાતર સ્વાર્થત્યાગનું બલિદાન આપવાની વાત કે જે મૂર્તિપૂજાનું જીવન છે, તેને તો ભૂલીજ જઇએ છીએ. આમ છે માટેજ આપણી મૂર્તિપૂજા 'બચ્ચાંના ખેલ' જેવી થઇ પડી છે."

## ૫૯–ધર્મની સાચી ટીકાઓ સહન કરો

"પંડિતજી! આપણી મૂર્તિપૂજા હાલમાં અશ્રદ્ધાના રૂપમાં આવી પડી છે, તેનાં ઘણાં કારણો છે અને જો તમે તમારા ધર્મનું રક્ષણ કરવા ઇચ્છતા હો, તો તમારે ખાસ ચાહીને એમાંનાં મુખ્ય કારણો સમજવાં જોઈએ; કારણ કે એ જાણવાથી આ પ્રોફેસર જેવા બધા વટલેલાઓ મૂર્તિપૂજાની વિરુદ્ધ જે ટીકા કરે છે, તેનો જવાબ દેવાનું તમારામાં બળ આવી શકશે. આવી કડવી વાતો તરફ તમારે બેદરકારી ન બતાવવી જોઇએ, પણ ધ્યાન આપીને તે સાંભળવી જોઈએ, તેના ખુલાસા કરવા જોઇએ, તેના બચાવ કરવા જોઇએ અને તેમાં જે ભૂલ જણાય તેમાં સુધારા કરવા જોઈએ. તમારી ઉપર હુમલા થાય ને તેનો તમે જવાબ ન આપી શકો, એ કાંઇ તમારે માટે માનભર્યું કહેવાય નહિ. એથી તો ઊલટી તમારી નબળાઈ દેખાઇ આવે અને તમારામાં પોલ ચાલતીજ હશે, એમ લોકોને ખાતરી થઇ જાય. એવું થાય તે હાલના અશ્રદ્ધાના જમાનામાં સારું નહિ. એથી તો ધર્મને બહુ મોટો ધક્કો પહોંચી જાય. એમ ન થાય માટે તમારે આવી જાતની ટીકાઓ તો ખાસ ચાહીને સાંભળવી જોઇએ, કારણ કે આ જમાનો છૂટાપણાનો છે, એટલે એવી ટીકાઓ તો થશેજ અને તેમાં પણ મૂર્તિપૂજાના અસ-

લના ને હાલના નિયમોમાં બહુ ફેરફાર થયેલો છે, જેમકે અસલ શિવનાંજ મંદિરો હતાં, પણ હાલમાં ઘણા દેવ થઈ ગયા છે અને તે બધા સંપ્રદાયવાળાઓ પોતપોતાની અંદરજ એકબીજાના દુશ્મનો છે; શિવવાળાઓ વૈષ્ણવોની નિંદા કરે છે, વૈષ્ણવો શિવથી બળી મરે છે; રામાનુજવાળાઓને સ્વામીનારાયણવાળાઓ ગમતા નથી અને સ્વામીનારાયણવાળાઓને બીજા કોઇ ધર્મવાળાઓ ગમતા નથી; આવી રીતે આપણાજ લોકો એકબીજાના ધર્મ, એકબીજાનાં મંદિરો, એકબીજાની મૂર્તિઓ, એકબીજાનાં ધર્મપુસ્તકો અને એકબીજાના પૂજારીઓથી વિરુદ્ધ છે; જ્યારે આપણાજ ઘરમાં આવી ફાટફૂટ છે અને જ્યારે આપણેજ આપણા ભાઇબંધોના સંપ્રદાયની ચેષ્ટા કરીએ છીએ, ત્યારે પરદેશીઓ અને પરધર્મીઓ આપણા ધર્મો માટે ગમે તેવાં ગુલબાનો ઉડાવે તેમાં નવાઇ શી? એવાં ગુલબાનોથી દોરવાઇને આપણને આપણા સનાતનધર્મ તરફ અશ્રદ્ધા ન થઇ જાય, પણ આપણે તેમાં સુધારો કરી શકીએ અને આપણા ભ્રાતૃભાવને સાચવી શકીએ, માટે એવી ટીકાઓ આપણે સાંભળવી જોઇએ."

## ૬૦–પૂજારીઓ બગડ્યા તેનું કારણ

"પંડિતજી! જેમ અસલના વખતમાં જુદા જુદા સંપ્રદાયો નહોતા, તેમજ અસલના વખતમાં મંદિરોના માલિકો પૂજારીઓ નહોતા, પણ મંદિરો ગામનાં મહાજનની મિલકત ગણાતી હતી. પૂજારીઓની નિમણુંક મહાજન તરફથી થતી હતી અને મંદિરો તથા પૂજારીઓનું ખરચ ગામના લોકો ચલાવતા હતા, એટલે જો કોઈ પૂજારી સારી ચાલનો ન હોય કે જ્ઞાની ન હોય, તો તેને પ્રથમથી એ દરજ્જો મળતોજ નહોતો અને કદી પાછળથી પૂજારીની ચાલચલગત બગડે, તો તેને રજા આપી બીજો લાયક પૂજારી તે જગ્યાએ રાખતા હતા; પણ આજે એવું કાંઈ નથી. આજે તો પૂજારીઓ પોતેજ માત્ર મંદિરનાજ નહિ પણ દેવોના પણ ધણીરણી થઈ બેઠેલા છે! તેમને પૂછે તેને પરમેશ્વર પૂછે! એટલુંજ નહિ પણ આજે તો ગમે તેવા નાલાયક હોય, તોપણ વંશપરંપરાના પૂજારીઓ થઇ પડેલા છે અને તે એકજ ઠેકાણે નહિ પણ આખા હિંદુસ્તાનમાં એવું ખાતું થઇ પડેલું છે; એટલે પછી તેઓ ફાટે તેમાં નવાઇ શી? તેઓને મફતના માલ મળે,

સ્ત્રીઓ તેમનો વિશ્વાસ કરે, લોકો તેમને માન આપે, કમાવા જવાની તેઓને ફિકર નહિ અને સેવકો તેમને જોઇએ તેટલું ધન આપે, એ બધી જાતના વૈભવો ભોગવવાની જેવી જોઇએ તેવી સગવડતા અને જ્ઞાનના નામનું મીડું!! આમ હોવાથી કોઈ પણ જાતના અંકુશ વિનાના અજ્ઞાન પૂજારીઓ તરફથી સારાં આચરણની આશા કેવી રીતે રાખી શકાય*? તેઓ માત્ર પોતાનાં સુખ અને પોતાના વૈભવની સામુંજ જુએ છે. તેમને કોઇ પૂછનાર નહિ હોવાથી અને તેઓ શૂન્ય અંતઃકરણના હોવાથી જે પૈસા ઈશ્વરીસ્નેહને ખાતર ખરચાવા જોઇએ, તે પોતાના ખાનગી મોજ-શોખ પાછળ ઉડાવી દે છે અને જે બુદ્ધિ ઈશ્વરીજ્ઞાનમાં વાપરવી જોઇએ, તે બુદ્ધિ જુદા જુદા સંપ્રદાયવાળા પોતાના ભાઇબંધો સાથે મેરી–તેરી કરવામાં વાપરી નાખે છે. હવે મને કહો કે, જ્યારે આપણા પૂજારીઓની એટલે કે આપણા ગુરુઓની આવી સ્થિતિ છે ત્યારે આપણી મૂર્તિઓ આપણને કેમ જ્ઞાન આપી શકે? આપણાં મંદિરો જગતમાં ઈશ્વરીસ્નેહ કેમ ફેલાવી શકે?"

## ૬૧–રાજાઓ અને ધર્મગુરુઓનો સંબંધ

"આપણા પૂજારીઓ બગડ્યા અને આપણાં મંદિરોની સત્તા ઓછી થઇ, તેનું એ પણ એક મુખ્ય કારણ છે કે, તેઓને રાજ્યની મદદ નથી, કારણ કે રાજ્ય પરદેશીઓનાં અને પરધર્મીઓનાં થઈ ગયાં, એટલે આપણા ધર્મને રાજ્ય તરફથી જે ખાસ મદદ મળવી જોઇએ, તે મદદ મળી શકતી નથી, તેથી પણ ધર્મ ઢીલો પડતો જાય છે. પુરાણોની મારફત જો અસલની હકીકત જોઇએ, તો દરેક મોટા રાજાની પાસે કોઈ પણ મોટા ઋષિ સલાહકાર તરીકે દેખાય છે. જેમકે જનકના દરબારમાં યાજ્ઞવલ્કય ને અષ્ટાવક્ર વગેરે હતા, દશરથ તથા રામની પાસે વસિષ્ઠ મહારાજ હતા અને દુર્યોધનની પાસે દ્રોણાચાર્ય, કૃપાચાર્ય વગેરે હતા. એમ [illegible] ...ની પાસે તેઓની મદદમાં ધર્મગુરુઓ રહેતા હતા; કારણ [illegible] સમજતા કે, રાજ્યસત્તા એ તો બહારની સત્તા છે અને [illegible] બહારની સત્તાથી કાંઇ માણસો સરખી રીતે ચાલી

* "મંદિર અને પૂજારીઓ" વિષે "હિંદુસ્તાનની ઉન્નતિ" નામે પુસ્તકમાં એનીબિસેન્ટનો લેખ વાંચવાલાયક છે.

શકે નહિ. બહારની સત્તાની સાથે જ્યારે અંતરની સત્તા હોય, ત્યારેજ ખરી રીતે પ્રજા સુધરી શકે અને એવી અંતરની સત્તા ધર્મમાં રહેલી છે તથા ધર્મગુરુઓની મારફત વૃદ્ધિ પામે છે, માટે રાજાઓ ધર્મગુરુઓની મદદ લેતા હતા. તેઓ સમજતા કે, કુંભારને ઘેર ચારે પગે બાંધી મૂકેલાં ગધેડાંઓ લાત ન મારે અથવા પિંજરાંમાં પુરાઈ ગયેલા સિંહ ઢીલા થઇને પડ્યા રહે, એમાં કાંઇ નવાઇ નથી, પણ જ્યારે તેઓ છૂટા હોય છતાં પણ તોફાન ન કરે ત્યારેજ ખૂબી કહેવાય. તેમજ રાજ્યના ભયથી, લોકલાજથી કે આજુબાજુના હલકાભારે સંયોગને લીધે માણસો પાપ ન કરે, એમાં શી મોટી વાત? પણ જ્યારે અંતરમાંથી એમ થઈ જાય કે, 'નહિ, હવે આપણને આવું ન શોભે,' એમ સમજીને લાલચોમાં ફસાવાની તક હોય, છતાં પણ તે છોડી દે, ત્યારેજ એ ઉત્તમતા કહેવાય; એવી ઉત્તમતા રાજ્યની બહારની સત્તાથી આવી શકતી નથી, પણ ધર્મની અંતરની સત્તાથી આવી શકે છે, માટે રાજ્યસત્તા કરતાં પણ ધર્મની સત્તા બહુ મોટી છે, એમ સમજીને રાજાઓ ધર્મગુરુઓને માન આપતા હતા અને પોતાની મદદમાં પોતાની જમણી બાજુએ તેઓને રાખતા હતા. રાજાઓ સમજતા કે, અમે તો બહારનું રાજ્ય કરીએ છીએ, પણ ધર્મગુરુઓ તો માણુસના અંતરમાં રાજ્ય કરે છે, તેથી જ્યાં અમારા કાયદાઓ પહોંચી શકે નહિ, ત્યાં પણ ધર્મગુરુની સત્તા પહોંચી જાય છે; જેમકે કોઇ માણુસ બીજા માણુસોને માટે પોતાના મનમાં અદેખાઇ રાખે, તો તેને રાજ્યનો કાયદો કાંઇ અડચણ કરી શકે નહિ, કોઇ માણુસ અતિશય લોભ રાખે; તોપણ રાજ્યસત્તા તેમાં વચ્ચે પડી શકે નહિ, કોઇ માણુસ પોતાના વ્યભિચારના વિચાર કરે, તો રાજાની સત્તાથી કાંઇ તે વિચારો અટકી શકે નહિ અને કોઇ માણુસ કાયદાની જાળમાં ન આવે એવી રીતના પ્રપંચો કરે, તો ગુનો સાબિત થયા વિના રાજા તેને કાંઇ શિક્ષા કરી શકે નહિ. આવી રીતે એવી જાતનાં ઘણાં પાપો છે, કે જ્યાં રાજ્યના કાયદાઓ નિષ્ફળ થાય છે; પણ તેજ પાપો ધર્મગુરુઓના ઉપદેશથી અટકી શકે છે; માટે હમેશાં રાજાઓ ધર્મગુરુઓને પોતાની મદદમાં રાખતા હતા. માત્ર આપણા દેશમાં ને આપણા ધર્મમાંજ એમ હતું એમ નહિ, પણ પ્રાચીન ઇરાનીઓમાં, રોમનોમાં, મિસરીઓમાં, યહૂદીઓમાં, બૌદ્ધોમાં અને

મુસલમાનોમાં પણ એમજ હતું; એટલુંજ નહિ પણ હજી આજે પણ ક્રિશ્ચિયન રાજ્યોમાં ધર્મગુરુઓ રાજાઓ પાસે બહુ મોટા દરજ્જા ભોગવે છે, કારણ કે પ્રજામાં નીતિ-ધર્મ વધારવામાં રાજ્યને તેઓ બહુ મોટી મદદ કરે છે. રાજનીતિમાં ધર્મગુરુઓને રાજ્યનું એક મોટું અંગ ગણેલું છે અને ધર્મગુરુઓનું બહુ સન્માન રાખવું એમ ફરમાવેલું છે. આવી રીતે રાજાની મારફત રાજ્યની બહારની સત્તા અને ધર્મગુરુઓની મારફત ધર્મની અંતરની સત્તા એ બે મહાશક્તિઓ સાથે મળવાથી પ્રજાની સુલેહ-શાંતિમાં, દેશની આબાદીમાં અને રાજ્યની મજબૂતીમાં વધારો થાય છે; માટે ખાસ ચાહીને રાજાઓ ધર્મગુરુઓને પોતાની બાજુમાં રાખતા હતા; તેથી પરિણામ એ થતું કે, સુલેહના વખતમાં પ્રજામાં નીતિ-ધર્મ ફેલાવવામાં ધર્મગુરુઓ રાજાઓને ઉપયોગી થઈ શકતા હતા અને ધર્મને લગતી કાંઇ આફતનો સમય આવ્યો હોય, ત્યારે રાજાઓ ધર્મગુરુઓના કહ્યા પ્રમાણે ધર્મનું રક્ષણ કરતા હતા; એથી રાજાઓની મદદથી ધર્મ સચવાતો હતો અને ધર્મગુરુઓની મદદથી પ્રજામાં ગુના થતા અટકતા હતા. આવી રીતે અરસપરસની મદદથી પ્રજા સુખી, દેશ આબાદ અને રાજ્ય મજબૂત રહેતાં હતાં, તેથી લોકોમાં હુન્નર-કળા અને ઈશ્વરીજ્ઞાન વધતું જતું હતું."

## અસલના વખતમાં ધર્મગુરુઓની સત્તા

"સુવ્યવસ્થા રહી શકે માટે રાજાઓ જેમ પ્રાંતોના હાકેમો, મહાલોના વહીવટદારો ને ગામડાંઓમાં પટેલો નીમતા હતા, તેમજ ધર્મગુરુઓ પણ પોતાના હાથ નીચે જુદા જુદા પંડિતો રાખતા હતા અને તેઓને જુદા જુદા ભાગમાં ધર્મક્રિયા કરાવવાનો અધિકાર આપતા હતા. એ પંડિતોની દરેક નાનાં ગામડાંઓનાં મંદિરોના પૂજારીઓ ઉપર સાધારણ સત્તા ચાલતી હતી. ગામડાંઓમાં ધર્મ સંબંધી બાબતમાં જ્યારે કાંઈ મતભેદનો સવાલ ઊભો થાય અને ત્યાંના મંદિરનો પૂજારી તેનો ખુલાસો ન કરી શકે અથવા પૂજારીના ખુલાસાથી લોકોને સંતોષ ન થાય, ત્યારે તે પોતાના કસબાના રાજાનું પેન્શન ખાનારા મોટા પંડિતને પૂછતા હતા અને તેથી પણ સમાધાન ન થાય, તો રાજાની જમણી બાજુએ રહેનાર રાજાના ગુરુ પાસે જતા હતા. જો એ ગુરુથી પણ મનમાનતો ખુલાસો ન થાય, તો રાજાને ખરચે દેશદેશાવરના પંડિતોને બોલાવી ધર્મસભા ભરતા હતા અને તેમાં વધુમતે જે નિર્ણય

થાય, તે ઠરાવ દેશના સૌ લોકો કબૂલ રાખતા હતા. આવી વ્યવસ્થા હોવાથી સહેલાઈથી ધર્મગુરુઓ બગડી શકતા નહોતા અને પોતાના સ્વાર્થને ખાતર ધર્મમાં નવાંનવાં લફરાંઓ ઘુસાડી શકતા નહોતા, તેથી તેઓનાં રૂડાં આચરણ અને તેઓની પવિત્રતાની અસર લોકોમાં પહોંચી શકતી હતી. એ અસરને લીધે લોકોમાં ધર્મનું બળ રહેતું હતું અને ધર્મના બળને લીધે તનથી, મનથી, ધનધાન્યથી તથા પુત્રપૌત્રાદિકથી પ્રજા સુખી રહી શકતી હતી. એ વખતે ધર્મગુરુઓની સત્તા કાંઇ માત્ર મંદિરોનાં બારણાંમાંજ અટકેલી નહોતી, પણ રાજમહેલોમાં, ગામડાંઓનાં ઘરોમાં અને જંગલોનાં ઝૂંપડાઓમાં પણ રાજ્યસત્તાની માફકજ ધર્મગુરુઓના સત્ય ઉપદેશની પવિત્ર અસરો લોકોના આંતરજગતમાં રાજ્ય કરતી હતી. કારણ કે રાજાઓ જેમ ધર્મગુરુઓને પોતાની મદદમાં રાખતા હતા, તેમજ શ્રીમંત લોકો પણ ખાસ પોતાના ગુરુઓ રાખતા હતા અને ગામડાંના ગરીબ લોકો જેઓ પોતાને માટે ખાસ ગુરુ રાખી શકતા નહિ, તેઓ મંદિરના પૂજારીઓની આજ્ઞામાં રહેતા હતા. એ પૂજારીઓની એ ફરજ હતી કે, લોકોને ધર્મનો ઉપદેશ આપવો, સારેમાઠે પ્રસંગે લોકોને ઘેર જઇને તેઓને ઘટતી સૂચનાઓ આપવી તથા ધર્મની ક્રિયાઓ કરાવવી અને કોઈ કોઈ વખત પોતાની હદમાં જે કાંઇ નાના નાના ગુના થાય, તેનો પંચ સાથે મળીને ઇન્સાફ કરવો. આવી રીતે હોવાથી કોઈ પણ ગામડું રાજાના પોલીસપટેલ, તલાટી, હવાલદાર કે સિપાઈ વિનાનું હોય નહિ, તેમ કોઈ પણ ગામ મંદિર અને તેના બ્રાહ્મણ પૂજારી વિના રહેતું નહિ, તેથી સીધી તથા આડકતરી રીતે દરેક માણસ ઉપર ધર્મગુરુની સત્તા ચાલી શકતી હતી, એટલે ધર્મ વૃદ્ધિ પામતો હતો અને ધર્મની વૃદ્ધિમાંજ સર્વ પ્રકારનાં સુખ છે તથા ધર્મની વૃદ્ધિ પવિત્રતા જાળવવાથીજ થઇ શકે છે; માટે મંદિરો વધારવાના અને પૂજારીઓને પવિત્ર રાખવાના બ્રાહ્મણોના દાખલાનું પાછળથી બૌદ્ધોએ બહુ સારી રીતે અનુકરણ કર્યું હતું; તે સારુજ મહારાજા અશોકે મંદિરના પૂજારીઓ બનાવવા માટે પોતાના જુવાન પુત્રને તથા પોતાની કુંવારી દીકરીને ખાસ ચાહીને મઠમાં રહેવા સારુ સાધુ બનાવ્યાં હતાં અને ધર્મ ફેલાવવા માટે ઉપદેશક ધર્મગુરુ તરીકે તેમને સિલોન, સુમાત્રા વગેરે દેશમાં મોકલ્યાં હતાં. ”

## ધર્મગુરુઓને મદદ ક્યારે મળે?

"મંદિરોમાંથીજ–ધર્મગુરુઓના ઉપદેશની મારફતેજ દુનિયામાં ધર્મ ફેલાવી શકાય છે, એમ બૌદ્ધોએ ટૂંક વખતમાં સિદ્ધ કરી આપ્યું હતું, તેથી એ પછી ખ્રિસ્તીઓએ પણ તેનું એટલું સરસ અનુકરણ કર્યું કે આપણે તેમના ઉપદેશકોની નકલ કરવી જોઇએ. ક્રિશ્ચિયન પાદરીઓ પોતાના ધર્મના ફેલાવા માટે જેટલી મહેનત ને અભ્યાસ કરે છે, જેટલે દૂરદેશ જાય છે, જેટલો વખત રોકે છે, જેટલા પૈસા ખરચે છે, જેવાં જોખમો ખેડે છે અને જેવી રીતે પોતાની જિંદગી ધર્મને અર્પણ કરે છે, તેવું હાલના આપણા કોઇ પણ હિંદુ ધર્મગુરુએ કરેલું છે કે? કહો કે નહિજ. કારણ? કારણ એજ કે, ધર્મને નામે બહારની લેભાગુ ક્રિયાઓથી તેઓએ પોતેજ પોતાના હાથપગ બાંધી લીધા છે, અને કહે છે કે, અમને જોઇતી મદદ મળતી નથી. બેશક, મદદ મળતી નથી, એ પણ ખરી વાત છે, પણ મદદ ક્યારે મળે? 'દુનિયા ઝૂકતી હૈ, લેકિન ઝુકાનેવાલા ચઇએ.' જે ઝુકાનેવાલા હોય તેઓનેજ મદદ મળી શકે છે. લેલેપેપે જેવા આપલપોપલિયાઓને કાંઇ મદદ મળી શકતી નથી. જેઓ પ્રથમ થોડુંઘણું પણ પોતાના જોર ઉપર ખેડે, તેઓને ધીરે ધીરે મદદ મળે છે, પણ જેઓ કાંઈ પણ કામ કર્યા વિના મદદની વાટ જોઇને પોતાના ઘરના ખૂણામાં, ખૂણાવાળી બાયડીની પેઠે બેઠા રહે, તેઓને કાંઇ મદદ મળતી નથી; કારણ કે મહાત્માઓ એમ કહી ગયા છે કે, ધર્મ પાંગળો છે, તે પોતે પોતાની મેળે ચાલી શકતો નથી, તેને ચલાવવાવાળા જોઇએ, જેઓ તેને ચલાવે છે તેઓને તે મદદ કરે છે; પણ આપણા ગુરુઓ તેને આગળ ચલાવતા નથી; એટલે આપણો ધર્મ આપણા ગુરુઓને મદદ કરતો નથી."

## ગુરુઓની સત્તા પડી ભાંગી તેનું કારણ

"ધર્મગુરુઓની સત્તા પડી ભાંગવાનું એક મોટું કારણ એ છે કે, દેશમાં ઘણા સંપ્રદાયો થઇ ગયા અને તે સર્વે મતના ચલાવનારાઓ વંશપરંપરાના ગુરુ થઇ બેઠા, તેથી સેંકડો ને હજારો ગુરુ થઇ પડયા, એટલે એકજ ગુરુના ઘણા શિષ્યો રહી શકયા નહિ; તેથી પણ ગુરુની સત્તાને જે બળ મળવું જોઇએ તે મળી શકતું નથી; કારણ કે એક મતવાળા ગુરુની વાત બીજા

મતના ગુરુઓ અને તેના સંપ્રદાયવાળા લોકો માનતા નથી, તેથી આપણા ધર્મગુરુઓની સત્તા બહુ ટૂંકી હદમાં રહી જાય છે, એટલે તેઓથી કાંઇ મોટાં કામો થઇ શકતાં નથી. આવી રીતે સેંકડો નવા નવા મતો થઇ જવાનું કારણ એજ છે કે, આપણા દેશમાં પરદેશીઓ અને પરધર્મીઓનું રાજ્ય થવાથી રાજાની પાસે ગુરુની સત્તા રહી નહિ અને રાજાઓ પોતે પરધર્મી હોવા-થી તેઓને આપણા ધર્મની દરકાર રહી નહિ, પણ ઊલટું તેઓ આપણા ધર્મને તોડવાની તજવીજ કરવા લાગ્યા. આવી રીતે થવાથી ગુરુઓ રાજયની મદદ વિનાના થઇ ગયા, તેથી અંકુશ વિ-નાના થવાથી પ્રથમ તેઓ પોતે બગડવા લાગ્યા અને પછી તેમનો બગાડો જોઇને બીજાઓ તેમની સામે થવા લાગ્યા. એમ માંહો-માંહે ઝઘડા થતે થતે વખત જતાં સહેજ ફેરફાર સાથે નવા નવા મતો સ્થાપન થવા લાગ્યા. પંડિતજી! યાદ રાખજો કે, પ્રાચીન ઋષિઓના વખતમાં સનાતન આર્યધર્મમાં કાંઇ જુદા જુદા મતો નહોતા, તેઓ તો વેદના મંત્રોથી એકજ ઇશ્વરની ભક્તિ કરનારા હતા; યજ્ઞ સિવાય બીજી કોઇ જાતની મૂર્તિપૂજા તેઓ જાણતા નહોતા; ત્રણ વેદ સિવાય બીજાં કોઇ ધર્મપુસ્તક તેઓનાં ન-હોતાં; સત્ય સમજવું અને પાળવું એજ તેઓનો પરમ ધર્મ હતો; દેશની સેવા માટે નવી નવી જાતની શોધ કરવામાં મચ્યા રહેવું એજ તેઓનું તપ હતું; સર્વત્ર અભેદદૃષ્ટિ એજ તેઓની ઉત્તમતા હતી; અંતરની પૂર્ણ પવિત્રતા ને ઇશ્વરનું સત્ય જ્ઞાન એજ તેઓનું બ્રાહ્મણપણું હતું; જરૂર પડે તો સ્વદેશ તથા સ્વધર્મને અર્થે વીરત્વથી પોતાનો પ્રાણ આપવો, એજ તેઓના આર્યત્વની ખૂબી હતી અને પરમાર્થમાં જિંદગી ગાળવી એજ તેઓનું મહા-વ્રત હતું. એ સિવાયનાં લફરાંઓ તેઓ સમજતા નહોતા. એ ધર્મને નામે મત–મતાંતરોની અને દેવ–દેવીઓની જે જાળો હા-લમાં પથરાયેલી છે, તે સર્વ આપણા દેશમાં મુસલમાનો આવ્યા પછી, છેલ્લાં એક હજાર વર્ષની અંદર થયેલું છે; કારણ કે પરધર્મી-ઓનું રાજ્ય થવાથી આપણા ધર્મગુરુઓને રાજયની મદદ મળી નહિ, એટલે રાજયની મદદ વિના ધર્મગુરુની સત્તા ટકી શકી નહિ, તેથી એ તકનો લાભ લઇને નવા નવા મતો સ્થાપન થયા અને એ મતોથી આપણી એટલી બધી ખરાબી થઇ છે, કે એવી ખરાબી આપણા કટ્ટામાં કટ્ટા દુશ્મનથી પણ થઇ શકી નથી.

## જુદા જુદા મતોથી થયેલી ખરાબી

કોઇ મતવાળાએ દયાને નામે આપણને બાયલા બનાવ્યા. આપણી ડોકમાં એવી જાતનાં દોરડાં નાખી દીધાં, કે જેથી કરીને આપણું પુરુષપણું નષ્ટ થઇ ગયું. કોઇએ આભડછેટને નામે ભાઇબંધીનો રસ્તો તોડી નાખ્યો. કોઇ મતવાળાએ હજારો માણસને વિનાકારણ નાહકના ધરાર હકદાર ભિખારીજ બનાવી મૂકયા. કોઇ મતવાળાઓ પોતે જાતેજ સાક્ષાત્ પ્રભુ બની બેઠા. કોઇ મતવાળાઓ પોતે પવિત્ર હોવાને નામે બીજાઓને ધિક્કારવા લાગ્યા. કોઈ મતવાળાઓ પોતાના સ્વાર્થનું બલિદાન આપવાને બદલે નિર્દોષ પશુઓનું બલિદાન આપવા લાગ્યા. કોઇ મતવાળાઓ પોતાની જિંદગીની ફરજો ભૂલી જઇને દેવ–દેવી તથા જંતર–મંતરના ભરોસા ઉપરજ રહેવા લાગ્યા. કોઇ મતવાળાઓ પોતાના શરીરને દુઃખ દેવામાંજ ધર્મ સમજવા લાગ્યા અને કોઇ મતવાળાઓ કોઈ કોઇ જાતનાં હંબગોનેજ ધર્મ સમજવા લાગ્યા. આવી રીતે દરેક મતવાળાઓએ જુદી જુદી સેંકડો જાતના કલ્પિત ભય આપણા મનમાં ઠસાવી દીધા, તેથી પરિણામ એ થયું કે, પ્રજા નમાલી થઇ ગઇ, કર્તવ્યભ્રષ્ટ થઇ ગઈ, પુરુષત્વહીન થઇ ગઇ અને અરસપરસની મદદ વિનાની થઈ ગઇ. આપણામાં એટલું બધું બાયલાપણું આવી ગયું છે, કે બેચાર જંગલી કાબૂલી પઠાણો કે બેચાર છાકટા થયેલા સોલ્જરો મસ્ત થઇને નીકળે તો આપણાં આખાં ગામનાં ગામ ખાલી થઇ જાય; કોઇ માણસની તેને પકડવાની કે સામે થવાની હિંમત ચાલે નહિ. સૌ ઝપોઝપ ને તડોતડ પોતાનાં બારી–બારણાં બંધ કરી દે અને ઘરમાં બેઠે બેઠે પણ થરથર કંપવા લાગે ! આ શું આપણી થોડી નાલાયકી છે? આ શું આપણી થોડી નબળાઇ છે? કોઇ પણ પ્રજાની આથી વધારે અધોગતિ તે બીજી શી હોય ? યાદ રાખજો કે આવું બાયલાપણું કાંઇં આપણા અસલી ધર્મમાં નથી; આવું હીજડાપણું તો પછવાડેના નવા નવા પંથોએ આપણા કાનમાં ખોટા ખોટા વહેમો ફૂંકીને આપેલું છે. એક તરફથી આવું હીજડાપણું અને બીજી તરફથી આપણા ભાઈબંધો સાથેજ દુશ્મનાઈ ! ! તેઓને કહેવું કે, તમે નીચા ને અમે ઊંચા, તમારા છાંટાથી અમે અભડાઈ જઇએ, તમને અડવાથી અમારે નાહવું પડે ! ! ધણી બાયડીના હાથનું જમે નહિ, દીકરો માના હાથનું રાંધેલું જમે

નહિ, સાસુને વહુના હાથની રસોઈ ખપે નહિ અને વહુને સાસુના હાથની રસોઇ ખપે નહિ ! ! પોતાનાજ ઘરમાં એકજ કુટુંબનાં માણસો એકબીજાંનો ખુલ્લો તિરસ્કાર કરે, એકબીજાંને ઊંચા-નીચા સમજે અને એકબીજાંનું આવી રીતે ધર્મને નામે ખરાર અપમાન કરે, એ કરતાં વધારે ખરાબી બીજી શી ? પવિત્ર આર્ય-ધર્મનો ભ્રાતૃભાવ આવો હોય કે ? સનાતન આર્યધર્મનો અભે-દમાર્ગ આવો હોય કે ? અને આપણા અહંભાવને છોડી સર્વત્ર આત્મદર્શન કરવાની રીતિ આવી હોય કે ? પ્રભુ ! દયા કર, દયા કર, અમારા સંપ્રદાયો ઉપર દયા કર અને આવી નમાલી-આવી કઢંગી સ્થિતિમાંથી અમોને છોડાવ."

## ગુરુઓની સત્તા કેમ વધે ?

"પંડિતજી ! આવી અધમ સ્થિતિ થવાનું કારણ શું, એનું કારણ નવા નવા પંથોજ છે, નવા નવા પંથો થવાનું કારણ ધર્મગુરુઓની સત્તા તૂટી એજ છે અને ધર્મગુરુઓની સત્તા તૂટવાનું કારણ પર-દેશીઓનું રાજ્ય એજ છે. અમે તમારી સત્તા તોડી નાખવા માગતા નથી, પણ તમારી એટલે કે મંદિરો તથા પૂજારીઓની અને મંદિરો તથા પૂજારીઓની એટલે કે ધર્મની સત્તા વધારવા ઇ-ચ્છીએ છીએ; કારણ કે ધર્મ, ધર્મગુરુઓની મારફત અંતરજ-ગતમાં પોતાની સત્તા ચલાવી શકે છે; માટે અમે તમારી એટલે કે બ્રાહ્મણોની–પૂજારીઓની અને મંદિરોની સત્તા વધે એમ ઇ-ચ્છીએ છીએ. પણ એ સત્તા ક્યારે વધી શકે ? જ્યારે તમે સૌ સુધરો ત્યારેજ. એ વિના કાંઇ વાંદરાના હાથમાં તલવાર અપાય નહિ. એ સત્તા વધારવી એ કાંઇ અમારું કામ નથી, અમે તો માત્ર તમોને થોડી મદદ આપી શકીએ, અમે કાંઈ તમોને તેડીને ઉપાડી શકીએ નહિ. તમારે તમારા પોતાના જોરેજ ઊભું થવું જોઇએ. તમારા હાથમાં હજારો ને લાખો માણસની જિંદગી છે, માટે તમારે તમારી પોતાની જિંદગી સુધારવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ, કારણ કે તમારી જિંદગી ગુજારવાની રીતો ઉપર અને તમારા ઉપદેશ ઉપર બહુ લોકોનો આધાર છે; માટે તમારે ખાસ ચાહીને સુધરવું જોઇએ; એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે તમારે સુધરવુંજ પડે એવી તમારી ઉપર ખાસ ફરજ ના-ખવી જોઇએ; કારણ કે તમે ધર્મનો માલ ખાનારા છો, દેશની મિલકતમાં વધારો કરનારા નહિ, પણ હમણાં તો મફતનો ભાગ

પડાવનારા છો અને તમારા હાથમાં એવી સત્તા છે કે તમારી ઘણી વાતો ઘણા લોકોને મને-કમને પણ માનવી પડે છે; માટે તમોને સુધારવાના મહાજનો તરફથી કાંઈ ફરજિયાત નિયમો થાય તોપણ એમાં કાંઈ નવાઈ નથી."

## પૂજારીઓ ઉપર મહાજનની સત્તાની જરૂર

"ધર્મને અર્થે-પ્રભુને અર્થે આપવામાં આવેલા દ્રવ્યનો સારો સારામાં ઉપયોગ થાય તોજ સારું, એમ દરેક માણુસ ઇચ્છે છે; એટલુંજ નહિ પણ દેવદ્રવ્યનો સદુપયોગ કરવો, એવું આપણા ધર્મનું ફરમાન છે; માટે મંદિરોને મદદ કરનારા ગૃહસ્થો પૂજારીઓનેતેની વ્યવસ્થા માટે પૂછી શકે, એવું બંધારણ થાય તો લોકોનો વિશ્વાસ વધે, મંદિરોને તેઓનો સારો કારભાર જોઇને વધારે મદદ મળે અને પૂજારીઓની સત્તા વધે. પણ એ બધું થવા માટે પૂજારીઓએ સુધરવું જોઇએ અને તેઓ સુધરી શકે તે સારુ તેઓની ઉપર મહાજનનો કાંઈક અંકુશ જોઇએ. એવા અંકુશ વિના પૂજારીઓ સુધરી શકે નહિ અને દેવદ્રવ્યનો સદ્ઉપયોગ થઈ શકે નહિ, માટે મંદિરોની મહત્તા અને પૂજારીઓની સત્તા વધે તે સારુ મંદિરો મહાજનોના ટ્રસ્ટ નીચે આવે એમ અમે ઇચ્છીએ છીએ; કારણ કે અસલ જેમ ધર્મગુરુઓ ઉપર રાજાઓનો અંકુશ હતો, તેમ પરધર્મી રાજાઓને લીધે ધર્મ સંબંધી બાબતમાં ધર્મગુરુઓ ઉપર રાજાનો અંકુશ હાલમાં થઈ શકશે નહિ; માટે મહાજનોના હાથમાં મંદિરોની સત્તા રહે એમ અનુભવીઓ ઈચ્છે છે. એવું થયા વિના પૂજારીઓ સુધરી શકે નહિ. પૂજારીઓ સુધરે નહિ ત્યાંસુધી મંદિરો ઉપર લોકોની પૂરી આસ્થા રહે નહિ અને જ્યાં સુધી એવી આસ્થા રહે નહિ, ત્યાં સુધી મંદિરોને છૂટથી મદદ મળી શકે નહિ; તથા લોકોનું કલ્યાણ થઈ શકે નહિ માટે દેશની આબાદી તથા ધર્મની ઉન્નતિ સારુ ધર્માદાના પૈસાની જામીનગીરી બદલ પૂજારીઓએ લોકોના વિશ્વાસમાં આવવાના રસ્તા પકડવા જોઇએ."

## હાલમાં થતો મૂર્તિપૂજાનો ઉપયોગ

"દેવદ્રવ્યનો જરા પણ ખરાબ ઉપયોગ ન થાય તેની અસલના વખતમાં બહુ સંભાળ રખાતી એટલુંજ નહિ પણ પ્રભુને અર્થે ખાસ ખરચ કરવા માટે અને પોતાના ભાઈબંધોને મદદ કરવાને માટેજ ઋષિઓના વખતમાં મંદિરો બંધાતાં હતાં, પણ આજે તો કમાણી

કરવા સારુ મંદિરો બંધાય છે. કમાણી કરવા માટે જેમ લોકો કારખાનાં કાઢે છે અને તેમાં મજૂરો મહેનત કરીને પોતાના શેઠને કમાણી કરી આપે છે, તેમ હાલના વખતમાં પૂજારીઓ દેવોને પોતાના મજૂરો તરીકે વાપરે છે! દેવો તેમને કમાઇ આપે છે ને પૂજારીઓ અમનચમન કરે છે! મારી ઓળખાણવાળો એક માણસ હતો. તે મૂર્ખ અને આળસુ હતો, કાંઇ ધંધો–રોજગાર કરતો નહોતો. મેં તેને કહ્યું કે, તું નકામો કેમ બેસી રહે છે? ત્યારે તેણે કહ્યું કે, કાંઇ ધંધો–રોજગાર મળતો નથી તેથી બેઠો છું. મેં કહ્યું કે, તારી મરજી હોય તો કોઇ નોકરી તને અપાવું. તેણે કહ્યું કે, નોકરી મારાથી ન બને. મેં કહ્યું કે, ત્યારે તું શું કરીશ? એમ બેઠે બેઠે જિંદગી કેમ જશે? ત્યારે તેણે કહ્યું કે, જ્યાં ઘણા અભણ લોકો રહેતા હશે, ત્યાં એક ઓરડી લઇશ ને તેમાં કોઇ દેવની મૂર્તિ પધરાવીશ, પછી જોઇ લો મજા!

"અહીં એક હનુમાનવાળો મારો દોસ્ત છે, તેણે કહ્યું કે, એ ધંધામાં ખૂબ તડાકો પડે છે. દર શનિવારે દશ શેર તેલ આવે છે ને દોઢ બે રૂપિયાનો ખુડદો તો જુદો! મેં પૂછ્યું કે, એ તેલનું શું કરો છો? ત્યારે તેણે કહ્યું કે, ભજિયાંપૂરી બનાવવાવાળા ક્યાં થોડા છે? તેને એ તેલ વેચાતું આપું છું. મેં કહ્યું કે, હાય હાય! એ તો બહુ ખોટું; હનુમાનજીને ચડાવેલું તેલ એ લે કેમ? ત્યારે તેણે કહ્યું કે, સસ્તું કોને ન ગમે? એ લોકો તો એવુંજ શોધતા હોય. મેં કહ્યું કે, હનુમાનને ચડાવેલા તેલની પૂરીઓ લોકોને ખવરાવીએ એ તો બહુ મોટું પાપ! તેણે કહ્યું કે, એ તો એમજ ચાલે. એમ પાપબાપ ગણીએ તો આરો ક્યાં આવે? એવો સત્યવાદી તું ક્યારથી થયો? લોકો મૂર્ખા તેને આપણે શું કરીએ? હું નોકરી કરવા રહ્યો હતો ત્યારે કોઇ ચાર રૂપિયાનો મહિનો પણ નહોતું આપતું અને હવે બે વરસ થયાં જ્યારથી મૂર્તિ પધરાવી ત્યારથી ત્રીસ રૂપિયાનો મહિનો પેદા થાય છે ને દોઢિયાનું ખરચ નહિ, બધું પરબારું!! ઘણાના જપબપ આવે તેમાં કામ ચાલ્યું જાય! મેં કહ્યું કે, તને જપ કરતાં ક્યાં આવડે છે? ત્યારે તેણે કહ્યું કે, જપ કરતાં ન આવડે તો શું થયું? પણ ઢોંગ કરતાં તો આવડે છે ને! દેવને આશરે બધું ચાલ્યું જાય! કોઇને પંજોછક્કો પણ બતાવી દઉં; એમાં આપણા બાપનું શું જાય? ભલે પછી એ પોક મૂકયા કરે, પણ આપણું તો કામ થઇ જાય! એવાં પાખંડ દેવને

નામે ચાલ્યાં જાય તેમાં કોઇ ભાવ પૂછે નહિ. તને ખબર છે? પંદર રૂપિયાની મૂર્તિ લીધી હતી, તેમાં આજે બે વરસમાં આઠસો તો પેદા કરી લીધા.! આપણે તો બેઠે બેઠે ખાવું ને મોજ કરવી. કમાણી કરી આપવાવાળા હનુમાનજી ધણી મોટા છે, પછી આપણને શી ફિકર? માટે હવે તું રખડ્યા કર મા, ને મારી પેઠે કોઇ દેવની મૂર્તિ પધરાવીને ક્યાંક બેસી જા, એટલે પછી કાંઇ પંચાતી નહિ!"

"મહારાજ, મને એની વાત ઠીક લાગી, કારણ કે મને કાંઇ ધંધો–રોજગાર કરતાં આવડે નહિ, નોકરી આપણાથી બને નહિ, સવારમાં ભાંગ પીવી જોઈએ, બપોરે બે ત્રણ કલાક ઊંઘવું જોઇએ અને રાતે ક્યાંઈ ભાઇબંધ–દોસ્તોમાં ફરવા હરવા પણ જવું જોઇએ; એ બધું કાંઈ નોકરી–ચાકરીમાં બને નહિ, માટે ક્યાંક મંદિર બાંધીને બેસી જવું એમ વિચાર કીધો છે.

"પંડિતજી! એ માણસની આ વાત સાંભળીને મારું અંતર એવું બળી ગયું કે કાંઇ વાતજ ન પૂછો. મને લાગ્યું કે, અરે, હાય હાય! આપણા દેવની આવી દશા! અને આપણા પૂજારીઓની આવી હાલત! પૂજારીઓને કમાણી કરી આપવા માટે દેવો! પૂજારીઓના મજૂરો તરીકે દેવો! શરમ!! શરમ!! પ્રભુ! દયા કર, દયા કર. જે ઈશ્વરીસ્નેહમાંથી મૂર્તિપૂજાની ઉત્પત્તિ થયેલી છે તે મૂર્તિપૂજાનો આવો ઉપયોગ! અરે પ્રભુ! આમ તે ક્યાં સુધી ચાલશે? જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં મૂર્તિપૂજાની વિરુદ્ધ ટીકા થાય તેમાં નવાઇ શી? માત્ર ટીકાજ નહિ પણ પાશ્ચમના વિચારમાં ઊછરતી નવીન પ્રજાની અશ્રદ્ધા થાય તોપણ તેમાં નવાઇ શી? પંડિતજી! એવી અશ્રદ્ધાથી પરિણામે કેવી ભયંકર ખરાબી થાય, એનો ખ્યાલ તો કરો! એ ભયંકર ખરાબીના જવાબદાર કોણ? તમે કહેશો કે પૂજારીઓ; પણ હું કહીશ કે પૂજારીઓ કરતાં પણ આપણે પોતે વધારે જવાબદાર છીએ, કારણ કે તેઓ તો મૂર્ખ છે ને પોતાના સ્વાર્થમાં આંધળા બનેલા છે, એટલે સારુંનરસું સમજી શકતા નથી, પણ આપણે સમજતાં છતાં એવી બાબતોમાં સુધારા કરવાની તજવીજ નથી કરતા અને જાણીજોઇને આંખમીંચામણાં કર્યાં કરીએ છીએ, માટે પૂજારીઓ કરતાં આપણે પ્રભુની નજરમાં વધારે ગુનેગાર છીએ. જે અજાણતાં પાપ કરે તેને ઓછી શિક્ષા થાય છે, પણ જે સમજ્યા છતાં–જાણીજોઇને

પાપ કરે તેને ખાસ વધારે શિક્ષા થાય છે. આપણા પૂજારીઓ જે પાપ કરે છે તે અજ્ઞાનતાથી કરે છે; માટે તેઓ દયાને પાત્ર છે, પણ તમારા જેવા પંડિતો, શ્રીમંતો તથા અધિકારીઓ કે જેઓ એવી બાબતોમાં કાંઇક પણ કરી શકે તેમ છે, તેઓ એવી બાબતો તરફ જાણીજોઇને સમજ્યા છતાં આંખમીંચામણાં કરે છે, તેઓ શિક્ષાને પાત્ર છે.”

## પ્રભુને નામે ભીખ માગવી એ તેનું અપમાન કરવા જેવું છે

“ મૂર્તિપૂજાનો અસલ હેતુ એ છે કે, દેવોને અર્થે પૂજારીઓએ ભોગ આપવો જોઇએ, કારણ કે જગતમાં ઈશ્વરી-સ્નેહ ફેલાવવા માટે સ્વાર્થનો ભોગ આપવાની વૃત્તિમાંથીજ—પોતાના બંધુઓની સેવા કરવાને ખાતરજ મૂર્તિપૂજાની ઉત્પત્તિ થયેલી છે, માટે દેવોનું ખરચ પૂજારીઓએ પોતાના પુરુષાર્થથી ચલાવવું જોઇએ; તેને બદલે હાલમાં દેવો પાસે પૂજારીઓ મજૂરી કરાવે છે અને પૂજારીઓનું પેટ મૂર્તિઓ ભરે છે! દેવોના નામની મૂર્તિઓ કે જેને આપણા લોકો ખુદ ઈશ્વર તરીકે માને છે—તેને માટે—તેના નામથી પૂજારી ફાળા કરે છે ને જાહેર રીતે ભીખ માગે છે, એ કેટલું બધું શરમભર્યું છે અને એ ઈશ્વરનું કેટલું મોટું અપમાન છે, એ કાંઇ તમે જાણો છો? કોઇ મોટામાં મોટા શહેનશાહને માટે તેના હજૂરિયાઓ એમ કહે કે, મહારાજાધિરાજને ખાવા માટે કાંઇ નથી, માટે મહેરબાની કરીને કોઇ જુવારબાજરાનો ટુકડો રોટલો આપવાની દયા કરો, મહારાજાધિરાજને પહેરવા માટે કાંઇ નથી; માટે કોઇ મૂઆંજીવતાંનાં જૂનાંપૂનાં લૂગડાંનો કટકો આપવાની કૃપા કરો અને મહારાજાધિરાજને બેસવાની ક્યાંઇ જગ્યા નથી માટે કોઇક નાની એવી ઝૂંપડી બાંધી આપવાની મહેરબાની કરો; આવી રીતે મહારાજાધિરાજના નામથી ઘરબારીઓ પાસેથી હજૂરિયાઓ ભીખ માગે તો તે શહેનશાહને અપમાન લાગે કે નહિ? તેમજ જેને આપણે ઈશ્વર સમજીએ છીએ, તે દેવો કે મૂર્તિઓના નામથી લોકોમાં ભીખ માગવી એ પણ બહુ શરમભર્યું છે. એ માફ ન થઇ શકે તેવો ગુનો છે, કારણ કે ઈશ્વરને અર્થે પોતાના બંધુઓની સેવા કરવાને બદલે, પોતાને મોજ મારવા સારુ પૂજારીઓ દેવો પાસે ભીખ મગાવે છે, એ કરતાં વધારે મોટો ગુનો બીજો શું? આવું ન થાય માટે અસલના વખતમાં ઘર ઘરનાં મંદિર નહોતાં, એટ-

લુંજ નહિ પણ ખાસ એવો ઠરાવ હતો કે, જે શ્રીમંતો કે રાજાઓ મંદિરો બંધાવે તેઓ તેના હમેશના ખર્ચને માટે પણ જોગવાઇ કરે; એટલુંજ નહિ પણ એવી જોગવાઈ કર્યા છતાં પણ એ મંદિરો તેઓ મહાજનને કે રાજ્યને સોંપી દેતા હતા, પોતે તેના માલિક થઇને બેસતા નહોતા, એટલે સારેમાઠે કોઇ પણ વખતે દેવો તરફથી પૂજારીઓને ભીખ માગવી પડતી નહોતી. આવો પ્રબંધ હોવાથી આજની પેઠે ઘર ઘરનાં મંદિરો થઈ પડતાં નહોતાં અને જુદા જુદા દેવો નહિ હોવાથી તથા મંદિરના માલિકો પૂજારીઓ નહિ હોવાથી એકબીજા પૂજારીઓ વચ્ચે હરીફાઇ કે દ્વેષબુદ્ધિ થઇ શકતી નહોતી, તેથી ભ્રાતૃભાવ જળવાઇ રહેતો હતો, દેવનું માન સચવાતું હતું અને લોકોમાં પૂજારીઓની પ્રતિષ્ઠા રહી શકતી હતી; કારણ કે દેવને ખાતર અથવા પોતાને ખાતર ભીખ માગવા સારુ કોઇ પાસે તેઓને લાંબો હાથ કરવો પડતો નહોતો, એટલે તેઓનો મોભો જળવાઈ રહેતો હતો."

**સેવાનું ફળ વેચનારા પૂજારીઓ માટે શાસ્ત્ર શું કહે છે?**

"પંડિતજી! અસલના બ્રાહ્મણો મૂર્તિપૂજાને પોતાના ગુજરાનના સાધન તરીકે વાપરતા નહોતા, પણ પોતાના બંધુઓની સેવા કરી તેમાંથી પોતાની ઈશ્વરીભાવના ખીલવવાનાં સાધન તરીકે તથા લોકોને ધર્મનું શરૂઆતનું જ્ઞાન આપવામાં તેનો ઉપયોગ કરતા હતા. તેઓ પોતાની આજીવિકા વિદ્યાદાન, યજ્ઞ, કર્મ તથા, ભગવદ્દઇચ્છાથી અનાશ્રિત રીતે જે આવી મળે, તે ઉપરજ ચલાવતા હતા, એટલે એ વખતે ધર્મની શરૂઆતના પગથિયા તરીકે, ધર્મના મૂળાક્ષર તરીકે, ધર્મના બીજ તરીકે અને જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવાના સાધન તરીકે મૂર્તિપૂજા ઉપર લોકોની શ્રદ્ધા ટકતી હતી અને તેથી ફાયદો થતો હતો. પણ એ પછી જમાનો ફરવા લાગ્યો; એટલે પૂજારીઓની દાનત બદલાવા લાગી. તેઓ પોતાના બંધુઓની સેવા કરવાને ખાતર દેવપૂજા કરવાને બદલે પૂજાનો બદલો માગવા લાગ્યા અને ઈશ્વરીસ્નેહને ભૂલી જઇને, અંતરના ઉમળકાને દાબી દઇને તથા કર્તવ્ય ભૂલી જઇને, ભાડૂતી ટટ્ટુની પેઠે મંદિરોની નોકરી કરવા લાગ્યા અને ધીરે ધીરે મૂર્તિપૂજાને પોતાના ગુજરાનનું સાધન બનાવવા લાગ્યા. આવું જોઇને મહાત્માઓને ફિકર થઇ, તેથી એ અધર્મ અટકાવવા માટે તેઓએ ઠરાવ કર્યો કે, જે પૂજારી મૂર્તિપૂજા ઉપર પોતાના ગુજરાનનો

આધાર રાખે અને જે માણસ એવી રીતે પોતાની સેવાનું ફળ વેચી નાખે, તે માણસ આર્યધર્મ પ્રમાણે નીચ વૃત્તિના છે; માટે તેમના ઘરનું અન્ન કોઇએ ખાવું નહિ અને જો કોઇ પવિત્ર માણસ દેવપૂજા ઉપર ગુજરાન કરનારા પૂજારીના ઘરનું અન્ન ખાય, તો શુદ્ધ થવા માટે તેણે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. એ માટે મનુસ્મૃતિમાં બહુ ખુલ્લી રીતે કહ્યું છે કેઃ

ઘરઘરનાં મંદિરો થઇને તેમાં ફાટફૂટ ન થઇ જાય, પોતાનાં ગુજરાન માટે લોકો મૂર્તિપૂજાનો ધંધો લઇને ન બેસે, પ્રભુને નામે ભીખ માગવાનું પૂજારીઓ ન શીખે અને મંદિરો તથા પૂજારીઓની પ્રતિષ્ઠા જળવાયેલી રહે, માટે ત્રિકાળદર્શી મહાત્માઓએ સ્વાર્થીપણાથી દેવપૂજા કરનારા પૂજારીઓને ઊતરતી પંક્તિના ગણેલા છે; કારણ કે એમ ગણવાથી પવિત્ર માણસો એવી હલકી વૃત્તિના પૂજારીઓ સાથે કોઇ પણ જાતનો ખાસ સંબંધ રાખતા નહિ, તેથી દેવનું ને પોતાનું માનભંગ કરનારા એવા પૂજારીઓને મોટાં માણસો તરફથી ઘટતી મદદ મળતી નહિ; એટલે આશ્રય નહિ મળવાથી વખત જતાં એવા પૂજારીઓ બીજા ધંધામાં લાગી સુધરી જતા; પણ આજે તો એથી ઊલટો પ્રવાહ છે. આપણા પવિત્ર ધર્મશાસ્ત્રનાં એ ઉત્તમ વચનો તરફ કોઇ જોતું નથી અને પોતાની સેવાનું ફળ વેચી નાખનારા, દેવોની મૂર્તિઓને પોતાના મજૂર બનાવનારા તથા બહારના આડંબરવાળા મહા અજ્ઞાન પૂજારીઓજ ઊંચા ગણાય છે. તેઓના ઘરના પ્રસાદજ પવિત્ર ગણાય છે, તેઓનાંજ ચરણામૃત લેવાય છે, અને ઈશ્વરીસ્નેહને ભૂલી જેઓ પોતાનાજ વૈભવમાં રહેનારા છે તેઓનેજ શ્રીમંતો તરફથી મદદ મળે છે, તેઓનીજ પધરામણીઓ થાય છે, તેઓજ વંશપરંપરાના ગરાસો ભોગવે છે, તેઓજ વંશપરંપરાના ગુરુ ગણાય છે અને દેવસેવાને નામે ભ્રાતૃભાવને તોડી, ભોળા લોકોની ડોકમાં વહેમનાં દોરડાંઓની જાળો નાખનાર પૂજારીઓજ જગતને ધૂતી ખાય છે!! આવી આપણી મૂર્તિપૂજાની અને આપણા પૂજારીઓની સ્થિતિ થઇ પડી છે, માટેજ આપણો ધર્મ ડામાડોળ થઇ ગયો છે અને ધર્મની એવી નબળી સ્થિતિ હોવાથીજ ધર્મના બળ વિના આપણી ઉન્નતિ થઈ શકતી નથી; માટે આપણા દેશની આબાદીને ખાતર, આપણા પવિત્ર ધર્મમાં ઈશ્વરીસ્નેહ એટલે કે પરમાર્થનું તત્ત્વ જેમ બને તેમ

વધારે આવે એમ કરવું જોઇએ.

"પંડિતજી ! મારા આ વિચારો તમને રુચશે નહિ, પણ મને માફ કરજો, કારણ કે તમારી લાગણી દુખાવવાને ખાતર હું કાંઇ આવી નાપસંદ વાતો કરતો નથી, પણ મારું અંતર બળે છે માટે તમારો કોપ ખેંચી લઇને પણ આ સાચી વાતો શુભેચ્છાથી તમને કહું છું. અમને કાંઈ તમારી ઉપર કે બીજા કોઇની ઉપર કાંઈ દ્વેષ નથી, તેમજ આ વાતો કોઇ અમુક ધર્મ, અમુક ગુરુ, અમુક દેશ, અમુક કાળ કે અમુક મંદિરોને માટે નથી, પણ આખી દુનિયાને લાગુ પડે તેવી આ સાર્વજનિક બાબત છે; કારણ કે આ સિદ્ધાંતો કાંઈ અમારા ઘરના કે અમારા બાપના નથી, પણ મહાત્માઓના અને ઈશ્વરીધર્મના સુપ્રસિદ્ધ સિદ્ધાંતો છે. એ જાણવાથી આપણી ભૂલો સમજાય, તેથી આપણને સુધરવાની તક મળે અને દુનિયામાં સત્ય ધર્મ તથા ભાઇબંધી વધે, એવા હેતુથી સનાતન આર્યધર્મની આ ઊંડી વાતો ખુલ્લી કરીને કહેવામાં આવી છે; માટે તમારે મન બગાડયા વિના ને મોં મરડયા વિના જેમ મૂર્તિપૂજાની સ્થાપનાની વાતો અને પૂજારીઓનાં–બ્રાહ્મણોનાં વખાણની વાતો સાંભળી હતી, તેમજ મૂર્તિપૂજામાં સુધારો કરવાની આ વાતો પણ ધ્યાનથી સાંભળવી જોઇએ; કારણ કે મૂર્તિપૂજાના ખંડનને માટે આ વાતો નથી, પણ મૂર્તિપૂજાનું અસલ રહસ્ય સમજવા માટેની આ વાતો છે. મૂર્તિપૂજા એ ધર્મનું મોટું અંગ છે અને તે દુનિયાની કોઈ પણ પ્રજામાંથી પૂરેપૂરી રીતે કદીપણ નાબૂદ થઇ શકે તેવી બાબત નથી, માટેજ તેને ઊંચામાં ઊંચા રૂપમાં લઇ જવાનું અમે કહીએ છીએ; અને તેનું ઊંચામાં ઊંચું રૂપ તે ઇશ્વરીસ્નેહ છે, માટે કોઇ પણ જાતની મૂર્તિપૂજાની સાથે કાંઇક પણ ઈશ્વરીસ્નેહ જોડાયેલો હોવોજ જોઇએ, એજ અમારો મુખ્ય મુદ્દો છે અને તે સારુ જ આટલી બધી વાતો કહી છે; કારણ કે ઈશ્વરીસ્નેહમાંથીજ ઈશ્વરીજ્ઞાન ઊપજે છે અને ઈશ્વરીસ્નેહ તથા ઈશ્વરીજ્ઞાન એ બંને મહાતત્ત્વ સહેલાઇથી મળી શકે એવી જે બહારની તથા આંતરની ક્રિયા તેનું નામ ધર્મ છે અને એ ક્રિયામાં મૂર્તિપૂજા મુખ્ય છે, માટે તે ધર્મનું અંગ છે.

## મંદિરો સાથે જોડાયલા પરમાર્થ લાંબા સમય સુધી નભી શકે છે

આવી રીતે હોવાથી જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવામાં મૂર્તિ-

પૂજા બહુ ઉપયોગી થઈ શકે છે, કારણુ કે ધર્મની મદદ વિના સત્ય પરમાર્થ થઇ શકતો નથી અને ધર્મને બાજુમાં રાખ્યા વિના જે પરમાર્થ થાય તેની અસર બહુ લાંબે સુધી પહોંચતી નથી, એટલે તેથી કાંઇ સંગીન ફળ પણુ થતું નથી; માટે ધર્મને બાજુમાં રાખીને પરમાર્થ થાય એવા હેતુથીજ પ્રાચીન ઋષિઓએ યજ્ઞો અને મૂર્તિપૂજાની સ્થાપના કરેલી છે; કારણુ કે મંદિરોની સાથે જે પરમાર્થ જોડયેલો હોય તે ભલે નાનો હોય, તોપણુ તે લાંબા કાળ સુધી નભી શકે છે અને રાજાઓ કે શ્રીમંતોનો નામ મેળવવાને માટે કરેલો પરમાર્થ ભલે મોટો હોય, તોપણુ તે થોડા વખતમાં નાબૂદ થઇ જાય છે; કારણુ કે તે પરમાર્થનો સંબંધ અમુક માણુસોની સાથે અથવા સારાનરસા વખતની સાથે હોય છે. પણુ મંદિરોની સાથે જે પરમાર્થ જોડાયેલો હોય છે તે તો વંશપરંપરાનો અને સાર્વજનિક હોય છે; એટલુંજ નહિ પણુ જુદા જુદા કારભારીઓની મરજી પ્રમાણે રાજ્યના હુકમો જેમ વારે વારે બદલાય છે, તેમ ધર્મશાસ્ત્રના સિદ્ધાંતો કાંઇ વારે વારે બદલાતા નથી, તેથી શેઠિયાઓ કે રાજાઓના પરમાર્થ કરતાં મંદિરો સાથે જોડાયેલો પરમાર્થ વધુ વખત સુધી નભી શકે છે. અમે જોયું છે કે, ઘણુાયે શેઠિયાઓનાં સદાવ્રતો સુકાઇ ગયાં છે, પણુ હરદ્વારમાં, ગિરનાર ઉપર, વ્રજનાં મંદિરોમાં અને કાશીના મઠોમાં જે સદાવ્રતો છે, તે સંકડો વર્ષ થયાં હજી પણુ એમ ને એમ ચાલ્યાં આવે છે. અમે જોયું છે કે, ઘણુાએ રાજાઓની પાઠશાળાઓ બંધ થઇ છે અને ઘણીયે મંડળીઓ તથા સમાજોના ઉપદેશકો ઊંઘી ગયા છે; પણુ ગામડાંઓનાં નાનાં નાનાં મંદિરોમાં જે હરિકથા થયા કરે છે તે હજી સુધી પણુ બંધ પડી નથી. અને અમે જોયું છે કે મોટી મોટી ધર્મશાળાઓ પડી ગઇ છે, પણુ નાનાં મંદિરોનાં તૂટેલાં છાપરાંઓમાં સેંકડો વરસ થયાં હજી પણુ મુસાફરોને ઉતારો મળ્યા કરે છે. આવી રીતે મંદિરોની સાથે જોડાયેલો પરમાર્થ લાંબો વખત સુધી ટકી શકે છે, માટે જ અમે મંદિરોની વ્યવસ્થા સુધારવાની હિમાયત કરીએ છીએ અને તે સારુજ આ પરમાર્થના વિષયમાં મૂર્તિપૂજાની બાબત લીધેલી છે, કાંઈ તમોને માઠું લગાડવાને આ વિષય લંબાવ્યો નથી. પંડિતજી! ધર્મની બાબતમાં તમે બહુ સાંકડા વિચારના છો; માટે તમારું દિલ ન દુખાય તે સારુ આ ખુલાસો કરવો પડે છે.”

## પંડિતજીની પોલ

પંડિતજીએ કહ્યું: "નહિ નહિ, મહારાજ, એમાં અમારું દિલ દુખાય તેમ નથી, કારણ કે અમે તો ખાસડાં ખાતાજ આવ્યા છીએ. અમે કાંઇ એવા નાજુક લાગણીના નથી. જો અમે એવા નાજુક લાગણીવાળા હોઇએ અને ઇશારામાં સમજી જતા હોઇએ તો અમારો આવો ફજેતો થાય પણ શું કરવા? આ તો આખી દુનિયાના બધા ધર્મોને લાગુ પડે તેવી સાર્વજનિક બાબત છે, ત્યારે હું એકલો મારે માથે શા માટે ઓઢી લઉં? તોપણ એટલું તો ખરું કે પૂજારીઓ માટેના તમારા બધા વિચારો મને ગમ્યા નથી. જો કે તમારી વાતો સાચી છે ને મધ્યમપણાની છે, તોપણ અમારી વિરુદ્ધનું એવું સત્ય પણ અમે સાંખી શકતા નથી; કારણ કે એ પ્રમાણે પાળી શકીએ એવું અમારામાં બળ નથી અને અમારી પાસે એવાં સાધનો પણ નથી, એટલે એ સત્ય સાંભળીને પણ અમારે મોં બગાડવું પડે છે. તમારે મોઢે આમ કહું છું કે તમારી વાતો સાચી છે, પણ જ્યારે અમારા મંડળમાં બેઠો હોઇશ ને તેમાંથી કોઇ એમ કહેશે કે, સ્વીમીજી તો નાસ્તિક છે, એ તે આપણા રોટલામાં પાણો નાખે છે, એની વાતો સાંભળીએ તો બુદ્ધિ બગડી જાય, ત્યારે એ બધાઓની સાથે હું પણ તેમાં ટેકો આપીશ! કારણ કે અમારે સત્ય સાથે કામ નથી, અમારે તો અમારા વ્યવહારનું રગશિયું ગાડું જેમ તેમ કરીને ધીમે ધીમે આગળ ચાલ્યું જાય એટલુંજ જોઇએ છે! માંડ માંડ દુઃખેપાપે પેટ ભરીએ છીએ, તેમાં વળી તમારા આવા વિચારો બહાર પાડીને "આવ બલા પકડ ગલા" એવું ક્યાં કરીએ? માટે તમે હજી વધારે ફટકા મારશો તોય નીચું માથું કરીને બેઠા રહીશું; કારણ કે અમને દુઃખ લાગે તોપણ ઉપાય ક્યાં છે? તમારી વાત ભલે અમને ન ગમે તોપણ તે સાચી છે, એટલે પછી અમારું શું ચાલે? અને તોપણ તમારું વાંકું તો અમે ધરાર બોલીશુંજ!!!"

પંડિતજીની આ વાત સાંભળીને મહારાજે મારા મોં સામું જોયું. ત્યારે મેં પૂછ્યું કે, "મહારાજજી! આ સ્થિતિનો ઉપાય શું? આમ તે ક્યાંસુધી ચાલશે?"

મહારાજે કહ્યું: "બેટિ! જ્યાં સુધી લોકોમાં ભ્રાતૃભાવની ઇશ્વરીસગાઇ વધે નહિ ત્યાંસુધી આ સ્થિતિ સુધરી શકે નહિ, કારણ

કે આપણા લોકોમાં બે મોટા પક્ષ પડી ગયા છે; એક સુધારાવાળો ને બીજો જૂના વિચારનો. એ બન્નેના હેતુઓ સારા છે, પણ તેઓ-ની કામ કરવાની રીતિ જુદી જુદી છે. તેથી આપણે જેમ સાંસારિક સુધારા કરી શકતા નથી, તેમ ધાર્મિક સુધારા પણ કરી શકતા નથી; કારણ કે એ બન્ને જાતના સુધારા જ્યારે આપણા ધર્મના મંદિરોમાંથી થાય–પૂજારીઓમાંથી થાય–ગુરુઓમાંથી થાય ત્યારે-જ તે સાર્વજનિક થઇ શકે છે. ધર્મની મદદ વિના–ધર્મને બાજુમાં રાખ્યા વિના કોઈ પણ સુધારો ટકી શકતો નથી, તેમજ ધર્મને બાજુમાં રાખ્યા વિના ભ્રાતૃભાવ પણ વધી શકતો નથી અને ભ્રાતૃભાવ વધ્યા વિના દેશની આબાદી થઇ શકતી નથી. આ બધું થવા સારુ જૂના વિચારના અને નવા વિચારના લોકોને સાથે જોડી શકે એવી એક કડી આપણે જોઇએ છે, કારણ કે એવી કડી ન હોય ત્યાંસુધી એ બે પક્ષ સાથે મળી શકે નહિ અને જ્યાંસુધી એ બે શક્તિઓ સાથે મળે નહિ, ત્યાંસુધી કાંઈ મોટાં કામ થઈ શકે નહિ; કારણ કે વરાળ હોય તોજ યંત્ર ચાલે. એ વરાળ પેદા કરવા માટે કોલસો ને પાણી બન્ને જોઇએ. સુધારાવાળા તે કોલસો છે, તેઓ પ્રકાશ આપવા ઇચ્છે છે અને જેમ કોલસો જલદી જલદી બળી જાય છે, તેમ તેઓ જલદી જલદી સુધારા કરવા ઇચ્છે છે; પણ જૂના વિચારના લોકો તે પાણી છે અને તેમાં પણ ધર્મગુરુઓ તો ઠંડા પાણીનાં માટલાં છે. તેઓ જલદી ગરમ થતા નથી. પાણી ને કોલસો બન્ને સાથે હોય નહિ ત્યાંસુધી યંત્ર ચાલી શકે નહિ, તેમજ સુધારાવાળાઓ તથા અસલી વિચારના લોકો જ્યાંસુધી સાથે મળીને કામ લે નહિ ત્યાંસુધી સંસારસુધારો કે સત્ય પરમાર્થ થઈ શકે નહિ; કારણ કે વીજળીમાં જેમ નેગેટિવ ને પોઝિટિવ એ બે શક્તિ છે ને તે બન્ને તાર સાથે મળ્યા વિના કાંઇ કામ થાય નહિ, તેમજ ધર્મગુરુઓમાં અને સુધારાવાળાઓમાં પણ જુદા જુદા પ્રકારની બે શક્તિ છે. ધર્મગુરુઓમાં ખેંચવાની શક્તિ છે, એટલે કે પોતાની સત્તાથી ને લાગવગથી બીજાઓને ઝુકાવવાની શક્તિ છે અને સુધારાવાળાઓમાં છોડવાની એટલે કે પ્રકાશ આપવાની તથા ખરાબ રિવાજો છોડવાની શક્તિ છે. માટે એ બન્ને શક્તિઓ સાથે મળીને કામ કરે નહિ ત્યાંસુધી ખરે-ખરો સંસારસુધારો કે ધર્મનો સુધારો ઝપાટાબંધ થઇ શકેજ નહિ. હવે જે વિચારવાનું છે તે એજ કે, એ બન્ને પરસ્પર વિરુદ્ધ શક્તિઓ

એકબીજા સાથે કેમ મળી શકે? એ બન્ને શક્તિઓને જોડનારી એક મજબૂત કડી જોઇએ. એ કડી જ્યાંસુધી આપણને મળે નહિ ત્યાંસુધી સંસારસુધારો કે સત્યપરમાર્થ થઇ શકે નહિ. ત્યારે હવે સવાલ એ છે કે, એ કડી ક્યાં છે? એ કડી કાંઇ દૂર નથી, તે આપણી પાસે છે, તે આપણી સાથેજ છે. એ કડી તે બ્રાહ્મણો છે. સુધારકો અને જૂના વિચારના લોકોને જોડનારી કડી તરીકેનું કામ બજાવવાને તેઓ યોગ્ય છે કે નહિ? એકબીજાની ભાષા નહિ સમજનારા એટલે કે એકબીજાના હેતુઓ નહિ સમજનારા બે જુદા જુદા પક્ષો વચ્ચે દુભાષિયા તરીકેનું કામ કરવાને બ્રાહ્મણો યોગ્ય છે કે નહિ? બે બળવાન પક્ષો વચ્ચેની લડાઈમાં બન્ને પક્ષો વચ્ચે વજન પડે તેવી રીતે એલચી તરીકે કામ કરી શકે તેવી શક્તિ બ્રાહ્મણોમાં છે કે નહિ? એ બધા સવાલો આપણે વિચારવાના છે. જો એ બધાનો જવાબ "હા" હોય તો પછી એ બન્ને શક્તિઓને જોડનારી કડી તરીકે બ્રાહ્મણોને માનવામાં કાંઈ વાંધો નથી."

## ૬૨–હિંદુ ઘરસંસારમાં બ્રાહ્મણોની સત્તા

આપણે જાણીએ છીએ કે હિંદુધર્મશાસ્ત્રોમાં બ્રાહ્મણોને ખાસ વજન આપવામાં આવેલું છે, એટલુંજ નહિ પણ હિંદુધર્મની કોઇ પણ ક્રિયા એવી નથી કે જેમાં બ્રાહ્મણોનું કામ પડતું ન હોય! લગ્નમાં, જન્મમાં, મરણમાં, તીર્થમાં, શ્રાદ્ધમાં, દેવળમાં અને બીજા દરેક કામમાં સર્વ લોકોને બ્રાહ્મણોની ખાસ જરૂર છે. હિંદુઓમાં એવો કોઇ પણ માણસ નહિ હોય કે જેને કદી પણ કોઇ પણ બ્રાહ્મણનું કામ પડ્યું ન હોય! આવી રીતે હોવાથી સ્વાભાવિક રીતેજ બ્રાહ્મણો હિંદુઓના ગુરુ જેવા છે. જૂના વિચારના લોકો તો જાણે બ્રાહ્મણોને આધીન છેજ, પણ ધર્મગુરુઓ પણ બ્રાહ્મણોને માને છે; તેની ઉપર પણ જરૂર ને સમય પ્રમાણે બ્રાહ્મણો અસર કરી શકે છે. સુધારાવાળાઓ જો કે નિરાળો છે, એટલે તેઓ જૂના વિચારના લોકોના જેટલું બ્રાહ્મણોને વજન આપતા નથી, તોપણ તેઓને પણ બ્રાહ્મણો વિના ચાલતું નથી.

આ સિવાય આપણા લોકોમાં આભડછેટનું લાકડું બહુ મોટું છે અને બ્રાહ્મણોની પવિત્રતા માટે લોકોમાં બહુ માન છે, એટલે તેને લીધે ઘરગથ્થુ દરેક કામમાં બ્રાહ્મણોનો હાથ છે. રસોઇયા તરીકે

ઘણું કરીને ખાસ બ્રાહ્મણોનેજ પસંદ કરવામાં આવે છે, પાણી ભરવા માટે અને પાણી પાવા માટે પણ ઘણે ઠેકાણે બ્રાહ્મણોનેજ રાખવામાં આવે છે. ગામડાંઓમાં વહુદીકરીને તેડવા મૂકવા જવાનું કામ પર ગોર લોકોજ કરે છે. વરને કન્યા મેળવી આપવાનું તથા કન્યાને વર મેળવી આપવાનું કામ પણ બીજાઓના કરતાં બ્રાહ્મણો વધારે કરે છે. નાતો ભેગી કરવાનાં કામ, નોતરાં આપવાનાં કામ ને ઘેરેઘેર "દયા પ્રભુની" કરવાનું કામ પણ બ્રાહ્મણોજ કરે છે. આવી રીતે હોવાથી ઘણું કરીને દરેક હિંદુભાઇને દરરોજ બ્રાહ્મણોના સમાગમમાં વારંવાર આવવું પડે છે. નિશાળે ભણવા જાય ત્યાં પણ બ્રાહ્મણ માસ્તરો વધારે; મંદિરમાં દર્શન કરવા જાય ત્યાં પણ બ્રાહ્મણ પૂજારીઓ; કાંઇ નવો ધંધો–રોજગાર કરવો હોય, વાસ્તુ કરવું હોય કે પરદેશ જવું હોય તોપણ મુહૂર્ત જોવાવાળા બ્રાહ્મણો; શેરનો, રૂનો કે અફીણનો સટ્ટો કરવો હોય તો ત્યાં પણ નબળા મનના લોકો માટે મૂર્ખ બ્રાહ્મણો તૈયાર અને કોઈ માંદુ પડયું હોય તો ત્યાં પણ ગ્રહ જોવા માટે તથા દાન દેવા માટે બ્રાહ્મણોની જરૂર !! ટૂંકમાં હિંદુઓના દરેક કામોમાં બ્રાહ્મણોનો હાથ છે અને તે માત્ર પુરુષોમાંજ નહિ, પણ સ્ત્રીઓ સાથે પુરુષો કરતાં પણ બ્રાહ્મણોનો વધારે સંબંધ છે, કારણકે પુરુષો કરતાં પણ સ્ત્રીઓનો વિશ્વાસ બ્રાહ્મણો ઉપર વધારે છે અને સ્ત્રીઓની મદદ પણ બ્રાહ્મણોને વધારે છે. માત્ર સ્ત્રીઓમાંજ નહિ જુદા જુદા મતના ધર્મગુરુઓ પાસે પણ બ્રાહ્મણોની સત્તા હોય છે, કારણ કે તે ધર્મગુરુઓ પોતે બ્રાહ્મણોની પાસેથીજ ભણનારા છે અને બ્રાહ્મણોને પોતાની પાસે પોતાની મદદમાં રાખનારા છે. હિંદુ ઘરસંસારમાં બ્રાહ્મણોની આવી બળવાન સત્તા હોવાથી અને બ્રાહ્મણોની લાગવગ આવી મોટી હોવાથી નેગેટિવ અને પોઝિટિવ એ બે છેડાને જોડનારી કડી થવાને તેઓ યોગ્ય છે. આપણા દેશની ઉન્નતિને માટે જૂના વિચારના લોકો તથા નવા વિચારના લોકોને જોડનારી બ્રાહ્મણોના જેવી બીજી કોઇ પણ કડી મળી શકવાની નથી.

"પીર, બબરચી, ભિસ્તી, ખર" આવી રીતે હોવાથી કુદરતી રીતેજ આપણે માગીએ છીએ તેવી કડીરૂપે બ્રાહ્મણો છે. ધર્મ સંબંધી બાબતોને લીધેજ બ્રાહ્મણો કડીરૂપે છે એમ નહિ, પણ વ્યાવહારિક રીતે પણ બ્રાહ્મણો સર્વેના મદદગાર છે. કેવી રીતે

બ્રાહ્મણો મદદગાર છે, એ સમજાવવાની હિંદુભાઇઓને કાંઇ જરૂર નથી, કારણ કે એ બાબત તેઓ પોતાના ઘરમાંજ જુએ છે, તોપણ એ ખાતે એક ટૂંકો દાખલો આપવાનું પ્રસંગોપાત્ત ઠીક થઇ પડશે.

કોઇ એક હિંદુ સરદારને પહાડોમાં ને જંગલોમાં મુસાફરી કરવાની હતી, તેથી તેણે પોતાની સાથે રાખવા માટે નોકરોની માગણી કરી, પણ તેમાં એવી શરત હતી કે, "પીર, બબરચી, ભિસ્તી અને ખર," એવો નોકર મારી જોઇએ, પીરનો પીર, બબરચીનો બબરચી, ભિસ્તીનો ભિસ્તી ને બોજો પણ ઉપાડનાર, એવો માણસ આખી દુનિયામાં બ્રાહ્મણ વિના બીજો કોણ મળનાર છે? બીજા કોઇ પણ ધર્મના ધર્મગુરુઓ બબરચીનું.ભિસ્તીનું કે ખરનું કામ કરે નહિ; એ તો બ્રાહ્મણોનીજ અત્યારે એવી પડતી દશા છે કે તેઓ પીર, બબરચી, ભિસ્તી અને ખર બને!! તેમજ જે બબરચી, ભિસ્તી ને ખર બને તેને બીજા કોઇ પણ ધર્મવાળા પીર તરીકે કબૂલ રાખે નહિ, પણ એ તો હિંદુઓજ એવા ભોળા ને ભલા છે કે બબરચી, ભિસ્તી ને ખરને પણ પોતાના ગુરુ તરીકે માની લે છે!! આવા પ્રકારના બ્રાહ્મણોને આપણે ગુરુ તરીકે માનવા કે નહિ એ બાબત જુદી છે, એ સવાલ સાથે આપણે કામ નથી, પણ હિંદુ-ઘરસંસારમાં બ્રાહ્મણો કેટલો બધો ભાગ લે છે, તે સમજવા માટે ઉપલો દાખલો જરૂરનો છે.

## બ્રાહ્મણોને સુધારવાની જરૂર

"આવી રીતે હિંદુઘરસંસારમાં બ્રાહ્મણોની અતિશય સત્તા છે, માટે જૂના વિચારના તથા નવા વિચારના લોકોને જોડનારી કડી થવાને તેઓ યોગ્ય છે. પણ હવે જે મુદ્દાની વાત છે તે એજ છે કે, એ કડીને સુધારવી જોઇએ ને તેને મજબૂત બનાવવી જોઇએ. માત્ર કડીને ખાતર કડી સુધારવાની આ વાત નથી, પણ બે મહાન શક્તિ-ઓને જોડવા સારુ કડી સુધારવાની જરૂર છે. જો બ્રાહ્મણો સુધરે તોજ મંદિરો સુધરી શકે, તોજ ભ્રાતૃભાવ વધી શકે, તોજ સંસારસુધારો થઇ શકે અને તોજ સત્ય પરમાર્થ થઇ શકે. જ્યાંસુધી બ્રાહ્મણો સુધરે નહિ ત્યાંસુધી તે બધું થઈ શકે નહિ; કારણ કે તેઓ બે જુદી જુદી શક્તિને જોડનારી કડીરૂપ છે અને તેઓ આપણી ઉન્નતિનું મધ્યબિંદુ છે. પંડિતજી! તમારામાં આટલું બધું બળ છે, પણ જમાનાને અનુસરતી કેળવણી ન હોવાથી લોકોમાં વહેમી વિચારો ફેલાવનારા અને સંસારસુધારા તથા ભ્રાતૃભાવની વિરુદ્ધ-

માં ગંભીર પ્રકારનાં ગુલબાનો ઉડાવનારા પણ તમેજ થઈ પડ્યા છો. જો બ્રાહ્મણો સુધરે તોજ એવું ન થાય અને જો બ્રાહ્મણો સુધરે તોજ સત્ય પરમાર્થ થઇ શકે, કારણ કે પરમાર્થનો ધર્મની સાથે સંબંધ છે અને ધર્મની ચાવી બ્રાહ્મણોના હાથમાં છે. એટલે જો બ્રાહ્મણો સુધરે તોજ પૂજારીઓ સુધરી શકે, મંદિરો સુધરી શકે, ગુરુઓ સુધરી શકે અને લોકો પણ સુધરી શકે; કારણ કે તે કડી-માં નેગેટિવ ને પોઝિટિવ એ બન્ને શક્તિઓ જોડાયેલી છે, એટલે તુરતજ ધારેલું કામ થઈ શકે છે. પણ જો એ કડીની દરકાર કર-વામાં નહિ આવે, તો જૂની ને નવી એ બન્ને શક્તિઓથી પરસ્પર વિરુદ્ધ રહીને તો સેંકડો વરસો વાતો કરતાં ચાલ્યાં જાય તોપણ કાંઇ ખરો લાભ થવાનો નથી; માટે આપણે બ્રાહ્મણોને સુધારવા જોઇએ અને તેઓને સુધારવા સારુ તેઓમાં કેળવણી વધે એવા ઉપાયો લેવા જોઇએ."

## પંડિતજીનો ઘરસંસાર

આમ વાત ચાલે છે એટલામાં પંડિતજીની છોકરી કપૂરી દો-ડતી દોડતી ત્યાં આવી ને કહેવા લાગી કે, કાકા, ચાલોને મારી બા વઢે છે.

પંડિતજીએ પૂછ્યુંઃ કોની સાથે? કપૂરીએ કહ્યુંઃ ફઇની સાથે. પંડિતજીએ કહ્યુંઃ આટલી વારમાં ફઈ ત્યાં કયાંથી આવી? કપૂરીએ કહ્યુંઃ કોઈ વાણિયાને ત્યાં કાણ કુટાવવા ગયાં હતાં ત્યાંથી આવ્યાં ને મારી બા પાસે નાવા સારુ પાણી માગ્યું, ત્યારે મારી બાએ કહ્યું કે, કૂવે જઇને નાહી આવો, ઘરમાં ઊનું પાણી નથી. તમે કો-ઈકની કાણો કુટાવીને પાવલી–અધોં લઇ આવો ને હું તમારે માટે ગરમ પાણી તૈયાર કરી રાખું કાં? એવું શેઠાણીપણું મારી પાસે નહિ ચાલે. કાણો કરાવી કરાવીને એટલું એટલું કમાઓ છો તેમાં મારી કપૂરીના હાથમાં કોઇ દિવસ એક દોઢિયું પણ આપ્યું છે? એમ મારી બાએ કહ્યું, તેમાંથી બે જણાં લડી પડ્યાં.

પંડિતજીએ કહ્યુંઃ એ તો રોજની લડાઇ છે, એમાં મારું શું ચાલે? બહેન બિચારી દુઃખિયારી, એટલે તેને કાંઇ કહેવાય નહિ, ને તારી બા પાસે મારું કાંઇ ચાલે નહિ! હું આવીને શું કરું? બાપાને બોલાવ, એટલે એ રાડો નાખી સૌને ઠેકાણે લાવશે.

કપૂરીએ કહ્યુંઃ આપણા યજમાનમાં કોક મરી ગયું તેથી બાપા તો નાતમાં ઉઠમણાનું કહેવા ગયા છે.

પંડિતજીએ કહ્યુંઃ બીજું તો કાંઇ નહિ પણ દાદરા ચડતે ચડતે ક્યાંક પડશે તો પીડા થશે. આખી નાતમાં ઉઠમણાનું કહેવા જવું પડે એ કાંઇ હવે એમનું કામ છે? એવાં પાકાં માણસોએ તો ઘરમાંજ બેસવું જોઇએ.

કપૂરીએ કહ્યુંઃ મોટી માએ નાનાકાકાને કહ્યું કે, તું ઉઠમણાનું કહેવા જા, ને તારા બાપને ઘરમાં બેસવા દે. પણ નાનાકાકાએ કહ્યું કે, આજે સોમવાર છે માટે હું તો મહાદેવે જઈશ. માએ ઘણુંએ કહ્યું, પણ ન સમજ્યા, ત્યારે મારી બાએ કહ્યું કે, એ ઉઠમણાનું કહેવા જાય ત્યારે પછી મહાદેવના મંદિરમાં શેઠિયાઓના જોડા-છત્રી સાચવવાનો ધંધો કોણ કરશે? પોતાનો અસલ ધંધો તે કોઈ મૂકે? મારી બાએ હસતે હસતે એમ કહ્યું, ત્યારે નાનાકાકાએ કહ્યું કે, તારો બાપ ધોબીના ને મોચીના ઘરનું અન્ન જમે છે, એ કરતાં અમે સારા છીએ. એ ઉપરથી જરા ધામધૂમ થઇ પડી, તેથી નાના-કાકા રિસાઇને ગયા છે તે હજી આવ્યા નથી. માએ તો બાપાને બહુ ના પાડી ને કહ્યું કે, તમે હવે દાદરા નહિ ચડી શકો, પણ એ કાંઈ માને?

પંડિતજીએ કહ્યુંઃ મોટો ભાઇ ક્યાં છે? ઉઠમણાનું કહેવા એ કેમ ન ગયો?

કપૂરીએ કહ્યુંઃ એ તો વાડીમાં રસોઇ કરવા ગયા છે. તમે ગયા પછી મારા લખુમામા કોઇકને સાથે લઇને આવ્યા હતા, તે અધો રૂપિયો રોજ ઠરાવીને નાતની રસોઇ કરવા સારુ બાપુ કાકાને વાડીમાં તેડી ગયા. તેની સાથે જે શેઠિયો આવ્યો હતો, તે તમારી ખબર પૂછતો હતો ને કહેતો હતો કે, મેં વ્યાસને જપ કરવાનું કહ્યું છે, તેથી હું તો જાણું ઘરમાં બેઠા બેઠા જપ કરતા હશે, પણ તે તો રખડતા ફરે છે! હવે એમનો ભરોસો કોણ કરશે? એમ તે કહેતો હતો. મારા મામાએ કહ્યું કે, બહુ જરૂરનું કામ હશે તેથીજ બહાર ગયા હશે, નહિ તો જપ કરવા મૂકીને ક્યાંય જાય નહિ. એ સાંભળીને મારી બા તો રાંધણિયામાં ઊભી ઊભી હસી પડી. તેથી મેં પૂછ્યું કે બા, તું કેમ હસી? ત્યારે મારી બાએ કહ્યું કે મામાએ તારા કાકાની ભેળ તાણી તે જોયું ને!! મને પરણ્યે પંદર વરસ થયાં તેમાં મેં તો કોઇ દિવસ તારા કાકાને જપ કરતાં જોયા નથી ને તોપણ મામાએ ખોટે ખોટું કહી દીધું કે જપ મૂકીને ક્યાંય જાય નહિ! એમ એકબીજાની આબરૂ રાખે ને પોતાનું

કામ કાઢી લે એનું નામ તે ડહાપણુ! તારા કાકામાં એટલી આવડત ન મળે ને મારો ભાઇ ગામડાંનો છે તોપણુ બધી વાતે પૂરો! આમ કહીને કપૂરી ચૂપ રહી.

પંડિતજીએ પૂછયું કે, બીજું કોઇ ઘેર આવ્યું હતું?

કપૂરીએ કહ્યું: બીજું તો કોઇ આવ્યું નથી, એક વાણિયણુ આવી હતી, તે કહે મારે ઘેરથી સીધું લઈ જાઓ. માએ કહ્યું કે, ભાઇ તો બહાર ગયો છે, માટે તમે કહો તો હું આવીને સીધું લઇ જાઉં. ત્યારે તે બાઇએ કહ્યું કે, વ્યાસના પગ ધોવા જોઇએ ને હાથજોડ કરાવવી જોઇએ, તે પછી સીધું અપાય, માટે વ્યાસ આવે ત્યારે મારે ઘેર મોકલજો. આજે મારી સાસુનો માસિયો છે, માટે બ્રાહ્મણુને સીધું અપાયા પછી અમારાથી જમાશે, તે સારુ વ્યાસને જલદી મોકલજો ને જો વ્યાસને આવતાં વાર લાગે તો કોઈ બીજાને, જેને હાથજોડ કરાવતાં આવડે તેને મોકલજો. જો જો વાટ જોઇને બેસી ન રહીએ હો! પેલી વખત તમે વ્યાસના ભાઇને મોકલ્યો હતો પણુ એને તો હાથજોડ કરાવતાં પણુ કયાં આવડે છે? એવા કોઇ ભોટ જેવાને મોકલશો નહિ.

પંડિતજીએ કહ્યું: મહારાજજી! આ છોકરીની વાતો સાંભળી કે? જુઓ, થોડી વાર તમારી પાસે બેઠો તેમાં આટલો બધો ગોટાળો થઇ ગયો, તમે કહો છો કે, "દેશ સુધારો, દેશ સુધારો," પણુ અમારા ઘરના હાલ તો જુઓ? હવે મને રજા છે? જમીને તુરત પાછો આવીશ. એમ કહીને પંડિતજી ઊઠ્યા.

## દેશની ઉન્નતિને ખાતર ધર્મની ચાવીને સુધારો

પંડિતજીના જવા પછી મહારાજે મને કહ્યું કે, બેટિ જોયું! કપૂરીની વાતો સાંભળી કે? આપણુા ગુરુઓના આવા હાલ છે, આપણાં મંદિરોના પૂજારીઓના આવા હાલ છે, આપણુા ધર્મની ચાવી જેની પાસે છે તે બ્રાહ્મણોના આવા હાલ છે, લોકોમાં ઘેરઘેર જેની એટલી બધી લાગવગ છે તે બ્રાહ્મણોના આવા હાલ છે અને જે જૂના તથા નવા વિચારના લોકોને જોડનારી કડીરૂપ છે તેના આવા હાલ છે!! માટેજ અમે કહીએ છીએ કે આપણુા દેશને સુધારવા સારુ બ્રાહ્મણોને સુધારવા જોઇએ. એ સૌથી મોટામાં મોટું પુણ્યનું કામ છે, કારણુ કે હાલના વખતમાં બ્રાતૃભાવની ઈશ્વરીસગાઇના ધર્મથીજ આપણો દેશ સુધરી શકે તેમ છે; પણુ જ્યાંસુધી બ્રાહ્મણો જૂના વિચારના રહે ત્યાંસુધી તેઓ બહારના આડંબર

અને પોલમપોલને છોડીને અંતરના ધર્મને એટલે કે ભ્રાતૃભાવને આગળ વધવા દે તેમ નથી, માટે આપણા દેશમાં અને આપણી પ્રજામાં આંતરધર્મ વધે તે સારુ જૂના ને નવા વિચારના લોકોને જોડનારી કડીરૂપ જે બ્રાહ્મણો છે તેઓને સુધારવાનું અમે કહીએ છીએ. તેઓને સુધારવા માટે ચાહીને કોઇ ખાસ ઉપાયોથી તેઓમાં કેળવણી વધારવી જોઇએ.

"બેટિ! માત્ર બ્રાહ્મણોને ખાતર બ્રાહ્મણોને સુધારવાનું હું નથી કહેતો, પણ આપણા દેશને ખાતર, આપણા ઉત્તમ ધર્મને ખાતર અને આપણા પોતાને ખાતર હું બ્રાહ્મણોને સુધારવાનું કહું છું; કારણ કે બ્રાહ્મણોના હાથમાં આપણા ધર્મની ચાવી છે. સારેમાઠે પ્રસંગે આપણા ઘરસંસારમાં વારે વારે તેઓનું કામ પડે છે, એટલુંજ નહિ પણ એ બહુ મોટો ને અસરકારક વર્ગ છે. તે એવા પવિત્ર ને બુદ્ધિશાળી છે કે બીજા બહુ જાતના લોકો કરતાં તે જલદી સુધરી શકે તેમ છે, માટે અમે બ્રાહ્મણોને સુધારવા ઉપર ખાસ ભાર મૂકીએ છીએ; કારણ કે જેમ રાજ્યના અમલદારોની આપણા ઉપર બહારની સત્તા ચાલે છે તેમ આપણા ધર્મગુરુઓ અને આપણા પંડિતોની આપણા અંતરમાં સત્તા ચાલે છે, માટે રાજ્યના કાયદા સારા થાય, તે સારુ જેમ આપણે સારા અમલદારોની ઇચ્છા રાખીએ છીએ અને તેને સુધારવાની તજવીજ કરીએ છીએ, તેમજ આપણા ધર્મના સુધારા માટે આપણને ઉત્તમ ગુરુઓની ઇચ્છા રાખવી જોઇએ અને સામટી રીતે જોતાં આપણા ગુરુઓ તે બ્રાહ્મણો છે, માટે બ્રાહ્મણો સુધરે તે સારુ જેમ બને તેમ તેઓમાં કેળવણી વધારવી જોઇએ, કારણ કે મૂર્ખ બ્રાહ્મણોના સાંકડા વિચારો ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ આગળ વધારવામાં બહુ અડચણરૂપ થઈ પડે છે, માટે એ અડચણ મટે અને જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાય તે સારુ અમે બ્રાહ્મણોને કેળવણી આપવાનું કહીએ છીએ."

## બૅરિસ્ટરની મુલાકાત

આમ વાત ચાલે છે એટલામાં ત્યાં બે ગૃહસ્થો આવી લાગ્યા. તેમને જોઇને મહારાજે કહ્યું: ઓહો! ડૉક્ટર સાહેબ! તમે આજે ભૂલા પડ્યા એ શું કહેવાય?"

ડૉક્ટરે કહ્યું: આ મારા મિત્ર બૅરિસ્ટર સાહેબને ઘણો વખત થયાં આપના દર્શનની ઇચ્છા હતી, તેથી આજે વખત મળવાથી

તેડી લાવ્યો છું.

મહારાજે કહ્યું: બહુ ખુશીની વાત. બૅરિસ્ટર સાહેબની મુલાકાતથી મને બહુ આનંદ થશે, કારણ કે અમે તો કામ કરી શકે એવાં માણસોજ માગીએ છીએ. વારુ, બૅરિસ્ટર સાહેબને એવી ઇચ્છા થવાનું કાંઇ કારણ?

બૅરિસ્ટરે કહ્યું: પંડિતા સરસ્વતીબાઇ પાસેથી મેં સાધ્વી ભાનુકિશોરી બાઇની પરમાર્થવૃત્તિનાં બહુ વખાણ સાંભળ્યાં, તેથી હું તેમના દર્શનની ઇચ્છા રાખતો હતો. એ પછી પ્રસંગોપાત્ત એ માટે વાત થતાં મારા મિત્ર ડૉકટર સાહેબે કહ્યું કે, એમને ત્યાં તો હમેશાં વિદ્વાનોની મંડળી મળે છે અને કાંઇ કાંઈ રૂડી ચર્ચા ચાલ્યાજ કરે છે. જ્યારે જોઇએ ત્યારે બેચાર જણ તો બેઠાજ હોય અને દેશહિતની કે ધર્મની વાતો થતીજ હોય; કારણ કે તેઓએ પોતાની જિંદગી આપણા દેશ અને આપણા ધર્મને અર્થે અર્પણ કરેલી છે. એ પછી પંડિતજીએ પણ મને કહ્યું કે, દયાની દેવી બહેન ભાનુકિશોરી ઈશ્વરીસ્નેહની મૂર્તિ છે અને સ્વામીજી ઈશ્વરીજ્ઞાનની મૂર્તિ છે. એઓના સત્સંગથી આપણામાં નવું જીવન આવે છે, એમ જાણવાથી અહીં આવવાની મને ઇચ્છા થઇ; કારણ કે હું પણ કાંઇક કામ કરવા માગું છું, પણ મને રસ્તો મળતો નથી, તેથી આપના જેવા ગુરુની મને જરૂર છે.

## ગુરુ શબ્દથી હું બહુ બીઉં છું

મહારાજે કહ્યું: ગુરુ શબ્દથી હું બહુ બીઉં છુ, કારણ કે લેભાગુ ગુરુઓએ આપણા દેશનું સત્યાનાશ વાળેલું છે. અમે લોકો તરફથી અમારા શિષ્ય થવાની નહિ પણ ભ્રાતૃભાવની-ઈશ્વરીસગાઇનીજ આશા રાખીએ છીએ અને અમે પોતે તો જગતના દાસ થવાજ ઇચ્છીએ છીએ; કારણ કે ઇશ્વરીસ્નેહને ખાતર અમે તો અમારા બંધુઓની સેવા કરવાનો ધર્મ સ્વીકારેલો છે, માટે અમારે ખાતર નહિ, પણ આપણા દેશ અને આપણા ધર્મને ખાતર જે ઇશ્વરીઉદ્દેશમાં મદદ કરે, તે અમારા મુરબ્બીઓ છે અને અમે તેના દાસ છીએ. તમે જો ઇશ્વરીસ્નેહ વધારવાનું કામ કરવા ઇચ્છતા હો, તો અમારા મોટા મિત્ર છો અને અમારાથી જે બની શકે તે મદદ આપવા તૈયાર છીએ; કારણ કે જે માણસ ધર્મને ખાતર-પ્રભુને અર્થે કોઇ પણ જાતની સેવા કરવા ઇચ્છે છે, તે હરિજન છે, તે ભક્ત છે, તે પ્રભુના કૃપાપાત્ર છે અને તે

મહાત્મા છે. તેને દાસ બનાવવા એ અમારો ધર્મ નથી, પણ તેને તો શેઠ બનાવવા એજ અમારો ધર્મ છે; કારણ કે આપણે માણસોનાં નાનાં નાનાં કામ કે થોડાં થોડાં જ્ઞાન સામે જોવાનું નથી, પણ એ જ્ઞાન અને એ કામ જેને અર્થે વાપરે છે, તે મહાન ઈશ્વરની સામે જોવાનું છે; એટલુંજ નહિ પણ મનુષ્યોનો આત્મા જેમાંથી પ્રકટ્યો છે અને અંતે જેમાં મળી જવાનો છે, તેની સામે આપણે જોવાનું છે. બૅરિસ્ટર સાહેબ! જરા વિચાર કરીને જુઓ, એટલે ગુરુ–ચેલાપણું હમણાંજ ઊડી જશે અને આપણે સૌ ભાઈઓ ઈશ્વરીસગાઈની એકજ સાંકળમાં જોડાઈ જઈશું.

## જગતને મિથ્યા માનનાર એક સંન્યાસી

બૅરિસ્ટરે કહ્યું: ઓહો! આ તો બહુ મજેના વિચાર. જો અમારા ધર્મગુરુઓમાંથી અમને કોઈ આવું શીખવતું હોય, તો અમે તેના સિપાઈ બનવા તૈયાર છીએ. પણ મહારાજ! અમને તો ચોતરફથી એમજ કહેવામાં આવે છે કે, તમે અમુક ગુરુના ચેલા થાઓ. મારા એક મિત્રને ત્યાં કોઈ સંન્યાસી વેદાંતની કથા કરતા હતા. ત્યાં હું કોઈ કોઈ વખત સાંભળવા જતો. તે સંન્યાસીના મનમાં એવીજ ઇચ્છા કે, આ માણસ મને હજી વધારે માન આપે તો સારું. હું દૂરથી તેમની સામે હાથ જોડતો એથી તેમને સંતોષ થતો નહિ. તેમની ઇચ્છા એવી હતી કે, હું તેમના પગમાં પડું તો સારું. હું તેમને 'સ્વામી' કહું એટલાથી તે રાજી થતા નહિ, પણ હું તેમને ગુરુ કહું તો સારું, એમ તે ઇચ્છતા હતા. ટૂંકમાં એટલુંજ કે, તે મને પોતાનો ચેલો બનાવવા ચાહતા હતા. અમે કોઈ વખત ફરવા જઈએ, ત્યારે ગાડીમાં સામેની સીટ ઉપર બેસવું તેમને પસંદ પડતું નહિ. તે અમને સામેની બાજુએ બેઠેલા જોવા રાજી હતા, એટલુંજ નહિ પણ પાછળથી બીજાઓને મોઢે તે કહેતા કે, બૅરિસ્ટર મારો ચેલો છે! એ સંન્યાસીની આવી વર્તણુંક જોઈને મને તો બહુ કંટાળો આવ્યો. અમારી આગળ आत्मवत् सर्वभूतेषु એવી વાતો કરે, જગત ખોટું છે એમ સિદ્ધ કરે, વૈરાગ્યનાં લાંબાં લાંબાં લૅક્ચરો આપે, માયા એ અજ્ઞાન છે–ભ્રમ છે, એવું સમજાવે અને પોતે માનપાનની તથા ચેલા–ચેલીની ઇચ્છા રાખે એ શું? આવું હંબગ તે અમારાથી કેમ ખમાય? બધા ગામઠી લોકો વાહ મહારાજ, વાહ મહારાજ કરે એટલે એ મહારાજ જાણે મારામાં કાંઈ આવી પડ્યું છે, પણ અમે તો જનસ્વભાવનાં

રહસ્યો સમજીએ, એટલે અમારાથી કાંઇ તેની પોલ છૂપી રહે નહિ. આપણા દેશમાં જ્યાં જોઇએ ત્યાં બહારના મોટા આડંબર અને અંદરથી આવું પોલેપોલું ખાતું છે, એટલે અમે તો એવી પોલથી કંટાળીને ઘેર બેઠેલા છીએ. આજે આપના મેળાપથી સંતોષ થયો, એટલે જાણે ખારા સમુદ્રમાં મીઠી વીરડી મળી ગઇ હોય, એવો મને આનંદ થાય છે.

## ૬૩-દીનતા એ આપણા ધર્મનું પહેલું પગથિયું છે

મહારાજે કહ્યું: બેરિસ્ટર સાહેબ! મને માફ કરજો, પણ મારે કહેવું જોઇએ કે, એ સંન્યાસીમાં જેમ માન લેવાની જિજ્ઞાસા હતી, તેમજ તમારામાં પણ બીજાઓને માન ન આપવાની લાગણી છે. જો કે એમાં તમારો કાંઇ ખાસ વાંક નથી, કારણ કે સ્વાભાવિક રીતેજ એવી જાતની થોડીઘણી અકડાઇ અંગ્રેજી કેળવણીમાં રહેલી છે અને તેમાં પણ તમને તો મોટો દરજ્જો, ઘણી વિદ્યા તથા બહુ ધન મળી ગયું અને વળી જુવાન અવસ્થા, એટલે પછી તમારી અકડાઈમાં બાકીજ શું રહે? પણ યાદ રાખજો કે, દીનતા એ આપણા ધર્મનું પહેલું પગથિયું છે. દીનતા વિના અક્કડબાજ રહીને કદી પણ ઈશ્વરીરસ્તામાં આગળ વધી શકાતું નથી, કારણ કે ઈશ્વરીસ્નેહમાંથી દીનતા પેદા થાય છે, એટલે જેનામાં જેટલો ઈશ્વરીસ્નેહ વધારે તેટલી તેનામાં દીનતા વધારે હોય છે. દીનતા વિના ઈશ્વરીસ્નેહ દેખાડી શકાય નહિ, દીનતા વિના સેવા કરી શકાય નહિ અને સેવા કર્યા વિના કલ્યાણ થઇ શકે નહિ; માટે જો ઈશ્વરીજ્ઞાન મેળવવું હોય, તો પ્રથમ આપણામાં દીનતા જોઇએ.

દીનતાનો અર્થ શું? સૌ જીવોને આપણા બંધુ સમજવા, સૌના અપરાધો માફ કરવા, બીજાઓને ખાતર આપણા સ્વાર્થનો ભોગ આપવો અને જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવા માટે એટલે કે બીજાઓને ઊંચે ચડાવવા સારુ આપણે આપણો અહંભાવ છોડીને નીચે ઊતરવુ તેનું નામ દીનતા છે. નીચે ઊતરવું એમ વ્યાવહારિક લોકોને લાગે છે, પણ ખરી રીતે જોતાં તો ઉપર ચડવું, એટલે કે શ્રેષ્ઠ બનવું એજ દીનતાનો અર્થ છે. એવી દીનતા એટલે કે એવો ભ્રાતૃભાવ ઈશ્વરીજ્ઞાનની કથા કરનાર તે સંન્યાસીમાં નહોતો તેથી તેને માનની ઇચ્છા રહેતી હતી અને

તમારામાં પણ એવી ઈશ્વરીસગાઈ નહોતી તેથી તમે તેને માન આપી શકતા નહોતા; પરંતુ જો સાચું સુખ મેળવવું હોય ને સાચું જ્ઞાન મેળવવું હોય તો ભાઈબંધીના રસ્તામાં આવી જાઓ, ભાઈબંધીના રસ્તામાં આવી જાઓ. એ કરતાં બીજો સહેલો અને એ કરતાં બીજો સારો ઉપાય અમે જાણતા નથી, માટે ઈશ્વરીસ્નેહ એજ અમારો બહારનો ઉપદેશ છે, એજ અમારો અંતરનો હેતુ છે અને એજ અમારી જિંદગીનું કર્તવ્ય છે; કારણકે એમાંજ સાચી દીનતા છે. ગુરુચેલા બનવું એમાં તો એકે ઊંચું ચડવું અને બીજાએ નીચું પડવું એવી વાત છે, પણ ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈમાં તો બીજાઓનાં સુખને ખાતર પોતાના સ્વાર્થનો ભોગ આપવાનું, બીજાઓને ખાતર પોતે ખમી લેવાનું અને જગતના જીવોનાં કલ્યાણ સારુ પોતાનું પોતાપણું ભૂલી જવાનું છે. આવી સાચી દીનતા, સમાનતા, અંતરનો સંતોષ, દેશની આબાદી, ધર્મની ઉન્નતિ અને ઈશ્વરની કૃપા, ભ્રાતૃભાવના ધર્મમાં છે, માટે અમે સેવા કરવા ઇચ્છીએ છીએ અને કામ કરી શકે એવાં તમારા જેવાં માણસો માગીએ છીએ.

બૅરિસ્ટરે કહ્યું: કામ કરવાને હું તૈયાર છું, પણ મને રસ્તો મળતો નથી, તેથી હું મનમાં ને મનમાં મૂંઝાયા કરું છું. મને લાગે છે કે મેં જરૂર જેટલા પૈસા પેદા કરેલા છે, નામ ને માન પણ મેળવ્યું છે, મારું સંસારસુખ પણ સારું છે, મને મારા ધંધાને લગતું જોઇએ તેટલું કામ પણ મળે છે, મારું મિત્રમંડળ પણ સારું છે અને મારી તંદુરસ્તી પણ સારી છે; છતાં પણ મારા અંતરમાં મને કાંઇક અસંતોષ રહે છે. મારે જે જોઇએ છે તે હજી મળ્યું નથી અને મારે શું જોઇએ છે, તે હું સ્પષ્ટ રીતે જાણતો નથી. દેશને અર્થે ભલાં કામોમાં કાંઇક થોડાઘણા પૈસા ખરચવાની પણ મારી ઇચ્છા છે, પણ તે હજી બનતું નથી; ઇચ્છા છે, પણ તેમાં હજી એટલો ત્યાગ કરી નાખવાનું બળ નથી; તેમજ કયા કામ પાછળ નાણાં ખરચવાથી વધારેમાં વધારે ફાયદો થશે, તે પણ હું હજી નક્કી કરી શક્યો નથી. તમારી પાસે ભેદ રાખવાની કાંઇ જરૂર નથી; મારી પાસે લાખ રૂપિયાની દોલત છે, તેમાથી હું હાલમાં પચીસ હજાર રૂપિયા ખરચવા માગું છું. મારી મા કહે છે કે, યાત્રામાં, મંદિરોમાં ને નાતો જમાડી લહાણું કરવામાં, તારા બાપની પાછળ એ પૈસા ખરચવા જોઇએ; મારા કાકા કહે છે કે,

નાતની વાડીમાં આપણા નામથી એક મકાન બાંધી આપવામાં એ પૈસા ખરચવા જોઇએ; મારો ભાઈ કહે છે કે, કોઈ તીર્થની જગ્યામાં સાધુઓને સદાવ્રત આપવામાં એ પૈસા ખરચવા જોઇએ; મારી બૈરી કહે છે કે, હમણાં સબૂર કરો. ધીરે ધીરે વાત, કાલ-ની કોને ખબર છે? બધા દહાડા કાંઈ સરખા રહે છે? અને મારી ઇચ્છા એવી છે કે આપણા દેશના કેળવાયેલા યુવાનોને વિદ્યા-હુન્નરની ઊંચામાં ઊંચી ને છેલ્લામાં છેલ્લી શોધોનું જલદીમાં જલ-દી શિક્ષણ મળી શકે એવી પ્રજા તરફથી સ્વતંત્ર યુનિવર્સિટી સ્થા-પવાની તજવીજ કરવી અને તેના ફંડમાં એ નાણાં આપવાં. પણ હજી કાંઈ નક્કી નથી અને ટૂંક વખતમાં કાંઇ નક્કી કરી શકું એમ પણ મને લાગતું નથી, કારણ કે એ બધી બાબત માટે હજી કાંઇ પણ મારા મનનું સમાધાન થયું નથી. મને લાગે છે કે, હજી મારામાં કાંઈક જોઇએ છે; પણ શું જોઇએ છે, તે હું સમજી શકતો નથી, તેથી આટલી બધી અનુકૂળતા છતાં પણ મને જે સુખ મળવું જોઇએ તે હજી મળતું નથી. મારો આત્મા અંદરથી જાણે બહાર આવવા તલપતો હોય અને કાંઇક માગતો હોય એમ મને લાગ્યા કરે છે, પણ તે શું માગે છે અને એ કેમ બહાર આવી શકે, તે હું જાણતો નથી. મારાં બધાં સુખોમાં મને અપૂર્ણતા લાગે છે. એ અપૂર્ણતા મટાડવા માટે જો કોઇ પણ સુખ વધુમાં વધુ ભોગવવા જાઉં તો ઊલટું તે સુખ પોતેજ ફિક્કું થઇ જાય છે અને મને એ સુખ-નોજ કંટાળો લાગે છે. જેમકે મને બહુ માનની ઇચ્છા છે અને એ પ્રમાણે મને દરેક ઠેકાણેથી માન મળે છે, મારાં ઘરાકો મને વ-ખાણે છે, કોર્ટમાં મને માન મળે છે, સભાઓમાં મને પ્રમુખપદ મળે છે, મારા મિત્રો મારું બહુ સન્માન રાખે છે, મારી ટૂંકી નાતમાં હું મોટો ગણાઉં છું અને મારા ઘરમાં પણ મારું બહુ માન રહે છે; છતાં પણ મને તેમાંથી જે આનંદ મળવો જોઇએ તે મળતો નથી. ઊલટું જ્યારે જરૂર કરતાં વધારે માન મળે ત્યારે જાણે રોજના કરતાં એક પગથિયું નીચે ઊતરી ગયો હોઉં, એમ મને લાગી જાય છે. જ્યારે ખાવાપીવાની બહુ મજા પડે ને જ્યારે ખાસ ચાહીને વધારે જમાય ત્યારે પણ અજીર્ણ થવાથી એમજ થાય છે, કોઇ રમતગમતમાં બહુ વધારે વખત લાગે ત્યારે પણ ઊલટો તે રમતગમતનોજ કંટાળો આવે છે. વધારે પૈસા મળે ત્યારે પણ ઘણી જાતની લાગણીઓ ઉપર વધારે દબાણ થ-

વાથી એમજ થાય છે અને વધારે વિષયો ભોગવું ત્યારે પણ ઊલટા મારા બાર વાગી જાય છે. મારે મજેના ગાડીઘોડા છે, મનગમતી સુંદર સ્ત્રી છે; રમાડવા જેવાં ખૂબસૂરત છોકરાં છે, કુટુંબમાં સંપ છે, મોજશોખને માટે જરૂર જેટલા પૈસા છે, જ્યાં જ્યાં જાઉં ત્યાં ત્યાં માનપાન મળે છે અને અમારા દેશ તથા અમારા લોકોમાં હું એક મોટો માણુસ ગણાઉં છું; છતાં પણ અંતરમાંથી મને જે સુખ મળવું જોઇએ, તે સુખ મળતું નથી, એમ મને લાગ્યા કરે છે. મને કોઇ જાતની અડચણ નથી, એટલુંજ નહિ પણ મને કોઈ જાતનું વ્યસન નથી. હું બહુ નિયમિતપણે જિંદગી ગાળનારો છું અને હવે ચોક્કસ હદ સુધી સ્વભાવને પણ કાબૂમાં રાખી શકું છું, છતાં પણ જે ખરેખરું સુખ કહેવાય તે સુખ મને મળતું નથી, એમ મને મારા અંતરમાંથી લાગ્યા કરે છે. આ તે મારા મનનો ભ્રમ છે કે એમાં કાંઇ સત્યતા છે? બીજાઓને મારા સુખની અદેખાઇ લાગે છે અને મને મારા સુખથી તૃપ્તિ થતી નથી, એનું કારણ શું છે? બહારની આટલી બધી સગવડતા છતાં પણ મારો આત્મા અંદરથી હજી તલપ્યા કરે છે; જાણે તેને કાંઇક જોઈએ છે, પણ શું જોઇએ છે, તે હું સમજતો નથી.

---

## ૬૪–સુખ મેળવવા માટે જુદા જુદા માણસોના વિચારો

મહારાજજી! આ સવાલ મેં પેલા વેદાંતી સંન્યાસીને પૂછયો, ત્યારે તેણે કહ્યું કે, 'એમાં શું? માયા પોતેજ ખોટી છે, ત્યારે તેમાં સુખ હોયજ કયાંથી? જો સંસારમાં સુખ હોય તો મહાત્માઓ તેને અસાર શા માટે કહે? ब्रह्म सत्यं जगान्मिथ्या । જ્યારે આ આખું જગતજ મિથ્યા છે, ત્યારે સુખ બિચારું કયાં રહે? સુખ દુઃખ એતો માત્ર ભ્રમ છે.' આવી આવી ઘણીએ વાતો કહી, પણ એથી મારા મનનું કાંઇ સમાધાન થયું નહિ; કારણ કે હું જોતો કે મહારાજને જ્યારે પૂરણપોળી ને ખમણઢોકળાં ખાવા મળતાં તથા ભભકાદાર ગાડીમાં મોટા લોકો સાથે ફરવાનું મળતું અને સભામાં પ્રમુખસ્થાન મળતું, ત્યારે તેનો આનંદ કાંઇ ઓરજ હતો અને જ્યારે કયાંય પગે ચાલીને જવું પડતું, ખીચડી ખાવી પડતી તથા કોઇ સભામાં પાછળના બાંકડા ઉપર

બેસવું પડતું, ત્યારે એ સ્વામીજીનો ચહેરો જોવાલાયક બનતો હતો. આવા જાતઅનુભવ પછી સુખદુઃખ માત્ર કલ્પિત છે, એ સ્વામીજીની વાત હું કેમ માની શકું ? એ પછી મેં એક શાસ્ત્રીને એ બાબતનો ખુલાસો પૂછ્યો હતો. તેણે કહ્યું હતું કે, 'ઉપાધિમાં સુખ ક્યાંથી હોય ? તમે જેને સુખનાં સાધનો કહ્યાં, તે તો બધી ઉપાધિ છે. એ બધું તજી દો ત્યારેજ સુખ મળી શકે. જો દુનિયાદારીની વસ્તુઓમાં સુખ હોત તો ઋષિમુનિઓ શા માટે તેનો ત્યાગ કરત ?' મારી પાસેથી દોઢિયાં કઢાવવા સારુ તેણે આવી આવી ઘણીએ વૈરાગ્યની વાતો કહી હતી, પણ એથી મારા મનનું સમાધાન થયું નહિ; કારણ કે એવો ત્યાગ મારાથી બની શકે તેમ નથી, એવો વૈરાગ્ય મારા અંતરમાં આવ્યો નથી અને એવું જગતનું મિથ્યાપણું હું બરોબર રીતે સમજેલો નથી, તેમજ શાસ્ત્રીજી પણ પઢેલા પોપટની માફક રહસ્ય જાણ્યા વિના માત્ર મોંઢેથીજ બોલી જતા હતા, એટલે એમનો એ ઉપદેશ કાંઈ કામ લાગ્યો નહિ. એ પછી મોટા ભક્ત ગણાતા એક બ્રહ્મચારી મહારાજને મેં એ વાતનો ખુલાસો પૂછ્યો હતો. તેમણે કહ્યુ હતું કે, 'ઇષ્ટની સિદ્ધિ વિના કાંઇ થઈ શકતું નથી. સાચુ સુખ મેળવવા માટે તો ઇષ્ટનું બળ જોઇએ. પછી એ ઇષ્ટ ગમે તો કાળી હોય, ભૈરવ હોય, વીર હોય, લક્ષ્મી હોય, બજરંગ હોય, ગણપતિ હોય, શિવ હોય, કે શાલિગ્રામ હોય; ગમે તે હોય, પણ કાંઇક જોઇએ. એવા ઇષ્ટની મદદ વિના કોઈ પણ કામ સિદ્ધ થાય નહિ. જો તમારી ઇચ્છા હોય, તો હું મંત્ર બતાવીશ. એમાં ઝાઝું ખરચ નથી ને ઝાઝી મહેનત પણ નથી. એકવીસ દિવસ જપ કરશો એટલામાં તો એનો ચમત્કાર જોશો.'

સ્વામીજી ! આવી વહેમી વાતો ઉપર મને કાંઇ શ્રદ્ધા નથી, એટલે એ સાંભળીને મારું મન તો ઊલટું ખરાબ થયું અને જે માણસ તે સાધુનાં વખાણ કરીને મને તેની પાસે તેડી ગયો. તે માણસ ઉપર મને ગુસ્સો ચડયો; કારણ કે મારે આવા વહેમી વિચારો જોઇતા નહોતા, એટલે તેથી કાંઇ મારા મનનું સમાધાન થયું નહિ. એ પછી મેં મારા સંપ્રદાયના ગુરુને એ વાતનો ખુલાસો પૂછ્યો, પણ તે તો મારો સવાલજ સમજ્યો નહિ. તેણે તો કહ્યું કે, 'તમારા જેવો સુખી બીજો કોણ છે ? પ્રભુએ તમોને દૂધ ને દહીં બધાં વાનાં આપ્યાં છે, માટે ખાઓ, પીઓ ને મોજ કરો.

તમારે શું કમી છે? જો અમને તમારા જેવું સુખ હોય, તો અમે તો સાત મણની તળાઇ ઉપર સૂઇ રહીએ!' આવી આવી વાતો કરી તેથી તેની મૂર્ખાઇ ઉપર ઊલટો મને કંટાળો લાગ્યો. આ સિવાય એક અમેરિકન વિદ્વાન મુસાફર અહીં આવેલ, તેની સાથે પણ મને એ બાબતમાં ચર્ચા ચાલી હતી. તેણે કહ્યું કે, 'પ્રવૃત્તિમાંજ સુખ છે. જિંદગીની હયાતી છતાં પણ આળસુ થઇને બેસી રહેવું એવી જાતની નિવૃત્તિ એ તો એક જાતની મૂર્ખાઇ છે. અમે અમેરિકનોએ ટૂંક વખતમાં જે કાંઇ મેળવ્યું છે, તે પ્રવૃત્તિના પ્રતાપ છે અને હિંદુસ્તાને પોતાની જે અખૂટ સમૃદ્ધિ ગુમાવી છે, તે નિવૃત્તિનું પરિણામ છે. આ તમારી નજર આગળ અનુભવસિદ્ધ પુરાવા છે, છતાં પણ સુખને માટે તમે નિવૃત્તિ તરફ દોડો તો એ બહુ દિલગીરી છે. બેશક, આપણને આપણા સંસારસુખની પારની કાંઇક વસ્તુ જોઈએ છે, એ વાત ખરી છે, પણ એ વસ્તુ નિવૃત્તિમાંથી નહિ મળે; કારણ કે નિવૃત્તિ આપણને અપૂર્ણતામાં રાખી દે છે અને અપૂર્ણતામાં એ વસ્તુ નથી, એ વસ્તુ તો સંપૂર્ણતામાં છે અને આપણે એવી સંપૂર્ણતાએ પહોંચી શકીએ કે નહિ? એ એક સવાલ છે. પણ જો કદાચ એવી સંપૂર્ણતાએ પહોંચી શકાતું હોય, તો તે પ્રવૃત્તિથીજ પહોંચી શકાશે, માટે જિંદગીને અમર સમજીને કામ કરો, કામ કરો. આટલી નાની ઉંમરમાં કામથી થાકી જઇને એમ ફાંફાં શું મારો છો? કામ કરો એટલે સુખ તો પોતાની મેળે તમને શોધતું શોધતું દોડયું આવશે. જે કામમાંથી થોડાં વરસોમાં તમે આટલું બધું મેળવ્યું, તે કામ ઉપર તમને વિશ્વાસ કેમ નથી આવતો? સુખ મેળવવાને માટે અમે તો પ્રવૃત્તિમાંજ લાગ્યા રહીએ છીએ અને તેમાંથીજ સુખ મેળવીએ છીએ, પણ જો તમે આત્મિકસુખને માટે પૂછતા હો, તો એ બાબત તો અમારે હિંદુસ્તાન પાસેથી હજી હવે શીખવાની છે. એ બાબતમાં હું તમારા મનનું સમાધાન કરી શકું તેમ નથી, કારણ કે અમારા સાયન્સથી તમારો વેદાંતનો આત્મા હજી બહુ દૂર છે.

**એકલી પ્રવૃત્તિથી આપણે ખરું સુખ મેળવી શકીએ નહિ**

એ ફિલસૂફની આ વાતો મને ગમી, પણ એથી જે જોઇતું હતું તે મને ન મળ્યું. કારણ કે હું જોઉં છું કે, શારીરિક કામ કરવાની મારી શક્તિઓ હવે ઢીલી પડતી જાય છે. મને હજી બેતાલીસ વરસ થયાં છે, પણ એટલામાં હું જોઉં છું કે, વીસ વર્ષ-

ની ઉંમરે હું જેટલો અભ્યાસ કરી શકતો, તેટલો અભ્યાસ હવે કરી શકતો નથી. પચીસ વર્ષની ઉંમરે મને મારી સ્રીનો જેટલો મોહ હતો તેટલો આજે નથી. સત્તાવીસ વર્ષની ઉંમરે જેટલો મુસાફરીનો શોખ હતો તેટલો હાલ નથી. ત્રીસ વરસની ઉંમરે મારામાં જેટલું જોર હતું તેટલું જોર હવે નથી. બત્રીસ વરસની ઉંમરે હું જેટલું જમી શકતો, તેટલું આજે જમી શકતો નથી. પાંત્રીસ વરસની ઉંમરે હું જેટલું કામ કરી શકતો, તેટલું કામ આજે કરી શકતો નથી. અને ચાલીસ વરસની ઉંમર સુધી હું ચશ્મા વિના વાંચી શકતો, પણ હવે બેતાલીસ વર્ષની ઉંમરે ચશ્મા વિના ચાલતું નથી. આ પ્રમાણે શરીરના ફેરફાર સાથે આપણી રસવૃત્તિમાં, આપણા સ્વભાવમાં તથા આપણા જ્ઞાનમાં પણ કાંઇક ફેરફાર થતો જાય છે અને આપણી કામ કરવાની શક્તિઓ ઢીલી પડતી જાય છે, એટલે મને લાગે છે કે, એકલી પ્રવૃત્તિથીજ આપણે ખરું સુખ મેળવી શકીએ નહિ; કારણ કે વખત જતાં પ્રવૃત્તિને ઉશ્કેરનારાં સાધનો પોતેજ નબળાં પડતાં જાય છે, એટલે પ્રવૃત્તિ છેવટ સુધી નભી શકે નહિ; માટે જિંદગીના છેલ્લા શ્વાસ સુધી નભી શકે એવું કાંઇક હોવું જોઇએ કે જેમાંથી આપણે દિલાસો મેળવી શકીએ. પણ એવી કઈ ચીજ છે તે હું જાણતો નથી; માટે આપને પૂછું છું કે, જેમાં સાચું સુખ હોય તે મને કહો.

## આત્મા પોતાના અસલ સ્વરૂપ માટે તલપે છે

મહારાજે કહ્યું: દેવી ભાનુકિશોરીએ પણ એજ સવાલ પૂછેલો છે અને તે ઉપર આ ચર્ચા ચાલે છે. તેણે કહ્યું કે, 'સુખને માટે હું બહુ બહુ રખડી, ઘણા વિષયો ભોગવ્યા, ઘણાં તીર્થો કર્યાં, ઘણા પંડિતોને મળી, ઘણાં પુસ્તકો વાંચ્યાં અને ઘણીએ ઉપરછલી ભક્તિ કરી, પણ ક્યાંય મારા આત્માને શાંતિ મળતી નથી, એટલે એની મેળે મેળે રોવું આવી જાય છે.' બૅરિસ્ટર સાહેબ! તમને અને દેવી ભાનુકિશોરીનેજ એમ લાગે છે એવું કાંઈ નથી, દરેક માણસનો આત્મા પોતાના સુખની કાંઇક ચીજ માગે છે, દરેક માણસનો આત્મા બહાર આવવા માગે છે, દરેક માણસનો આત્મા પોતાની ઉપરનો બોજો ઓછો કરવા ઇચ્છે છે અને દરેક માણસનો આત્મા પોતાના અસલ સ્વરૂપને માટે તલપે છે; પણ આપણે તેને એવી તક આપતા નથી, તેથી દરેક માણસનો આત્મા

અંદરથી રોયા કરે છે. આત્માનું એ રુદન બધાં માણસો જાણી શકતાં નથી; કારણ કે તેઓ પોતાના અહંભાવમાં ને પોતાના સ્વાર્થમાં મશગૂલ થયેલાં હોય છે, તેથી માત્ર તમારા જેવા જિજ્ઞાસુઓના હૃદયમાંજ આત્માના એ રુદનની કાંઇક પ્રતીતિ થાય છે. દેવી ભાનુકિશોરી જેવાં ભક્તો એ રુદન સ્પષ્ટ રીતે સાંભળી શકે છે, ઋષિઓના હૃદયમાં એ રુદનના ધક્કા વાગે છે, મહાત્માઓ ઉપર એ રુદન અમલ ચલાવે છે અને દેવો એ આત્મિકરુદનના તાલ–સૂર ઉપર નાચ્યા કરે છે. બૅરિસ્ટર સાહેબ! એ રુદનની તમને પ્રતીતિ થઇ એ તમારાં ધનભાગ્ય છે અને એ પ્રતીતિ ઉપરથી જિજ્ઞાસુ થઇને તમે શોધ કરો છો, એ વળી વધારે મહાભાગ્ય છે; કારણ કે એવી પ્રતીતિ તો ઘણાં માણસોને થાય છે, પણ તેઓ એનો ઊલટોજ ઉપયોગ કરે છે. તેઓ સમજે છે કે, અમારા આત્માને સુખ જોઇએ છે, તેથી તેઓ સુખને માટે ફાંફાં મારે છે, પણ પોતાના આત્માને કઈ જાતનું સુખ જોઇએ છે, એ તેઓ સમજતાં નથી. તેઓને એમ પણ ખબર નથી હોતી કેઃ

"રોનારું ભીતરમાં રોતું, લ્હોનારું ભીતર ન લ્હોતું!"*

રોનારું તો અંતરમાં રોય છે અને લોહનારાંઓ તો બહારનાં આંસુ લોહે છે; કોઇ અંતરનાં આંસુ લોહી શકતું નથી અને જ્યાંસુધી અંતરનાં આંસુ ન લોહવાય, ત્યાંસુધી આત્મા કેવી રીતે સુખી થઇ શકે?

## એકને બદલે બીજી ચીજ શા કામની?

બૅરિસ્ટર સાહેબ! તમે વિચાર કરો કે, ×'આપણો આત્મા પ્રભુને માટે તલપી રહ્યો છે, તે બીજી ચીજોથી કેમ રાજી થઈ શકશે? જે વખતે જેને જે ચીજની જરૂર હોય, તે વખતે તેને તે ચીજ મળે તો આનંદ થાય છે, પણ જરૂર હોય એક ચીજની અને તેને બદલે બીજી ચીજ મળે તો તે શા કામની? આપણને જ્યારે બહુજ ભૂખ લાગી હોય, ત્યારે કોઈ આપણી પાસે પાણીનો ઘડો ભરીને મૂકે, તો તેની ભૂખ કેમ મટે? તેમજ કોઇ મુસાફરને બહુ તરસ લાગી હોય, તેની પાસે મીઠાઇના ખૂમચા ભરીને મૂકીએ તોપણ એથી તેની તરસ કેમ છીપે? આપણને બત્તી સારુ ઘાસલેટ જોઈતું હોય

* કાન્ત

×'સ્વર્ગની કૂંચી' માંથી દાખલો ૨૧૦

અને તેને બદલે કોઇ સાહીની બાટલી આપી જાય, તો તે એ વખતે શા કામની? આપણને કાંટાવાળી જગ્યામાં જવું હોય, તેથી પગરખાં પહેરવા જોઇતાં હોય, તેને બદલે કોઇ કહે કે, આ મારું ઘડિયાળ લેતા જાઓ, તો એ શા કામનું? અને આપણને તલવાર જોઇતી હોય, એ વખતે તેને બદલે કોઈ સીસાપેન આપે, તો એથી આપણે કેવી રીતે ખુશી થઇએ? તેમજ આપણા આત્માને પરમાત્માની ભૂખ લાગી છે, તેથી તે પ્રભુને જાણવા ઇચ્છે છે અને પ્રભુમય થવા તલપે છે, તેને બદલે તેને સુખી કરવાના ઇરાદાથી આપણે તેને નાટકોમાં લઈ જઇએ છીએ, સરકસોમાં લઇ જઇએ છીએ, વરઘોડાઓમાં ફેરવીએ છીએ, મેળાઓમાં નવા નવા માલ દેખાડીએ છીએ, મિજબાનીઓમાં લઇ જઇએ છીએ, કમાણીની લાલચો આપીએ છીએ, બાયડીછોકરાંઓનો સ્નેહ દેખાડીએ છીએ અને તીખાંતમતમતાં ભોજનો જમાડીએ છીએ!! પણ એકે વાતથી તેને તૃપ્તિ થતી નથી, એ એકે ચીજથી તેને આનંદ થતો નથી; કારણ કે તેને તો માત્ર એક અખંડ સચ્ચિદાનંદસ્વરૂપ, અનંત બ્રહ્માંડના નાથ, પરમ કૃપાળુ પરમાત્માનીજ ભૂખ લાગેલી છે. એ સાચી ચીજ આપણે તેને આપતા નથી અને બીજી આડીઅવળી વસ્તુઓ–ખોટાં ખોટાં રમકડાંઓ બતાવ્યા કરીએ છીએ; એટલે એવાં ખોટાં રમકડાંથી તે સાચી વસ્તુ વિના કેવી રીતે ખુશી થઇ શકે? માટે ભાઇઓ! આપણો પવિત્ર આત્મા જેને મળવા માટે તલપી રહ્યો છે, તે મહાન પ્રભુનો રસ્તો ખુલ્લો કરો, પ્રભુનો રસ્તો ખુલ્લો કરો. મતલબ કે ધર્મનાં કામો કરો, એટલે આત્મા પ્રભુમય થઇને શાંતિ પામશે. એમ થવા માટે આપણે હમેશાં એવીજ ભાવના રાખવી જોઇએ કે:

પદ

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ— ધ્રુવ૦
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ–જંતુનું તમામ—દયાળુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠે જામ—દયાળુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ—દયાળુ૦
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધન ધાન—દયાળુ૦
કોઇ કોઇનું બૂરું ન ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ૦
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન—દયાળુ૦

બૅરિસ્ટર સાહેબ! આ ભજન પ્રમાણે થવા માટે આપણે ઇશ્વ-

શીરસ્તો ખુલ્લો કરવો જોઇએ, કારણ કે ઈશ્વિરીરસ્તો ખુલ્લો થવાથી-જ આપણા આત્માને સુખ મળી શકે છે અને ઈશ્વિરીસ્નેહથીજ ઈશ્વિરીરસ્તો ખુલ્લો થઇ શકે છે. જગતમાં ઈશ્વિરીસ્નેહ ફેલાવ્યા વિના આપણાં અંતરનાં આંસુ લોહી શકાય તેમ નથી. અને જ્યાંસુધી એ આંસુ ન લોહાય, ત્યાંસુધી બહારનાં થીગડાંઓથી–બહારનાં રમકડાંઓથી—બહારના ઉપલક દિલાસાઓથી આત્માને ખરું સુખ થઇ શકે તેમ નથી; માટે આપણા આત્માના સુખ સારુ, જગતમાં ઈશ્વિરીસ્નેહ ફેલાવવા સારુ આપણે આપણા ભાઇ-બંધોની સેવા કરવી જોઇએ.

## અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ

સાચું સુખ મેળવવા માટે વેદાંતી સંન્યાસીએ તથા શાસ્ત્રીએ જગત મિથ્યાનો અને વૈરાગ્યનો તમોને જે બોધ આપ્યો, તે બોધ પોતે જાતે સારો છે, પણ તે અધિકાર વિનાનો છે; એટલે કાંઈ કામ કરી શકે તેમ નથી; કારણ કે તમે જોયું છે કે, જે શાસ્ત્રી તમને વૈરાગ્યનો ઉપદેશ કરતો હતો, તે પોતેજ તમારી પાસેથી પૈસા લેવાની ઇચ્છા રાખતો હતો અને જે સંન્યાસી તમને આખું જગત મિથ્યા છે એમ સમજાવતો હતો તથા સુખદુઃખને માત્ર ભ્રમ કહેતો હતો, તેને પણ તમારી પાસેથી માન જોઇતું હતું; એ ઉ-પરથી વિચારવાનું છે કે, જે ઉપદેશથી ઉપદેશ કરનારની પોતાનીજ વૃત્તિ ઠરી નથી, તે ઉપદેશથી તમારી વૃત્તિ કેમ ઠરી શકશે? હું ધારું છું કે, એ શાસ્ત્રી તમારા કરતાં કામકાજના ઓછા બોજા-વાળો હશે, તમારા કરતાં ઓછી ઉપાધિવાળો હશે, તમારા કરતાં સાત્ત્વિક આહાર કરવાવાળો હશે અને તમારા કરતાં જ્ઞાન–ધ્યાનમાં તથા પાઠ–પૂજામાં વધારે વખત ગાળનારો હશે; છતાં પણ જે જ્ઞાન-થી તેને પોતાનેજ વૈરાગ્ય આવ્યો નહિ, તે જ્ઞાનના ઉપદેશથી તેના કરતાં બહુ વધારે ઉપાધિવાળા તમારા જેવા આશાભર્યા જુવાન માણસને વૈરાગ્ય કેમ આવી શકે? નજ આવી શકે; કારણ કે અધિ-કાર સમજ્યા વિનાનો એ ઉપદેશ છે; માટે હાલમાં તે તમને કામ લાગી શકે નહિ. જો એ ઉપદેશ પ્રમાણે ત્યાગ કરવા જાઓ, તો તે સાત્ત્વિક ત્યાગ કહેવાય નહિ અને એવા ત્યાગથી સાચું સુખ મેળવી શકો નહિ. એને માટે એ વેદાંતી સંન્યાસીનોજ દાખલો જુઓને! વૈરાગ્યની વાતો સાંભળીને સંયોગને આધારે તેણે સંન્યાસ લઇ લીધો હશે અને ભગવાં કપડાં પહેરી લીધાં હશે, પણ હવે તેની ' અતો

ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવી સ્થિતિ થઇ છે, તે જુઓ છો ને? મોટા લોકોને મળવાની ઇચ્છા, માન મેળવવાની ઇચ્છા, ઠાઠ માઠથી ગાડીમાં બેસીને ફરવાની ઇચ્છા, સારું સારું ખાવાપીવાની ઇચ્છા અને શાંતિમાં રહેવાને નામે ઘણી જાતની સગવડતા શોધવાનાં ફાંફાં જુઓ છો ને? જો તેના સંન્યાસમાં સુખ હોય, તો એમ શા માટે થાય? જો જગતનું મિથ્યાપણું તેને સમજાયું હોય, તો એમ શા માટે કરે? અને સુખદુઃખ એ માત્ર ભ્રમ છે, એમ જો તેને ખાતરી થઇ હોય, તો ત્યાગી થયા છતાં પણ તેમાં શા માટે ફસાય? પણ એનું કારણ એજ છે કે, મનમાં પૂર્ણ વૈરાગ્ય આવ્યા વિના જે બહારની વસ્તુઓનો ત્યાગ કરે, તેના એવાજ હાલ થાય છે; માટે જો તમે પણ તીવ્ર વૈરાગ્ય આવ્યા વિના ત્યાગી થાઓ, તો સુખ મેળવવાને બદલે ઊલટા તમારા પણ એવાજ હાલ થઈ પડે.

### અંતરના ત્યાગ વિના બહારનો ત્યાગ કામ નહિ આવે

અમારા ગુરુમહારાજ કહેતા કે, જ્યાંસુધી આપણે આપણું ઘર સાચવીને બેઠા હોઇએ, ત્યાંસુધી કોઇ હેરાન કરે નહિ, પણ જ્યારે આપણે બહારગામ જવા તૈયાર થઇએ, ત્યારે દાણાવાળો ઉઘરાણી કરવા આવે છે, ભાડાવાળો ઉઘરાણી કરવા આવે છે, ઘીવાળો, દૂધવાળો, ધોબી, હજામ ને સગાંવહાલાં સૌ હાજર થઇ જાય છે. એ વખતે કોઇને પોતાનું કરજ જોઇએ છે, કોઇને પોતાની થાપણ જોઇએ છે, કોઇને વ્યાજ જોઇએ છે, કોઇને પોતાના હક જોઇએ છે, કોઇને ઇનામ જોઇએ છે, કોઇને દાન જોઇએ છે અને કોઇને ભિક્ષા જોઇએ છે. એ બધાના હક ચૂકવ્યા વિના જો બહારગામ ચાલ્યા જઈએ, તો આપણે નાલાયક ગણાઇએ છીએ અને જ્યારે એ લોકોને તક મળે, ત્યારે તેઓ આવીને ઊભા રહે છે તથા આપણી દેવડી દાણાદાણ કરે છે; તેમજ તીવ્ર વૈરાગ્ય આવ્યા વિના જ્યારે કોઇ ઘર છોડે છે; એટલે કે ત્યાગી થાય છે, ત્યારે તેના પણ એવાજ હાલ થાય છે; કારણ કે કામ, ક્રોધ, લોભ, મદ, અદેખાઇ વગેરે આપણી પાસે માગનારાઓ છે, આપણે તેના કરજદાર છીએ, તેઓનું કરજ ચૂકવ્યા વિના આપણે તેનો ત્યાગ કરીએ એટલે કે મનને માર્યા વિના અનેવાસનાઓને નિર્મૂળ કર્યા વિના માત્ર વૈરાગ્યની વાતો સાંભળવાથીજ સંન્યાસ લઇ લઇએ કે સાધુ થઇ જઇએ, તો તે લાગણીઓ આપણી સામે બેવડું જોર કરે છે; કારણ કે આપણે તેઓનું કરજ ચુકાવેલું હોતું નથી;

તેથી જ્યારે તેઓને વખત મળે, ત્યારે તે વૃત્તિઓ આપણું અપમાન કરી આપણને નીચા પાડ્યા કરે છે. આમ ન થાય માટે તીવ્ર વૈરાગ્ય વિના માત્ર પેટ ભરવા સારુજ, પૂજાવા સારુજ કે સુખની આશાએ કોઇએ પણ માત્ર બહારનો ઉપલક ત્યાગ ન કરવો જોઇએ; કારણ કે અંતરના ત્યાગ વિના બહારના ત્યાગથી કાંઈ સાચું સુખ મળતું નથી અને અંતરનો ત્યાગ સાચા જ્ઞાન વિના થઇ શકતો નથી તથા સાચું જ્ઞાન ઈશ્વરીસ્નેહ વિના—પ્રભુપ્રેમ વિના મળી શકતું નથી; માટે એ સંન્યાસીની વેદાંતની વાતો સાચી છે, પણ જ્યાંસુધી પ્રભુપ્રેમથી તમારું હૃદય તરબોળ ન થાય અને એ તરબોળ થયેલા હૃદયમાં જ્યાંસુધી સ્વાભાવિક રીતે ઈશ્વરીજ્ઞાન ન પ્રકટે, ત્યાંસુધી તમને જે સુખ જોઇએ છે, તે સાચું સુખ એ વાતોમાંથી મેળવી શકો નહિ; કારણ કે વેદાંતની ઊંડી ઊંડી ફિલસૂફીભરેલી વાતોથી મગજને ભરી દેવું એથીજ કાંઇ કલ્યાણ થતું નથી, પણ એ વાતો પ્રમાણેની આપણી રહેણીકરણી થાય અને એ વાતો પ્રમાણેનો આપણી હાલની જિંદગીમાં આપણને પ્રત્યક્ષ જાતઅનુભવ થાય, ત્યારેજ તેથી ઉદ્ધાર થાય છે અને એવું તો જ્યારે પ્રભુપ્રેમ ફેલાવવા માટે આપણા બંધુઓની સેવા કરવાનો ધર્મ સ્વીકારીએ ત્યારેજ ધીરે ધીરે બની શકે છે; માટે પ્રથમ વેદાંતના સિદ્ધાંતો કે જે સમાધિની સ્થિતિએ ચડેલા યોગીઓએ કહેલી પોતાના અનુભવની વાતો છે, તેના અધિકારી થવા માટે પ્રથમ આપણે અંતરનો ધર્મ એટલે કે ઈશ્વરીસ્નેહવાળો ભ્રાતૃભાવનો ધર્મ પાળવો જોઇએ.

### નબળાં મનનાં માણસોની ઇષ્ટસિદ્ધિ

સુખ મેળવવા માટે ઇષ્ટસિદ્ધિની બ્રહ્મચારીએ તમોને જે વાતો કહી, એ તો એક જાતની મનની નબળાઇ છે. જે માણસોને કાંઇ પણ પુરુષાર્થ કરવો ન હોય અને તેમ છતાં મોટું ફળ જોઇતું હોય, તેઓને રમાડવાની ને તેઓને ઉડાવવાની એ વાતો છે. તમને જેમ એ વાતો ગમતી નથી, તેમ હું પણ એ વાતો પસંદ કરતો નથી, તોપણ મને એવાં ઘણાં માણસો મળ્યા કરે છે; કારણ કે એવાં નબળાં મનવાળાં સ્વાર્થી માણસો એમ સમજે છે કે, સાધુઓ પાસે કાંઇક એવી કરામત હોય છે, કે જેથી તેઓ ધારે તેમ કરી શકે. એવા વહેમી વિચારોને લીધે લલચાઇને તેઓ ભગવાં કપડાંની પાછળ ફર્યા કરે છે; એટલે મને પણ એવા કોઇ કોઇ મળી જાય છે. તેઓ કહે છે કે, મહારાજ ! કાંઇક એવું બતાવો કે ફલાણો શેઠ મને

વશ થઇ જાય ને મનેજ દેખે, એવું કરી આપો. બીજો કહે કે, એવો દોરો કરી આપો, કે કોઇ વાતની કમીજ રહે નહિ, એની મેળે મેળે જ્યાંત્યાંથી ચાલ્યું આવે. ત્રીજો કહે કે, હું મારો કેસ જીતું એવું કાંઇક કરી આપો, ખરચ થાય તે હું આપીશ, પણ કામ એવું કરો, કે ન્યાયાધીશની બુદ્ધિ ફરી જાય ને તે મારા લાભમાંજ હુકમનામું કરી આપે. ચોથો કહે કે, મારે ઘેર છોકરાં થાય એવું કાંઇક કરી આપો. પાંચમો કહે કે, મારું ભવિષ્ય કહી આપો. છઠ્ઠો કહે કે, હું માંદો પડ્યા કરું છું, માટે માંદો ન પડું એવો કાંઈ જંતરમંતર બતાવો અને સાતમો કહે કે, મહારાજ! કાંઇક એવો પંઝોછક્કો બતાવી દો કે, બેડો પાર થઇ જાય; આખી જિંદગી સુધી કમાવું ન પડે એવું કાંઇક કરી આપો. તમારી મહેનત નહિ જાય, ચોથો ભાગ તમારો! આવી આવી વાતો સાંભળીને મને કંટાળો લાગે, હસવું પણ આવે અને એવાં નબળાં મનનાં માણસોની ઉપર દયા પણ આવે. મૂર્ખાઓ એટલું પણ ન સમજે કે, જો અમારાથી એમ બનતું હોય, તો ત્રણ ભાગ તમોને શું કરવા આપી દઈએ? જો અમારી પાસે એવી રિદ્ધિસિદ્ધિ હોય, તો તમારે ઘેર ટુકડા માગવા શું કરવા આવીએ? જો અમને એવી ઇચ્છા હોય, તો ઘર શું કરવા તજીએ? અને જો ઇશ્વરના એવા ગુપ્ત ભેદો અમને મળ્યા હોય, તો અમે પોતેજ ભાંગગાંજાની ઇચ્છાવાળા અને કંગાળ મનવાળા કેમ રહી જઇએ? પણ અફસોસ કે, નબળાં મનનાં સ્વાર્થી માણસો એટલું પણ સમજતાં નથી. તેઓને તો દોરા–ધાગા બાંધવામાંથી કે કંઠી અને માદરિયાંથી કાંઇક જોઇએ છે! તેઓને તો નાહવા–ધોવામાંથી ને સાચી નહિ પણ ભાઈબંધી તોડનારી લેભાગુ આભછેટમાંથી કાંઇક જોઈએ છે! તેઓને તો તુલસી–પીપળામાંથી ને ઉપવાસ–એકટાણાંમાંથી કાંઇક જોઇએ છે! તેઓને તો મંત્રના અક્ષરોમાંથી ને તીર્થની જગ્યાઓમાંથી કાંઇક જોઇએ છે! તેઓને તો બ્રાહ્મણો, સાધુઓ ને ફકીરોમાંથી કાંઇક જોઇએ છે! તેઓને તો દેવ–દેવીઓની મૂર્તિઓ ને ભૂતપ્રેતનાં નામોમાંથી કાંઇક જોઇએ છે! અને તેઓને તો ચોક્કસ જડવસ્તુઓમાંથી કાંઇક અલૌકિક સિદ્ધિઓ જોઇએ છે! જે જોઇએ છે તે બધું પોતાના સ્વાર્થનુંજ અને તેમ છતાં મજા તો જુઓ કે, એ બધું કરી કોઇક આપે! આવું અજ્ઞાનપણું તે ક્યાં સુધી ચાલશે? યાદ રાખજો કે, જેઓમાં પુરુષાર્થની ખામી હોય, જેઓમાં સાધા-

રણુ અક્કલની પણુ ખામી હોય, જેઓમાં પ્રભુ ઉપરના વિશ્વાસની ખામી હોય, જેઓ પોતાના સ્વાર્થમાંજ મચેલા હોય, જેઓ નબળા મનના હોય અને જે માણુસોમાં પોતાના પવિત્ર ધર્મનું મહાન બળ ન હોય, તે માણુસોજ દેવ-દેવીઓની, જંતર-મંતરની ને દોરા-ધાગાની મદદ માગે છે; પણુ ઈશ્વરેચ્છાને આધીન રહેનારા હરિજનો તો જેમ પ્રભુ રાખે તેમ રાજી રહીને પોતાના પુરુષાર્થમાંજ મસ્ત રહે છે; કારણુ કે તેઓએ પોતાનો સ્વાર્થ પ્રભુને સોંપી દીધેલો હોય છે અને પ્રભુને ખાતર ઈશ્વરીઉદ્દેશમાં મદદ કરવા માટે તેઓને પુરુષાર્થ કરવાનો હોય છે; એટલે તેઓને દોરા-ધાગાની કે જંતર-મંતરની મદદ લેવાની જરૂર પડતી નથી. તેઓની સિદ્ધિ કાંઈ માળાના પારા કઇ જાતના છે, તે ઉપર રહેતી નથી, તેઓની ઉમેદ કાંઈ જમણુડાબા હાથ ઉપર રહેતી નથી, તેઓની રક્ષા કાંઇ રાખડી બાંધવાથી થતી નથી, તેઓનાં દાન કાંઇ સંક્રાંત કે પુરુષોત્તમ માસના વાયદા ઉપર અટકતાં નથી, તેઓના મંત્ર કાંઇ ગ્રહણુ કે કાળીચૌદશની વાટ જોતા નથી અને તેઓ ચરણુામૃત કે પ્રસાદથી પાર પડી જવાનું સમજતા નથી; પણુ તેઓ તો માત્ર પોતાની દઢ ભાવના, પોતાનો પુરુષાર્થ અને પ્રભુકૃપા ઉપરજ આધાર રાખે છે. જો કે એ વસ્તુઓમાં પણુ સંયોગને આધારે કાંઇ જરાતરા બળ રહે છે, એમાં કાંઈ સંશય નથી; પણુ એટલા બળ સારુ કરીને કાંઇ આપણી જિંદગી તેને સોંપી દેવાય નહિ, આપણો આત્મા તેને સોંપી દેવાય નહિ. માત્ર દોરા-ધાગાથી, ફળતુલસીનાં અર્પણુથી, પ્રસાદ-ચરણુામૃતથી કે આપણી તરફથી કોઇક પાસે જપ કરાવ્યાથી કાંઇ સાચું સુખ મેળવી શકાય નહિ. જો કે સાધારણુ લોકોને એ બધી ચીજો ચોક્કસ હદ સુધી જરૂરની છે, તોપણુ જ્ઞાનીઓને એ બધી વસ્તુઓ અંતે જીવન વિનાની લાગે છે; તેઓ જોઇ શકે છે કે, એ વસ્તુઓનું જીવન તો કાંઇક બીજુંજ છે અને આપણે તો માત્ર મુડદાંઓ સાથેજ રમ્યા કરીએ છીએ. બૅરિસ્ટર સાહેબ! એ જીવન તે ઈશ્વરનો આપણા ઉપરનો સ્નેહ છે, એ જીવન તે આપણો ઈશ્વર ઉપરનો સ્નેહ છે, એ જીવન તે ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ છે અને એ જીવન તે જગતના જીવોની સેવા કરવાનો પરમાર્થ છે. આવા જીવન વિના ઉપલી વસ્તુઓ કાંઈ કામની નથી; માટે નબળાં મનનાં સ્વાર્થી માણુસોની પેઠે જ્ઞાનીઓ તેમાં ફસાઇ રહેતા નથી, પણુ

તેઓ તો પોતાના આત્માના કલ્યાણ માટે પ્રભુને અર્થે પોતાના દેશની, પોતાના બંધુઓની અને પોતાના ધર્મની સેવા કરે છે, કારણ કે એમાંજ સાચું સુખ છે; માટે જો તમારે સાચું સુખ જોઇતું હોય, તો પ્રભુ પ્રીત્યર્થે જગતની સેવા કરો. એ સિવાય સુખનો બીજો માર્ગ અમે તો જાણતા નથી.

## ૬૫–કર્મયોગ ને ભક્તિયોગ

બૅરિસ્ટર સાહેબ! સુખ મેળવવા માટે કામ કરવાના અમેરિકન વિદ્વાને જે વિચારો તમોને બતાવ્યા, તે પણ મનન કરવા યોગ્ય છે, છતાં પણ તેમાં કાંઇક અપૂર્ણતા છે, હજી તેમાં બીજું કાંઇક જોઇએ છે; કારણ કે એકલા કર્મથીજ આપણે સંતોષ મેળવી શકીએ નહિ; કામની સાથે કામમાંથી ઊપજતા કુદરતી આનંદ કરતાં બીજું પણ કાંઇક આપણને જરૂરનું છે. એ જયાંસુધી ન મળે ત્યાંસુધી એકલા કામના આનંદથી આપણને તૃપ્તિ થાય નહિ; કારણ કે ગતિથીજ સાફ રહેનારાં યંત્રનાં જેવાં આપણે પૂતળાંઓ નથી, પણ આપણે તો બુદ્ધિશાળી મનુષ્ય છીએ; માટે ગતિ સિવાય બીજું પણ કાંઇક આપણને જરૂરનું છે. મહાત્માઓ કહે છે કેઃ

"*કર્મ એ ઉત્પત્તિ છે અને ઉત્પન્ન થવું એ રજોગુણનો સ્વભાવ છે, પણ માત્ર ઉત્પત્તિથીજ આપણને તૃપ્તિ થતી નથી. આપણને તો કર્મથી જે ઈશ્વરીલીલા ઉત્પન્ન થઈ છે, તેની સ્થિતિ જોઇએ છે, પણ આપણે આપણા રોજના વ્યવહારમાં અનુભવીએ છીએ કે રજોગુણ તો ચંચળ છે, તેમાં સ્થિતિ નથી, તેમાં શાંતિ નથી અને કર્મો તો રજોગુણથી ઉત્પન્ન થયેલાં છે, એટલે તેમાં સ્થિતિ–શાંતિ ક્યાંથી હોય? જ્યાંસુધી શાંતિ ન હોય ત્યાંસુધી સુખ શાનું? દોલત આવીને તુરત જતી રહે, અધિકારનો હુકમ મળે, પણ તે ભોગવ્યા પહેલાં બરતરફી થાય, પુત્ર જન્મીને મરી જાય અને બહુ મહેનતથી શોધેલી ઉત્તમ યોજના અમલમાં આવ્યા પહેલાં ભૂલી જવાય, એમાં શું સુખ છે? માત્ર ઉત્પન્ન થવું એટલુંજ બસ નથી, તેની સ્થિતિ થવી જોઇએ. ઉત્પત્તિ રજોગુણથી છે ને સ્થિતિ સત્ત્વગુણમાં છે. કર્મ એ ઉત્પત્તિ છે ને સ્થિતિ એ ભક્તિ છે. ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહિ; માટે પ્રભુએ પ્રથમ

* જુઓ 'સંસારમાં સ્વર્ગ' પૃષ્ઠ ૨૯૧–૯૨

કર્મયોગ અને પછી ભક્તિયોગ કહેલો છે; કારણુ કે ભક્તિ એ સ્થિતિ છે, તે સત્ત્વગુણી છે અને સત્ત્વગુણુમાં શાંતિ છે. મહેનતથી–કર્મથી આપણે જે કાંઇ મેળવેલું છે તથા જે કાંઇ મેળવીએ છીએ, તેનું નામ ઉત્પન્ન કરવું છે અને તેને સુખથી ભોગવવું તેનું નામ સ્થિતિ છે.

"જેમ ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહિ; એટલે કે ધર્મ વિના ભક્તિ હોય નહિ, તેમજ સ્થિતિ વિના ઉત્પત્તિ કાંઈ લાભકારક નથી, એટલે કે ભક્તિ વિનાનાં કર્મ કાંઇ ખરેખરો ફાયદો કરી શકતાં નથી. એને માટેનો દાખલો પણુ કાંઇ દૂર લેવા જવો પડે તેમ નથી. આપણાજ બંધુઓ–આપણાજ પાડોશીઓ યુરોપિયનોને જુઓ. તેઓ કર્મયોગી છે, પણુ આર્યોનો ભક્તિયોગ જાણુતા નથી; માટે એ કર્મયોગ તેઓને જેટલો ફળીભૂત થવો જોઇએ તેટલો ફળીભૂત થઇ શકતો નથી. તેઓ કર્મયોગથી લાભ મેળવે છે, પણુ ભક્તિયોગ વિના શાંતિથી ભોગવી શકતા નથી. એથીજ તેઓમાં દુરાચાર વધતા જાય છે. એનાકિંસ્ટો, નીહીલિસ્ટો વગેરે બદમાસો, ડાઇનેમાઇટ વગેરે ભયંકર દારૂગોળાઓની શોધો, આપઘાતો, લગ્ન તરફ વધતો જતો અભાવ, ફોજદારી ગુનાઓનો વધારો, લશ્કરોનો અતિશય વધારો, ભારે કરના બોજાઓ તથા દીવાનાપણું, અતિશય રાજ્યલોભ અને છાકટાપણું વગેરે ભયંકર ખરાબીઓ, એ એકલા કર્મયોગનું પરિણામ છે; જો તેઓના મહાન કર્મયોગની સાથે આર્યોનો ભક્તિયોગ મળેલો હોય, તો એનો રંગ કાંઇક જુદાજ પ્રકારનો હોય; પણુ જેમ આપણે કર્મયોગને સમજતા નથી, તેમજ એ લોકો હજુ ભક્તિયોગને તેના ખરા રૂપમાં સમજતા નથી; માટેજ એકલા કર્મયોગથી દિનપ્રતિદિન આવી ખરાબીઓ વધતી જાય છે અને આપણે કર્મયોગને સમજતા નથી, તેથી એકલી લૂખીપૂખી ભક્તિને પકડી રાખવાથી રોજ રોજ વધારે ને વધારે દરિદ્ર બનતા જઇએ છીએ. યાદ રાખ જો કે, એ દરિદ્રતાને અટકાવવાનો ઉપાય માત્ર મંદિરોના ઘંટા બજાવવામાંજ નથી, પણુ તેની સાથે કર્મયોગમાંજ છે. મતલબ કે ભક્તિની સાથે કર્મ જોઈએ અને કર્મની સાથે ભક્તિ જોઈએ. જો એ બન્ને સાથે ન હોય અને એકલાં જુદાં જુદાં હોય, તો કાંતો આપણી ભૂખે મરતા ગરીબડા દેશના જેવી સ્થિતિ થઈ પડે, અથવા તો યુરોપના મોટા લોકોના જીવ જેમ અધ્ધર લટકતા રહે છે અને વચલા વર્ગના લોકો

જેમ ઘણા પ્રકારના હલકા પ્રપંચમાં જિંદગી ગુમાવે છે, તેવા હાલ થઇ પડે. એવા અનર્થ ન થાય એટલા માટે કર્મ ને ભક્તિ બન્ને જોડાજોડ જોઇએ.

બૅરિસ્ટર સાહેબ! સમજ્યા કે? એકલા કર્મથી તૃપ્તિ થાય નહિ; એની સાથે ભક્તિયોગ એટલે કે ઈશ્વરીસ્નેહ જોઇએ પ્રભુ-પ્રેમમાંથી પેદા થતી ઈશ્વરીસગાઇને ઓળખ્યા વિના અને એ સગાઇને અર્થે જગતની સેવા કરવા સારુ જ્યાંસુધી ઉચ્ચભાવનાથી કર્મો ન થાય, ત્યાંસુધી તે કર્મો આપણુને ખરું સુખ આપી શકે નહિ; કારણ કે ઈશ્વરીસ્નેહ એટલે કે ભ્રાતૃભાવ વિના જે કર્મ થાય છે, તે આપણા અહંકારમાંથી થાય છે અને આપણા સ્વાર્થને માટે હોય છે. એટલે આપણુને જે સુખ મળવું જોઇએ, તે સુખ એ કર્મોથી મળતું નથી; પણ જ્યારે આપણે ઈશ્વરીસગાઇને લીધે ઈશ્વરીઉદ્દેશમાં મદદ કરવાના હેતુથી બ્રહ્માર્પણ રીતે આપણા બંધુઓની સેવા કરવા માટે કર્મ કરીએ છીએ, ત્યારે તેનો આનંદ કાંઈ ઓરજ હોય છે; માટે અમેરિકન ફિલસૂફે બતાવેલા કર્મયોગની સાથે આપણો ભક્તિયોગ એટલે કે ઈશ્વરીસ્નેહને જોડવો જોઇએ. તોજ તે કર્મો આપણી ચાલુ જિંદગીમાં આનંદ આપી શકે, મરતી વખત દિલાસો આપી શકે અને આપણા આત્માને પ્રભુ પાસે પહોંચાડી શકે.

## ઈશ્વરીસ્નેહને બાજુમાં રાખીને જિંદગીની ફરજો બજાવો

બૅરિસ્ટર સાહેબ! સાચું સુખ મેળવવા માટે ઉપર મુજબ જગતના મિથ્યાપણાનું જ્ઞાન, તીવ્ર વૈરાગ્ય વિના કામનું નથી. દેવ–દેવીઓ તથા જંતર–મંતરનો આધાર પણ અંતે કાંઇ કામનો નથી અને એકલો કર્મયોગ પણ શાંતિ આપી શકતો નથી; છતાં પણ એ દરેક બાબતનું આપણી જિંદગીમાં કામ પડે છે, માટે એ દરેક ચીજ રસમય થવા સારુ તેમાં કાંઇક તત્ત્વ જોઇએ છે, એ દરેક ચીજ પૂર્ણ થવા માટે તેમાં કાંઇક વિશેષતા જોઈએ છે, એ દરેક ચીજ ખૂબીદાર થવા માટે તેમાં કાંઇક રહસ્ય જોઇએ છે, એ દરેક ચીજ બહુ વહાલી લાગે એમ થવા માટે તેમાં કાંઈક સૌંદર્ય જોઇએ છે, એ દરેક ચીજ આપણુને સ્વર્ગ તરફ ખેંચી શકે તે સારુ તેમાં કાંઇક આકર્ષણ જોઇએ છે અને એ દરેક ચીજ સુખમય થઈ શકે, માટે તેમાં કાંઇક આનંદ જોઇએ છે. એ તત્ત્વ, એ રહસ્ય, એ

વિશેષતા, એ સૌંદર્ય, એ આકર્ષણ અને એ આનંદ તે ઈશ્વરીસ્નેહ છે, માટે ઈશ્વરીસ્નેહને બાજુમાં રાખીને જિંદગીની ફરજો બજાવવાનું અમે કહીએ છીએ; કારણ કે જેમ સહી કર્યા વિનાનો દસ્તાવેજ નકામો છે, તેમ પ્રભુપ્રેમ વિનાનાં આપણાં કામો વ્યર્થ છે. આપણી જિંદગી-નાં રોજનાં કામો બહુ નાનાં હોય છે, પણ મહાત્માઓ કહે છે કે, કામ નાનું છે કે મોટું, એ તરફ પ્રભુ જોતો નથી; કારણ કે એ તો જેવા સંયોગ હોય તેવાં કામ થાય, પણ કયા હેતુથી આપણે કામ કરીએ છીએ, તેજ પ્રભુ જુએ છે. બૅરિસ્ટર સાહેબ ! બોરની કિંમત કાંઈ મોટી નથી, એ તો દોઢિયાનાં ખોબો ભરીને મળે, પણ જો તે કોઈ મોટા માણસને ભેટ આપ્યાં હોય, તો મુઠ્ઠી બોરમાંથી પણ મોટું ઇનામ મળી જાય; તેમજ જો આપણે આપણાં કર્મોને વેચી નાખીએ; એટલે કે હલકી વૃત્તિથી આપણા સ્વાર્થમાંજ વાપરીએ, તો તેની કાંઇ વધારે કિંમત ઊપજે તેમ નથી, પણ જો તે પ્રભુને અર્પણ કરી દઇએ એટલે કે શુભેચ્છાથી ને બ્રહ્માર્પણવિધિથી કરી-એ, તો એજ નાનાં કર્મોનું મોટું ફળ મળી જાય છે. બીજું જ્ઞાની ભક્તો એમ કહે છે કે, આપણાં કર્મો તે બલૂન છે, પણ જો તે આપણાજ સ્વાર્થને માટે થયેલાં હોય, તો તે બલૂન આપણા અહં-ભાવના ખૂંટા સાથે બંધાઇ જાય છે અને તેમાં આપણા મનની નબળાઇનું વજન ભરાઈ જાય છે, તેથી તે ઊડી શકતાં નથી, પણ જો ઊંચે ઈશ્વરીઉદ્દેશમાં મદદ કરવા માટે સેવાધર્મની રીતે તે થતાં હોય તો તે કર્મોરૂપી બલૂનમાં ઈશ્વરીસ્નેહનો ગૅસ ભરાઇ જાય છે, તેથી તે અહંભાવના ખૂંટાથી છૂટીને મોક્ષધામમાં–ઈશ્વરની હજૂ-રમાં પહોંચી જાય છે.

મનુષ્યજાતનો એવો સ્વભાવ છે કે, જ્યાંસુધી તે પોતાની ફરજ પૂરેપૂરી બજાવે નહિ, ત્યાંસુધી તેનો આત્મા શાંતિ પામી શકે નહિ. બૅરિસ્ટર સાહેબ! આપણાં રોજનાં કર્મો તે ફળ નથી પણ બીજ છે અને બીજ તો હમેશાં નાનુંજ હોય છે; માટે આપણે નાનાં બીજ સામે જોવાનું નથી, પણ તેમાંથી જે ઘણાં ફળો પેદા થશે તેની સામે જોવાનું છે; માટે હાલમાંજેમ બને તેમ સારામાં સારાં ને ઘણામાં ઘણાં બીજ આપણે વાવવાં જોઇએ. મોસમની વખતે જે ખેડૂત પોતાનાં બધાં ખેતરોમાં સારાં સારાં બી વાવી દે છે, તેનું મન બહુ આશાભર્યું ને બહુ આનંદમાં રહે છે, પણ જે ખેડૂત મોસમમાં બી વાવી શકતો નથી અથવા થોડાં

બી વાવે છે, તે અસંતોષી અને ઉદાસ રહે છે; કારણ કે પોતાની પાસેનાં બધાં બી વવાય નહિ ત્યાંસુધી તેને પૂરો આનંદ થતો નથી; તેમજ મનુષ્યજાતનો એવો સ્વભાવ છે કે, જ્યાંસુધી તે પોતાની ફરજ પૂરેપૂરી બજાવે નહિ, ત્યાંસુધી કોઇક ને કોઇક જાતનો તેને અસંતોષ રહે છે; કારણ કે પૂર્ણપ્રભુએ પૂર્ણ થવા માટે આપણને આ જગતમાં મોકલ્યા છે અને એ પૂર્ણતા આપણાં કર્મોમાંથીજ થવાની છે; માટે જ્યાંસુધી આપણાથી ઘણામાં ઘણાં કર્મો ન થાય, સારામાં સારાં કર્મો ન થાય અને તે બ્રહ્માર્પણવિધિથી ન થાય, ત્યાંસુધી બહારનું બીજું ગમે એટલું સુખ હોય, તોપણ આપણે અંતરનું ખરું સુખ મેળવી શકીએ નહિ.

## સુખનો સંબંધ

બહારની વસ્તુઓ સાથે સુખનો જેટલો સંબંધ છે, તે કરતાં આપણી શારીરિક ક્રિયાઓ સાથે, આપણા મન સાથે, આપણી બુદ્ધિ સાથે અને આપણા આત્મા સાથે સુખનો વધારે સંબંધ છે; માટે જ્યાંસુધી આપણી શારીરિક ક્રિયાઓને, આપણા મનને, આપણી બુદ્ધિને અને આપણા આત્માને આપણે ખીલવીએ નહિ, ત્યાંસુધી માત્ર બહારની વસ્તુઓમાંથીજ આપણે ખરું સુખ મેળવી શકીએ નહિ. જેમકે દૂધ એ ઉત્તમ વસ્તુ છે, પણ જ્યાંસુધી આપણાં શરીરને જોઇતી કસરત ન આપીએ, ત્યાંસુધી તે પચી શકે નહિ. બહુ મજાનું ગાયન ચાલતું હોય, પણ જો આપણે એ જાતની વૃત્તિઓને ખીલવી ન હોય તો તેમાં આપણને જેવો જોઇએ તેવો રસ આવી શકે નહિ. ઊંડી ફિલસૂફીથી ભરેલું સુંદર પુસ્તક હોય, પણ જો આપણી બુદ્ધિ ખીલેલી ન હોય તો આપણને તેમાંથી આનંદ મળે નહિ અને જગતમાં આત્માને આનંદ થાય એવા ઘણા બનાવો બન્યા કરે છે તથા આપણી જિંદગીમાં પણ એવા કેટલાએ પ્રસંગો આવી જાય છે, પણ જો આપણામાં જેવી જોઇએ તેવી પવિત્રતા ન હોય, તો એ આનંદ લૂંટી શકાય નહિ. આવી રીતે દરેક બાબતમાં સમજવાનું છે અને તેમાંથી એજ શીખવાનું છે કે, પરમ કૃપાળુ અખંડ સચ્ચિદાનંદ પરમાત્માએ તો આ જગતમાં સર્વત્ર સુખજ ભરેલું છે, પણ આપણને તે સુખ લેતાં આવડતું નથી, તેથી રોયા કરીએ છીએ. આપણે બહારની વસ્તુઓમાં સુખને શોધીએ છીએ અને અંતરને ભૂલી જઇએ છીએ. જેમકે આપણને તો ભજિયાંમાં ને ઢોકળાંમાં સુખ જોઇએ છે,

આપણને તો મીઠાઇમાં ને આઇસક્રીમમાં સુખ જોઇએ છે, આપણને તો બાયસિકલમાં ને નાટકમાં સુખ જોઇએ છે, આપણને તો ભપકાદાર મકાનમાં ને જરાક વાર રહે તેવા રૂપમાં સુખ જોઇએ છે, આપણને તો ચંચળ વૃત્તિની અજ્ઞાન સ્ત્રીઓમાં ને ક્ષણભંગુર દેહમાં સુખ જોઇએ છે, આપણને તો ફૂલની પેઠે ઘડીકમાં કરમાઇ જાય તેવાં છોકરાંઓમાં અને પ્રપંચી વૃત્તિનાં માણસોમાં સુખ જોઇએ છે અને આપણને તો જે ચીજો આપણા અખતિયારની નથી, તેવી ચીજોમાં પણ સુખ જોઇએ છે ! હવે વિચાર કરો કે, એ બધાં બહારનાં ભાડૂતી સુખ તે કેવાંક હોય ? જો કે એ બધી વસ્તુઓમાં પણ કેટલાક પ્રસંગોએ ચોક્કસ હદ સુધી સુખ છે, તોપણ એ બધા કરતાં આપણાં શરીરની ક્રિયાઓમાં, આપણા મનની ખિલવણીમાં, આપણી બુદ્ધિની વિશાળતામાં અને આપણા આત્માની પવિત્રતામાં સૌથી વધારે સુખ છે; એટલુંજ નહિ પણ એ બધાં બહારનાં સુખો આપણી શારીરિક ક્રિયાઓ ઉપર, મનની લાગણીઓની ખિલવણી ઉપર, બુદ્ધિની વિશાળતા ઉપર અને આત્માની પવિત્રતા ઉપરજ આધાર રાખે છે; છતાં પણ અફસોસ કે, એ બધી બાબતોને તો આપણે ભૂલીજ જઇએ છીએ અને બહારનાં સુખો ઉપરજ સૌથી વધારે ધ્યાન આપીએ છીએ, તેથીજ આપણે ખરું સુખ મેળવી શકતા નથી; કારણ કે જે સાચું સુખ છે, તે તો ઈશ્વરીસ્નેહમાં છે, ઈશ્વરીસ્નેહને લીધેજ એ બધી વસ્તુઓ સુખ આપી શકે છે અને તેમ છતાં પણ એ સ્નેહને તો આપણે ભૂલીજ જઇએ છીએ !

## ૬૬–ઉત્તમતા મેળવવાના ઉપાયો

જો આપણા હૃદયમાં પ્રભુપ્રેમ હોય, તો આપણને એમ લાગે કે, જગતના સૌ જીવો પ્રભુના પુત્ર છે અને મારા બંધુઓ છે; સૌ જીવોમાં પ્રભુનો અંશ છે અને સૌમાં મારા આત્મા જેવોજ આત્મા છે; માટે કોઈ પણ જીવને જરા પણ દુઃખ ન થવું જોઇએ; એટલુંજ નહિ પણ આવી ચોખ્ખી સમજ થઇ જવાથી મહાન પ્રભુને ખાતર પ્રભુનાં બાળકોની સેવા કરવાનું મન થઇ જાય છે, તેથી એની મેળે મેળે શરીરમાં ક્રિયાશક્તિ આવી જાય છે અને જેમ જેમ શરીરની કામ કરવાની શક્તિ મજબૂત થતી જાય, તેમ તેમ ઇન્દ્રિયોની ગ્રહણશક્તિ વધતી જાય છે, તેથી નવા નવા અનુભવ થતા

જાય છે અને મનની શક્તિઓ ખીલતી જાય છે. એવી રીતે જગતની સેવા કરતાં કરતાં જ્યારે મનની શક્તિઓ ખીલી જાય, ત્યારે મહાન ઈશ્વરના અલૌકિક સ્વરૂપનું જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય છે, તેથી જેમ જેમ સેવા વધતી જાય, તેમ તેમ બુદ્ધિ વિશાળ થતી જાય છે અને જેમ જેમ બુદ્ધિ વિશાળ થતી જાય, તેમ તેમ જગતનું બહુરૂપ દેખાતું જાય છે અને પછી જેમ જેમ જ્ઞાન વધતું જાય, તેમ તેમ જગતનાં એ બહુરૂપનું મિથ્યાપણું સમજાતું જાય છે, તેથી કુદરતી રીતેજ પવિત્રતા આવતી જાય છે અને જેમ જેમ પવિત્રતા વધતી જાય, તેમ તેમ આત્મિકઆનંદ વધતો જાય છે અને જેને આત્મિકઆનંદ મળી ગયો, તેને પછી દુઃખ ક્યાં રહ્યું ?

એવું થવા માટે પ્રથમજ* કર્મથી–ક્રિયાઓથી–મનોનિગ્રહથી–પુરુષાર્થથી તમે પોતે શુદ્ધ બનો. (પ્રભુ કહે છે કે, यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्) શુદ્ધ બન્યા પછી પુરુષાર્થથી તમે જે ઉત્પન્ન કરેલું હોય–મેળવેલું હોય, તેનો લાભ લઈ બીજાઓને આપી ભક્તિથી તૃપ્ત બનો. અંતે એ સર્વથી તૃપ્ત થઈ તે સર્વમાં વૈરાગ્યદૃષ્ટિ કરી, તેને અસાર સમજી તમારા પુરુષાર્થનો તથા તમારા અનુભવનો લાભ તમારા બંધુઓને આપો અને તમારે માટે કર્મમાંથી માત્ર શુદ્ધિ અને ભક્તિમાંથી માત્ર તૃપ્તિ રાખી જ્ઞાનદૃષ્ટિથી त्वमेकं शरणम् બની જાઓ અને છેવટ હું–તું, નો ભેદ પણ ભૂલી જઈ तत्त्वमसि નો સાક્ષાત્કાર કરી જીવન્મુક્ત બની રહો. સર્વ ક્રિયાઓનું–સર્વ ઉપાસનાઓનું એ ફળ છે, સર્વ પુરુષાર્થનો એ પુરુષાર્થ છે, સર્વ સિદ્ધિઓની એ સિદ્ધિ છે, સર્વ સંસારમાં જે કંઈ પામવા જેવું છે–સાર છે, તે એ છે, સર્વ આનંદોનો આનંદ એ છે અને જિંદગીની સાફલ્યતા એ જીવન્મુક્તિજ છે. ધન્ય છે, ધન્ય છે, એ દશાને ધન્ય છે ! જ્યાં ક્લેશ નથી, જ્યાં મેળવવાનું નથી, જ્યાં ખોવાનું નથી, જ્યાં હરીફાઈ નથી, જ્યાં અહંભાવ નથી, જ્યાં મનોવિકાર નથી, જ્યાં પુણ્ય–પાપ નથી, જ્યાં મારું–તારું નથી, જ્યાં ભય નથી, જ્યાં અખંડ શાંતિ છે, જ્યાં यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः । જેવું છે, જ્યાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયનો ભેદ નથી અને જ્યાં દૃષ્ટ–દૃષ્ટાપણું નથી, તે અખંડ સ્થિતિને–તે સ્થિતપ્રજ્ઞપણાને–તે બ્રહ્મનિષ્ઠપણાને–તે જીવન્મુક્તિને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે !

* જુઓ 'સંસારમાં સ્વર્ગ' પૃષ્ઠ ૮૨–૨૮૩

## બૅરિસ્ટરના મનનું સમાધાન

આમ કહીને એ સ્થિતિનો આનંદ યાદ કરીને આંખો મીંચીને મહારાજ જરા વાર ચુપ રહ્યા. ત્યારે મેં પૂછ્યું કે, "કેમ બૅરિસ્ટર સાહેબ! હવે તમારા મનનું સમાધાન થયું કે નહિ? જિંદગીના છેલ્લા શ્વાસ સુધી નભી શકે અને આપણે દિલાસો મેળવી શકીએ એવું તત્ત્વ તમને સમજાયું કે નહિ?"

બૅરિસ્ટરે કહ્યું: "હા ભાઈ! મારા મનનું પૂરતી રીતે સમાધાન થયું છે. પ્રભુપ્રેમ એટલે કે ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ સમજી તે પ્રમાણે વર્તવાથીજ આપણું કલ્યાણ થઇ શકે છે, એમાં કાંઇ પણ સંદેહ નથી. આ ખુલાસો થવાથી મારા હૃદયનો ભાર હલકો થયો છે; કારણ કે બહારનાં સાધારણ સુખોની પારની જે કાંઇક વસ્તુ હું શોધતો હતો, તે મને મળી ગઇ છે. જો આવી ચોખ્ખી સમજ આપવાવાળા ઉપદેશકો અમારે જોઇએ ત્યારે અને જોઇએ એટલા મળતા હોય, તો અમે કર્તવ્ય બજાવવાની બાબતમાં આવી અધમદશામાં હોઇએ નહિ. મહારાજ કહે છે કે, 'ગુરુ' શબ્દથી હું બીઉં છું, પણ જે મહાત્મા આવી રીતના ખુલાસાથી અમારાં અંતરનાં તાળાં ખોલી નાખે, અમારા સંશયો કાપી નાખે, અમારા હૃદયમાં સુખનો ઝરો વહેતો કરી દે અને અમારામાં નવું જીવન મૂકી દે, તેને અમે ગુરુ ન કહીએ તો બીજું શું કહીએ? તેને અમે પગે ન લાગીએ, તો બીજું શું કરીએ? અને જો તેને અમે મદદ ન કરીએ, તો પછી બીજું શું કરીએ? એવું એવું કર્યા વિના અમારાથી તેના ઉપકારનો બદલો કેમ વળે? અને અમારી ઉપર એવા ઉત્તમ પ્રકારનો ઉપકાર કરનારને મન, વચન કે કર્મથી કાંઇ પણ બદલો ન આપી શકીએ, ત્યાંસુધી અમારા અંતરમાં સંતોષ કેમ થાય? માટે ભલે મહારાજ ના પાડે, પણ અમે તો તેને 'ગુરુ મહારાજ' કહીશું. કેમ પ્રૉફેસર સાહેબ! તમારો શું અભિપ્રાય છે?"

આ સાંભળીને ડૉકટરે કહ્યું: "હું વચ્ચે બોલું છું માટે મને માફ કરશો, પણ જો હમણાં આપણે 'ગુરુ'ની ચર્ચામાં ઊતરી પડીશું, તો મારા મનમાં એક સંશય ઊભો થયો છે, તે એમ ને એમ રહી જશે; માટે પ્રથમ તેનું સમાધાન થાય તો ઠીક; કારણ કે આજે મારા એક મિત્રને માનપત્ર આપવાનો મેળાવડો છે, તેમાં મારે જવાનું આમંત્રણ છે."

મહારાજે કહ્યું: "જે કાંઇ પૂછવું હોય તે ખુશીથી પૂછો. હું જે

જાણતો હોઇશ તે કહેતાં મને બહુ આનંદ થશે; કારણ કે હું જે કાંઇ જાણું છું તે મારું પોતાનું નથી, પણ એ તો સાર્વજનિક મિલકત છે અને તે જે કોઈ લઇ શકે તેને માટે છે, આવો શાસ્ત્રોનો ઠરાવ હોવાથી હું જે કાંઇ જાણું છું, તે મારા મનમાંજ રાખી મૂકીને મરી જવા હું ઇચ્છતો નથી, પણ હું જે કાંઇ જાણું છું, તે મારા ભાઇબંધોને જણાવી દેવાની ઈશ્વર મને તક આપે, એમજ હું ઇચ્છું છું; કારણ કે ભારે રહીને પ્રભુ પાસે જઇ શકાતું નથી, પણ હલકા થઇને પ્રભુ પાસે જઈ શકાય છે, એમ આર્યશાસ્ત્રનો ઉપદેશ છે; માટે મારી પાસેનો બોજો તમારા જેવા લાયક ભાઇબંધોને સોંપીને હું તો હલકો થવા ઇચ્છું છું."

માસ્તરે કહ્યું: "તમારી પાસે ભાર ક્યાં છે? તમે તો પહેલેથીજ ભારને ફેંકી દીધેલો છે."

## જ્ઞાનને છુપાવો મા

મહારાજે કહ્યું: "પૈસાના ભાર કરતાં જ્ઞાનનો ભાર ઘણો વધારે છે. યાદ રાખજો કે, ધન કરતાં જ્ઞાન જેટલું વધારે શ્રેષ્ઠ છે, તેટલોજ તેનો ભાર પણ વધારે છે. જેમ કોઇ ધનવાન માણસ પોતાના ગરીબ ભાઇબંધોને અર્થે પોતાના ધનનો ઉપયોગ ન કરે, તો તેને આપણે લોભિયો કહીએ છીએ, તેની તરફ તિરસ્કારની નજરે જોઇએ છીએ અને તે નરકનો અધિકારી છે, એમ સમજીએ છીએ; તેમજ જો કોઈ વિદ્વાન પોતાના જ્ઞાનને છુપાવે એટલે કે પોતાની હલકી ઇચ્છાઓને ખાતર પોતાના અજ્ઞાન ભાઇબંધોને પોતાના જ્ઞાનનો લાભ ન આપે, તો એ પણ એક બહુ મોટો અપરાધ છે. એવા અપરાધથીજ આપણા ગુણો, આપણા હુન્નરો અને આપણું તત્ત્વજ્ઞાન નાશ પામ્યું છે; એવા અપરાધથી આપણો દેશ પાયમાલ થયો છે અને એવા અપરાધથીજ આપણી અધોગતિ થઇ છે. એથી ઊલટું પેટંટ લઇને પોતાની શોધો જાહેર કરી દેવાથી તથા જુદા જુદા વિષયની સ્વતંત્ર રીતે જાહેરમાં ચર્ચા ચલાવ્યાથીજ યુરોપ–અમેરિકાના લોકો સુધરી ગયા છે, એથીજ હુન્નર–કળામાં આગળ વધી ગયા છે અને એથીજ એ મુલકો રાજ્યસત્તાવાળા તથા આબાદ થયા છે. કદી પણ આપણું જ્ઞાન છુપાવાય નહિ, એની બહુજ સંભાળ રાખવી જોઇએ; કારણ કે લોભિયાઓનું છુપાવેલું ધન તો પૃથ્વીમાંજ રહેશે, એટલે કોઇક વખતે પણ તે કોઈકને પણ પાછું મળશેજ, એનો કાંઈ નાશ થઇ શકતો

નથી, પણ કોઇને શીખવ્યા વિનાનું મનમાં ને મનમાં રહેલું–છુપાવેલું જ્ઞાન તો મરનારની સાથે ચિતામાં બળી જાય છે અથવા તો કબરમાં દટાઇ જાય છે. એ કાંઈ પાછળથી કોઇને મળી શકતું નથી; માટે દરેક ગુણી કે જ્ઞાની માણસે પોતાના ગુણ અને પોતાનું જ્ઞાન ખાસ ચાહીને યોગ્ય અધિકારીઓને શીખવવું જોઇએ. જો એમ ન થાય તો મરણ પછી કામલોકમાં એ વપરાયા વિનાનું જ્ઞાન તે જ્ઞાનીનું દુશ્મન થઇ પડે છે અને જે જ્ઞાનથી તેને આનંદ મળવો જોઇએ, શાંતિ મળવી જોઇએ, સુખ મળવું જોઇએ અને દિલાસો મળવો જોઇએ, તેજ જ્ઞાન તેના હૃદયમાં શૂળની પેઠે ખૂંચ્યા કરે છે, એ જ્ઞાનજ તેને દુઃખ દે છે, એ જ્ઞાનથીજ તેને પશ્ચાત્તાપ થાય છે અને એ જ્ઞાનથીજ તેને નરકમાં જવું પડે છે; કારણ કે જ્ઞાન એ કાંઇ આપણા બાપની મિલકત નથી, પણ એ તો સાર્વજનિક મિલકત છે, એ તો ઈશ્વરની કૃપાનું ફળ છે અને એ તો ઈશ્વરનું ઐશ્વર્ય છે; એટલે તેને મેળવવા ટાણે લાખો રૂપિયા ખરચવા પડે તો ખરચો, ગુલામગીરી કરવી પડે તો કરો, પૃથ્વીને પેલે છેડે જવું પડે તો જાઓ, નીચ લોકોને નમવું પડે તો નમો, દુઃખ ભોગવવાં પડે તો ભોગવો, ભીખ માગવી પડે તો માગો, ઉજાગરા કરવા પડે તો કરો, લોહીનું પાણી કરી નાખવું પડે તો કરો અને જ્ઞાન મેળવવા સારુ જિંદગી જોખમમાં નાખવી પડે, તોપણ તે કબૂલ કરો; પણ જ્ઞાન આપવા વખતે એક દોઢિયાની પણ આશા રાખશો મા, ઈશ્વરીજ્ઞાન ફેલાવવામાં એક પાઇની આશા રાખશો મા.

જ્ઞાનને આપણા અખતિયારમાં બાંધી રાખવાનો આપણને કાંઇ પણ હક નથી. જો આપણા નજીવા સ્વાર્થને ખાતર એને એવી રીતે બાંધી રાખીએ, તો એનું પરિણામ બહુ ભયંકર આવે છે. ધનલોભિયાઓના કરતાં પણ જ્ઞાનલોભિયાઓની બહુ માઠી વલે થાય છે; કારણ કે લોભિયાઓએ સંગ્રહ કરેલું ધન તો પૃથ્વીમાંજ રહે છે, પણ લોભિયા જ્ઞાનીનું જ્ઞાન તો તેનાં મોતની સાથેજ જગતમાંથી નાશ પામે છે, માટે જ્ઞાન છુપાવવાનો ગુનો બહુ મોટો છે.

## ૬૭–પ્રાચીન ઋષિઓની કામગીરી

ડૉકટર સાહેબ ! ફળ ન મેળવવા માટે અને જ્ઞાન ફેલાવવા માટે મહાત્માઓ આટલું બધું કહે છે, તેનું કારણ તમે જાણો છો કે ? એનું કારણ એજ છે કેઃ

*પ્રાચીન ઋષિઓએ પોતાને માટે પહેલામાં પહેલું કામ એજ રાખ્યું હતું કે, ભણવું; બીજું કામ એ રાખ્યું હતું કે, ભણાવવું; ત્રીજું કામ એ રાખ્યું હતું કે, યજ્ઞ કરવા; ચોથું કામ એ રાખ્યું હતું કે, યજ્ઞ કરાવવા; પાંચમું કામ એ રાખ્યું હતું કે, દાન દેવું અને છેલ્લું છઠ્ઠું કામ એ રાખ્યું હતું કે, જરૂર પડે તો દાન લેવું. આવી ઉત્તમતાને લીધેજ તેઓ પૂજનીય હતા. બ્રાહ્મણો એટલે કે ઉચ્ચ વૃત્તિવાળા ભક્તો કે જેઓએ કોઇ પણ રીતે પોતાના દેશને અર્થે, પોતાના ધર્મને અર્થે અથવા પોતાના બંધુઓને અર્થે જિંદગી અર્પણ કરી હોય, તેઓનું પ્રથમ કામ પોતે ભણવું અને બીજાઓને ભણાવવા એજ હતું અને તે સારુજ, એ ગુણને લીધેજ તેઓ 'બ્રાહ્મણો' એટલે કે બ્રહ્મને--ઈશ્વરને ઓળખનારા ગણાતા હતા; કારણ કે ઈશ્વરીસ્નેહમાં ઈશ્વર પોતે છે, માટે જેઓ ઈશ્વરીસ્નેહવાળા હોય, તેઓ બીજા સૌ કરતાં ઈશ્વરની વધારે નજીક હોવાથી, તેઓજ સૌથી પહેલાં ઈશ્વરને ઓળખી શકે છે. જેઓ ઈશ્વરને ઓળખે તેઓજ બ્રાહ્મણ ગણાય છે; કારણ કે શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, ब्रह्म जानाति ब्राह्मणाः । અને બ્રહ્મ ઈશ્વરીસ્નેહથીજ જાણી શકાય છે, માટે પ્રાચીન ઋષિઓએ ભણવું ને ભણાવવું એ બે બાબત ઉપર ખાસ ભાર મૂકેલો છે. ભણવું ને ભણાવવું એ બે બાબત ઉપરજ દેશની આબાદીનો અને ધર્મની ઉન્નતિનો મુખ્ય આધાર છે; માટે મહાત્માઓએ એ બે બાબતને જિંદગીની પહેલી ફરજ ગણેલી છે; એટલુંજ નહિ પણ એ ખાતેજ તેઓ પોતાની જિંદગી અર્પણ કરતા હતા, તેથીજ હજુ સુધી પણ આપણે માનપૂર્વક તેમના નામનાં તર્પણ કરીએ છીએ. આપણા દેશમાં જે અખૂટ સમૃદ્ધિ હતી, આપણા દેશમાં જે ઉત્તમ પ્રકારની રાજ્યનીતિ હતી, આપણા દેશમાં જે સાચી તંદુરસ્તી હતી, આપણી પ્રજામાં જે ઉત્તમ ધર્મ હતો, આપણા ઘરસંસારનાં જે મજબૂત બંધારણો હતાં, આપણા વડીલોમાં જે અસાધારણ પ્રકારની નીતિ હતી, આપણી સમસ્ત પ્રજામાં જે સંતોષ અને તાબેદારી હતાં અને આપણામાં જે ઉચ્ચભાવનાઓ છે તથા આખી દુનિયાના બીજા કોઇ પણ ધર્મો કરતાં આપણા ધર્મમાં જે ઊંડામાં ઊંડાં રહસ્યો છે, તે સર્વ 'ભણવું અને ભણાવવું' એ બે મુખ્ય સિદ્ધાંત ઉપર પ્રાચીન ઋષિઓએ પોતાની જિંદગી

* 'સ્વર્ગના વિમાન'ની પ્રસ્તાવનામાંથી.

અર્પણ કરેલી હતી, તેમાંથી થયેલું છે; માટે જ્ઞાન ફેલાવવાની બાબત ઉપર અમે ખાસ ભાર મૂકીએ છીએ, કારણ કે એ આપણા ધર્મનો પહેલો સિદ્ધાંત છે અને જેઓ બ્રાહ્મણો છે, એટલે કે જેઓ ઉચ્ચવૃત્તિવાળા છે, પોતાના ભાઇબંધોનાં સુખો વધારવા માટે જેઓનાં જિગર તલપે છે, પોતાના દેશને માટે જરૂર પડે તો પ્રાણ આપવા પણ જેઓ તૈયાર છે, જેઓના હૃદયમાં સદાય શુભેચ્છા રહે છે, જેઓ હમેશાં પોતાના કર્તવ્યમાં મચેલા રહે છે, જેઓ ધર્મની બાબતમાં ઊંડા ઊતરી શકે છે, જેઓ પ્રભુને જાણવા ઇચ્છે છે અને જેઓ પ્રભુને અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપી શકે છે, તેઓની પહેલી ફરજ એ છે કે, ભણવું અને ભણાવવું; કારણ કે એ પછીજ યજ્ઞો કરવાની અને યજ્ઞો કરાવવાની એટલે કે પ્રભુને અર્થે સ્વાર્થત્યાગનું બલિદાન આપવાની તથા ઈશ્વરીજ્ઞાન સમજવાની શક્તિ આવે છે. એવી શક્તિ આવ્યા પછી પ્રભુપ્રેમ વધી જવાથી તથા જગતનું મિથ્યાપણું સમજાઇ જવાથી, પોતાના ગરીબ તથા અજ્ઞાન બંધુઓને છૂટથી દાન દઇ શકાય છે. એ પછી જેમ યુદ્ધમાં ઘાયલ થવાથી લોહી વહી જવાને લીધે દુબળો થઇ ગયેલો સિપાઇ પોતાના પરાક્રમને લીધે દુબળાપણાથીજ શોભે છે અને ટૂંકા પેન્શન ઉપર ગરીબાઇથી ગુજારો કરે છે, તેમ પોતાના બંધુઓને અર્થે પોતાની જિંદગી આપી દેનારા બ્રાહ્મણો એટલે કે ઉચ્ચવૃત્તિવાળાઓ કે જેઓ ભણવા–ભણાવવાનાં કામથી શરીરે તવાઇ ગયા હોય અને પોતાના સ્વાર્થ ઉપર પૂળો મૂકી જગતના હિતને અર્થે પોતાનું સર્વસ્વ આપી દઇ, માત્ર ઈશ્વરની દયા ઉપરજ જેઓ રહેલા હોય, તેવા સુપાત્ર બ્રાહ્મણો ભગવદેચ્છા પ્રમાણે જે આવી મળે તે દાન લેવાથીજ એટલે કે ઈશ્વરીસ્નેહને ખાતર પોતાના બંધુઓને પોતાનું સર્વસ્વ આપી દઇ ઈશ્વરાર્પણ જિંદગી ગાળવાથીજ શોભે છે.

### દાન લેવાનો અધિકાર કોને છે?

બેટિ! પંડિતજી અત્યારે નથી, નહિ તો તેઓને સમજાવત કે, ભટજી મહારાજ, દાન લેવાનો અધિકાર કોને છે, એ જરા જુઓ તો ખરા! આપણાં શાસ્ત્રો તો એમ કહે છે કે, પ્રથમ ખૂબ ભણો, પછી બીજાઓને ખૂબ ભણાવો, તે પછી તમે પોતે ઈશ્વરનું ચોખ્ખું જ્ઞાન મેળવો, એ પછી તે જ્ઞાન બીજાઓને આપો, એ પછી ઈશ્વરીજ્ઞાનથી તૃપ્ત થવા માટે પ્રભુને અર્થે પોતાના ભાઇબં-

ધોને પોતાનું સર્વસ્વ આપી દો, એ પછી સુખદુઃખની વાસના તજીને, માન–અપમાનની ઇચ્છા છોડીને, યશ–અપયશની લાગણીઓ ભૂલીને જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહો અને જ્યાંસુધી પ્રારબ્ધનાં ભોગ બાકી હોય, ત્યાંસુધી જરૂર પડે ત્યારે છેવટ ભિક્ષાના ટુકડાથી ગુજારો કરો; કારણ કે એ ભિક્ષા પણ માનભરી છે. એવી જાતની ભિક્ષા એ આપણા અહંકારને તોડનાર હથિયાર છે, એવી જાતની ભિક્ષા તે ફરજ બજાવી ચૂકેલા બ્રાહ્મણોનું પેન્શન છે અને એવી જાતની ભિક્ષા તે સાધુવૃત્તિનું ઇનામ છે. એ સિવાય પોતાની બાયડીઓના દાગીના બનાવવા માટે દાન લેવું, એ તો એક જાતની નીચતા છે.

ડૉકટર સાહેબ! યાદ રાખજો કે, બ્રાહ્મણો એટલે કે યોગ્ય અધિકારીઓ–ઉચ્ચવૃત્તિવાળા દૈવી જીવો. જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવનારા પરમાર્થીઓને કાંઇ દાન લેવા માટે પ્રભુએ પેદા કર્યા નથી, પણ તેઓ દાન આપે એવી ઇચ્છાથી પ્રભુએ તેમને પેદા કરેલા છે અને તે સારુજ ઈશ્વરીજ્ઞાન ગ્રહણ કરી શકે તેવી ઉત્તમ પ્રકારની બુદ્ધિ, સારીનરસી તુરત અસર થાય તેવી નાજુક તીક્ષ્ણ લાગણીઓ, મનને રોકવાનું બળ, અંતરની પવિત્રતા, પોતાના સ્વાર્થનો ભોગ આપવાની શક્તિ, અલૌકિક આનંદ અનુભવ્યા કરે એવું આત્મિકબળ અને જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવા માટે પોતાના અહંભાવને ખોઇ નાખીને જગતની સેવામાં મચ્યા રહેવાની ઇચ્છા–એ બધા સદ્‌ગુણો પ્રભુએ કૃપા કરીને તેઓનાં આગલા ભવનાં રૂડાં કર્મોથી રાજી થઇને તેઓને આપેલા છે અને એવી ઉત્તમતાને લીધેજ તેઓ બ્રાહ્મણો છે.

આવા ઈશ્વરના કૃપાપાત્ર ઉચ્ચવૃત્તિના જ્ઞાનીઓને થોડા પૈસા સાટે મહાન પ્રભુનું પવિત્ર નામ વેચવું ગમે કે? આવા દૈવી જીવોને ચોરાસી લાખના ફેરામાંથી છોડાવી દે તેવું ઈશ્વરીજ્ઞાન વેચવાની ઇચ્છા થાય કે? નહિજ; કારણ કે હીરો આપીને કાંકરો લેવાની ઇચ્છા તે કોણ કરે? મણિ આપીને કાચનો કટકો લેવાની ઇચ્છા તે કોણ કરે? મોતી આપીને ધૂળની ચપટી લેવાની ઇચ્છા તે કોણ કરે? કલ્પવૃક્ષને છોડી બાવળિયાને વળગવા તે કોણ જાય? માળીપણું મૂકી દઇને–ફૂલ વીણવાં છોડી દઈને હજામ થવા તે કોણ જાય? અને ત્રિલોકનું રાજ્ય છોડીને પાઇ પાઇની ભીખ માગવા તે કોણ જાય? જેમ એવી ઇચ્છા કોઇને થાય નહિ,

તેમજ જેને પ્રભુના નામની લહે લાગી ગઈ છે, જેનાં હૃદય ઈશ્વરીસ્નેહથી ભીંજાઈ ગયાં છે અને જે ઈશ્વરીજ્ઞાનમાં મસ્ત થઇ ગયા છે, તેવા બ્રાહ્મણોને પોતાનું જ્ઞાન વેચવાનો ખ્યાલ પણ આવતો નથી; કારણ કે, 'કયાં રાજા ભોજ ને કયાં ગાંગો તેલી?' એની સરખામણી કેવી રીતે થઇ શકે? તેમજ ચોરાસી લાખના ફેરામાંથી છોડાવી ઈશ્વરની હજૂરમાં લઇ જનારું ઈશ્વરીજ્ઞાન કયાં અને તેના બદલામાં થોડાક પૈસા કયાં? ઈશ્વરીજ્ઞાનના બદલામાં અનંત બ્રહ્માંડો આપી દેવાય તોપણ તે થોડુંજ છે—એથી પણ તે જ્ઞાનની બરોબરી થાય નહિ; ત્યારે થોડાક રૂપિયાના બદલામાં જ્ઞાન વેચી નાખવું, એવી મૂર્ખાઈ તે સાચા બ્રાહ્મણો કેમ કરે? નજ કરે. માટેજ મહાત્મા ઋષિઓ પોતાની પર્ણકુટિ (ઝુંપડી) માંજ પાઠશાળાઓ રાખતા હતા, બની શકે ત્યાંસુધી પોતાના ખર્ચેજ વિદ્યાર્થીઓને ભણાવતા હતા અને જ્ઞાન મેળવવા તથા ફેલાવવામાંજ પોતાની જિંદગી ગાળતા હતા; એટલુંજ નહિ પણ ઈશ્વરનો ઉદ્દેશ સમજી જઇને તેઓએ શાસ્ત્રોમાં એમ કહ્યું છે કે, 'જેઓ પ્રભુનું નામ ને પ્રભુનું જ્ઞાન વેચીને પૈસા કમાય છે, તેઓ હલકી વૃત્તિના છે, તેઓ જ્ઞાનની કિંમત સમજનારા નથી અને જેઓ ઈશ્વરીજ્ઞાન વેચે છે, તેઓ ઈશ્વરનો અગાધ મહિમા જાણતા નથી એમ સમજવું.'

## જ્ઞાનલેવામાં કે દેવામાં કદી પણ બેદરકારી રાખવી નહિ

ડૉકટર સાહેબ! જ્ઞાન ફેલાવવા માટે પ્રાચીન ઋષિઓના આવા સિદ્ધાંતો છે અને આપણાં શાસ્ત્રોની એવી આજ્ઞાઓ છે, માટે આપણે પણ ઉત્તમતા મેળવવા સારુ પવિત્ર બ્રાહ્મણોને પગલે ચાલવાની ઇચ્છા રાખવી જોઇએ. એવી ઇચ્છાથીજ હું આગળ વધી શકું છું અને એવી ઇચ્છાથીજ હું કેટલુંક કામ કરી શકું છું. મને મહાત્માઓ તરફથી એમ શીખવવામાં આવ્યું છે કે, બ્રાહ્મણોને એટલે કે ઉચ્ચવૃત્તિવાળાઓને જગતમાં દાન દેવા માટે એટલે કે ઈશ્વરીસ્નેહ ફેલાવવા માટેજ ઉત્પન્ન કરવામાં આવ્યા છે અને તે સારુજ કદી પણ ન ખૂટે, એટલુંજ નહિ પણ દેવાથી ઊલટું વધે તેવું જ્ઞાન તેઓને આપવામાં આવેલું છે. જેમ બને તેમ પ્રભુપ્રીત્યર્થે જગતમાં જ્ઞાન ફેલાવવું જોઇએ, કારણ કે જ્ઞાનમાંજ દેશની આબાદી છે, જ્ઞાનમાંજ લોકોનું સુખ છે, જ્ઞાનથીજ ધર્મ વધી શકે છે અને જ્ઞાનથીજ ઈશ્વરને ઓળખી તથા પામી

શકાય છે; માટે જ્ઞાન લેવામાં કે દેવામાં કદી પણ બેદરકારી રાખવી નહિ. જો એવી બેદરકારી રાખીએ, તો એ મહાઅપરાધ છે. એક ભક્તરાજ કહેતા કે, "જ્ઞાન મેળવવાની આટલી બધી આપણને તક છે, છતાં પણ જો આપણે તેનો લાભ ન લઇએ, જ્ઞાનમાં આટલી બધી મહત્તા છે, છતાં પણ જો આપણે તેનો ફેલાવો ન કરીએ અને તે આપવાથી ઊલટું વધે છે, છતાં પણ જો આપણે તે ન આપીએ, તો પછી આપણા જેવું નીચ બીજું કોણ? અને એવી નીચતાંને માટે નરકનાં બારણાં ખુલ્લાં હોય, તો તેમાં નવાઇ શી?" ડૉકટર સાહેબ! છતાં સાધનોએ અને આટલું બધું સમજતાં છતાં શા માટે આપણે એવી નીચતામાં પડયા રહીએ? માટે તમારા મનમાં જે સંશય હોય તે ખુશીથી, બેલાશક પૂછો. હું જે જાણતો હોઇશ તે કહેતાં મને બહુ આનંદ થશે.

ડૉકટરે કહ્યું: મહારાજ! તમે કહો છો કે, જગતમાં પ્રભુપ્રેમ ફેલાવવો જોઇએ, એટલે કે પ્રભુને અર્થે સારાં કામો કરવાં જોઇએ, તોજ સાચું સુખ મળી શકે. તમારી એ વાત સાચી છે, પણ દરેક માણસ પરમાર્થનાં કામ કેમ કરી શકે? બધાંની સ્થિતિ એવી સારી કયાંથી હોય? બેરિસ્ટર સાહેબ પાસે પૈસા છે, સત્તા છે, લાગવગ છે, વિદ્યા છે, એટલે તે કાંઇક કરશે ને અંતરનો સંતોષ મેળવશે, પણ મારા જેવા થોભા હોય ને વળી ભૂખડીબારસ હોય તેણે શું કરવું? અમારે કેવી રીતે દિલાસો મેળવવો? કારણ કે મારો અનુભવ એવો છે કે, દરેક માણસ કોઇ મોટો પરમાર્થ કરી શકે નહિ અને તેમ છતાં પણ દરેક માણસને અંતરનો સંતોષ ને સાચું સુખ તો જોઇએ છે. એનો શું ઉપાય? એ મારો સવાલ છે.

મહારાજે કહ્યું: ડૉકટર સાહેબ! ઉપલક નજરે જોતાં એ સવાલ સાચો છે અને જરૂરનો છે, પણ આટલા બધા ખુલાસા પછી તમારા જેવા વિદ્વાન માણસના મનમાં એવો સવાલ ઉત્પન્ન થવો ન જોઇએ. આ ઉપરથી તો એમ લાગે છે કે, તમારું ચિત્ત એ વખતે તમારા કોઈ દરદીના શરીરમાં ચાલ્યું જવાથી રોગી થઈ ગયું હશે, તેથી તમે અમારા હેતુઓ સમજ્યા નથી!

## પરમાર્થના અર્થનો ખુલાસો

ડૉકટર સાહેબ! અંતરની શાંતિ મેળવવા માટે માત્ર પરમાર્થજ જોઇએ, એટલુંજ અમે નથી કહેતા, પણ અંતરની શાંતિ

મેળવવા માટે પ્રભુપ્રેમ જોઇએ, એમ અમે કહીએ છીએ. બહારનો પરમાર્થ એ તો પ્રભુપ્રેમનો એક અંશ છે, માટે જ્યાં પ્રભુપ્રેમ હોય, ત્યાં એ પરમાર્થ તો હોયજ; પણ તેથી કરીને પ્રભુપ્રેમ એ-ટલે માત્ર પરમાર્થજ અને બીજું કાંઇજ નહિ, એમ ન સમજો; કારણ કે પ્રભુપ્રેમના જો સોળ ભાગ કરીએ, તો તેના એક ભાગનું નામ પરમાર્થ છે અને બાકીના પંદર ભાગ તો બાકીજ રહી જાય છે. તે પંદર ભાગ કાંઈ એકલા પરમાર્થથી આવી શકે નહિ, પણ પ્રભુપ્રેમથી આવી શકે છે; માટે અમે જગતમાં પ્રભુપ્રેમ વધારવાનું કહીએ છીએ, પણ પ્રભુપ્રેમનો સાચો અર્થ હજી તમે સમજ્યા નથી, માટે પ્રથમ ઈશ્વરીસ્નેહનો અર્થ સમજો અને પછી સવાલ પૂછો.

## ૬૮–ઈશ્વરીસ્નેહ એટલે શું?

મહાત્માઓ ઈશ્વરીસ્નેહ કોને કહે છે, એ તમે જાણો છો? ઈશ્વરીસ્નેહ એટલે સદ્વર્તન. ઈશ્વરીસ્નેહ એટલે સાચો પુરુષાર્થ. ઈશ્વરીસ્નેહ એટલે મનુષ્યની જિંદગીમાં ઊંચામાં ઊંચી જાતની જે મધુરતા આવી શકતી હોય તે. ઈશ્વરીસ્નેહ એટલે આપણી જિંદગીમાં સ્વાભાવિક રીતે જે કાંઇ ઉત્તમતા રહેલી હોય તેનું બહાર પડવું તે. ઈશ્વરીસ્નેહ એટલે માણસોથી જે કાંઇ છેવટમાં છેવટનાં સારામાં સારાં તત્ત્વ મેળવી શકાય તે. ઈશ્વરીસ્નેહ એટલે સ્વાર્થવૃત્તિનો ત્યાગ થવો તે. ઈશ્વરીસ્નેહ એટલે પોતાનું પોતાપણું ભૂલી જઇને પ્રભુને ખાતર જીવવું તે. ઈશ્વરીસ્નેહ એટલે મનુષ્યમાં જે મનુષ્યતત્ત્વ છે તે. ઈશ્વરીસ્નેહ એટલે અંતરનાં તાળાં ઊઘડી જાય તેવી કૂંચી. ઈશ્વરીસ્નેહ એટલે હૃદયનો બોજો હલકો થાય તેવી દવા. ઈશ્વરીસ્નેહ એટલે આત્માની આડાં આવતાં આવરણો સ્વા-ભાવિક રીતે ઓછાં થાય તેવી ખૂબી. ઈશ્વરીસ્નેહ એટલે આપણો આત્મા પરમાત્માને માટે તલખ્યા કરે તે અને ઈશ્વરીસ્નેહ એટલે આત્મા પોતાના અસલસ્વરૂપ તરફ ખેંચાતો જાય તે. આવી રી-તની જે ક્રિયાઓ, આવી રીતના જે ફેરફારો, આવી રીતના જે સ્પષ્ટ અનુભવો થાય, તેને અનુભવીઓ ઈશ્વરીસ્નેહ કહે છે અને એ સ્નેહથીજ અંતરનો દિલાસો તથા સાચું સ્વર્ગ મળી શકે છે. એવા સાચા સ્નેહ વિના સંક્રાંતની દોણીના દાનથી કે ગ્રહણ વખતે દેવાતાં ધાણીનાં દાનના પરમાર્થથી કાંઇ કલ્યાણ થાય નહિ.

ડૉક્ટર સાહેબ! ઈશ્વરીસ્નેહ અને તેનો સ્થૂલ અર્થ પરમાર્થ

એ શબ્દ વાપરીને અમે શું કહેવા માગીએ છીએ, તે હવે તમે સમજ્યા કે નહિ? આ બધાનો સાર શો? એનો સાર એજ કે, માણસો પોતે પોતાને ઓળખે, પોતાના પંડ ઉપર ભરોસો રાખતાં શીખે, પોતાના જોર ઉપર ઊભા રહેતાં શીખે, પોતાના અંતરની સ્ફુરણાઓને બહાર આવવા દે, પોતાની લાગણીઓમાં ઉત્તમતા પકડવાની જે શક્તિ છે તેને વધવા દે, પોતાના હૃદયમાં જે સાચું બળ છે, તેને બહાર પડવાની તક આપે, પોતાના હૃદયમાં જે સ્વયંજ્યોતિ છે, તેનો પ્રકાશ પોતાના જીવનમાં અનુભવે, આત્મામાં જે સ્વાભાવિક આનંદ છે, તે આનંદના દરિયામાં પોતે ડૂબેલો રહે, જાતિભેદના તથા બહારના બીજા ખોટા આડંબરનાં જે આવરણો છે, તેની પાર સત્યતાના રસ્તામાં જઈ શકે અને પોતે એવું જીવન અનુભવી શકે કે જેની દરેક ક્ષણમાં કાંઈક નવું નવું તત્ત્વ હોય, જેની બધી દિશાઓમાં કાંઈક અલૌકિક આનંદ હોય, જેનાં બધાં કામોમાં કાંઈક ઉચ્ચ હેતુઓ હોય, જેની ભાવનાઓ બહુ સ્પષ્ટ ને બળવાન હોય, આખા જગતની તમામ વસ્તુઓમાંથી જેને કાંઈક અપૂર્વ આનંદ મળતો હોય, પ્રાણીમાત્રનો જે સાચો મિત્ર બની ગયો હોય, જેના દરેક કલાક કાંઈક ઊંડા અભ્યાસમાં કે ભલાઈનાં કામોમાંજ જતા હોય, જેના અનુપમ જીવનમાંથી બીજા લોકો સ્પષ્ટ રીતે ઉત્તમતા લૂંટતા હોય, જેનું જીવન જગતને મીઠું લાગે તેવી મધુરતાથી ભરેલું હોય, જેનું જીવન જગતને ન સમજાય તેવી દૈવીભાવનાથી ભરેલું હોય, જેના જીવનમાંથી ઝરતા અમૃતથી દેવતાઓ પણ તૃપ્ત થતા હોય અને જેનો આત્મા કેટલાક પડદાઓમાંથી–કેટલાંક આવરણોમાંથી–કેટલાક કોષોમાંથી પ્રકાશિતપણે જોસભેર બહાર આવવા માંડ્યો હોય; તેને અમે પ્રભુપ્રેમ કહીએ છીએ. ચપટી ચોખાના દાનને કે નામને ખાતર ખરડામાં ભરેલા થોડા રૂપિયાના પરમાર્થને અમે ઈશ્વરીસ્નેહ કહેતા નથી, પણ પોતાનું પોતાપણું એટલે કે આત્માનું આત્માપણું સમજીને આપણી પોતાની અને બીજાઓની જિંદગી સુધારવી, તેને અમે પ્રભુપ્રેમ કહીએ છીએ.

### પ્રભુપ્રેમવાળાનાં લક્ષણ

ડૉક્ટર સાહેબ! જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેને પછી પોતાની જુદી ઇચ્છા રહેતી નથી. તેની ઇચ્છા તો ભગવદેચ્છામાંજ મળેલી હોય છે, એટલે કે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહે છે.

જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેને એમ સમજાઈ જાય છે કે, અમે માત્ર નજીવી વસ્તુઓમાં પડયા રહેવા સારુજ કાંઈ પેદા થયા નથી; પણ અમે તો કાંઈક મહાઉત્તમતા અનુભવવાને સારુજ અવતાર લીધો છે. જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેને માત્ર સમજાય છે કે દેખાય છે એમજ નહિ, પણ બહુ ખુલ્લી રીતે એવો અનુભવ થાય છે કે અમારામાં તો અખૂટ બળ છે, અમે તો જે ધારીએ તે કરી શકીએ, એટલી બધી અમારા ઉપર ઈશ્વરની કૃપા છે. જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેની બુદ્ધિ વિશાળ થઇ જાય છે, તેથી ભેદનાં બધાં તાળાં તેની નજર આગળ ઊઘડી જાય છે અને તે અભેદમાંજ રમ્યા કરે છે. જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેની જિંદગી બદલાઇ જાય છે, કારણ કે પ્રભુપ્રેમને લીધે તેના જીવાત્માને નવી પાંખો આવે છે, તેથી વ્યાવહારિક માણસોના ખ્યાલ, કયાસ અને કલ્પનાઓ પણ જયાં ન પહોંચી શકે તેવી ઉચ્ચભૂમિકામાં તેઓ ઊડ્યા કરે છે. જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેનામાં એક જાતની સ્વાભાવિક ખુમારી આવે છે. એ ખુમારીના બળથી તેની ચાલચલણમાં છૂટાપણું, તેની નીતિ–રીતિમાં મજબૂતપણું, તેના આચાર–વિચારમાં મસ્તપણું અને તેના હાવ–ભાવમાં કાંઇક ખાસ વિશેષતા હોય છે. જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેની ફરજો વધી જાય છે, કારણ કે આ જિંદગીમાં કામ કરવાની કેટલી બધી જરૂર છે અને એ કામ કરવા માટે આ જગતમાં કેટલું બધું બહોળું મેદાન છે, તથા દયાળુ પ્રભુએ આપણને કેટલી બધી મોટી સત્તા આપેલી છે, એ બધું તે સમજી શકે છે, તેથી તેની ફરજો વધી જાય છે. જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તે સુખ–દુઃખની કે જન્મ–મરણની બહુ દરકાર રાખતા નથી, કારણ કે પ્રભુને ખાતર એમાં પણ તેઓને તો આનંદજ હોય છે અને જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તે પોતે પ્રભુથી દૂર રહી શકતો નથી અને પ્રભુ તેનાથી છેટો રહી શકતો નથી, કારણ કે પ્રભુ પોતે પોતાના પ્રેમમાં રહે છે અને પ્રભુમાં પ્રભુનો પ્રેમ રહે છે. માટે જેના હૃદયમાં ઈશ્વરીસ્નેહ આવે તેના હૃદયમાં ઈશ્વર પોતે આવી જાય છે અને તે ઈશ્વરના હૃદયમાં જઇ શકે છે.

## ઈશ્વરની અને આપણી વચ્ચે મધ્યસ્થ તરીકે કોણ રહી શકે ?

ડૉકટર સાહેબ ! આવા ફેરફારો, આવી ઉચ્ચવૃત્તિઓ, આવી નિખાલસતા, આવો અભેદ, આવું ચોખ્ખું સત્ય, આવું આ-

તિમકબળ, આવો સ્વાર્થત્યાગ, બુદ્ધિની આવી વિશાળતા અને કાંઇક ખાસ અલૌકિકપણું કે જેનું વર્ણન શબ્દોથી થઇ શકે નહિ, પણ જે અનુભવથીજ જાણી શકાય, તેવી અદ્દ્ભુત સૌંદર્યવાળી તથા સાચાસુખવાળી સ્થિતિને અમે પ્રભુપ્રેમ કહીએ છીએ. જેઓ એવી દૈવી સ્થિતિમાં જિંદગી ગાળતા હોય તેને અમે નમીએ છીએ, કારણ કે તેઓ ઇશ્વરનું ઐશ્વર્ય અને મનુષ્યની નબળાઇ એ બે છેડાની વચ્ચે જે જુદાઈ છે, તે જુદાઇને જોડનારી કડીરૂપ મહાત્માઓ છે. ઇશ્વરની અને આપણી વચ્ચે મધ્યસ્થ તરીકે કામ કરી શકે એવી શક્તિ પ્રભુપ્રેમીઓમાં હોય છે, માટે તેઓનાં જીવનમાંથી આપણને નવું જીવન મળી શકે છે, તેઓ જે અમૃત પી રહ્યા છે તેમાંથી, તેઓની જિંદગીનું અનુકરણ કરવાથી, આપણને પણ અમૃતનાં થોડાં ટીપાં મળી જાય છે, એટલુંજ નહિ પણ તેઓ પોતાના આત્માનું જે જ્ઞાન તથા જે બળ જાણે છે, તે જ્ઞાન તથા તે બળના આપણે પણ ભાગીદાર થઇ શકીએ, માટે અમે એવા પ્રભુપ્રેમીઓને નમીએ છીએ.

### સાંભળનારનો રસ જાળવવાની જરૂર

ઇશ્વરીસ્નેહને માટે મારા મનમાં હજી એટલા બધા ઊભરાઓ છે અને મારે એ માટે એટલું બધું કહેવાનું છે કે, વરસોનાં વરસો ચાલ્યાં જાય અને ગ્રંથોના ગ્રંથો ભરાય, તોપણ એ બાબત પૂરી થઇ શકે નહિ, પણ તમે બધા હજુ માત્ર મોઢેથી વાતો કરનારા છો, એ સ્નેહનો લહાવો લેનારાઓ નથી એટલે તમારી આગળ પૂરેપૂરું હ્રદય ખોલી નાખતાં મને જરા સંકોચ થાય છે; મને એમ લાગી જાય છે કે, એ બાબતના સૂક્ષ્મભેદોમાં હું જો બહુ ઊંડો ઊતરી જઇશ, તો તમને કંટાળો લાગશે અને મનમાં કદાચ એમ લાગી આવશે કે, હવે સ્વામીજી આ પરડ છોડે તો સારું ! એવા વિચારથી તમારો રસ જાળવવાને ખાતર મારી ઇચ્છા ઉપરાંત ઘણી બાબતો આમાં ખાસ છોડી દઉં છું અને તોપણ તમને તો તે લાંબું થયેલું લાગશેજ; પણ એ બાબત જેમ વધારે સમજાય તેમ વધારે સારું, એમ હું માનું છું, માટે હજી પણ પ્રભુપ્રેમની શરૂઆતનાં થોડાં લક્ષણો હું કહીશ.

ડૉકટર સાહેબ! બૅરિસ્ટર સાહેબ જે જાતની શાંતિ માગે છે, જે જાતનો દિલાસો માગે છે, જે જાતનું સુખ માગે છે અને જે જાતની પૂર્ણતા માગે છે, તે જાતની શાંતિ, તે જાતનો દિલાસો,

તે જાતનું સુખ અને તે જાતની પૂર્ણતા, તમે દોઢિયાની દવા આપીને રૂપિયો તફડંચી કરી લો, એ જાતની ચતુરાઈમાં નથી, નાતરીત પ્રમાણે કે પોતાની મોટાઇ જણાવવાને ખાતર બાપનું બારમું કરવામાં એ સુખ નથી, તીર્થમાં કે શ્રાદ્ધમાં પણ એ શાંતિ નથી, માત્ર મોઢેથી ભજન ગાવામાં કે કથા સાંભળવામાં પણ અંતર ભીંજાયા વિના એ છેવટનો દિલાસો નથી અને ધર્મને નામે ચાલતી બહારની ઘણી જાતની ઉપલક ક્રિયાઓમાં પણ એ જાતની પૂર્ણતા નથી; પણ એ સુખ, એ શાંતિ, એ દિલાસો અને એ પૂર્ણતા તો પ્રભુપ્રેમમાં છે. માટે જગતમાં ઇશ્વરીસ્નેહ ફેલાવવામાં તમારી ચતુરાઇ વાપરો, એમ અમે કહીએ છીએ, કારણ કે તમને જે કાંઇ જોઇએ છે, તે બધું બહારનાં તરફડિયાંઓથી જેટલું મળી શકે તે કરતાં અંતરના પ્રભુપ્રેમથી એ સર્વ વધારેમાં વધારે મળી શકે તેમ છે; માટે આપણે આપણા પોતામાં અને આપણા બંધુઓમાં પ્રભુપ્રેમ વધારવો જોઇએ.

તમને એમ લાગશે કે પ્રભુપ્રેમમાંથી મારી બાયડીને દાગીના ક્યાંથી મળે? પ્રભુપ્રેમમાંથી મારાં છોકરાંને ચોપડીઓ ક્યાંથી મળે? પ્રભુપ્રેમમાંથી મારી સાસુને કેમ રાજી કરી શકાય? અને પ્રભુપ્રેમમાંથી મારા મિત્રને શું ભેટ આપી શકાય? ડૉકટર સાહેબ! પ્રભુપ્રેમનો સાચો અર્થ તમે સમજી શકતા નથી, માટે તમોને એમ લાગે છે, પણ તમારા એ વિચારો બહારના છે; કારણ કે ઇશ્વરે પોતાના જે ઇશ્વરીસ્નેહમાંથી અનંત બ્રહ્માંડો રચ્યાં, તે ઇશ્વરીસ્નેહ શું તમારાં છોકરાંઓને ચોપડીઓ નહિ આપી શકે? જો આવા તમારા વિચારો હોય તો ઇશ્વરીસ્નેહ એટલે શું, એ બાબત તમે હજી ખરેખર રીતે જાણુતા નથી, એમ નક્કી સમજજો.

સાધુ થઇ જવું, ઘરબાર છોડી દેવું, ધંધા–રોજગારની દરકાર કરવી નહિ અને "મફતનું ખાવું ને મસીદે સૂવું," એનુંજ નામ કાંઇ પ્રભુપ્રેમ નથી. બહુ ટીલાં–ટપકાં, બહુ નાહવું–ધોવું, બહુ વ્રત–ઉપવાસ અને બહુ માળા–કંઠીમાં પણ કાંઇ પ્રભુપ્રેમ નથી અને ઠાકોરજીને ભોગ ધરીને પોતેજ તે પ્રસાદ આરોગી જવા, એમાંજ કાંઇ પ્રભુપ્રેમ નથી; પણ પ્રભુપ્રેમ તો જગતની સેવા કરવામાં છે. પ્રભુપ્રેમ તો રૂડી રીતે જિંદગીની ફરજો બજાવવામાં છે. પ્રભુપ્રેમ તો ઉચ્ચ હેતુઓ રાખીને મરદાનગીભરી રીતે જિંદગીને કસવામાં છે અને પ્રભુપ્રેમ તો પોતાનું પૉઝિશન સમજવામાં

એટલે કે હું કોણ છું ? મારો દેશ કેવો છે ? મારો ધર્મ કેવો છે ? મારા પૂર્વજોનાં કામો કેવાં હતાં ? મારા પાડોશીઓ શું કરી રહ્યા છે ? મહાત્માઓનો શો ઉપદેશ છે ? શાસ્ત્રોની શું આજ્ઞા છે ? અને ઈશ્વર શાથી રાજી થાય છે ? એ બધું સમજીને પોતાની ફરજ બજાવવામાં રૂડી રીતે જિંદગી ગાળવી તેમાં છે, માટે આ-પલપોપલિયામાં ન રહી જતાં, મરી જતાં પહેલાં કાંઈક પણ સાર્થકતા કરી લો. ગમે તો તનથી, મનથી કે ધનથી અને ગમે તો મનથી, વચનથી કે કર્મથી, ગમે તે રીતે પણ કાંઈક પુરુષાર્થ કરીને જગતને તેનો લાભ આપો અને પછી પ્રભુ પાસે તેનું ઇનામ માગો, એટલે આપણને સૌને જે સાચું સુખ જોઈએ છે તે મળશે; કારણ કે એ સુખ કાંઇ બહારનું નથી, પણ એ સુખ તો આપણા કર્તવ્ય-માંથીજ, આપણી જિંદગી દરમિયાનજ આપણે મેળવવાનું છે. એ સુખ તો જગતની સેવા કરી હોય તેનું ઇનામ છે, એ શાંતિ તો રૂડી રીતે પ્રમાણિકપણે ઉદ્યોગી જિંદગી ગાળી હોય તેનું ફળ છે. એ દિલાસો તો પ્રભુને અર્થે બ્રહ્માર્પણવિધિથી ઘણાં કર્મો કર્યાં હોય તેનો બદલો છે અને એ પૂર્ણતા તો આપણાં દુનિયાદારીનાં કામોના કુહાડાથી આત્માની આડે આવતાં આવરણોની દીવાલ જેટલી તોડી હોય તેના પ્રમાણમાંજ હોય છે.

ઈશ્વરીસ્નેહ કાંઇ ખાલી મોટા મોટા શબ્દોથીજ નહિ પણ ક્રિયાઓથી બતાવી શકાય છે, માટે ડૉકટર સાહેબ ! છેવટ સુધી બહારના આડંબરમાંજ ન રહી જાઓ, પણ હવે તો કાંઇક સત્ય સમજીને આંતરધર્મમાં એટલે કે પ્રભુપ્રેમમાં આવો. હજી સુધી તર્ક–વિતર્કની જાળમાં પડ્યા રહ્યા છો, તેને બદલે હવે હૃદયની ભાવનાઓમાં આવો. હજીસુધી ફોકટની તમોગુણી સુસ્તીમાં પડ્યા રહ્યા છો તેને બદલે હવે કાંઈક ક્રિયાઓમાં આવો. હજી સુધી તમારો દેવ બહારના મંદિરમાં છે પણ હવે તો તેને અંત-રના મંદિરમાં લાવો. હજી સુધી તમારાં દાન તહેવાર ઉપર અને પૈસા–ટકામાં છે, પણ હવે તો અંતરનાં દાન કરો અને દરેક પળ દાનમાંજ જાય એમ શીખો. હજી સુધી દેવ–દેવીના અને જંતર–મંતરના બળ ઉપર તમે રહ્યા છો, પણ હવે આ-ત્માના બળ ઉપર રહેતાં શીખો. હજી સુધી તમારા પોતાનાજ સ્વર્થમાં રમ્યા છો, પણ હવે જગતના હિતમાં રમવાનો આનંદ તો જુઓ ! અને અત્યાર સુધી તમે મતમતાંતરના બહારના ઉપ-

દેશ ઉપર આધાર રાખ્યો છે, પણ હવે જરા તમારા પોતાના અંતરનો અવાજ તો સાંભળી જુઓ! આવી રીતે કરવું તેને અમે પ્રભુપ્રેમ કહીએ છીએ, કારણ કે ઇશ્વરીસ્નેહ કાંઇ ખાલી મોટા મોટા શબ્દોથીજ નહિ પણ ક્રિયાઓથી બતાવી શકાય છે. માટે આપણાં આચરણો સુધારવામાં પ્રભુપ્રેમ કામ લાગે અને આપણું શરીર, આપણું મન તથા આપણી બુદ્ધિની ક્રિયાઓ જગતમાં પ્રભુપ્રેમ વધારવામાં કામ લાગે, એમ અમે ઇચ્છીએ છીએ. શાસ્ત્રમાં લખ્યું છે, મહાત્માઓએ કહ્યું છે, અને અમે જોયું છે કે પ્રભુપ્રેમથી જીવોનું જેટલું કલ્યાણ થાય છે તેટલું કલ્યાણ બીજી કોઇપણ રીતે થઇ શકતું નથી; માટે જેઓને પોતાનાં, પોતાનાં કુટુંબનાં, પોતાના દેશનાં અને જગતના સર્વ જીવોનાં કલ્યાણની ઇચ્છા હોય તેઓએ પ્રભુપ્રેમમાં એટલે કે અંતરના ધર્મમાં પુરુષાર્થના ધર્મમાં–કર્ત્તવ્ય બજાવવાના ધર્મમાં–ઉચ્ચ હેતુઓથી બ્રહ્માર્પણકર્મો કરવાના ધર્મમાં, ભ્રાતૃભાવની ઇશ્વરીસગાઇના ધર્મમાં આવવું જોઇએ. આ જગતના સર્વ મનુષ્યોમાં અને સ્વર્ગના દેવતાઓમાં જે કાંઈ સદ્‌ગુણો છે તે સર્વ સદ્‌ગુણ એકલા પ્રભુપ્રેમમાં આવી જાય છે, માટે પ્રભુએ આપણને હુકમ કરેલો છે કેઃ–

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥

(गी० अ. १८, श्लो० ६६.)

ભાવાર્થઃ "બધા ધર્મો છોડીને મારે શરણે આવ. તું શોક કર મા. હું તને બધાં પાપો (દુઃખો)થી છોડાવીશ."

એટલુંજ નહિ પણ વળી એમ પણ કહેલું છે કેઃ

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात्परां शांतिस्थानं प्राप्स्यसि शाश्वतम्॥

(गी० अ. १८, श्लो. ६२.)

ભાવાર્થઃ "હે અર્જુન! સર્વભાવથી તેનેજ શરણે જા. તેની કૃપાથી તું પરમશાંતિને અને અવિનાશી સ્થાનને પામીશ."

એટલે કે બધાય ધર્મો છોડીને શરીરથી, મનથી, બુદ્ધિથી અને આત્માથી પરમાત્મા ઉપર પ્રેમ કરવો જોઇએ. એવો સાચો પ્રેમ કાંઈ માત્ર મોઢાના ખાલી શબ્દોથી થઇ શકતો નથી પણ ક્રિયાઓથી થાય છે, માટે આપણો પ્રભુપ્રેમ વધારવા સારુ આપણાં આચરણો સુધારવાં જોઇએ.

આપણે જોઇએ છીએ કે જેના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેનાં નેણ-વેણ બદલાઈ જાય છે અને તેને પોતાના મનમાં એમ લાગ્યા કરે છે કે:

* ' આ ઠેકાણે જવું મને વાજબી નહોતું, આ શબ્દો બોલવામાં મેં ઉતાવળ કરી છે, આ કામ આવી રીતે કરવું જોઈતું નહોતું, પેલા માણુસ સાથે જરા છૂટ મૂકીને વર્ત્યો હોત તો સારું હતું, ફલાણી ફલાણી વાત સાંભળવાની મારે કાંઇ જરૂર નહોતી, પેલા કામમાં હું નથી ગયો એ મારી ભૂલ થઇ છે, આ જગ્યાએ મેં જરા વધારે પડતો લોભ કીધો છે, આજ મારો ઘણો વખત ફોકટ ગયો છે, પેલું કામ થઇ જાત પણ મારા આળસથી રહી ગયું છે, આજે ભગવદ્સ્મરણ થઈ શક્યું નથી, એ મોટી ખોટ ગઈ છે અને આજે હું મહાન પ્રભુને અર્થે કાંઈ ધર્મ—દાન કે સારાં કામ કરી શક્યો નથી, પણ ઊલટા મારા મનમાં આજે એકબે પાપી વિચાર આવી ગયા છે. પ્રભુ! બચાવ, બચાવ, હવે મને આવું શોભતું નથી. આવી ભૂલોમાંથી હવે તે હું ક્યારે બચીશ? હે દીનદયાળુ પિતા! મને તારા શરણનું બળ આપ, બળ આપ. તારી કૃપા વિના હું આવી ભૂલોમાંથી બચી શકું તેમ નથી.”

ડૉક્ટર સાહેબ! પ્રભુપ્રેમની શરૂઆતમાં વ્યાવહારિક માણુસના મનમાં આવી જાતના વિચારો આવવા માંડે છે, એ પછી પ્રભુપ્રેમને લીધે ઈશ્વરને અર્થે જગતના જીવો તેને વહાલા લાગવા માંડે છે. એને માટે કહ્યું છે કે:

એક ગૃહસ્થે કોઈ મહાત્માને પૂછ્યું કે, મહારાજ! અમે પ્રભુના વહાલા થયા એમ કેમ સમજાય? ત્યારે તે મહાત્માએ પૂછ્યું કે, તમારે કોઇ માણુસ સાથે વધારેમાં વધારે હેત છે? ત્યારે તે ગૃહસ્થે કહ્યું કે, હા મહારાજ! મને મારી બાયડી ઉપર આખી દુનિયામાં સૌ કરતાં વધારે હેત છે. ત્યારે મહારાજે પૂછ્યું કે, તમારું હેત જણાવવા માટે તમે શું કરો છો? તે ગૃહસ્થે કહ્યું કે, મારું હેત જણાવવા માટે હું મારી બાયડીની હરેક વાતો માનું છું ને તેના કહ્યા પ્રમાણે કરું છું. મારી બાયડીનાં સગાંઓને બહુ માન આપું છું અને તેની બહેનપણીઓની બહુ ખાતરબરદાસ રાખું છું. મારી વહુને જે ચીજ વહાલી લાગે તેજ ચીજ મને પણ ગમે છે. પહેલા મને ખીચડી ખાવાનો બહુ

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી, પાનું ૧૧૪

અભાવ હતો, પણ મારી વહુને ખીચડી બહુ ભાવે છે, એટલે હવે તેની સાથે મને પણ ખીચડી ખાવામાં મજા પડે છે. પહેલાં મને છોકરાંઓ રમાડવાં ગમતાં નહિ, તેમનાં લીંટલાળ જોઇને હું સુગાયા કરતો, પણ મારી વહુને તેના નાનાભાઇ ઉપર બહુ પ્રેમ છે, એ છોકરો રોતીસૂરત જેવો છે, તોપણ મારી વહુ ઉપરના પ્રેમને લીધે હું તેને ખુશીથી મારા ખોળામાં તેડું છું અને હવે એ મારો નાનો સાળો વખતે મારા ખોળામાં મૂતરી પડે, તોપણ હું ચિડાતો નથી, પણ મારી વહુ ઉપરના હેતને લીધે ઊલટો હસી પડું છું.

આ સાંભળીને તે મહાત્માએ કહ્યું કે, ભાઇ ! જેમ તારી વહુ તને વહાલી છે, માટે તેનું કહ્યું માનવું તને ગમે છે ને તેનાં વહાલાં સગાં તને વહાલાં લાગે છે, તેમજ જ્યારે પ્રભુ તને વહાલા લાગશે ત્યારે પ્રભુના હુકમો પાળવા તને ગમશે અને પ્રભુનાં વહાલાં સગાં તને વહાલાં લાગશે. પ્રભુનાં વહાલાં સગાં કોણ એ તને ખબર છે ? હરિજનો, વૈષ્ણવો, ભક્તો, સાધુઓ, જ્ઞાનીઓ, સતીઓ અને ધર્મગુરુઓ, એ પ્રભુનાં વહાલાંમાં વહાલાં છે. જ્યારે હરિજનો ઉપર હેત આવે, ત્યારે સમજવું કે, પ્રભુ આપણને વહાલા થયા છે અને આપણે પ્રભુના વહાલા થયા છીએ. જ્યાંસુધી હરિજનો ઉપર હેત ન આવે, જ્યાંસુધી પ્રભુનાં બાળકો ઉપર હેત ન આવે, જ્યાંસુધી પ્રભુના પવિત્ર નામ ઉપર પ્રેમ ન છૂટે જ્યાંસુધી પ્રભુને અર્પણ થઇને રહેવાનું મન ન થાય અને જ્યાંસુધી પ્રભુના સત્ય હુકમો ન પળાય ત્યાંસુધી ભાઇઓ ! આપણે પ્રભુના વહાલા થયેલા ગણાઇએ નહિ; માટે જેમ આપણે આપણાં વહાલાંઓનાં કહ્યાં માનીએ છીએ અને તેઓનાં સગાં વહાલાંઓની ખાતરબરદાસ રાખીએ છીએ, તેમ જ્યારે પ્રભુના હુકમો પાળીએ અને હરિજનો ઉપર હેત રાખીએ ત્યારે પ્રભુ આપણને વહાલા થયા અને આપણે પ્રભુના વહાલા થયા, એમ સમજવું. એવું થયા વિના માત્ર વાતો કરવાથીજ કાંઈ કલ્યાણ થઈ જવાનું નથી, એ યાદ રાખજો.

## ભકતોને નડતી અડચણો

આવી રીતે પ્રભુપ્રેમને લીધે જગતના જીવો જ્યારે વહાલા લાગે, ત્યારે તેઓને ખાતર પોતાની શક્તિ પ્રમાણે કાંઇક કાંઇક કરવાનું મન થાય છે, પણ આપણામાં કહેવત છે કે, 'કરવું ને મરવું એ બે બરોબર છે.' મતલબ કે કરવું કાંઇ સહેલું નથી. વ્યાવ-

હારિક માણસોને જેવું મરવામાં દુ:ખ લાગે છે, તેવુંજ તેઓને બીજાંઓને ખાતર કાંઇ કરવું પડે તેમાં પણ દુ:ખ લાગે છે, પણ જેના દિલમાં પ્રભુપ્રેમ આવ્યો હોય, તેને તો પોતાના બંધુઓની સેવા કરવામાંજ આનંદ આવે છે, તેથી પોતાની સ્થિતિ પ્રમાણે કાંઇ ને કાંઇ ભલાઈનાં કામો તે કર્યાજ કરે છે. એ કામો તેની આજુબાજુના ઘણા લોકોને પસંદ પડતાં નથી, તેથી તેઓ તેની સામે થાય છે.

કોઈ ભક્તોને માબાપો નડચાં હતાં, કોઇને બાયડીછોકરાં નડચાં હતાં, કોઈને નાતજાતવાળાઓએ હેરાન કર્યા હતા કોઇને રાજા-રજવાડાએ દુ:ખ દીધાં હતાં, કોઇને અજાણ્યાં માણસોએ દુ:ખ દીધાં હતાં, કોઈને ધર્મગુરુઓએ પીડચા હતા અને કોઇને દેવોએ દુ:ખ દીધાં હતાં. ઇન્દ્રે અપ્સરાઓ મોકલીને ઋષિઓનાં તપ ભંગ કરાવ્યાં હતાં. આવી રીતે ભક્તોની પરીક્ષા માટે કાંઇ ને કાંઈ પણ વિઘ્ન આવ્યા વિના રહેતું નથી, માટે એવાં જરાકવારનાં વિઘ્નથી હારી જઈ ભક્તિરૂપી અમૂલ્ય હીરો હાથ આવેલો ખોઈ બેસશો નહિ; પણ એમજ સમજજો કે, મોટો નફો લેવા માટે થોડું જોખમ તો ખેડવુંજ જોઈએ. પ્રભુને અર્થે પ્રભુનાં બાળકોની મૂર્ખાઇભરેલી મસ્તી પણ સહન કરવી જોઇએ અને સર્વશક્તિમાન મહાન પવિત્રપિતા પ્રભુને અર્થે સર્વ મનથી ને સર્વ હૃદયથી આપણો આત્મા અર્પણ કરવો જોઇએ, ત્યારે પછી થોડો કામ, થોડો ક્રોધ કે જરાક લોભ મૂકી દેવો પડે, એની શું વિસાત? અને જો પ્રભુને ખાતર એટલું પણ ન મુકાય તો પછી ભક્ત શાના? માટે ભાઈઓ! અંનતકાળના મોક્ષધામમાં સુખ મેળવવાને ખાતર લોકોના તાનાટપલા, સગાંવહાલાંઓનાં મહેણાંટોણા, ભાઈબંધદોસ્તોનાં વાંકાંચૂંકાં, ઘરનાં માણસોના બળાપા, નાતીલાઓની ચેષ્ટા, અદેખાઈ, નકામા બેસીને પારકી પાટો ભાંગનારાઓના બડબડાટ અને તમારી યોગ્યતા કરતાં પણ ઘણા લોકો તમને જે વધારે માન આપે છે, તેઓના તાજીમતવાજો પ્રભુને અર્થે તમે સહન કરો.” *

પ્રભુપ્રેમમાં જામી ગયેલા ભક્તો કહે છે કે, જે ઝાડમાં ફળ આવે તે ઝાડ ઉપર લોકો પથરા ફેંકયા વિના રહે નહિ અને જે

* ‘સ્વર્ગની કૂંચી’ નામના પુસ્તકમાંથી, પાનું ૧૮૬ તથા પાનું ૨૭૬.

સારું ફળ પાકે તે ઉપર પંખીઓ ચાંચ માર્યા વિના રહે નહિ; તેમજ જે પોતાના વિકારો છોડી દઇને ભક્ત થાય, તેને પણ કોઇ ને કોઇ રીતે લોકો હેરાન કર્યા વિના રહે નહિ, કારણ કે માણસોનો એવો અંટકચાળો સ્વભાવ છે અને તે ભક્તોની કસોટી છે.

ડૉકટર સાહેબ! તમે, બૅરિસ્ટર સાહેબ કે પ્રોફેસર સાહેબ આવી બેવડી કસોટીમાં આવી શકો એમ છો કે? કહો કે, ના. એક તરફથી પારકાંઓના ભલા માટે તન–મન–ધનથી કાંઈક કરવું તેની મહેનત અને બીજી તરફથી આપણી સાથે જેને કાંઇ પણ લાગેવળગે નહિ, આપણા કામમાં વચ્ચે માથું મારવાનો જેને હક નહિ, તેવા લોકો તરફથી ધરાર અપમાન, એ બેવડો માર ખમવાની તમારામાં તાકાત છે કે? કહો કે નહિજ; અને એમ પણ કહો કે, એ માર તો ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ સમજનારા પ્રભુપ્રેમીઓજ ખમી શકે. આવી કસોટીમાંથી ઈશ્વરીસ્નેહવાળાઓ પસાર થઇ શકે છે, માટેજ ધીરે ધીરે લોકો તેઓને માન આપે છે. જગતમાં તેઓ વખણાય છે, બહુ કાળ સુધી તેઓનાં નામ અમર રહે છે અને પ્રભુપ્રેમને લીધે જગતના મિત્ર બની જવાથી તેઓ પ્રભુના વહાલા થાય છે; કારણ કે પ્રભુને ખાતર તેઓ પોતાના સ્વાર્થનો ભોગ આપે છે, એટલુંજ નહિ પણ પ્રભુપ્રેમને લીધે તેઓની ભાવના બહુ ઊંચી રહે છે, તેથી તેઓ ઘણી જાતનાં પાપમાંથી બચી શકે છે. એટલા માટે અનુભવીઓ કહે છે કે, * "ભક્ત બાયડી હોય તો વાતવાતમાં ધણીનો જીવ ખાય નહિ. ભક્ત ધણી હોય તો 'ધોકે જાર બાજરી ને ધોકે નાર પાધરી' એમ કરે નહિ. ભક્ત દીકરો હોય તો કુળનું નામ બોળે નહિ. ભક્ત પાડોશી હોય તો જરૂરને વખતે મદદ કર્યા વિના રહે નહિ. ભક્ત સગાં–વહાલાં હોય તો તે મહેણાં–ટોણાના તાના ટપલા માર્યા કરે નહિ. ભક્ત ડૉકટર હોય તો તે દરદીને માટે બેદરકાર રહે નહિ. ભક્ત મહેતાજી હોય તો તે વિદ્યાર્થીઓને પોતાનાજ દાખલાથી ચિરુટ ફૂંકતાં શીખવે નહિ. ભક્ત નોકર હોય તો તે શેઠની ચોરી કરીને ભાગી જાય નહિ. ભક્ત સાસુ હોય તો તે વહુને દુઃખ દે નહિ. ભક્ત વહુ હોય તો સાસુને વગોવે નહિ. ભક્ત શેઠ હોય તો ચાકરોના બાર વગાડે નહિ અને ભક્ત રાજા હોય તો બનતાં સુધી લડાઇઓ કરે નહિ કે રૈયત પાસેથી ગેરવાજબી

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી, પૃ૪ ૩૪૦.

કર લે નહિ. ટૂંકમાં આ દુનિયામાં ભક્તોની બલિહારી છે! માટેજ પંડિતો કહી ગયા છે કે, ભક્ત દુશ્મન પણ સારો, પણ નાસ્તિક દોસ્ત કામનો નહિ. માટે ભાઇઓ, જેમ બને તેમ જગતની સેવા કરીને સાચા ભક્ત બનો અને શાંતિદાયક પ્રભુના માર્ગમાં આવો; પ્રભુના માર્ગમાં આવો."

ડૉક્ટર સાહેબ! આવી રીતે પ્રભુપ્રેમથી માણુસની સ્થિતિ બદલાઈ જાય છે, ×કારણુ કે પ્રભુપ્રેમ એ સર્વે સદ્‌ગુણોની માતા છે, તેથી પ્રભુપ્રેમને લીધે તેઓમાં આપણા કરતાં વધારે સદ્‌ગુણો આવી ગયેલા હોય છે, એટલે તેઓ આપણા કરતાં શ્રેષ્ઠ છે. કોઇ કોઇ ભક્તોમાં કદાચ બીજા ગુણો ન હોય, તોપણ ભગવદ્‌આશરાનું બળ તેઓમાં ભારે હોય છે. દુનિયાદારીનો મોહ તેઓમાં ઓછો હોય છે, પ્રભુને ખાતર તેઓ પોતાનાં ઘણાં સુખોનો ભોગ આપી શકે છે અને દરેક ભક્તમાં ખાસ કરીને અતિશય ભલાઇ હોય છે. એ ભલાઇને લીધે આપણે તેને ચાહીએ છીએ.

એટલુંજ નહિ પણ ઈશ્વરીસ્નેહવાળાં માણુસોમાં ખાસ એ ગુણ આવી જાય છે કે, *જેમ આંબા ઉપર વધારે ફળ લાગે તેમ તે ફળના ભારથી વધારે ને વધારે નમતો જાય છે, તેમજ જે માણુસો ભક્તિમાર્ગમાં લાગી જાય છે–પ્રભુના રસ્તામાં આવી જાય છે, તેઓને પણ મોટાં ફળ મળેલાં હોય છે અને મોટા લાભ મળવાના હોય છે, એટલે તેઓ પણ સૌને સદા નમતાજ રહે છે અને સૌની સાથે ભલાઈજ રાખવા ઇચ્છે છે. પોતે ઘસારો ખાઇને-ખોટ ખાઇને પણ સામાને રાજી રાખે છે, પોતે દુઃખ ખમીને પણ પારકાનું ભલું કરે છે, પોતે ભૂખ્યા રહીને પણ પોતાના કરતાં વધારે ભૂખ્યાઓને જમાડે છે, પોતે ભીખ માગીને પણ બીજાઓને મદદ કરે છે, બીજાઓની વગર મફતની ગાળો ખાઇને પણ પોતે ધર્મનાં કામો કરે છે અને જાણે પારકાંના સુખને માટેજ પોતે અવતાર લીધો હોય, તેવીજ રીતે પ્રભુપરાયણ રહીને તેઓ વર્તે છે. જેઓ એવી રીતે વર્તે છે, તેજ સાચા સંત છે ને તેજ ખરા ભક્ત છે. જ્યાંસુધી પોતાના આત્મા જેવો બીજાના આત્માને ન જાણે અને મારું–તારું ન છોડે, ત્યાંસુધી ભક્ત શાના?

---

× 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૩૩૯.

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૨૦૫.

## ૬૯–હરિજનો અને વ્યાવહારિક માણસો વચ્ચેનો ભેદ

ડૉક્ટર સાહેબ! ઈશ્વરીસ્નેહવાળા હરિજનો અને વ્યાવહારિક સાધારણ માણસો વચ્ચે શું ભેદ છે, એ તમે જાણો છો? જો એ ભેદ તમે ખુલ્લી રીતે જાણતા હો તો ઈશ્વરીસ્નેહવાળાં માણસોમાં શું ખૂબી હોય છે, શું વિશેષતા હોય છે અને શું આનંદ હોય છે, એ જાણી શકો અને જો એ જાણી શકો, તો ઈશ્વરીસ્નેહ ઉપર મહાત્માઓ શા માટે એટલો બધો ભાર મૂકે છે તે સમજી શકો અને એ સમજવાથી પ્રભુપ્રેમ ફેલાવવાના અમારા હેતુમાં તમે મદદગાર થઈ શકો; માટે બહુ લાંબું થાય છે તોપણ ઈશ્વરીસ્નેહવાળા હરિજનો અને વ્યવહારિક માણસો વચ્ચે શું ભેદ હોય છે, તે વિષેના અનુભવની હજી પણ એક વાત સાંભળો.

* છપ્પનિયા દુકાળે બહુ લોકોને મુંબઈ દેખાડ્યું હતું. એ વખતે કાઠિયાવાડથી એક હરિજન એક ભક્તના સદાવ્રતના કામ માટે તજવીજ કરવા મુંબઈ ગયો હતો. તે પાછો પોતાને ગામ ગયો, ત્યારે પેલા ભક્તે મુંબઈના સુખ–શાંતિના સમાચાર પૂછ્યા અને કહ્યું કે, "તમે મુંબઈમાં શું શું જોયું? એ વાત કરો."

ત્યારે તે વૈષ્ણવે કહ્યું કે, "ભાઈ ભાઈ! મુંબઈની તે શી વાત કરો છો? એ તો અલબેલી નગરી છે! હું તો કહું છું કે, જેણે મુંબઈ નથી જોયું તેણે કાંઈજ નથી જોયું! ત્યાંની લક્ષ્મી ને ત્યાંના વૈભવો તો કાંઈ ઓરજ છે! એવા એવા શેઠિયાઓ પડ્યા છે કે આપણા ગામના રાજા જેવાને તો તે વેચાતા લઈ લે! ઘણાએ શેઠિયાઓને ત્યાં ઘોડાગાડીઓ જોઈ, ઘણાઓને ત્યાં ઊંચી તોખમના અરબી તથા વિલાયતી શરતના ઘોડા જોયા, ઘણાઓને ત્યાં સુંદર વાડી–બંગલા જોયા, ઘણાઓને ત્યાં રેશમી સાટિનના ને મખમલના ખુરશી–કૉચ જોયા, ઘણાઓને ત્યાં આરસપહાણની લાદીઓ ને બારીક કારીગીરીનાં પૂતળાંઓ જોયાં, ઘણાઓને ત્યાં સુંદર ફુવારા અને આંખો ફાટી ને ફાટી રહે તેવાં જોવાલાયક ચિત્રો જોયાં, ઘણાઓને ત્યાં સોનાચાંદીનાં ને ફક્કડ ચીનીકામનાં રાચરચીલાં જોયાં, ઘણાઓને ત્યાં રમવાનાં ટેબલો ને મેદાનો જોયાં, ઘણાઓને ત્યાં દરિયામાં સહેલ કરવાની જોલીબોટો અને મોટી કિંમતનાં કૂતરાંઓ જોયાં, ઘણાઓને ત્યાં હવા ખાવાના બંગલા

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી

ને રાંડોના નાચ જોયા, ઘણાઓને ત્યાં ઊંચા ઊંચા પલંગો ને વિલાયતી વાજાંઓ જોયાં, ઘણાઓને ત્યાં છપ્પન જાતની ઊંચી ઊંચી મીઠાઈઓ ખવાતી જોઈ, ઘણાઓને ત્યાં મોટાં મોટાં કારખાનાંઓ જોયાં, ઘણાઓને મોટી મોટી સભાઓ ગજવતા જોયા, ઘણાઓને મોટા મોટા અધિકારવાળા જોયા અને ઘણાએ માનપત્રોવાળા તથા ઘણાએ મોટા મોટા ખિતાબનાં પૂંછડાવાળા જોયા. એવું એવું તો ઘણુંએ જોયું, પણ ભક્ત! એક મૂળ મુદ્દાની વાત ક્યાંય દેખાણી નહિ, એતો માત્ર તમારા જેવા ભક્તોને ત્યાંજ જોયું."

ત્યારે તે ભકતે પૂછયું કે, "ભાઇ ! એ વળી શું ?"

ત્યારે તે હરિજને કહ્યું કે, "કોઇના બારણામાં સાધુ–સંતની ભીડ જોઇ નહિ. સૌને ત્યાં સારું સારું ને મોજ–શોખની વસ્તુઓ જોઇ, પણ કોઇને ત્યાં આંધળાં, લૂલાં, કાણાં, કૂબડાં, કોઢિયાં ને ભૂખ્યાંઓની ભીડ જોઇ નહિ. કોઈને ત્યાં ગરીબ યાત્રાળુઓને રોટલાનો કટકો અપાતાં જોયો નહિ, કોઇને ત્યાં બીમારોની સારવાર થતી જોઇ નહિ, કોઇને ત્યાં રોજ દસવીસ આવતા–જતા ભક્તોની મંડળી જોઇ નહિ, કોઇને ત્યાં રોજ રોજ હરિકથા થતી જોઇ નહિ, કોઇને ત્યાં નિરાધારોને માટે બેઘડી બેસવાની જગ્યા જોઈ નહિ, કોઇને ત્યાં ભિખારીઓને માટે ખીચડાના ચરુ ચડેલા જોયા નહિ, કોઇને ત્યાં તરસ્યાંઓને પાણી પીવા મળે એવું પણ દીઠું નહિ, કોઈને ત્યાં દુખીને દિલાસાના બે શબ્દો મળે એવું પણ દીઠું નહિ, કોઇને ત્યાં ગરીબોને માત્ર આવકાર મળે એવું પણ દીઠું નહિ, કોઇને ત્યાં નાગાંઓને વસ્ત્ર મળે એવું પણ દીઠું નહિ અને કોઇને ત્યાં દુખીની ખબર પુછાય તેવું પણ દીઠું નહિ ! એ બધું તો માત્ર ભક્તોને ઘેરેજ અમે જોયું ! ભીખ માગી માગીને સદાવ્રત ચલાવવાં અને સંતોની તથા દુઃખીઓની સેવા કરવી એ તો માબાપ તમારે ઘેરેજ અમે જોયું ! તમે શા માટે સુખી છો, તેનું કારણ હવે હું સમજ્યો. એનું કારણ એજ કે, તમારે ત્યાં આવીને ગરીબો પોતાનાં દુઃખ ભૂલી જાય છે અને તમારે ત્યાં ભૂખ્યા અતિથિઓનું આદર–સન્માન થાય છે, માટે એ સેવાને લીધે–એ પુણ્યને લીધે તમારે ત્યાં સદાય આનંદ રહે છે."

આહા ! પ્રભુને ખાતર પ્રભુનાં બાળકોની સેવાનું ફળ કેટલું બધું મોટું છે, એ જુઓ તો ખરા ? જેને ઘેર ચાર ચાર ઘોડાની

ગાડીઓ હોય, તેઓના હૃદયમાં હોળીઓ બળતી હોય તથા કંઈક જાતની કાણો મંડાણી હોય અને જે ગરીબ ભક્તો દુઃખીઓની સેવા કરવા સારુ ભીખ માગતા હોય તેઓને ત્યાં સંતોની મંડળીઓ પ્રભુના નામનો જયજયકાર બોલાવતી હોય, એ શું ખૂબીની વાત નથી? હવે તમે કહો કે કોણ મોટા? ભક્ત કે શ્રીમંત? અમને તો દાસભાવવાળા અને સેવાધર્મવાળા ભક્તો મોટા લાગે છે; માટે કરુણાના ભંડાર, નોધારાના આધાર, દેવોના દેવ, પરમમંગળસ્વરૂપ, આદિનાથ, પૂર્ણપુરુષોત્તમ, સર્વેશ્વર શ્રીહરિને પ્રાર્થના કરીએ છીએ કે, હે પ્રભુ! તારી સેવા કરી શકીએ તેવા અમને ભક્ત બનાવ, ભક્ત બનાવ.

---

## ૭૦–જગતના સૌ ધર્મ ઈશ્વરીસ્નેહમાંથી ઉત્પન્ન થયેલા છે

ડૉકટર સાહેબ! ઈશ્વરીસ્નેહવાળા અને વ્યાવહારિક માણસોની વચ્ચેનો તફાવત જોયો? એક પોતાના સ્વાર્થને ખાતર બીજાઓની દરકાર કરતા નથી, ત્યારે બીજાઓ પારકાઓને માટેજ મરી પડે છે! ઈશ્વરીસ્નેહમાં આવી ખૂબી છે, માટે અમે તમને ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈના ધર્મમાં આવવાનું કહીએ છીએ; કારણકે આ સંસાર એ એક મોટું ચક્ર છે, તેની ધરી તે પરમાત્મા છે અને એ ચક્રનો મધ્યભાગ કે જેને નાભિ કહે છે, તે ઈશ્વરીસ્નેહ છે. એ નાભિમાં જુદા જુદા આરા તે જુદા જુદા સદ્ગુણો છે, પણ એ બધા આરા એટલે કે બધા સદ્ગુણો એકજ નાભિમાંથી નીકળેલા છે. જેમ એક સૂર્યમાંથી ઘણાં કિરણો નીકળે છે તેમ એક ઈશ્વરીસ્નેહમાંથી ઘણા સદ્ગુણો નીકળે છે, માટે સૌ સદ્ગુણોનું મૂળ જે ઈશ્વરીસ્નેહ છે, તેને આપણે પકડવો જોઈએ; કારણ કે ઈશ્વરીસ્નેહમાંથી નીકળેલા સદ્ગુણોમાંથી થોડા થોડા સદ્ગુણો લઈને દુનિયાના સૌ ધર્મો ઉત્પન્ન થયેલા છે. જેમકે કોઈએ સત્યનો આધાર પકડેલો છે, કોઈએ અહિંસાનો આધાર પકડેલો છે, કોઈએ પરમાર્થ ઉપર ભાર મૂકેલો છે, કોઈએ ત્યાગ ઉપર ભાર મૂકેલો છે, કોઈએ તપ ઉપર ભાર મૂકેલો છે, કોઈએ પવિત્રતા ઉપર ભાર મૂકેલો છે, કોઈએ મૂર્તિપૂજા ઉપર ભાર મૂકેલો છે, કોઈએ ભજન–કીર્તન ઉપર ભાર મૂકેલો છે, કોઈએ સત્સંગ

ઉપર ભાર મૂકેલો છે, કોઇએ બળિદાન ઉપર ભાર મૂકેલો છે અને કોઇએ વિચાર ઉપર ભાર મૂકેલો છે, એમ જુદા જુદા ધર્મવાળાઓ જુદા જુદા ગુણો ઉપર મુખ્ય આધાર રાખીને ચલાવ્યે જાય છે; પણ એ બધા ગુણો પ્રભુપ્રેમમાં આવી જાય છે, તેથી દુનિયાના બધા ધર્મો અને તેનું તત્ત્વ ઇશ્વિરીસ્નેહમાં આવી જાય છે, માટે આપણાં પવિત્ર શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે અમે તમને ઇશ્વિરીસ્નેહમાં આવવાનું કહીએ છીએ, કારણ કે એ ઈશ્વરીસગાઇના ધર્મમાં સૌથી વધારેમાં વધારે કલ્યાણ છે. માટે હવે તો મારી ઇચ્છા એવી છે કે તમે સૌ તમારા અનુભવ પ્રમાણે પ્રભુપ્રેમીઓની વાતો કરો. ચોપડીઓમાં વાંચેલા અસલના દાખલાઓ મને નથી જોઇતા, પણ હાલમાં તમારી આજુબાજુમાં જે બનાવો બની રહ્યા હોય, જે કાંઈ તમે તમારી નજરે જોયું હોય અને જેમાં તમને કાંઇક વિશેષતા લાગી હોય તેની વાત કરો, કારણકે એવી વાતોમાંથી પાત્રોનાં કામો જોઇને આપણામાં નવું બળ આવતું જાય છે અને આપણો સ્નેહ વધતો જાય છે; માટે હવે તો તમે બધા એવી જાતના આનંદની વાતો મને સંભળાવો.

એમ કહીને ઇઝિચેર ઉપર લાંબા થઇને મહારાજ જરા વિસામો લેવા લાગ્યા. ત્યારે ડૉકટર સાહેબે કહ્યું કેઃ

મહારાજ! અમે સાધારણ માણસોની સાદી સાદી વાતો જાણતા હોઇએ એમાં તે શું કહીએ? તમે કાંઇક અદ્ભુત બનાવોની વાતો કહો, કે જેમાં મજા પડે.

મહારાજે કહ્યુંઃ ડૉકટર સાહેબ! ગલીપચી થાય તેવી માત્ર ઉપલી અજાયબી તરફ ન જુઓ, પણ જે વસ્તુ આપણા જીવનમાં કામ લાગે તેને પકડો. તમે એમ સમજો છો કે, અમે મોટા માણસ છીએ, પણ ખૂબ સમજી રાખજો કે, આપણે હજી માત્ર સાધારણ માણસજ છીએ; માટે પ્રથમ રૂડી રીતે સાધારણ કામો કરીને પછી ધીરે ધીરે તેમાંથી મોટાં કામો કરવાની યોગ્યતા મેળવવી જોઇએ.

બધાં માણસો કાંઈ મોટાં કામો કરી શકે નહિ. એટલુંજ નહિ પણ એ પણ યાદ રાખજો કે, *બધા કાંઇ મહાકવિ કાળિદાસ કે પરદુઃખભંજન વિક્રમ થઇ શકે નહિ, બધા કાંઈ મહા દાનેશ્વરી બળિ કે બાણાવળી અર્જુન થઇ શકે નહિ, બધા કાંઇ માંધાતા કે દિલિપ થઇ શકે નહિ, બધા કાંઈ ભરત કે હનુમાન જેવાં મહા-

* 'સંસારમાં સ્વર્ગ' નામના પુસ્તકમાંથી પાનુ ૧૭૯

ભારત કામ કરી શકે નહિ, બધા કાંઈ શાક્યસિંહ કે શંકરાચાર્ય થઇ શકે નહિ, બધા કાંઇ અશોક કે અકબર થઇ શકે નહિ, બધા કાંઈ લિયોનિડાસ કે નોશીરવાન થઇ શકે નહિ, બધા કાંઈ મહારાણી વિકટોરિયા જેવાં ભાગ્યશાળી કે નેપોલિયન બૉનાપાર્ટ જેવા પરાક્રમી થઈ શકે નહિ અને બધા કાંઇ મહારાજા પૃથ્વીરાજ કે મહારાણા સંગ્રામસિંહ (સંગ) થઇ શકે નહિ. એવાં રત્નો તો વિરલજ હોય છે અને એવા પ્રસંગો પણ કવચિતજ મળે છે. માટે એવાં મોટાં ભાગ્ય ને એવાં મોટાં કામોની વ્યર્થ આશામાં પડી નહિ રહેતાં, આપણે આપણાં રોજનાં નાનાં નાનાં કામકાજો સરસમાં સરસ રીતે બજાવવાં જોઇએ. જો, એ કામો આપણે સારી રીતે બજાવી શકીશું, તો બીજાં વધારે મોટાં કામોને માટે આપણી આગળ રસ્તો ખુલ્લો થશે, તેથી જ્યારે મોટાં કામો કરવાનો શુભ પ્રસંગ મળશે, ત્યારે આપણે તે કામો બહુ હિંમતથી, બહુ સહેલાઇથી, બહુ સફાઇથી ને બહુ શાંતિથી ફતેહભરી રીતે માનપૂર્વક બજાવી શકીશું; પણ જેઓને શરૂઆતનાં દરરોજની જરૂરિયાતનાં, જેને આપણે સાધારણ અને માલ વિનાનાં કહીએ છીએ, તેવાં કામો પણ કરતાં ન આવડે, તો એવાઓ તરફથી બીજાં મોટાં કામોની શી આશા રાખી શકાય? માટે ડૉકટર સાહેબ! શરૂઆતમાં બહુ મોટાં કામોના નહિ પણ આપણાથી બની શકે તેવાં, આપણી વચ્ચેથી મળી આવતાં ભલાં કામોના દાખલાઓ જાણવાની આપણે જરૂર છે. એ જાણવાથી આપણા દેશમાં શું કરવાની જરૂર છે તથા આપણે પોતે તેમાં શું કરી શકીએ તેમ છીએ, એ જાણી શકાય છે અને એ જાણવાથી આપણો પ્રભુપ્રેમ વધી શકે છે; માટે પ્રથમ હું એવા સાદા દાખલા જાણવા ઇચ્છું છું.

## ૭૧–શ્રીમંતાઇની ભૂલોનું પરિણામ

ડૉકટરે કહ્યુંઃ મહારાજજી! તમે ખુશી થાઓ એવી જાતના ઊંચા દાખલાઓ તો હું નથી જાણતો, પણ મારા મનમાં ઊંડી અસર કરી હોય, એવા કેટલાક દાખલા જાણું છું. તેમાં પહેલો દાખલો એક ખરાબ સ્વભાવના શેઠિયાની ભલી સ્ત્રીનો છે. વાત બહુ સાદી છે. એ શેઠના કુંટુબનો હું ડૉકટર છું, તેથી મારે વારંવાર તેમને ઘેર જવું પડે છે, એટલે આ માત્ર સાંભળેલી નહિ,

પણ મારા અનુભવની વાત છે. એ શેઠ પુખ્ત ઉંમરનો છે ને તેનો મિજાજ બહુ કડક છે. વાત વાતમાં તેરી-મેરી ઉપર આવી જાય છે અને ગાળગલોચ વિના તો તે જાણે બોલીજ શકતો નથી. તેમાં વળી હાલમાં વેપારમાં ખોટ જવાથી તેને દેવાળું કાઢવું પડયું છે, તેથી એક તરફથી આબરૂની ખામી, બીજી તરફથી ગરીબાઈ, ત્રીજી તરફથી પૈસાની ગરમીને લીધે મગજમાં ભરાઇ ગયેલા વિચિત્ર ફાંટાઓ, ચોથી તરફથી કુટુંબમાં કુસંપ અને પાંચમી તરફથી શરીરની બીમારી, એ બધાંને લીધે તેનો સ્વભાવ બહુ બગડી ગયો છે. ત્રણ વરસ થયાં અર્ધાંગવાયુને લીધે તે પથારીમાંથી ઊઠી શકતો નથી. પૈસાના મદને લીધે જુવાની ખરાબ રીતે ગાળેલી, તેના પરિણામે હાલ વૃદ્ધાવસ્થામાં તે પીડાય છે. ગરમીના બૂરા રોગની અસર રહી ગયેલી તે હાલની નબળાઈમાં તેને દુઃખ દે છે.

એ શેઠને ચાર જુવાન છોકરા છે, પણ તેમાં એક પણ આજે ખરે વખતે કામ આવતો નથી. મોટા છોકરાને બે વરસ થયાં ક્ષયરોગ થયેલો છે, તેથી હવાફેરમાં ને આખો દિવસ દવા પીધા કરવામાં તેનો વખત જાય છે; વળી પોતાની બાયડી સાથે તેને બનતું નથી, બાયડીને કાઢી મૂકી છે, તેથી તે પિયરમાં રહે છે. દોકડાની આવડત નહિ ને મિજાજ બાર ખાંડી! કમાવાને નામે મીંડું ને ખરચમાં પાછું વાળીને જોવું નહિ! કરી પાળવાના સોગનને મોટા મોટા ડૉકટરોને બોલાવવાનો શોખ અને બાપનું મોં દીઠું ગમે નહિ, પણ અક્કલના ઓથમીર એટલે બાપ પાસેજ પડયું રહેવું પડે!!

બીજો છોકરો સ્વભાવનો સારો છે પણ મીઠામોળો છે, એટલે કાંઇ પણ કામ કરતાં તેને આવડતું નથી. તે બાપનું કહ્યું માને છે પણ સાવ બાઇજીબા જેવો છે, મુદ્દલ હિંમત ન મળે. કયાંક બંદૂક ફૂટે તોપણ બી જાય અને ફળિયામાં કૂતરાં ભસે તોપણ પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી માથે ઓઢી ધ્રૂજવા મંડે! ભાઇસાહેબ સવારે નવ વાગે ઊઠે, તે પછી બરાબર અર્ધો કલાક સંડાસમાં થાય, અર્ધો કલાક દાતણ કરતાં લાગે, એક કલાક નાહતાં લાગે અને જરાક વાર હાથમાં છાપું લઇને આમતેમ ફેરવે એટલામાં જમવાનો વખત થઇ જાય! બાર વાગ્યે જમ્યા પછી જરા આડીઅવળી વાતો કરીને બીડી પીતે પીતે એક વાગે સૂઇ જાય. બે કલાક સૂવું જોઇએ. સૂઇને ઊઠે ત્યાં ત્રણ વાગે. એ વખતે ચા–

દૂધ જોઇએ. એ પછી શેઠ આખો દિવસ કંટાળી ગયા હોય તેથી કાંઇ રમતગમત વિના ચાલે? ચા પીને ચોપાટ રમવા બેસે. બે કલાક ચોપાટ રમ્યા પછી સાંજે સાડાપાંચ વાગે કપડાં પહેરવા લાગે. બહુ ઉતાવળ કરે, ત્યારે માંડ માંડ પોણા કલાકમાં કપડાં પહેરી શકે!! તે પછી છ વાગે ફરવા જાય તે રાતે આઠ વાગે ફરીને ઘેરે આવે.

હવે તમે કહો કે, એ બિચારાને કામ કરવાનો ટાઇમજ ક્યાં મળે છે? વચમાં વચમાં દસ્ત સાફ નહિ આવવાની ફરિયાદ, માથું તો વાત વાતમાં દુઃખી જાય, શરદી-ગરમી લાગતાં તો જરા પણ વાર ન લાગે, અજીરણ તો હમેશાં હોયજ અને દરરોજ કાંઇ ને કાંઇ પેટંટ દવાની બાટલીઓ લીધા વિના તો તેને ચાલેજ નહિ!!

એ શેઠ સાહેબની વહુને બે વરસ થયાં સુવાવડનો રોગ લાગુ પડ્યો હતો, તેથી તે પથારીમાંથી ઊઠી શકતી નહોતી; પણ તે શેઠ તેની કાંઇ તજવીજ રાખી શકતા નહોતા, કારણ કે તેમનો વખત તો ઝાડો સાફ નહિ આવવા માટે અને અનાજ નહિ પચવા માટે પેટ ઉપર હાથ ફેરવ્યા કરવામાં જતો હતો! અનાજ ન પચે એમાં કાંઇ નવાઇ પણ નહોતી, કારણ કે એનું ખાવું પણ ખુદા ખેર કરે એવું હતું. સવારમાં ઊઠીને બદામપાકનાં ચોસલાં ચડાવે, તે પછી દૂધ, તે પછી ચા, તે પછી સવારનું જમવાનું, તે પછી બપોરનો નાસ્તો, તે પછી ફ્રુટ, તે પછી સાંજની ચા ને દૂધ, તે પછી ફરવા જાય ત્યાં ખારી બદામ કે લાલાદાળ, તે પછી રાતનું જમણ, તે પછી સૂતાં પહેલાં દૂધની કૉફી!! પછી પેટનો વાંક શું?

બાકી જે વખત રહ્યો તેમાંથી થોડોક વખત વારે વારે ચશ્મા લૂછ્યા કરવામાં, વારેવારે ઘડિયાળ જોયા કરવામાં, વારેવારે ધોતિયાની પાટલી સરખી કરવામાં અને વારે વારે કપાળ ઉપરની બાબરીના બાલનો સેંથો સરખો કર્યા કરવામાં તથા ઊંઘવામાં જતો હતો. તેમને જરા પણ ફુરસદ ક્યાં હતી કે, પોતાની બાયડીની ખબર પૂછે? તે કહેતા કે, એ તો જન્મી ત્યારની માંદી છે; શું એને સારુ હું કાંઇ મરી જઇશ? આવી લાગણી તેઓમાં હતી!

ત્રીજો છોકરો બહુ ઉફાંદી હતો. તે બહુ ખરાબ સોબતમાં ફરતો, નાટકોમાં, સરકસોમાં, શરતોમાં ને કલબોમાંજ તેનો વખત જતો હતો. તેની વહુ મરી ગઇ હતી, તે પછી તે બેચાર

દહાડે ઘેરે આવી જતો અને લાગ મળે તો કાંઈ ઘરેણુંગાંઠું તફડંચી કરી જતો; ઘરમાં કોઈ સાથે તેને બનતું નહિ. એ છોકરો જરા પાણીદાર છે, પણ પહેલેથી કેળવણી સારી નહિ, બહુ મોજ–શોખમાં ઊછરેલો ને માથે દેખરેખ નહિ એટલે તે હાથથી ગયો છે. ચોથો છોકરો હોશિયાર છે, તે પોતાના એક મિત્ર સાથે તેના ધંધામાં ભાગીદાર થયો છે અને બાપદીકરાને બનતું નથી, તેથી તે જુદો રહે છે. તે જુદો થયો તેથી પોતાની આબરૂ ગઈ, એમ સમજીને ગુસ્સાને લીધે મમતમાં આવી જઇને તેના બાપે તેને કાંઇ આપ્યું નથી, તેથી તેણે પોતાના ભાગ માટે પોતાના બાપ ઉપર હાઇકોર્ટમાં દાવો માંડ્યો છે. એ કેસ હજી ચાલે છે.

પાંચમો છોકરો હતો, તે શેઠને સૌ કરતાં બહુ વહાલો હતો, પણ તે ચૌદ વર્ષની નાની ઉંમરમાં ગુજરી ગયો. તેની બાળવિધવા વહુ એ શેઠના ઘરમાંજ છે. એ બાઇનું મગજ જરા ચસકેલું છે. મહિને બે મહિને થોડા દિવસ તે ગાંડાઈનાં ચિહ્‌ન દેખાડે છે અને વારે વારે તેને હિસ્ટીરિયા થઇ આવે છે. તેની તબિયત હમેશાં બહુ નબળી રહે છે, એટલે તે ઉદાસ જેવી થઇને પોતાના ઓરડામાંજ પડી રહી છે. ઘરના કામકાજમાં તે કાંઇ ભાગ લેતી નથી, પણ ઊલટું તેની સારવારમાં બીજાંઓને રોકાવું પડે છે. એ સિવાય તે શેઠને ત્રણ છોકરીઓ છે. તેમાં મોટી છોકરી સારે ઘેર આપેલી છે ને તે સુખી છે, પણ તે બાલી ગઇ છે, તેથી તેને કાંઇ છોકરાંછૈયાં થતાં નથી. એ છોકરી ભલી છે, પણ તેના વર સાથે લેણદેણ માટે શેઠને કાંઈ બોલાચાલી થઇ ને તેમાંથી મોટો વાંધો પડ્યો, તેથી તે પોતાની વહુને તેને બાપને ઘેરે જવા દેતો નથી.

બીજી છોકરી બચરવાળ છે, પણ તેનો વર ઊંધા ધંધા કરે છે, તેથી તે ગરીબ થઈ ગયેલો છે, એટલે જેમ કુંભારને ગુસ્સો ચડે ત્યારે તે ગધેડાંના કાન મરડે, તેમજ પોતાના ઊંધા ધંધાથી પોતાને નુકસાન થાય, ત્યારે તેનો ગુસ્સો તે પોતાની બાયડી ઉપર ઉતારે છે, તેથી તેઓ બંને લડે છે, એટલે તે બાઇ રિસાઈને પોતાને પિયર ચાલી આવે છે. તેનો વર કહેતો કે, "તારા બાપ પાસે કયાં થોડું બળ્યું છે? તુંજ મને તેની પાસેથી મદદ નથી અપાવતી. જો તું સાચી થાય તો આપણે આવાં ભૂખડીબારસ શું કરવા રહીએ? મારી ઉપર ટાંચો શું કરવા આવે? મારે નાસભાગ શા માટે કરવી પડે? અને મારે એકના ચારગણા લખી આપવાના

તથા તારા દાગીના લઈ જઇને ગીરવી મૂકવાના ઊંધા ધંધા શા માટે કરવા પડે ? પણ તારામાં માલ નહિ, તેથી હું દુઃખી થાઉં છું.

આવી રીતે તે પોતાની બાયડીને પજવતો હતો, તેથી કંટાળીને એ બાઇ પોતાના બાપને ઘેરે ભાગી આવતી અને ધીરે ધીરે તેની બધી હકીકત તેના બાપના કાન ઉપર જતી; પણ શેઠ સ્વભાવના લોભિયા તેથી પોતાના સારા વખતમાં કાંઈ મદદ કરી શકયા નહિ અને પછી તો પોતેજ તંગીમાં આવી પડ્યા, એટલે એ દીકરી તરફની પીડા એમને એમ રહી ગઈ. એ બાઇના વરે આપઘાત કરવા સારુ અફીણુ ખાધું હતું, પણુ જલદી ખબર પડી જવાથી અને વખતસર ઘટતી સારવાર થવાથી તે બચી ગયો છે. એ ગુના માટે ત્રણુ માસની કેદની સજા તેને થઇ હતી, તેમાંથી તે હમણુંજ છૂટયો છે.

ત્રીજી છોકરી બાળરાંડ છે, તે આખો દિવસ મંદિરોમાંજ પડીપાથરી રહે છે, તેની ચાલચલગત માટે લોકોમાં બહુ વાતો થાય છે. એ કેસ પણુ સુધરે તેવો નથી, કારણુ કે તે પૈસાવાળી છે, વળી તેના સાસરામાં તેને કબજામાં રાખે એવું કોઇ માણુસ નથી અને જ્યાં વાડ પોતેજ ચીભડાં ગળી જાય, ત્યાં શું ઉપાય ચાલે ? જ્યાં પાપ છોડાવવા જઇએ, ત્યાંજ પાપમાં બંધાઇ જવાય એ દુઃખ કોને કહેવું ? આ બધી હકીકત તે બુઢ્ઢો શેઠ જાણે છે, પણુ પીંજરામાં પુરાયેલા સિંહ તરફ જેમ છોકરાંઓ કાંકરા ફેંકે, તોપણુ તે સિંહ જેમ કાંઈ કરી શકતો નથી, પણુ મનમાંજ બળ્યા કરે છે, તેમજ આ શેઠ પણુ ધન વિનાનો, શરીરના જોર વિનાનો અને કુટુંબની મદદ વિનાનો થઈ પડવાથી કાંઇ કરી શકતો નથી. તે મનમાં ને મનમાં બળ્યા કરે છે અને એ બળાપાના ઊભરામાં ખુલ્લા દિલે તે મને કહેતો કે, ડૉક્ટર, આ બધાં મારા પાપનાં ફળ છે.

મેં જેમ બીજાંઓની સાથે દગા–ફટકા કર્યા છે, તેમ મારાં છોકરાંઓ મારી સાથે વર્તે છે. મેં મારા બાપની પાસે ઘાટી સોંપી મૂક્યો હતો, તેમ હું આજે ઘાટીના હાથમાં સોંપાઈ ગયો છું. હું જેમ મારા સારા વખતમાં મારાં સગાંઓની તરફ તુચ્છકારની નજરથી જોતો, તેમ તેઓ હવે મારી પડતીના વખતમાં મારી તરફ ધિક્કારની નજરથી જુએ છે. મારાં છોકરાંઓ જ્યારે નાનાં હતાં, ત્યારે મારે તેની સંભાળ લેવી જોઈતી હતી, તેને બદલે મેં તેમને ઘાટીઓ ને ઘોડાવાળાઓના હાથમાં સોંપ્યાં, તેથી તે ગુલામ જેવાં

બની ગયાં છે. એમાં તેઓનો વાંક નથી, એ બધાં મારાં કરમનાંજ ફળ છે! મારા બાપને માથું દુખવાનું દરદ હતું, પણ મેં કોઈ દિવસ મારે હાથે તે ઉપર કોલનવૉટરનું પોતું મૂકવાની તસ્દી લીધી નહોતી, ત્યારે મારા છોકરાઓ મારા પગ ચોળવાની તસ્દી લે, એ કેમ બને? કારણ કે મારો વ્યાસ કહે છે કે, પુત્ર એ પિતાનું બીજું રૂપ છે, માટે બાપનાં ઘણાં લક્ષણો દીકરામાં આવે છે. બાપને જે કામ કરવાનાં બાકી હોય, તે પૂરાં કરવા તે પાછો પુત્રરૂપે અવતાર ધારણ કરે છે, એમ ઋષિઓએ કહેલું છે; અને એ વાત મારાજ દાખલાથી મને સાચી લાગે છે. હું પોતેજ બાવળિયો, એટલે મારાં બીજ તે આંબા કેમ હોય?

અભિમાન, પૈસા, માન અને મોજ-શોખ ભોગવી લેવાની ઇચ્છા, એ ચાર લાગણીઓનેજ મેં ખીલવેલી, બીજી લાગણીઓની દરકારજ કરેલી નહિ, એટલે પછી મારા આવા હાલ થાય તેમાં નવાઈ શી? હજી તો હું વધુ દુઃખી થાત ને નાહકનાં ડાચિયાં નાખતે નાખતે કૂતરાંને મોતે મરી જાત, પણ કાંઇક પુણ્ય આડું આવ્યું, તેથી ખારા સમુદ્રમાં મીઠી વીરડી મળી ગઇ છે, એટલે આજ સુધી બચી ગયો છુ.. હું આવી રીતે વાત કરી શકું છું તે એ દેવીનો પ્રતાપ; નહિ તો મારે ને લાગણીને શું લાગે વળગે? હાય! હાય! મારામાં લાગણી? એ બનેજ કેમ? રેતીમાં તેલ હોય છે કે, મારામાં લાગણી હોય? જો મારામાં લાગણી હોય તો મારા કુટુંબની આવી અધમસ્થિતિ કેમ હોય? જો મારામાં પહેલેથીજ મરદાનગીભરી ઊંચી જાતની લાગણીઓ હોત,તો મારા છોકરાઓ આવા હિચકારા ને નમાલા શું કરવા થાત?

જો મારામાં પહેલેથી ભલા ખવાસની નાજુક લાગણી હોત, તો મારું નાક કપાવે તેવી મસ્તાની છોકરીઓ થાત નહિ; જો મારામાં કુટુંબ તરફના માનની લાગણી હોત, તો મારો બાપ ને મારી ભાભી મારી તરફનો અફસોસ લઇને મરત નહિ અને જો મારામાં કુટુંબને રાજી રાખવાની કાળજી હોત, તો મારી વહુઓ જીવતી છતાં મુડદાં જેવી થાત નહિ. પણ એ બધું થયું તે મારી મૂર્ખાઈનુંજ-મારી શેઠાઇનુંજ ફળ છે. એમાં કાંઇ કોઇનો વાંક નથી. હજી મારી વધારે ખરાબી થાત, પણ આ દેવીએ મને બચાવી લીધો છે. એમ કહીને દૂધનો વાટકો લઈ આવતી પોતાની વહુ સામે તેણે જોયું.

મેં કહ્યુંઃ ઓહો! શેઠાણી! એ તો એક રત્ન છે. મેં મારી જિંદગીમાં બીજે કોઈ પણ ઠેકાણે એવી ભલી બાઇ જોઈ નથી.

શેઠે કહ્યુંઃ ખરેખર ડૉકટર! એમજ છે હો! શું તેના ગુણુની વાતો કરું? પોતાનાં ત્રણ નાનાં છોકરાં છે તેને સાચવે છે, મારે માટે ઉજાગરા કરે છે, જન્મના ખોં ખોં (ક્ષયરોગવાળા મોટા છોકરા) ની ખબર રાખે છે, પેલી હિસ્ટીરિયાવાળી સારુ મરે છે, વલભીની લેલીપેપી (બીજા છોકરાની વહુ) માટે પછડાય છે, પેલો કાફર ઘરમાંથી કાંઈ હાથ મારી જાય તેનાથી બચતી રહે છે ને તેને ટાઢો–મીઠો રાખે છે, છોકરીઓની શરમભરેલી વાતો ઉપર ઢાંકપિછોડા કરે છે, મારે જોઇએ ત્યારે ટપોટપ દાગીના કાઢી આપે છે અને ત્રણ ચાકરડીઓ જેટલું કામ ન કરી શકે તેટલો ઢસરડો એ ઢસડે છે! ડૉકટર! હું ખરું કહું છું હો! કે, જો આ દયાની દેવી–આ રત્ન મને ન મળ્યું હોત તો હું અને મારો ખોં ખોં તો કયારના બૂરા હાલે મરી ગયા હોત!

આટલું બધું મોટું કુટુંબ, પણ તેમાં મને કોઇ પાણીનો ઘૂંટડો પાય તેમ નથી, કારણ કે કુટુંબસ્નેહ એ કેવી ઉત્તમ વસ્તુ છે, તે હું સમજયોજ નહિ; હું તો મારા પૈસાના જોરમાં ને અભિમાનમાંજ રહ્યો, એટલે મોજશોખ અને માન વિના મેં બીજી કોઇ વસ્તુ સામે જોયુંજ નહિ! ધનના મદમાં મને એમ ખબર ન પડી કે પૈસાથી તો પૈસોજ મળે, પણ પૈસાથી કાંઈ સ્નેહ ન મળે! સ્નેહ તો સ્નેહથીજ મળે છે, એ વાત તો મને આ દેવીએજ શીખવી.

પણ ડૉકટર! બહુ મોડું થયું; રાંડયા પછીનું આ ડહાપણ છે હો! કેસ ભેળાઈ ગયો, બાજી બગડી ગઇ, ત્યાર પછી રહી રહીને હું ચેત્યો. પણ હવે એ શા કામનું? તોપણ એથી મને દિલાસો મળે છે, એથી પશ્ચાત્તાપ કરવાની મને તક મળી છે અને એથી હવે પછી મારાં નાનાં છોકરાંઓ ભલી લાગણીવાળાં થશે, એમ મને આશા રહે છે. એમ કહીને શેઠે શેઠાણીના હાથે શાંતિથી દૂધ પીધું. તે પછી શેઠાણી બહાર ગયાં. ત્યારે શેઠે મને કહ્યુંઃ

ડૉકટર જુઓ છો ને! અમારું ઘર એ જાણે એક નાની ઇસ્પિતાલ બની ગયું છે અને તે પાંચદસ દિવસની નહિ પણ અમારી શ્રીમંતાઇને લીધે, અમારા મગજમાં ભરાઈ જતા ફાંટાઓમાંથી થતી ખરાબીને લીધે જિંદગી સુધીની ઇસ્પિતાલ છે!

તેમાં હું ત્રણ નર્સને રાખું તોપણ જેટલી માવજતન થાય,તેટલી માવજત આ એકલી સાત વરસ થયાં કરે છે ! આ મારી ચોથી બાયડી છે, તેની ઉંમર હજી માત્ર બાવીસ વરસની છે. એવી ઊછરતી જુવાનીમાં છેક નાનપણથીજ આવું ઠરેલપણું, એ શું થોડી ખૂબી છે ? જો બીજી કોઈ હોય તો પોતાનાં ઘરેણાંગાંઠાંમાં, મોઢા ઉપર તેલસાબુ ચોળવામાં ને લટકોમટકો કરી બહાર હરવા–ફરવામાંજ પડી રહે. એવીને મારા જેવા અઠ્ઠાવન વરસના બુઢ્ઢા ઉપર અંતરનું હેત ક્યાંથી આવે ? પણ આ તો ઈશ્વરે કૃપા કરીને પોતાનો મહિમા બતાવવા સારુ અને મારી આગલી ચાલનો પશ્ચાત્તાપ કરાવવા સારુ આ દેવીને મારી પાસે મોકલી આપી છે. નહિ તો મારા જેવા એકલપેટા સ્વાર્થીને આવું રત્ન ક્યાંથી મળે?

ડૉકટર ! તમને બીજી ખબર છે ? એનાં માબાપ બહુ પૈસાવાળાં ને ખાનદાન છે. ત્યાં તે એવી સારી સ્થિતિમાં ઊછરી છે કે, દુઃખ શું વસ્તુ છે, તે એને ખબર નહોતી, પણ જ્યારથી મારા ઘરમાં આવી ત્યારથી સુખ શું વસ્તુ છે, તે એ ભૂલી ગઈ છે. કારણ કે આ ઘરનો મામલો તો તમે જુઓ છો ને ? છોકરાઓ લફંગા ને માંડીવાળેલ, તેની વહુઓ ઘોરમાંથી ખોદી કાઢેલ મુડદાંઓ જેવી, છોકરીઓ રાંડો મસ્તાની, નાણાંની તંગી, ઘરમાં રોજની બીમારી, તેને ઉપરાઉપરી સુવાવડ અને મારા સ્વભાવનું ઠેકાણું નહિ; ગાળ વિના તો હું બોલાવુંજ નહિ ! આવી સ્થિતિમાં તેને સુખ તે ક્યાંથી હોય ? છતાં પણ હસતું મોં રાખીને તે બધું સાંખી જાય છે અને પોતાના સુખની દરકાર નહિ કરતાં સૌને ફોસલાવીપટાવી થાબડભાણાં કરીને રાજી રાખે છે. આમ કરવામાં તેને કેટલું સહન કરવું પડતું હશે અને કેટલો બધો ભોગ આપવો પડતો હશે, એ તમે જાણો છો ? તેમ છતાં પણ કોઇ દિવસ તેના મોંમાં હલકું વચન નહિ કે ચહેરા ઉપર ઉદાસી નહિ. જ્યારે જોઇએ ત્યારે હસતી ને હસતીજ હોય અને સૌની સાથે જાણે હેતનો વરસાદજ વરસાવતી હોય નહિ ! !

હે ડૉકટર ! આવી ધીરજ, આવી સહનશીલતા અને આવી ભલાઇ તે માણસમાં કેમ આવી શકતી હશે ? મારી સામે કોઈ બોલે, તો મને તો એ વખતે એમજ થઈ જાય કે,એને ખૂબ લગાવી દઉં તો ઠીક, પણ આની સામે તો આગલા ઘરના છોકરાઓ, તેની વહુઓ, દીકરીઓ વગેરે ગમેતેમ બોલે, પણ એને તો કાંઈ લાગે

નહિ ! મારું દોઢિયું કોઇ લઈ જાય તો હું તો મરી પડું, પણ મેં આ બે વરસમાં તેની પાસેથી દસ હજાર રૂપિયાના દાગીના લઈ લીધા, તોપણ તે જરા પણ દિલગીર થઈ નહિ ! ઊલટી હજી એમ કહે છે કે, બધું તમારુંજ છે ને ? હજી પણ જે જોઇએ તે લેજો. જરા પણ મનમાં સંકોચ રાખશો નહિ. લાજઆબરૂ હશે ને સો સાજાં-સમાં હોઈશું, તો વળી સૌ સારાં વાનાં થઇ રહેશે. ડૉક્ટર! મને કહો તો ખરા ? આ હૃદય તે કેવું ? હું પાકી અવસ્થાનો ને વળી માંદોસાજો, તેને નાનાં છોકરાં અને મોટા છોકરાંઓનાં લક્ષણ તો તે જાણે છે, છતાં પણ આવું હાતિમ જેવું દિલ તે કેમ રાખી શકતી હશે ?

મારી બીજી બાયડી હતી તેને છોકરાંછૈયાં નહોતાં, એ વખતે વેપારમાં જરા અવળો પાસો પડવાથી હું થોડીક ભીડમાં હતો, તેથી મેં તેની પાસે થોડા દાગીના માગ્યા, પણ તેણે સહેલાઈથી ન આપ્યા. અંતે તો હું થોડોજ છોડું તેમ હતો, પણ એ જશ ન લઇ શકી. એ બન્નેની જ્યારે હું સરખામણી કરું છું, ત્યારે આને માટે મારા મનમાં બહુ માન ઉત્પન્ન થાય છે અને મને એમજ લાગે છે કે, જો આ રત્ન મને ન મળ્યું હોત તો આવાં દુઃખોથી કંટાળીને ક્યારનો આપઘાત કરીને હું મરી ગયો હોત; પણ કોઈક પુણ્યને લીધે પોતાનો મહિમા બતાવી મને સુધારવા સારુ ઈશ્વરીસ્નેહને રસ્તે પ્રભુએ પોતાની કૃપા મારી ઉપર મોકલી છે. કેમ ડૉક્ટર ! તમારો શું મત છે ? મારા એ વિચાર સાચા છે કે ખોટા ?

## ૭૨–વધારે જીવવાના ઉપાય

મેં કહ્યું: બરોબર છે શેઠ ! તમારા એ વિચાર ખરા છે. મારા વૈદ્યકીય ધંધાને લીધે મારે ઘણા કુટુંબોમાં જવું-આવવું થાય છે, પણ કોઇ પણ જગ્યાએ આ શેઠાણીના જેવી ભલી લાગણીવાળી બાઈ મેં જોઇ નથી. એની સહનશીલતા તો કાંઇ ઓરજ છે. કેટલાક સાધુઓ જ્યારે બહુ કરે, ત્યારે માત્ર પાંચજ ધૂણી તાપી શકે છે અને એ ધૂણીનો અગ્નિ તો માત્ર ગરમીજ આપે છે, તે કાંઈ મોઢેથીજ બાણ મારતો નથી, પણ શેઠાણીને તો પચીસ-પચાસ જાતના અગ્નિ ખમવા પડે છે અને તેમાં વળી

એ અગ્નિ કરતાં પણ વધારે સખ્ત મેણાં-ટોણાનાં બાણુ તો જુદાં. આ બધું અંતરના સ્નેહની ભલી લાગણીઓને લીધે ખમાય છે, નહિ તો તેનું પણ જીવતર ઝેર થઈ પડત. જો તેનામાં એવો સ્નેહ ન હોત તો તમે આપઘાત કરત; એટલુંજ નહિ પણ તેને પોતાને પણ એ દુઃખોની અંદર અંતર બાળી બાળીને અને રોઇ રોઇને મરવું પડત, કારણકે સ્વાર્થનું પરિણામ એવુંજ હોય છે; પરંતુ સ્નેહથી આવાં દુઃખ વચ્ચે પણ સ્વાભાવિક રીતેજ આવું હસતું મો રહી શકે છે, માટે વૈદ્યકશાસ્ત્ર કહે છે કે, આપણે વધારે જીવવા સારુ આનંદમાં રહેવું જોઇએ. એ આનંદમાં રહેવા સારુ આપણા અંતરની ભલી લાગણીઓ ખીલવવી જોઇએ અને એ લાગણીઓને ખીલવવા સારુ આપણી શક્તિ પ્રમાણે નિયમમાં રહીને થોડોઘણો પણ સ્વાર્થનો ભોગ આપીને પરમાર્થ કરવો જોઇએ. તોજ ખરું સુખ ને લાંબું આયુષ્ય મેળવી શકાય.

મહારાજજી ! હવે જ્યારે જ્યારે મારા કુટુંબમાં કાંઈ કડવાશનો પ્રસંગ આવે છે, ત્યારે એ બાઇ મને યાદ આવી જાય છે. તેથી તેના સ્નેહનો દાખલો મારી નજર આગળ તર્યા કરે છે. એટલે તેની અસરથી મારા હૃદયમાં નવું બળ આવી જાય છે. તેથી મન ઉપર કાંઈપણ જોર કર્યા વિના સ્વાભાવિક રીતેજ હું જરા વધારે છૂટ મૂકીને વર્તી શકું છું, એટલે કુટુંબમાં જે કડવાશ થવાની હોય તે મટી જાય છે; કારણ કે હું જોઉં છું કે કુટુંબમંડળના અરસપરસના વાંધાઓ બહુજ નજીવી બાબતના ને ઘણાજ સાધારણ પ્રકારના હોય છે. એટલે જો એમાં માત્ર જરાકજ વધારે છૂટ મૂકી શકીએ ને જરાકજ વધારે સ્નેહ દેખાડી શકીએ તો તુરતજ સમાધાન થઇ જાય છે અને એવો સ્નેહ ને એવી સહનશીલતા આવા મહાત્માઓના ચરણ સેવીએ ને આવી મંડળીઓના સત્સંગમાં પડયા રહીએ ત્યારેજ મેળવી શકાય છે.

મેં કહ્યું: ડોકટર સાહેબ! તમે તો ભારે કરી! આવા સરસ દાખલાઓ તમે કાઢશો એમ અમને ખબર નહોતી. હવે તો કાંઇક બીજું પણ અમને કહો. કારણ કે તમને કહેતાં આવડે છે અને તમારો અનુભવ પણ સારો છે.એટલે તમારી વાતમાં સૌને મજા પડે છે. એમ કહીને મેં મહારાજ સામું જોયું, ત્યારે મહારાજે કહ્યું કે, બેશક, ડોકટર સાહેબનો અનુભવ બહુ કીમતી છે. અંગ્રેજી કેળવણીથી છૂટાપણાને નામે આપણામાંથી કુટુંબસ્નેહ

બહુ ઓછો થતો જાય છે, તેથી આવા દાખલા ખાસ જરૂરના છે.

ઍરિસ્ટરે પ્રોફેસર સામું જોઈને કહ્યું: મહારાજજીએ તો ખૂબી કરી! આવી રીતે આપણું સૌનો અનુભવ જો ભેગો કરીશું, તો એમાંથી બહુ મોટું તત્ત્વ નીકળી આવશે.

પ્રોફેસરે કહ્યું: એમાં શું સંદેહ? એમ થવુંજ જોઇએ. જો એમ ન થાય, તો વિદ્વાનોની મહેનતનું ને તેઓના સત્સંગનું ફળ શું?

અમે આવી રીતે વાતો કરતા હતાં, એટલામાં પંડિતજી અમારા બીજા મિત્રો સાથે આવી પહોંચ્યા. તેઓમાં એક ઑનરેબલ શેઠ, એક મિસ્રી, એક જોશી, એક વકીલ, એક બાવાજી, એક કારભારી અને એક ઠાકોર સાહેબ વગેરે હતા. તેઓ સર્વ વખતોવખત અમારે ત્યાં આવ્યા કરતા હતા અને સ્વામીજી પાસેથી કાંઈ નવું નવું સાંભળી જતા હતા.

સૌને 'જે સીતારામ' કર્યા પછી બાવાજીએ પૂછ્યું: ક્યા બાત ચલતી હય?

પ્રોફેસરે કહ્યું: પંડિતજીની વિરુદ્ધની વાતો થાય છે! આજે ડૉક્ટર સાહેબે નવો મુદ્દો કાઢ્યો છે. તે કહે છે કે, વૈદ્યકશાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે, આપણે વધારે જીવવું હોય તો આનંદમાં રહેવું જોઇએ અને આનંદમાં રહેવા સારુ આપણા અંતરના સ્નેહની ભલી લાગણીઓ ખીલવવી જોઇએ તથા એ લાગણીઓને ખીલવવા સારુ આપણી શક્તિ પ્રમાણે નિયમમાં રહીને થોડોઘણો પણ સ્વાર્થનો ભોગ આપીને પરમાર્થ કરવો જોઇએ. તોજ સાચું સુખ મેળવી શકાય. હવે તમે વિચાર કરો કે, આ વાતો પંડિતજીને કેમ ગમશે?

ઑનરેબલ શેઠે કહ્યું: કેમ! શા માટે નહિ ગમે? એમાં શું ખોટું છે?

મેં કહ્યું: પંડિતજીનું શુભ તો એ છે કે, 'હું ને મારી વહુ ને એમાં આવ્યું સહુ.'

ઠાકોર સાહેબે જરા હસીને કહ્યું: પંડિતજી! બહેન શું કહે છે? એનો ખુલાસો કરો.

### લેના-દેના ખેરસલ્લા ઓર લડનેમેં મજબૂત!

પંડિતજીએ કહ્યું: માણસોએ ઘણાં વરસ જીવવું જોઇએ એ વાત વાજબી છે, કારણ કે જો શરીર હોય તોજ ધર્મ ધ્યાન થઇ શકે. મરી ગયા પછી શું થઇ શકે? માટે ડૉક્ટર સાહેબના એ

મત સાથે હું મળતો છું, એટલુંજ નહિ પણ હું તો સૌને એજ આશીર્વાદ આપતો ફરું છું કે, 'સો વરસ સુધી જીવો.'

પ્રોફેસરે કહ્યું: પંડિતજી! જૂઠું ન બોલો, તમે કાંઇ સૌને એવો આશીર્વાદ આપતા નથી.

પંડિતજીએ કહ્યું: મહારાજ! જુઓ તો ખરા? આવા મૂર્ખાઓ પણ પડ્યા છે ને! સૌને તે શા માટે આશીર્વાદ આપું? સૌના બાપનું કાંઇ ખાધું છે? શું આશીર્વાદ કાંઈ મફત અપાય છે? જે મને દાન–દક્ષિણા આપે કે લાડુ જમાડે તેને હું આશીર્વાદ આપું! સૌને તે શા માટે આપું? એમાં ખોટું શું?

ઑનરેબલે કહ્યું: પંડિતજી! તમારી એ ફિલસૂફી તમારી પાસે રાખો, પણ ડૉકટર સાહેબના સિદ્ધાંત માટે શું કહો છો? તેનો તો ડૉકટર સાહેબને જવાબ દો!

પંડિતજીએ કહ્યું: વધારે જીવવું જોઇએ એ બાબત આપણને પસંદ છે અને વધારે જીવવા સારુ આનંદમાં રહેવું જોઇએ એ વાત પણ મજાની છે, પણ દુનિયાદારીનાં એવાં લફરાંઓ વળગ્યાં છે કે, મને તો કોઇ આનંદમાં રહેવાજ દેતું નથી. ડૉકટર સાહેબના એ બે સિદ્ધાંત બહુ સારા છે. ત્રીજો સિદ્ધાંત અંતરની સ્નેહની લાગણીઓને ખીલવવા માટે પરમાર્થ કરવો જોઇએ, એ પણ ઠીક છે, પણ તે આરામથી પાળી શકાય તેમ નથી. ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ સમજીને પરમાર્થ કરવો જોઇએ, એમ તમારી દેખાદેખીથી તમારી સાથે મળીને માત્ર મોઢેથી એમ કહેવા લાગીશું, પણ અમે પોતે કદી પણ ભ્રાતૃભાવ રાખવાના નથી, અમે તો બીજાઓને ધરાર નીચા કહેશું, વાતવાતમાં આભડછેટને આડી લાવી મૂકીશું અને લેવામાં તૈયાર પણ આપવામાં તો સાવ મીંડુંજ મૂકશું! એ વખતે શાસ્ત્રમાંથી બતાવીશું કે બ્રાહ્મણનું ખાય તેના બૂરા હાલ થાય અને વળી એવા પણ પુરાવા આપીશું કે, સુપાત્રને દાન કરવું જોઇએ, માટે અમારા કરતાં સુપાત્ર બીજું કોણ? અને અમે જો કુપાત્રને દાન આપીએ એટલે કે હલકી જાતના લોકોને દાન આપીએ, તો ઊલટું અમારે નરકમાં જવું પડે! તમારો આનંદ પરમાર્થ કરવામાં છે ને અમારો આનંદ તો લેવામાં છે, કારણ કે હાલમાં 'લેના–દેના ખેરસલ્લા ઓર લડનેમેં મજબૂત' એવું અમારું શુભ છે.

હાલમાં આવું અમારું બ્રાહ્મણપણું છે, આવો અમારો ભ્રાતૃ-

ભાવ છે, આવી અમારા અંતરની લાગણીઓ છે અને હજી તો આવી જાતના સંયોગોમાં અમે છીએ; એટલે હાલમાં તમારા ભ્રાતૃભાવના ઈશ્વરીસ્નેહમાં અમારાથી ટેકો આપી શકાય તેમ નથી અને તેમ છતાં પણ અમે એવો દાવો કરનારા છીએ કે, આખી દુનિયાના સૌ લોકો તથા સૌ ધર્મો કરતાં અમે વધારે પ્રભુપ્રેમવાળા છીએ! અમે જ્યારે તમારી ઉપર બહુ મહેરબાની કરીશું ને બહુ ખુલ્લું દિલ દેખાડીશું, ત્યારે અણગમતે મોંએ એટલું કબૂલ કરીશું કે, તમારી વાતો સાચી છે, પણ અમારાથી પાળી શકાય તેમ નથી. હાલમાં આવું અમારું જ્ઞાન છે, આવું અમારું સત્ય છે, આવું અમારું મનમાન્યું શાસ્ત્ર છે, છડેચોક જાહેર રીતે અમે પોતે આવા છીએ! બોલો, હવે તમે શું કહો છો?

આ સાંભળીને સૌ ચુપ રહ્યા. મહારાજે નિસાસો નાખીને કહ્યું: જે સૂતેલું હોય તેને જગાડવું સહેલું છે, પણ જે જાગતાં છતાં સૂઈ રહે તેને ઉઠાડવું મુશ્કેલ છે. બેટિ! એ તલમાં તેલ નથી, ડૉક્ટર સાહેબની વાત આગળ ચાલવા દો.

## ભલો વૈદ્ય

ડૉક્ટરે કહ્યું: ત્રીજો દાખલો એક બુઢ્ઢા દેશી વૈદ્યનો છે. એ વૈદ્ય દક્ષિણી બ્રાહ્મણ ગૃહસ્થ છે. કાશીમાં તેનું ધર્માદાનું દવાખાનું છે. એની દવા બહુ અકસીર છે, તેથી હજારો માણસો તેનો લાભ લે છે. દરરોજ સેંકડો માણસ તેને ત્યાં દવા લેવા આવે છે, એ બધાંને તે પોતાને ખરચે મફત દવા આપે છે. ગરીબોને ઘેર પગે ચાલીને તથા જરૂર પડે તો ગાંઠનું ભાડું ખરચીને પણ તે દરદીઓ પાસે જાય છે. કોઇ પણ વખતે તેની પાસે બીમાર માણસ જાય, તો તે કદી પણ દવાની ના પાડે નહિ. ગરીબ રોગીઓને ખાતર તે પોતાની ખાવાપીવાની કે ઊંઘવાની પણ દરકાર રાખતો નથી. આખી જિંદગી તેણે એ ખાતેજ ગાળેલી છે અને એ સેવાના પ્રભાવથી તથા બહોળા અનુભવથી તેની દવામાં પણ કાંઇક એવું બળ આવી ગયું છે કે, એ તો જાણે એક જાતનો ચમત્કારજ હોયની! તુરતજ ફાયદો થયા વિના રહે નહિ.

હું યાત્રા કરવા ગયો હતો, ત્યારે એ વૈદ્યની કીર્તિ સાંભળી તેથી હું તો માત્ર તેની ચિકિત્સા જોવાજ ગયો હતો, પણ એવી ખૂબી જોઇ કે, હું પોતેજ તેનો ચેલો બની ગયો! મારે કહેવું જોઇએ કે, એવો બીજો કોઈપણ ભલો માણસ મેં જોયો નથી. ગરીબ

બીમારો તરફની તેની માયાળુ લાગણી, તેની જાતમહેનત, તેની ઉદારતા અને તેની શાંતિ જોઇને હું તો છકજ થઇ ગયો. મને લાગ્યું કે, મુંબઇમાં હું બહુ સારો ડૉકટર ગણાઉં છું; તોપણ એ વૈદ્યના પ્રમાણમાં તો હું સોમો-ભાગ પણ કામ કરી શકતો નથી. મહારાજ! અસલના ઋષિની તથા દેવોની જે વાતો મેં વાંચી હતી અને જેને હું કલ્પિત સમજતો હતો, તેનો ખરો ખ્યાલ એ વૈદ્ય મહાત્માને જોયા પછી મને આવી શક્યો. હવે મને લાગે છે કે અસલની એ બધી વાતો સાચી હશે, પણ આપણે આપણા આત્માનું બળ સમજતા નથી અને ઈશ્વરીસ્નેહના રસ્તામાં લાગેલા નથી, તેથી હાલમાં એ બાબતો આપણને સમજાતી નથી.

એક માણસ દરરોજ ત્રણસો-ચારસો દર્દીઓને દવા કેમ આપી શકે અને એ બધાનું ખર્ચ કેમ નભી શકે? તે કાંઈ મારાથી સમજાયું નહિ; તેથી એ બધી વાતો પ્રથમ તો મેં અસંભવિત અને અતિશયોક્તિવાળી માની; પણ પછી એક દિવસ જ્યારે હું તેનું દવાખાનું જોવા ગયો, ત્યારે મને ખાતરી થઇ કે, જે પ્રમાણે એ વૈદ્ય વિષે હું સાંભળતો હતો તેવુંજ તેનું કામ હતું. આ પ્રમાણે મેં નજરે જોયું, તોપણ તેનો ભેદ હું સમજી શક્યો નહિ, તેથી એ વૈદ્ય સાથે બહુ મૈત્રી થઇ ગયા પછી એક દિવસ મોડી રાત્રે અમે બન્ને જણા નિરાંતે અગાશીમાં ચાંદનીમાં બેઠા હતા, તે વખતે મેં ખુલાસો પૂછ્યો.

મુરબ્બીજી! આ બધું તમે કેમ ચલાવો છો? રોજની આટલી બધી મહેનત કેમ બને છે? અને આ હજારો રૂપિયા ક્યાંથી કાઢો છો? એનો કાંઇ ભેદ તો મને કહો. તમારી પાસે તે કાંઈ કીમિયો છે કે રિદ્ધિ-સિદ્ધિ છે? આવું ખાતું તો મેં ક્યાંય ન જોયું!

ત્યારે તેણે ખુશનુમા સ્વભાવથી જરા હસીને કહ્યું કે, રિદ્ધિ-સિદ્ધિને તમે માનો છો? લોકો કહે છે તેવા રૂપમાં તો મેં રિદ્ધિ-સિદ્ધિને જોઇ નથી, પણ મેં તો કામમાં રિદ્ધિ-સિદ્ધિને જોઈ છે, અંતરની ભલી લાગણીઓમાં મેં રિદ્ધિ-સિદ્ધિને જોઇ છે અને જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવામાં મેં રિદ્ધિ-સિદ્ધિને જોઈ છે. હું જે કામ કરી શકું છું તે કોઇ બહારની દેવી-દેવતાની મદદથી નહિ, પણ આત્મિકબળવડે કરી શકું છું, નિયમને લીધે કરી શકું છું, સાદી સમજશક્તિ વાપરવાથી કરી શકું છું અને ઉત્તમ મનુષ્યજિંદગીની સાર્થકતા કરી લેવાનો હેતુ હૃદયમાં રમ્યા કરવાથી કરી

શકું છું. મેં મારા વખતના ભાગ પાડેલા છે; પાંચ કલાક સૂવાના છે; ચાર કલાક નાહવું, ધોવું, ખાવું, પીવું તથા એશઆરામ લેવાના છે; એક કલાક. ઈશ્વરના જ્ઞાન–ધ્યાનનો છે અને બાકીના ચૌદ કલાક ગરીબ બીમારોને દવા આપવાના છે.

બહુ લાંબા અનુભવને લીધે, કાંઈક નિસ્પૃહીપણાને લીધે, લોકોના ભલા આશીર્વાદને લીધે અને ઈશ્વરીસ્નેહ વધારવાની અંતઃપ્રેરણાને લીધે ઈશ્વરકૃપાથી હવે મારામાં એવું બળ આવી ગયું છે કે, દર્દીનો ચહેરો જોઉં અને જરાક તેની વાત સાંભળું એટલામાં તેનો રોગ અને તેને શું દવા આપવી એ બાબત મને સમજાઈ જાય છે, તેથી એક કલાકમાં સાઠ માણસને હું સહેલાઈથી દવા બતાવી શકું છું. સવારના છથી અગિયાર સુધીના પાંચ કલાકમાં દરરોજ બસો–અઢીસો દર્દીઓ હું તપાસી જાઉં છું, એ પછીના રાત્રીના અગિયાર વાગ્યા સુધીના કામ કરવાના નવ કલાકમાં બીજા સો–સવાસો દરદીઓ આવી જાય છે. ગોળીઓ, ફાકીઓ, પીવાની તથા ચોપડવાની દવાઓ મિલાવીને તેની શીશીઓ, ડબીઓ અને પડીકાં અગાઉથી તૈયાર કરી રાખેલાં હોય છે અને તેનાં ટૂંકાં નામ ગોઠવી રાખેલાં છે. તે નામની છાપેલી નાની ચોપડીઓ એક ટેબલનાં જુદાં જુદાં ખાનાંમાં ગોઠવી રાખેલી છે. એ ખાના પાસે બેઠેલો માણસ હું કહું તે જાતની ચિઠ્ઠી દર્દીને આપે છે, એ ચિઠ્ઠી પાસેના ઓરડામાં બેઠેલા દવા આપનાર માણસને તે દર્દી આપે છે, એટલે તરતજ તેને દવા મળે છે. દવા આપવાવાળા ચાર માણસો છે. તેઓને એ વખતે દવાની જુદી જુદી બાટલીઓ શોધવી કે મિલાવવી પડતી નથી. જે તૈયાર પડીકાં કે પ્રવાહી હોય તેમાંથી આપવાનું હોય છે અને એ દવા કેમ વાપરવી, તથા શું કરી પાળવી, તેની સૂચના પણ તેઓજ આપે છે. સાધુ–સંતની સેવાથી મને કેટલીક એવી જાતની સહેલી દવાઓ મળી ગઈ છે કે, એકની એક દવા જુદાં જુદાં અનુપાન સાથે આપવાથી ઘણી જાતના રોગ મટી શકે છે, આવી જાતની ઘણી દવાઓ મારા અનુભવમાં આવી ગયાથી અગાઉથી દવા તૈયાર કરી મૂકવાની સગવડતા હું ભોગવી શકું છું. બીજું એ પણ મારે જણાવવું જોઈએ કે હું જે કાંઈ થોડીઘણી સેવા કરી શકું છું, તેમાં મારા કુટુંબની પણ મોટી મદદ છે. જો તેઓની એટલી મદદ ન હોય તો હું હાલ જેટલું કામ કરું છું, તેટલું કરી શકું નહિ. મારે ત્રણ

છોકરાઓ છે, તેમાં મોટો છોકરો બજારમાંથી, દેશાવરથી ને જંગલોમાંથી દવા મંગાવવાનું તથા ઘરનો વહીવટ ચલાવવાનું કામ કરે છે; વચલો છોકરો ધાતુઓની ભસ્મ બનાવવી, ઝેરોનું શોધન કરવું તથા બીજી માત્રાઓ બનાવવાનું કામ કરે છે; અને નાનો છોકરો એ બધી દવાઓને સાચવવી તથા દરરોજને માટે ખપ પ્રમાણે તેની અગાઉથી મેળવણી કરી રાખવાનું કામ કરે છે. એ સિવાય તે છોકરાઓની મા તથા તેની વહુઓ પણ આખો દિવસ મને બહુ મદદ કરે છે.

આવી રીતે કુટુંબની મદદથી મને વિસામો મળે છે, મને દિલાસો મળે છે, મને શાંતિ મળે છે અને કામ કરવાનું મારામાં નવું જોર આવે છે, તેથી હું ટૂંકા ખર્ચમાં ને બેવડા ઉત્સાહથી કામ કરી શકું છું. કુટુંબસ્નેહ એ કેટલો બધો કીમતી છે અને કુંટુંબના સંપથી કેવું સુખી રહી શકાય છે તથા કુટુંબના એકતારપણાથી કેટલું બધું કામ કરી શકાય છે, એ જયારે હું જોઉં છું ત્યારે મને બહુ અજાયબી લાગે છે, બહુ આનંદ થાય છે અને મનમાં એમ થઇ જાય છે કે, દુનિયામાં બધાંય આવાં સુખી કુટુંબો હોય તો કેવું સારું ?

## દેશી વૈદ્યકની ખૂબી

આ બધી વ્યવસ્થાના ખર્ચ માટે પૈસા સંબંધમાં ઈશ્વરની કૃપા છે. મારા બાપે વૈદ્યકના ધંધામાંથીજ બે લાખ રૂપિયા મેળવેલા છે, તે એમ ને એમ બધા મને સોંપી ગયા છે, તેમાંથી એક પાઇ પણ તેઓ પોતાની સાથે લઇ જઇ શક્યા નથી. એ જોઇને મને વિચાર થયો કે, ગમે એટલી ઉપાધિ કરીએ, ગમે એટલાં તરફડિયાં મારીએ, ગમે એટલા દગા-ફટકા કરીએ અને ગમે એટલું ધન મેળવીએ, પણ અંતે તો તે બધું અહીંજ મૂકીને ખાલી હાથે જવું પડે છે! મારા બાપની પાસે બે લાખ રૂપિયા હોવા છતાં જેમ એક રાતી પાઈ પણ તેની સાથે ગઈ નહિ; તેમજ હું ગમે એટલી હાયવોય કરું તોપણ મારી સાથે પણ કાંઇ આવવાનું નથી! ત્યારે કૃપા કરીને ઈશ્વરે આપેલી ભલાઇ કરી લેવાની તક હું શા માટે છોડી દઉં ?

આવા વિચારો એક મહાત્માના ઉપદેશથી નાનપણમાંથી મારા મનમાં જામી જવાથી, મારા બાપના સ્વર્ગવાસ પછી મને

વારસામાં મળેલા બે લાખ રૂપિયા મેં સલામત જગ્યાએ વ્યાજે મૂકેલા છે. તેનું દર વરસે દસ હજાર રૂપીયા વ્યાજ આવે છે. તેમાંથી પાંચ હજાર રૂપિયા હું મારા કુટુંબના ખર્ચ સારુ રાખું છું અને પાંચ હજાર રૂપિયા દર વરસે ગરીબોને દવા આપવામાં ખરચું છું. તમને અજાયબી લાગશે કે, પાંચ હજાર રૂપિયામાં દરરોજ બસોત્રણસો દર્દીઓને એક વરસ સુધી દવા કેમ આપી શકાય? કારણ કે તમે બબ્બે ચારચાર રૂપિયાની વિલાયતી દવાની તૈયાર બાટલીઓ વાપરતા હશો, અને તમે હજાર બે હજાર રૂપિયાના મહિનાવાળા પગારદાર ડૉકટરો જોયા હશે, એટલે તમને એમ લાગે; પણ મારો વીસ વરસનો જાતઅનુભવ છે કે આપણી દેશી દવા જો મોટા પ્રમાણમાં બનાવવામાં આવે તો દરરોજ એક દર્દી પાછળ દવાના ખર્ચનું માત્ર એક દોઢિયું લાગે છે! એ એક દોઢિયાના ખર્ચમાં ધાતુની માત્રાઓ, શરબતો, અવલેહ અને ગોળીઓ, એ બધું આવી જાય છે; કારણ કે મેં જોયું છે કે, એક દોઢિયાની મીઠીઆવળ આઠ દર્દીને આપી શકાય છે. એક દોઢિયાના નેપાળાથી ત્રણસો જુલાબ થઇ શકે છે, એટલે જો એક દર્દીને પાંચ વખત દસ્ત થાય તેવી ગોળી આપવી હોય, તો સાઠ દર્દીઓને કામ લાગે એટલી ગોળી એક દોઢિયાના નેપાળામાંથી બની શકે છે. એક દોઢિયાના કરિયાતાનું પાણી ત્રણ દિવસ સુધી દરરોજ પાંચ દર્દીઓને આપી શકાય છે, એટલે કે પંદર દર્દી ઉપર એક દોઢિયાનું કરિયાતું અસર કરી શકે છે અને ગામડાંઓમાંથી મેળવેલી એક દોઢિયાની કીડામારી એક વરસની અંદરનાં સો છોકરાંઓ માટે પણ ઘણી થઈ પડે છે. ધાતુઓની ભસ્મ બનાવતાં એક તોલા પાછળ ચારથી આઠ આના સુધી ખર્ચ લાગે છે, પણ એક તોલાની ઓછામાં ઓછી ચાળીશ પડીકી થઇ શકે છે. જ્વરાંકુશ વગેરેની ગોળીઓ કે જેમાં પારો, વછનાગ વગેરે પડે છે તે ગોળીઓ એક આનાના પારા કે એક આનાના વછનાગમાંથી સો–બસોથી વધારે બની શકે છે. ઝાડો બંધ કરવાની ગોળીઓ કે જેમાં હીંગળોક વગેરે પડે છે તે, તથા ખાંસીની અને શક્તિની ગોળીઓ કે જેમાં અફીણ, કેશર વગેરે પડે છે, તે પણ એક આનાના અફીણ કે હિંગળોકમાંથી સો કરતાં વધારે ગોળી વળી શકે છે. આવી રીતે સમજીને આપણા ગરીબ ભાઈબંધો માટે જો દેશી દવાનો ઉપયોગ કરવામાં આવે તો આપણા

ગરીબડા દેશ ઉપર ઇશ્વરની એટલી કૃપા છે કે, બહુજ ટૂંકા ખર્ચમાં આપણે ઘણું કામ કરી શકીએ. પણ અફસોસ એજ છે કે, પોતાનું પોતાપણું સમજીને કામ કરે એવાં માણસોનીજ આપણા દેશમાં બહુ મોટી ખોટ છે. હું ધારું છું કે, તમારી ફી પણ બેચાર રૂપિયા હશે !

મેં કહ્યું: નહિ મુરબ્બી મારી ફી દસ રૂપિયા છે. તેણે કહ્યું: ભાઈ, મને માફ કરજો, પણ થોડાં કડવાં વચનો કહેવા દો.

તમને દસ રૂપિયા ફી લેતાં આવડે છે, પણ દરરોજ દસ ગરીબ દર્દીઓને મફત દવા દેતાં આવડે છે? દસ રૂપિયા ફી લેવાની તમારામાં હિંમત છે પણ દસ દર્દીઓને વગર ફીએ દિલાસો આપવાની તમારામાં હિંમત છે? તમારા પરીક્ષકો પાસે પાસ થવાની તમે મહેનત કરી છે, પણ તમારા અંતઃકરણ પાસે પાસ થવાની તમે તજવીજ કરી છે? અને ગરીબ, તવંગર બધાંને એક લાકડીએ હાંકી દસ રૂપિયા ખિસ્સામાં મૂકી દેવાની તમારામાં આવડત છે, પણ દર્દીની સ્થિતિ જોઇને તેની ઉપર દયા કરવાની તમારામાં આવડત છે? કહો કે નહિ. એ તો બરોબર બની શકતું નથી. શરમાઓ છો શા માટે? એટલું તો કબૂલ કરો.

મેં કહ્યું: મુરબ્બીજી, આપની વાત સાચી છે, પણ મારા બાપ કાંઈ બે લાખ રૂપિયા મૂકી ગયા નથી. મારે તો મહેનત કરીને કમાઈ ખાવાનું છે; વળી હું કુટુંબવાળો માણસ છું, એટલુંજ નહિ પણ અમારું કુટુંબ ખાનદાન અને બહુ સારું ગણાય છે, માટે મારે મારા મોભા પ્રમાણે રહેવું જોઇએ. હાલના વખતમાં દેખાદેખીના ને ફોકટની ફિશિયારીનાં ખર્ચ કેટલાં બધાં વધી ગયાં છે, તે તો તમે જાણો છો. એ બધું કાંઈ પૈસા વિના થાય નહિ અને કડક રહ્યા વિના કાંઇ લોકો પાસેથી પૈસા કઢાવી શકાય નહિ, માટે મનમાં ઘણું સમજું છું કે, આ ગરીબ માણસ છે, ને મારું એટલું બધું બિલ ચૂકવવાની તેની તાકાત નથી, તેથી મનમાં તેની ઉપર દયા આવે છે; તોપણ મારા સ્વાર્થને ખાતર એ દયાની લાગણીને હું દાબી દઉં છું; કારણ કે મને એમ લાગે છે કે, જો એવી રીતે બધાંની દયા ખાઈશ તો મારી બાયડી કાંઇ મોતીની માળા પહેરી શકશે નહિ ને તેની સાથે ઘરની ઘોડાગાડીમાં બેસીને હું કાંઈ ગવર્નરની પાર્ટીમાં જઇ શકીશ નહિ. અલબત, મારી પાસે આજે પાંચ પૈસાનો જીવ છે. હું કાંઈ સાવ ખાલી નથી. પાંચસો રૂપિયા

દર મહિને કમાઉં છું અને તોપણ હજી મારે પૈસા તો જોઇએ છે. તમારા જેવો સંતોષ કાંઈ મારાથી રહી શકે તેમ નથી.

વૈદ્યરાજે કહ્યું: ભાઈ, દરેક માણસોએ કમાવુંજ જોઇએ, કારણ કે જે માણસો ન કમાય એટલે કે આળસુ થઇને બેઠા રહે, તે ભીખ માગે અથવા મોજશોખમાં વખત ગાળે, તેનો બોજો દેશના બીજા કોઇક પણ લોકો ઉપર પડે છે, માટે દરેક માણસે પોતાની પાસે ગુજરાનમાં સાધન હોય, તોપણ કાંઇક ને કાંઈક કામ તો કરવુંજ જોઇએ. આવું સમજવા છતાં હું તમને પૈસા મેળવવાની ના કેમ પાડું? તમે પૈસા ન મેળવો એમ હું નથી કહેતો, પણ જરાક વધારે લાગણી રાખીને કામ કરો, એટલુંજ હું કહું છું. આપણે મનુષ્ય છીએ, ઉત્તમતા મેળવવાના અધિકારી છીએ, અનુકૂળ સંયોગોમાં છીએ અને બીજાઓએ આપણે માટે ઘણું કરેલું છે, એટલુંજ નહિ પણ આપણા ભાઈબંધો હાલમાં બહુ દુઃખી હાલતમાં છે, માટે આપણે પણ કોઇક સારુ કાંઇક કરવું જોઈએ, એટલું ધ્યાનમાં રાખીને આપણે કામ કરવું જોઇએ, એમ હું કહું છું. પૈસા નહિ કમાવા, એમ હું કહેતો નથી, પણ પોતાનું પોતાપણું સમજીને કામ કરવું, એમ હું કહું છું.

ભાઈ! શું તમે એમ સમજો છો કે, ભલાં કામ કરવાવાળા ભૂખે મરે? કદી પણ નહિ. એટલું ખરું કે, શરૂઆતમાં દુનિયા, તેનો પોતાનો સ્વભાવ તથા ઈશ્વર તેની કસોટી કરે છે અને કસોટી તો હમેશાં આકરીજ હોય છે, એટલે થોડો વખત આપણા નાના-મોટા કામના પ્રમાણમાં અને આપણી ઢચુપચુ ઇચ્છાના પ્રમાણ-માં કાંઈક કાંઈક સહન કરવું પડે છે; પણ એ પરીક્ષામાં પાસ થઈ ગયા પછી તો ફતેહના ડંકાજ હોય છે. તમે થોડો વખત વધારે ખુલ્લું મન રાખીને દયાની લાગણીથી કોઇ પણ ભલું કામ કરો અને પછી જુઓ કે, તેમાંથી કેટલો બધો ફાયદો થાય છે! એ ફાયદા સામે તમે જોશો, ત્યારે તમે અજબ થશો અને તમને એમ લાગશે કે, મારા જરાક જેટલાં ભલાં કામનું આટલું બધું મોટું ઇ-નામ! જો જરાક વધારે ખુલ્લું દિલ રાખીને થોડાક જણાની ફી માફ કરશો અને થોડાક જણા ઉપર દયા કરશો, તો યાદ રાખજો કે, વરસ બે વરસમાં તમારી બેવડી ઘરાકી થઈ જશે. ભાઇ, તમા-રામાં હિંમત નથી, બાકી જો શુદ્ધ અંતઃકરણથી ગરીબોને મફત દવા આપવાનું શરૂ કરો, તો બેચાર વરસમાં એની મેળે તમને કોઇ

પ્રભુનો લાભ મળી આવશે કે જે તમારું બધું ખરચ નિભાવશે અને ઊલટું તમારું કામ વધારી આપશે; પણ એ બનવું મુશ્કેલ છે. એવી ધીરજ આપણે રાખી શકતા નથી, કારણ કે ઈશ્વરીસ્નેહની મહત્તા આપણે સમજતા નથી, તેથી ગરીબોને ખાતર આપણે જે કાંઈ કરીએ છીએ, તે સીધી રીતે ઈશ્વરને પહોંચી જાય છે. એમ આપણે અનુભવી શકતા નથી અને એવો અનુભવ અથવા એવી ચોખ્ખી સમજ ન થાય, ત્યાંસુધી આપણે આપણા સ્વાર્થને છોડી શકતા નથી. ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ એટલે શું? એ સગાઈ પાળવામાં કેટલું બધું મોટું ફળ છે? અને એ સગાઇથી ભવિષ્યમાં આપણી પ્રજાનું કેટલું બધું કલ્યાણ થઈ શકે, એ તમે જાણો છો? એ જાણવું હોય તો દૂર શા માટે જઇએ? તમારા પોતાનાજ છોકરાના વિચાર જાણો, એટલે બસ છે. એના વિચાર જાણશો એટલે તમને મનમાં એમ લાગી આવશે કે કાંઇ નહિ તો આ બચ્ચાંઓના દિલમાં સારા સંસ્કાર બેસાડવા માટે પણ મારે ભલી લાગણી રાખવી જોઇએ. બોલો, તમારો છોકરો પોતાના ભવિષ્ય માટે શું ધારે છે? તે આગળ જતાં કેવી રીતે જિંદગી ગુજારવા માગે છે? એ માટેના તમે કાંઈ એના વિચારો જાણો છો? જાણતા હો તો કહો.

## છોકરાંઓમાં માબાપની અસર

મેં કહ્યું: મારો બાપુ! ઓહો! એતો બડો તેજ છે! હાલમાં તેને દસમું વરસ ચાલે છે, એટલામાં તો તે કહે છે કે, બાપુકાકા, તમે બાયસિકલ લીધી છે, પણ હું તો મારે માટે મોટરકાર લઇશ. તમે દસ રૂપિયા ફી લો છો, પણ બંદો વીસ રૂપિયા ફી લેશે. તમે તો જે. પી. છો, પણ હું તો ઓનરેબલ થઇશ. તમે કાગળની બીડી પીઓ છો, પણ હું તો ચીરૂટ પીશ. તમે એક ઘોડાની ગાડી રાખો છો, પણ હું તો જોડીની ગાડી રાખીશ. તમારા દોસ્તોને ઘેર તમે છાનાછાના જમી આવો છો, પણ હું તો વિલાયત જઇને ગોરીગોરી મડમોના હાથનું જાહેર રીતે જમીશ. તમે સેકન્ડકલાસમાં મુસાફરી કરો છો, પણ બંદો તો ફર્સ્ટકલાસમાં બેસશે. તમે એલ. એમ. છો, પણ હું તો એમ. ડી. થઇશ; અને તમે દર્દી પાસેથી રોજના ચાર આના, ને છ આના લો છો, પણ હું તો રોજના આઠ આના, બાર આના ને રૂપિયો લઇશ!! જો એમ ન કરું તો મારું નામ બાપુલાલ નહિ! આવી

આવી આપણને ગમત ઊપજે એવી તે ઘણી વાતો કરે છે. જ્યારે તે નાનો હતો, ત્યારે તેની મા આવી આવી વાતો શીખવ્યા કરતી, તે હવે તેના મનમાં બરોબર જામી ગઈ છે.

વૈદ્યરાજે કહ્યું: જોયું ભાઇ! તમારો લોભ, તમારી મોજ-શોખની ઇચ્છા અને તમારી આગળ વધવાની હોંશ તેનામાં કેવી સીધી રીતે ઊતરી છે તે જોયું? હવે મારા શંકરના વિચાર જુઓ. એમ કહીને તેણે પોતાના મોટા છોકરાના છોકરાને બોલાવ્યો. તેની ઉમર સત્તર વરસની હતી. તેણે આવીને પૂછ્યું: કેમ દાદાજી! શું હુકમ?

વૈદ્યરાજે કહ્યું: આ ડૉકટર સાહેબ કહે છે કે, તમારો શંકર બહુ હોશિયાર છે, તેને મારી સાથે મુંબઈ મોકલો તો તેડી જાઉં.

શંકરે કહ્યું: હું મુંબઇ જઇને શું કરું?

વૈદ્યરાજે ખુશનુમા સ્વભાવથી જરા હસતે મુખે કહ્યું: આ ડૉકટર તને ડૉકટરી વિદ્યા ભણાવશે, એમાં તો બહુ તડાકો પડશે. પાઅર્ધા કલાકના દશપંદર રુપિયા ફી મળે ને એક એક ગોળીના કે એક એક પડીકીના ચાર ચાર છ છ આના મળી જાય. અહીં તારો બાપ મફતનાં પડીકાં બાંધ્યા કરે છે તે બસ છે. હવે તું તો કાંઇક કમાતાં શીખ! મુંબઇ જઇશ તો ડાહ્યો થઇને આવીશ. વળી ત્યાં મોટા મોટા લોકોની ઓળખાણ થશે, તેથી તારું માન બહુ વધી જશે ને તું મોટો માણસ થઈ શકીશ. એ પછી જો અમલદારોની ખુશામત કરતાં આવડશે, તો ખિતાબનાં પૂંછડાં પણ મળશે અને તું પૂંછડાંવાળો થાય, તો અમને જોવાની મજા તો પડે! આપણી સાત પેઢીમાં કોઇ પૂંછડાંવાળો નથી થયો, માટે તું થાય તો ઠીક. વળી ત્યાં નાટક–ચેટકના શોખવાળી ને દવાની બાટલીની દોસ્તીવાળી ગોરી ગોરી વહુ મળશે. કેમ બચ્ચા! શું વિચાર છે? ડૉકટર સાહેબ સાથે મુંબઈ જવું છે કે નહિ?

શંકરે કહ્યું: શું દાદાજી! હું પૂંછડાવાળો થાઉં? વાહ, વાહ, વાહ! તમારે મને પૂંછડાવાળો કરવો છે કેમ? પણ આ શંકર કાંઇ એવો કાચો નથી કે, પૂંછડાના મોહમાં ગરીબોની સેવા ભૂલી જાય! આ ડૉકટર સાહેબ જેવા જેઓ પૂંછડાંને યોગ્ય હોય, તેને ભલે પૂંછડાં મળે, વિશ્વનાથ મને એવાં પૂંછડાં ન આપે! મોટી ફી લેવા સારુજ હું ડૉકટર થાઉં કે? ત્યારે ધૂળ પડી મારા ડૉકટરપણામાં! પહેલેથીજ ફીની ઇચ્છા રાખીને કામ કરવું તેનો અર્થ તે એજ

કે, જેમ ડૉકટરના હાથમાં નસ્તર પકડેલું હોય છે, તેમ તેના મનમાં પણ ફીરૂપી નસ્તર હોય છે. એવું ડૉકટરપણું મારે નથી જોઇતું. મને અહીં તમારી પાસે શું કમી છે કે, હું પહેલેથીજ એવી ફીની ઇચ્છા રાખીને કામ કરતાં શીખું ? દાદાજી ! તમારો શંકર એવો લોભિયો થાય તોપછી થઈ રહ્યું ! મારી તો એવી ઇચ્છા છે કે, ચરક–સુશ્રુત પૂરાં થઇ ગયા પછી થોડો વખત સાધુ બનીને સાધુઓમાં ને ફકીરોમાં જંગલે જંગલે અને પહાડે પહાડે રખડવું છે અને તેમાંથી ક્ષયની, કોઢની કે રક્તપિત્તની જડીબૂટી શોધવી છે. જ્યાંસુધી એવી જાતની સિદ્ધદવા ન મળે, ત્યાંસુધી હું જંપીને બેસવાનો નથી અને ત્યાંસુધી હું લગ્ન કરવા પણ ઇચ્છતો નથી. મારી મા લગ્ન માટે ઉતાવળ કરે છે, પણ તમે મારી તરફેણમાં છો એટલે કાંઈ ફિકર નથી. હજી તો હું નાનો છું, પણ જ્યારે મોટો થાઉં, ત્યારે પણ જ્યાંસુધી કાંઇ પણ સારું કામ બરોબર રીતે ન કરી શકું, ત્યાંસુધી હું લગ્ન કરવા ઇચ્છતો નથી અને જ્યારે લગ્ન કરવાની મરજી થશે, ત્યારે પણ મુંબઇની આપલપોપલિયાંવાળી અને નાટકચેટકના શોખવાળી બાયડી તો મને નહિજ જોઇએ; પણ હું તો ખાંડણીદસ્તો લઇને મારી દવા કૂટી આપે અને ગરીબ દર્દીઓને પોતાનાં ભાંડું જેવાં સમજીને તેમનાં મળમૂત્ર ધૂએ, તેવી બાયડીને પસંદ કરીશ.

દાદાજી ! હું જોઉં છું કે, અમે જ્યાં જ્યાં જઇએ છીએ, ત્યાં ત્યાં અમને સૌને તમારા પ્રતાપે માન મળે છે. જેને અમે ન ઓળખતા હોઈએ, તેવા અજાણ્યા લોકો પણ અમને ઓળખે છે અને અમારી ઓળખાણ કરવા ઇચ્છા રાખે છે. આખા હિંદુસ્તાનમાં તમારું નામ છે, તમારા પરોપકારની વાતો સાંભળીને મોટા મોટા લોકો ખાસ ચાહીને તમને મળવા આવે છે. જો તમે ઇચ્છા રાખો તો ઘણા શ્રીમંતો તમને ધનની મદદ આપવા ખુશી છે. બીજાઓને ખ્યાલ પણ ન આવી શકે તેવા આશીર્વાદનો વરસાદ હમેશાં આપણા કુટુંબ ઉપર વરસ્યાજ કરે છે. આપણી ઇચ્છા વિના પણ સેંકડો ગરીબો દેશના જુદા જુદા ભાગોમાં પોતાના હૃદયના ઊભરા ખાલી કરતે કરતે આપણી કીર્તિ ફેલાવ્યા કરે છે અને હજારો લાચાર માણસો કે જે નિરાશ થઇને તમારી પાસે રોતાં રોતાં આવ્યાં હતાં, તે હસતાં હસતાં પોતાને ઘેર ગયાં છે, એ શું થોડી વાત છે ? આ કરતાં માણસો વધારે બીજું શું માગે ? આ દુનિ-

થામાં માણુસોને ધન અને માન એ બે વસ્તુ જોઇએ છે. તે બન્ને વસ્તુ તો ગરીબોની સેવાને લીધે તમારા પગમાં લોટે છે! એ બધું છોડીને હવે વળી હું ફરી લેવા તે કયાં જાઉં? એવી ફરી તો આ ડૉકટર સાહેબ જેવાઓને માટેજ રહેવા દો અને દાદાજી, મને તો દવાઓની શોધ કરવા માટે જંગલમાં જવા દો.

ડૉકટર સાહેબ! મુંબઇની મેડિકલ કૉલેજના અભ્યાસ માટે મેં બહુ સારું સારું સાંભળેલું છે, એટલે તે જોવા માટે હું આવી જઇશ, પણ ત્યાં રહેવાની મારી ઇચ્છા નથી; કારણ કે ત્યાં તો ઘણાંએ ધર્માદા દવાખાનાંઓ છે, પણ આપણાં યાત્રાનાં સ્થળો કે જ્યાં એવાં દવાખાનાંઓ નથી તથા નાતજાતના ભેદને લીધે, ગરીબાઇને લીધે અને જ્યાંનાં હવાપાણી ખરાબ હોવાથી તથા સગવડતા નહિ સચવાવાથી સેંકડો લોકો બીમાર પડે છે, તેવાં કોઈ સ્થળે હું ધર્માદા દવાખાનું ખોલવાની ઇચ્છા રાખું છું.

ડૉકટર સાહેબ! મારી બીજી એક વાત સાંભળો; હું દાદાજીને કહું છું કે, તમે શક્તિવાન છો, તેથી તમને જોઇએ એટલી મદદ મળી શકે તેમ છે, માટે દસવીસ દર્દીઓને આપણે ઘેર રાખવાની ગોઠવણ કરવી જોઇએ; કારણ કે હું જોઉં છું કે, કેટલાક ઘરબાર વિનાના લોકો તો બહુજ દુઃખી હોય છે, કેટલાકોને ઘેર કોઈ પણ જાતની સગવડતા હોતી નથી, એટલુંજ નહિ પણ કેટલાક રોગ એવા હોય છે કે જેમાં વારે વારે વૈદ્યની મદદની જરૂર હોય છે. આ બધું જોઇને મને બહુ દયા આવે છે, માટે હું દાદાજીને કહું છું, કે એવા દર્દીના ખાટલા આપણે ઘેર રાખવાની ગોઠવણ કરો, તો તેઓની સાવવાર કરવાનું કામ હું ઉપાડી લઇશ. પણ દાદાજી કહે છે કે, એ ખરચ આપણને પાલવે નહિ અને એવી ઉપાધિ એકલા હાથે ઊપડી શકે નહિ. દાદાજી ભલે એમ કહે, પણ જ્યાંસુધી એવી કાંઈ ગોઠવણ ન થાય, ત્યાંસુધી મારા દિલમાં સંતોષ થવાનો નથી; માટે હમણાં નહિ તો પાંચ વરસ પછી પણ એ કર્યે છૂટકો છે! ડૉકટર સાહેબ! દાદાજી ગુસ્સે તો થશે, પણ હજી એક વાત મને કહેવા દો; કોઈ કોઇ વખત કાપકૂપના કામ માટે બહુ અડચણ પડે છે. આટલા બધા દર્દીઓમાં એવા દર્દી પણ ઘણા આવે છે, પણ અમે કોઇ નસ્તર કે પ્લાસ્ટર મૂકવાની વિદ્યા જાણતા નથી, માટે એ કામ સારુ જો તમે અહીં રહી જાઓ, તો બહુ ઉપકાર થશે; પણ તેમાં શરત

એટલીજ કે, અમારી પાસે ફી નથી, અમારી પાસે તો ખીચડું ખાવાનું છે. જો અંતરની દયાને લીધે ગરીબોને ખાતર ખીચડું ખાઇને રહેવું હોય, તો તમારે માટે મેદાન તૈયાર છે. પાછળથી તમે કહો કે, અમારે લાયક કાંઇ કામકાજ અમને કેમ ન કહ્યું ? તે સારુ આ સૂચના કરું છું.

આ સાંભળીને વૈદ્યરાજ જરા હસ્યા અને તેને કાંઇક કહેવા જતા હતા, એટલામાં મેં કહ્યું કે, અહો ! તમારો શંકર તો બડો પક્કો છે, મારા કાન કાપી લે તેવો છે, પણ હું કાંઇ મારી ફી છોડી દઉં તેવો કાચો નથી !

## ભલાં કામોની અસર

વૈદ્યરાજે કહ્યું: તમારી ફી તમને મુબારક, પણ ભાઇ ! આપણા ગુણો તથા આપણા અવગુણો આપણાં બચ્ચાંઓમાં કેવી રીતે ઊતરે છે અને એથી ભવિષ્યની પ્રજા ઉપર આપણા હાલનાં કામોથી આપણે કેવી રીતે અસર કરી શકીએ છીએ, તે સમજવા માટે આ છોકરાઓની વાતો આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. એ ઉપરથી શું તમને એમ નથી લાગતું કે, જો આપણે કોઇ પણ જાતનો સારો દાખલો બેસાડયો હોય, તો તે હાલના વખતમાં ઉપયોગી છે; એટલુંજ નહિ પણ ભવિષ્યની પ્રજાને તે સારો દાખલો વારસારૂપ થઈ પડે છે અને જ્યાંસુધી એ દાખલાની ભલી અસર દુનિયામાં રહે, ત્યાંસુધી આપણે કીર્તિરૂપે જગતમાં જીવતા રહીએ છીએ. એ શું થોડું છે કે ? ભાઇ ! ભલાં કામથી હાલમાં આપણને કદાચ કાંઈ પણ લાભ ન થાય; તોપણ આપણાં આચરણો સુધરે, આપણામાં કર્તવ્ય કરવાનું બળ આવે, આપણાં છોકરાંઓ સુધરે અને આપણે ભવિષ્યની પ્રજાને ભલાઇનો વારસો આપી શકીએ તથા આપણે મરી ગયા છતાં કીર્તિરૂપે જીવતા રહી શકીએ, એ શું થોડી વાત છે ? આપણાં ભલાં કામોથી કોઈ પણ માણસના દિલમાં દયાની લાગણી જગાડવા જો આપણે શક્તિવાન થઇ શકતા હોઇએ, કોઇ પણ માણસના મનમાં મનુષ્યપણું જગાડી શકતા હોઇએ, કોઈ પણ માણસના દિલમાં તે પોતે પોતાને ઓળખી શકે એવી લાગણી જગાડી શકતા હોઇએ, કોઈ પણ માણસના મનમાં પુરુષાર્થનાં બી રોપી શકતા હોઇએ, કોઇ પણ માણસની બુદ્ધિને નવો ખોરાક આપી શકતા હોઇએ, કોઇ પણ માણસના મનમાં જ્ઞાનનાં બીજ રોપી શકતા હોઇએ અને

કોઈ પણ માણસના હૃદયમાં પ્રભુપ્રેમ જગાડી શકતા હોઈએ, એટલે કે તેનામાં નવું જીવન લાવી શકતા હોઈએ, તો એ શું ઓછું પુણ્ય છે કે? ભાઇ! એ વાતને નાની સમજશો નહિ. આ બધું અને એ કરતાં પણ ઘણું વધારે આપણાં ભલાં કામોમાંથી થાય છે, માટે જેમ બને તેમ ઉચ્ચ હેતુ રાખીને પ્રભુપ્રીત્યર્થે જેટલાં બને એટલાં દયાનાં કામો કર્યા કરવાનું અમે કહીએ છીએ; કારણ કે અમે માનીએ છીએ કે, જગતમાં ઈશ્વિરીસ્નેહ ફેલાવવો એટલે કે જેમ બને તેમ કોઇને કોઇ રૂપમાં પણ જગતની સેવા કરવી, એજ સુખનો સાચામાં સાચો ઉપાય અને ઈશ્વિરને પામવાનો માર્ગ છે; માટે અમે તો એજ રસ્તે જીવન ગાળવા ઇચ્છીએ છીએ અને શુદ્ધ અંતઃકરણથી તમને પણ એજ ભ્રાતૃભાવની ઈશ્વિરીસગાઈનો સનાતનધર્મ સ્વીકારવાની ભલામણ કરીએ છીએ.

## વાતોમાં ગળ્યા તેમાં શું વળ્યું?

સ્વામીજી! તે બુઢ્ઢા વૈદ્યરાજની આ વાતો સાંભળ્યાથી અને તદ્દન નિઃસ્પૃહીપણે તેને ઘેર દરરોજ ચાલતો પરમાર્થ જોવાથી, મારા મન ઉપર બહુ ઊંડી અસર થઈ છે. મારું જીવન હજી કેટલું બધું હલકું છે અને મહાત્માઓનું જીવન કેવું ઉત્તમ હોય છે, તે એ વૈદ્યરાજનો સેવાધર્મ જોયા પછી હું બરોબર રીતે સમજી શકયો છું. એ પછી હું બહુ મોટો માણસ છું. એમ જે મારા મનમાં મોહ હતો, તે મટી ગયો છે અને ત્યારથી મને ખાતરી થઇ છે કે, અમે તો હજી 'નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં, એવાજ છીએ.

ઠાકોર સાહેબે કહ્યું:સ્વામીજી! ડૉકટર તો ગળ્યા! આપણી મંડળીમાંથી આવી રીતે ધીરે ધીરે જો સૌ ભાઇઓ ગળતા જાય, તો તો ભારે થાય.

મેં કહ્યુંઃ વાતોમાં ગળ્યા તેમાં શું વળ્યું? કામમાં ગળવા જોઇએ. ડૉકટર સાહેબ! વાતો કરીને મફતનું માન ન લઇ જાઓ. જે આ બે દાખલા અમને કહ્યા, એમાંથી તમે શું મેળવ્યું તે કહી બતાવો, ત્યારે તમારી ખૂબી! એવી રીતે વાતો કરતાં તો તમારા કરતાં આપણા પંડિતજીને વધારે આવડે છે, પણ 'લેના દેના ખેરસલ્લા ઓર લડનેમેં મજબૂત,' એમાં શું વળે?

ડૉકટરે કહ્યુંઃ હું તો હજી ભેંસો છોડીને ખીલાનાં દાન આપી દઉં તેવો છું. હજી ખુલ્લા દિલે કામ લઇ શકતો નથી, તોપણ આ

દાખલો જોયા પછી હૃદયમાં દયાનો ફણગો ફૂટી ચૂકેલ છે. એટલે જરાતરા પણ કાંઇ બને છે. જો કે એટલાથી મને સંતોષ થતો નથી, તોપણ મનને એમ સમજાવું છું કે, બીજાઓ કાંઈ નથી કરતા તે કરતાં આપણે ઠીક કરીએ છીએ. મહારાજજી ! હાલમાં તો મારી આવી દશા છે, પણ આશા છે કે, આપના સત્સંગથી આગળ જતાં કાંઈક સુધરી શકીશ.

મહારાજે કહ્યું: બેશક, તમે સુધરી શકશો, કારણ કે તમારી ભૂલ તમે સમજો છો અને ઉચ્ચતા તરફ તમારું લક્ષ છે, એટલે તમારે માટે અમને સારી આશા છે; પણ હવે એટલી ભલામણ છે કે, ઢીલાપણું રાખીને વખતની વાટ જોયા કરો નહિ, પણ દૃઢતાથી ઝપાટાબંધ આગળ વધો અને ઈશ્વરના કૃપાપાત્ર છો, એમ ખાતરી કરી આપો. ડૉક્ટર સાહેબ ! અમે તમને લેલેપેપે જોવા માગતા નથી, પણ અમે તો તમને એક મર્દ માણસ જેવા જોવા ઇચ્છીએ છીએ, માટે ઈશ્વરીસ્નેહના રસ્તામાં કાંઇક પુરુષાર્થ કરીને જિંદગીની સાર્થકતા કરી લો. મનને જરાક વધારે મજબૂત કરો, એટલે એ બધું સહેલાઇથી થઈ શકે તેમ છે. હવે તમે કાંઇ ઉંમરે નાના નથી; ડહાપણમાં ઓછા નથી અને ઈશ્વરની કૃપા પણ તમારી ઉપર કાંઈ જેવીતેવી નથી, માટે હવે માત્ર વાતોમાંજ ન રહી જતાં ખુલ્લું દિલ રાખીને કાંઇક વધારે પુરુષાર્થ કરી બતાવો, એમ અમે સૌ ઇચ્છીએ છીએ; કારણ કે તમે અમારા બંધુ છો અને તમારા હિતમાં અમારું પણ હિત છે, માટે અમે પ્રાર્થના કરીએ છીએ કે, પ્રભુ તમને સદ્બુદ્ધિ આપો અને દિનપ્રતિદિન તમારે હાથે રૂડાં કામો થાઓ.

મહારાજજીના આવા અભિપ્રાય અને આવા આશીર્વાદથી ડૉક્ટર સાહેબમાં નવું બળ આવ્યું. તેઓ આનંદમાં આવી ગયા અને મનમાં કાંઇક શુભ વિચાર કરતા હોય એવા વિચારમગ્ન દેખાવા લાગ્યા. એ જોઇને મેં કહ્યું કે, ડૉક્ટર સાહેબ ! હવે આજથી તમારું માન વધ્યું છે, કારણ કે ઉચ્ચતા તરફ તમારું લક્ષ છે ને તમે સુધરી શકશો એમ મહારાજજીએ તમને સર્ટિફિકેટ આપ્યું છે, માટે એ ખાતે હું તમને મુબારકબાદી આપું છું. એમ કહીને મેં બૅરિસ્ટર સાહેબને કહ્યું કે, હવે કાંઈક તમારા અનુભવની ખૂબીદાર વાત કહો.

---

## ૭૩–બૅરિસ્ટર સાહેબનો અનુભવ

ઠાકોર સાહેબે કહ્યું: બૅરિસ્ટર સાહેબનો અનુભવ બહુ બહોળો છે, એટલે તેમની પાસેથી આપણને ઘણું નવું જાણવાનું મળી શકશે.

બૅરિસ્ટરે કહ્યું: નહિ, નહિ, એટલું બધું તો કાંઈ નહિ, તો-પણ બેત્રણ દાખલા એવા જાણું છું કે, જેણે મારી જિંદગી ઉપર કાંઇ અસર કરી હોય.

બાવાજીએ કહ્યું: એવાજ દાખલાઓનું આપણે કામ છે.

બૅરિસ્ટરે કહ્યું: બાપુજી નામે એક મરાઠો ગૃહસ્થ છે, તે મિલમાં મુકાદમનું કામ કરે છે. બાપદાદાની મિલકત સંબંધી તેનો કેસ મારી મારફત હાઇકોર્ટમાં ચાલતો હતો, તેથી તે વખતો-વખત મને મળ્યા કરતો હતો. એ માણસ ગરીબ સ્થિતિનો ને બચરવાળ હતો. મહિને સાઠ રૂપિયા તેને પગાર મળતો, તેમાં તે આનંદથી રહેતો હતો. તે બહુ ભણેલો ન હતો, પણ એટલો બધો ભલો હતો કે, હું તેની રીતભાત જાણીને બહુ અજબ થતો હતો. તેના પિત્રાઈ કાકાની સામે તેનો પચાસ હજાર રૂપિયાનો દાવો હતો, છતાં એ કામ માટે પણ તે મારી પાસે ઘણી વાર વખતસર આવી શકતો નહોતો, તેથી હું ચિડાઇ જતો અને તેને કહેતો કે, બાપુજી! આ શું? આવી બેદરકારી! પચાસ હજાર રૂપિયાનો કેસ છે ને વળી સામે હરીફો મજબૂત છે, છતાં પણ જાણે કાંઇ પણ જાણતાજ નથી! આવી બેદરકારી તો મેં ક્યાંય ન જોઇ! જેની પાસે લાખો રૂપિયા છે, તે પણ પૈસાની બાબતમાં તમારા જેવા બેદરકાર નથી હોતા, ત્યારે તમે ગરીબ માણસ એવી બેદરકારી કેમ રાખી શકો છો?

બાપુજીએ કહ્યું: સાહેબ! એ મારી બેદરકારી નથી, પણ ગ-રીબોને કામ આપવા સારુ મારે રોકાઈ રહેવું પડે છે; કારણ કે હું જો કેસ હારી જઇશ, તોપણ હું કાંઈ ભૂખે મરવાનો નથી, પણ જે ભૂખે મરે છે, તેઓને ખાતર મારે કાંઇક કરવું જોઇએ.

મને કાંઈ સમજાયું નહિ, તેથી મેં પૂછ્યું કે, તમે ગરીબોને માટે શું કરી શકો છો?

તેણે કહ્યું: હું તેઓને જુદી જુદી મિલોમાં કામ અપાવું છું. દરરોજ બહારગામના સેંકડો મજૂરો કામની આશાએ મુંબઇમાં

આવે છે, પણ અહીં તેઓને કોણ ઓળખે? એકદમ તેઓને કામ ક્યાંથી મળે? અને તેઓની પાસે બેઠે બેઠે ખાવાના પૈસા તો હોય નહિ, તેથી તેઓના કેવા બૂરા હાલ થાય, એ કાંઈ તમે સમજો છો? તેઓને મદદ કરવા માટે મારે રોકાવું પડે છે, તેથી હું તમારી પાસે ટાઈમસર આવી શકતો નથી. આજે ગોવાની આગબોટ આવી છે, તેમાં એવાં નિરાધાર પચાસ કુટુંબો આવેલાં છે, તેને માટે તજવીજ કરવા સારુ બીજા મુકાદમો પાસે હું ગયો હતો, તેથી તમારી પાસે આવતાં વાર લાગી છે.

મહારાજજી! હું મારા મિજાજમાં રહેતો અને કોઈ સાથે વધારે વાત કરતો નહિ; કામ જેટલા સવાલો ટૂંકામાં પૂછી લીધા પછી જાણે તેને ઓળખતો પણ ન હોઉં, તેમ હું મારા ઘરાકો સાથે અક્કડતાથી વર્તતો. તેઓ સલામ કરે તેના બદલામાં વળતી સલામ કરવાની પણ હું જરૂર સમજતો નહિ અને તેઓના સવાલોનો હું ખુલ્લા દિલે સંતોષકારક જવાબ પણ આપતો નહિ—ન ચાલે ત્યારે જાણે ઉપકાર કરતો હોઉં, તેવી રીતે અક્કડતાથી કાંઈ કાંઈ બોલતો હતો. આવી મારી રીતભાત હતી. બૅરિસ્ટરપણાના જ્ઞાનનું ફળ આવું અભિમાન હતું. યુનિવર્સિટીની ડિગ્રી જાણે મને કઠોર બનાવવાને માટેજ મળી હોય, તેવાં મારાં આચરણ હતાં અને જાણે ગરીબોનો તિરસ્કાર કરવા માટે તથા ભાઈબંધીના રસ્તામાંથી નીકળી જવા માટે મને બૅરિસ્ટરનો ઝભ્ભો મળ્યો હોય એવી મારી વર્તણુંક થઈ ગઈ હતી; છતાં પણ બાપુજીની વાત એવી લાગણીવાળી હતી કે, તે સાંભળવાની મને ઇચ્છા થઈ. ઇઝિચેર ઉપર પડીને બીડી પીતે પીતે મેં તેને પૂછ્યું કે, બાપુજી! આ કામ કરવાની તમને પ્રથમ કેમ ઇચ્છા થઇ? આ સવાલ પૂછવાનું કારણ એ હતું કે, હું પોતે કાંઇક કરવા માગતો હતો, પણ કાંઇ કરી શકતો નહોતો. ઘણીએ ચોપડીઓ વાંચતો, પણ તે અનુભવમાં આવી શકતું નહોતું. મનમાં તો ઘણી ઇચ્છા હતી કે, હવે હું કાંઈક નમ્રતાવાળો થાઉં તો ઠીક, પણ તેમ થઈ શકતું નહોતું. આ વાત કરતી વખતે પણ બાપુજી ઊભો હતો અને હૉલમાં મારી સામે પાંચ સાત ખાલી ખુરશીઓ પડી હતી, પણ બાપુજી! ખુરશી ઉપર બેસો, એમ મારાથી કહેવાઇ શકાયું નહિ. કોર્ટમાં લાંબાં લાંબાં ભાષણો આપવામાં હું હોશિયાર ગણાતો અને અમારા મિત્રમંડળમાં પણ હું બહુ વાતોડિયો ગણાતો. મારી

જીભ વાતો કરતાં થાકતી નહિ, પણ મને ફી આપનાર ઘરાકોને ખુરશી ઉપર બેસવાનું કહેતાં પણ હું શરમાતો હતો!! મારા પોતાના વિવેકને ખાતર પણ જ્યારે ગરીબોને માટે મારી આટલી જીભ પણ ઊપડતી નહોતી, ત્યારે તેઓનાં કલ્યાણમાં મારા હાથ કામે લાગે, એમ તો ક્યાંથીજ બને? આવી મારી સ્થિતિ હતી, તેમાંથી કેમ છૂટી શકાય અને બાપુજી જેવો સાધારણ માણસ એટલું બધું કામ કેમ કરી જાય છે, તે સમજવા સારુ મેં ઉપલો સવાલ પૂછ્યો હતો.

## બાપુજીની વાતો

દયાની લાગણી ખીલવાને લીધે બાપુજીનું આત્મિકબળ એટલું બધું વધી ગયું હતું કે, તે કાંઇ મારી અક્કડતાથી અંજાઇ જાય તેવો નહોતો; તેથી મારા કહ્યા વિના મારાથી જરા દૂરની ખુરશી ઉપર નિ:શંકપણે તે બેઠો અને કહેવા લાગ્યો કે, સાહેબ! એ બાબત બહુ દયાજનક છે. આજથી દસ વરસ ઉપર હું જ્યારે બહુ જુવાન હતો, ત્યારે હાલના ઘણા જુવાનિયાઓની માફક હું પણ કાંઇ બહુ સારી ચાલનો માણસ નહોતો; તેથી એક સ્ત્રી સાથે મારે કાંઈ ખટપટ થઈ હતી. એ સ્ત્રીની ચાલ માટે હું શકની નજરે જોતો હતો, તેથી તેની ઉપર છૂપી રીતે દેખરેખ રાખવાની હું તજવીજ કરતો હતો. એ વખતે એક દિવસ સાંજે મિલમાંથી છૂટચા પછી વરલિના રસ્તા ઉપરનાં ખેતરોમાંના એક ઝાડ ઉપર હું છુપાઇ બેઠો, કારણ કે પેલી સ્ત્રીને નીકળવાનો એ રસ્તો હતો. થોડી વારમાં જરા અંધારું થતાં લથડતી લથડતી એક ઘાટણ આવી પહોંચી. તેણે આજુબાજુ જોયું અને કોઇને નહિ દેખ્યાથી મારી અજાયબી વચ્ચે પોતાનું છોકરું કૂવામાં ફેંકી દીધું ને તે પોતે પણ તેમાં પડવાની તૈયારીમાં હતી; એટલામાં મેં ઝાડ ઉપરથી બૂમ પાડી, તેથી તે હેબતાઈ ગઇ અને કૂવા પાસે નીચે પડી ગઈ. એ જોઇને ઝડપથી ભૂસકો મારીને ઝાડ ઉપરથી હું નીચે કૂદી પડ્યો. મને સ્વપ્નમાં પણ ખ્યાલ નહિ કે એ બાઇ પોતાના છોકરાને કૂવામાં નાખી દેશે! હું તેનો ઇરાદો પ્રથમથી સમજી શકચો નહિ, તેમજ એવી ઝડપથી તેણે છોકરાને ફેંકી દીધું કે, તેને બચાવી લેવા મારા હાથમાં ટાઇમ રહ્યો નહિ. એ પછી બધાં લૂગડાંભેર તરત હું કૂવામાં કૂદી પડચો અને એ છોકરાને બહાર કાઢ્યું. પણ અફસોસ કે, તે મરી ગયું હતું. બિચારા એક વરસ-

ના ફૂલ જેવા નાના બચ્ચાનું શું ગજું? હજી એ છોકરું મારી નજર આગળ તર્યા કરે છે! એ છોકરાને મેં કૂવામાંથી કાઢયું એટલા વખતમાં તે બાઇ જરા શુદ્ધિમાં આવી હતી. મેં તેને પૂછયું કે, તમે કોણ છો? અને શા માટે આ છોકરીને કૂવામાં ફેંકી દીધી? એ સાંભળીને તે રોઇ પડી, ઘણી વાર સુધી જવાબ દઈ શકી નહિ. છેવટ તેણે ખુલાસો કર્યો કે, અમે રત્નાગિરિ જિલ્લામાં રહીએ છીએ. દેશમાં વરસાદની તાણને લીધે કાંઇ ધંધો–રોજગાર નહિ હોવાથી બહુ દુઃખી થતાં હતાં, તેથી મારી નથ વેચીને જેમતેમ કરી આગબોટભાડાના પૈસા ભેગા કરીને નવ દિવસ થયાં અમે મુંબઈ આવ્યાં છીએ. હું, મારો વર ને બે નાની છોકરીઓ અમારી પાસે આગબોટનું નૂર બાદ કરતાં અહીં પહોંચ્યાં, ત્યારે એક રૂપિયો ને સાડા છ આના હતા. અહીં અમારું સગુંવહાલું નથી, અમારા ગામવાળા બેચાર જણ અહીં છે, પણ તે કયાં રહે છે, તેનો કાંઇ પત્તો નથી. ઓરડી ભાડે લેવાના પૈસા ન હોવાથી અમે આ ખેતરમાં આવીને પડ્યાં છીએ. મારો વર કાંઇ મજૂરી શોધે છે, પણ હજી સુધી કાંઇ કામ તેને મળ્યું નથી. એક રૂપિયો ને થોડાંક દોઢિયાં તે આ મુંબઈ શહેરમાં અમે ચાર જણાંને કેટલા દિવસ ચાલે? એ પછી પિત્તળની તપેલી, થાળી ને લોટો હતો, તે પણ મારવાડીને ત્યાં મૂકયાં; તોપણ ખરચી પૂરી થઇ નહિ. અમે સૌ કાલનાં ભૂખ્યાં છીએ. મારો વર ભૂખ્યો ને ભૂખ્યો સવારમાં ઊઠીને મજૂરી શોધવા ગયો છે, તે હજી સુધી પાછો આવ્યો નથી. ચાર વરસની મોટી છોકરી ભૂખને લીધે રસ્તા ઉપર ઊભી ઊભી બહુ રોતી હતી, તેથી કોઇએ તેને દોઢિયાના ચણા અપાવ્યા, તે ખાઈને ત્રણ વાગ્યાની સૂતી છે. મને ભૂખે પેટે ધાવણ કયાંથી આવે? અને આ છોકરી મારું લોહી પીતી હતી. મને ભૂખને લીધે માથામાં ચક્કર આવ્યાં ને આંખે તંમર આવ્યાં એવી સ્થિતિમાં મને કાંઇ ભાન રહ્યું નહિ. બન્ને છોકરીઓનું રોવું મારાથી ખમાયું નહિ. નાની છોકરી ચણા ખાઈ શકે તેવી નહોતી, પણ તેને દૂધ કયાંથી અપાવું? હું કોની પાસે માગવા જાઉં? મને કોણ આપે? હાય હાય! મારાથી ભીખ કેમ મંગાય? માગવાનો વિચાર આવતાંજ મને કમકમાટી છૂટે છે. મને મારી માનાં લાડ યાદ આવ્યાં. મને મારા સસરાનો સારો વખત યાદ આવ્યો. એક તરફ એ બધા વિચારો ને બીજી તરફ આવું

દુઃખ! દેશમાં પાછાં જવા માટે પણ પૈસા ન મળે! રહેવાને માટે જગ્યા નહિ, જ્યાં જઇએ ત્યાંથી ધક્કા મારીને લોકો કાઢી મૂકે! આ નવ દિવસમાં અમે અઢાર ઠેકાણાં તો બદલી ચૂકયાં. બે દિવસ થયાં આ ખેતરમાં પડ્યાં છીએ, ત્યાંથી પણ પોલીસ કહે છે કે, ઊઠો. બે વખત તો સિપાઇ આવી ગયો. હવે કયાં જઇએ? પંખીઓને પણ માળા હોય છે, કીડીઓને પણ દર હોય છે, વાઘ–વરુને પણ ગુફાઓ હોય છે અને સાપને પણ રાફડા હોય છે, પણ ભાઇ! અમને આ તમારા મુંબઈમાં કયાંઈ ઊભા રહેવાની જગ્યા નથી! આવી હાડમારી તે કયાં સુધી ખમાય? એ કરતાં મરી જાઉં તો છૂટી જાઉં, એમ વિચારીને બીજું કાંઇ ન સૂઝવાથી એકાંત જોઇને હું તો આ કૂવામાં પડવા આવી છું. ભાઈ! છોકરાંઓ ભૂખે ટળવળે એ દુઃખ મારાથી નથી જોવાતું. મોટી છોકરી સૂઈ ગઈ છે એટલે તે બચી ગઇ, જો જાગતી હોત તો તેને પણ કૂવામાં ફેંકી દેત. હાય હાય! પ્રભુએ અમને હાથપગ આપ્યા છે, છતાં મારાં છોકરાં ભીખ માગે? એ દેખાવ વિઠોબા પટેલની છોકરીથી નહિ જોવાય. એવી જિંદગી કરતાં મોત શું ખોટું? માટે ભાઈ! મને મરવા દો. એમ કહી પાછી તે રોવા લાગી.

બૅરિસ્ટર સાહેબ! એ દેખાવ કેવો કરુણાજનક હોય, એ ખ્યાલ તમે કરી શકો છો? વર કયાંક રખડતો હોય, છોકરી કોઇકના ખેતરમાં માટીનાં ઢેફાં ઉપર આખો દિવસ ઉઘાડી જગ્યામાં તડકામાં પડી રહી હોય, ત્યાંથી ઉઠાડી મૂકવા સિપાઇ ધક્કા મારતો હોય, પોતે બે દિવસની ભૂખી હોય, મનમાં જે કાંઇ સહનશીલતા હોય, તે બન્ને છોકરાંઓની ભૂખની તાલાવેલીથી ખૂટી ગઈ હોય, આપઘાત કરવા નીકળી હોય તેમાંથી તરતનીજ બચી ગઇ હોય, પોતાની છોકરીને પોતાના હાથે કૂવામાં ફેંકી દીધી હોય અને તેની લાસ પાસે પડી હોય, એ વખતે અજ્ઞાન ઘાટણના મનમાં કેટલું બધું દુઃખ થતું હશે, તે આપણે કેમ સમજી શકીએ? એ વખતે મોત વિના બીજા તેને કયા વિચાર આવી શકે? થોડી વારમાં ત્યાં ઘણાં માણુસો ભેગાં થઈ ગયાં ને પોલીસ આવી પહોંચી. મૂએલી છોકરીની લાસ ઉપર જ્યુરી ભરાયા વિના તેને ઠેકાણે પડાય તેમ નહોતું અને રાત્રિ પડી ગઇ હતી, તેથી તે બાઇને સિપાઇ પોલીસ ચોકીમાં લઈ ગયો ને તેની મોટી છોકરીને હું મારે ઘેર તેડી ગયો. એ

પછી તે બાઇને ખાવાનું પહોંચાડીને હું તેના વરને શોધવા ગયો. બહુ તપાસ કર્યા પછી ઘણી વારે ખબર મળી કે, ચીંચપોકલીના રસ્તા ઉપર એક માણસ બેહોશ થઇને પડેલો છે. રાત્રે નવ વાગે હું ત્યાં ગયો. એ વખતે ત્યાં માણસોનું ટોળું મળેલું હતું. કોઈ કહેતા હતા કે, એ છાકટો થએલો છે; કોઈ કહેતા હતા કે, વાઇ આવી છે; કોઈ કહેતા હતા કે, માંદો છે; કોઇ કહેતા હતા કે, એ તો મરી ગયો છે; પણ કોઇ જાણતું નહોતું કે, કામ ન મળવાથી ભૂખના દુઃખે તેના એવા હાલ થયા છે! બે દિવસનો ભૂખ્યો હોવાથી ને આખો દિવસ તડકામાં રખડવાથી ભૂખ તથા થાકની ગરમી મગજમાં ચડી હતી અને મનમાં સેંકડો જાતના વિચારો આવવાથી તે જુવાન માણસ પોતાના મગજનું સમતોલપણું સાચવી શક્યો નહિ, તેથી ચક્કર આવતાં તે રસ્તામાં પડી ગયો હતો. સિપાઇ તેને હૉસ્પિટલમાં લઇ જવાનું કહેતો હતો, પણ મેં કહ્યું કે, તે મારી ઓળખાણવાળો છે અને તેણે કાંઇ ગુનો કર્યો નથી કે તે કાંઈ માંદો નથી; માટે મારે ઘેર લઈ જવા દો ને મારું નામઠામ લખી લો. એ પ્રમાણે કહીને વિકટોરિયા ભાડે કરી હું તેને મારે ઘેર લઇ ગયો. થોડી વારે તેણે પાણી પીધું, અર્ધો કલાક પછી દૂધ પીધું, કલાક પછી થોડું જમી શક્યો ને બે કલાકમાં પાછો હોશિયાર થઇને સૂઈ ગયો. બીજે દિવસે જ્યુરી ભરાઇ, તેમાં એ બાઇએ કબૂલ કર્યું કે, ભૂખના દુઃખથી કાયર થઇને મેં તે છોકરીને કૂવામાં ફેંકી દીધી હતી, તેથી એ બાઇ ઉપર પોલીસકોર્ટમાં કેસ ચાલ્યો; પણ એ કેસનું પરિણામ આવતાં પહેલાંજ આ બનાવ બન્યા પછી ચોથે દિવસે તે ગુજરી ગઈ. તે જાતની ઘાટણ હતી, છતાં પણ તે બહુ સારા ઘરની, ઘણીજ નરમ સ્વભાવની, બહુજ ચોખ્ખી અને ખરા સ્ત્રીભાવવાળી હતી, તેથી તેનાથી આ બધું દુઃખ, આવું અપમાન અને આવું પાપ ખમાયું નહિ, આ બધો બોજો તે બાપડી સીધે માર્ગે ચાલી જનારી અઢાર વરસની તદ્દન બિનઅનુભવી બાઈને બહુ ભારે થઇ પડ્યો; તેથી એ ફિકરમાં તે માંદી પડી. બે દિવસના તાવમાં તેને સન્નિપાત થઇ આવ્યો અને ચોથે દિવસે તે ચાલી ગઈ! બૅરિસ્ટર સાહેબ! સન્નિપાત વખતની તેની સ્થિતિને લગતા તેના કેટલાક બોલો એવા હૃદયભેદક હતા કે, તે હજી સુધી હું ભૂલી શક્યો નથી. એ બાઈ કાંઈ મારી સગીવહાલી નહોતી કે મારી

જાતની પણ નહોતી, તોપણ તેના અકાળમોત માટે અને તેના હૃદયની લાગણીઓ માટે મને એટલું બધું લાગી આવે છે કે, જ્યારે એ વાત યાદ આવી જાય છે, ત્યારે રોવું આવી જાય છે.

## પુણેકર બુઆની કથા

મહારાજજી! મારી પાસે આ વાત કરતે કરતે પણ બાપુજીની આંખમાં આંસુ આવી ગયાં હતાં અને એ જોઈને મને પણ ગંભીર અસર થઇ હતી. એ પછી બાપુજીએ કહ્યું કે, બીજે દિવસે રાત્રે આઠ વાગે હું પુણેકર બુઆની કથામાં ગયો. એ કથા પરેલમાં એક મેદાનમાં થતી હતી. તેમાં પુણેકર બુઆ જ્ઞાનેશ્વરીગીતા સંભળાવતા હતા. દરરોજ આઠથી દસ વાગ્યા સુધી દોઢસો બસો માણસો તે કથા સાંભળવા આવતા હતા. પુણેકર બુઆ સાથે મારે બહુ સારી પિછાન હતી, તેથી તેણે મને પૂછ્યું કે, કાલે કેમ નહોતા આવ્યા? ત્યારે મેં ગઇ કાલની બધી હકીકત સૌ માણસના સાંભળતાં તેમને કહી બતાવી. એ સાંભળીને તે સાધુમહારાજ કથા બંધ કરીને પુસ્તક બાંધવા લાગ્યા, ત્યારે ઘણા લોકોએ પૂછ્યું કે, મહારાજ! આ શું? કથા અધૂરી કેમ મૂકો છો? હજી તો નવ વાગ્યા છે. મહારાજે કહ્યું:

કથા સુણી સુણી ફૂટચા કાન,<br>
તોય ન આવ્યું સાચું જ્ઞાન.

ધૂળ પડી મારી કથા કરવામાં અને ધૂળ પડી તમારા સાંભળવામાં! જાઓ! આ પુસ્તકને દરિયામાં ફેંકી દો અને મને અહીં બાળી મૂકો! એમ કહીને જોરથી તેઓએ પુસ્તકને મંડળી વચ્ચે ફેંકી દીધું અને અતિશય ગુસ્સે થઇને તેઓ એકદમ ઊભા થઇ ગયા. એ જોઇને ભાઉ માસ્તરે પૂછ્યું: મહારાજજી! શું થયું? બોલો તો ખરા? આમ સૌને ગભરાવો છો કેમ?

મહારાજે કહ્યું: હજી શું છે? આપણી જાતવાળાઓ ભૂખના દુઃખે પોતાનાં છોકરાંઓને પોતાના હાથે કૂવામાં ફેંકી દે અને હજી શું છે? આવા પૈસાવાળા મુંબઇ શહેરમાં આપણા ધર્મબંધુઓ ભૂખે ટળવળી ટળવળીને મરી જાય ને હજી શું છે? આપણા બંધુઓને ક્યાંય ઊભા રહેવાની જગ્યા ન મળે ને હજી શું છે? શું છે પૂછતાં તમોને શરમ નથી આવતી? જાઓ, જાઓ, તમે બધા નાલાયક છો. તમારી આગળ કથા! એવી કથામાં પલીતો મૂકો.

તાતિયા સાહેબે કહ્યું: પણ ગુરુ મહારાજ! એમાં અમે શું

કરીએ? એમાં અમારો શું વાંક?

મહારાજે કહ્યું: તમે શું કરી શકો? તમે જે ધારો તે કરી શકો. તમારો શું વાંક? બધો વાંક તમારોજ છે. તમને કામ લેતાં આવડતું નથી એ તમારો વાંક છે, તમારામાં સંપ નથી એ તમારો વાંક છે, તમારામાં સ્વદેશપ્રેમ નથી એ તમારો વાંક છે, તમે તમારો ધર્મ સમજતા નથી એ તમારો વાંક છે. તમને દારૂ પીવા પૈસા મળે, તમને રાંડોના નાચ કરાવવા પૈસા મળે, તમને કોર્ટે લડવા પૈસા મળે, તમને વગર જરૂરના મોજશોખ કરવા પૈસા મળે અને તમારા બંધુઓનો અતિથિસત્કાર કરવાને માટે પૈસા નથી મળતા, કેમ? બેશક, તમે ગરીબ છો, ઘણાજ ગરીબ છો, તોપણ જો લાગણીથી કામ લો, તો તમે કાંઇ એવા ગરીબ નથી કે, તમારા કોઇ પણ ભાઇને જરા મદદ આપી ન શકો.

ખરું છે, કાંઇ દરેક માણસ કૂવા કે તળાવો ખોદાવી શકતો નથી; પણ જો ધારે તો ઘેર આવી ચડેલા કોઈ તરસ્યા માણસને પાણીનો લોટો તો આપી શકે તેમ છે. આપણે સડકો ને રસ્તાઓ ન બંધાવી શકીએ, પણ કોઇને આંગળી ચીંધીને રસ્તો બતાવી શકીએ તેમ તો છીએ તથા રસ્તામાં પડેલા કાચના કટકા, પથરા કે કાંટાઓને તો ઉપાડી શકીએ તેમ છીએ. આપણે સદાવ્રતો ન ચલાવી શકીએ, પણ કોઈ ભૂખ્યાને ટુકડો રોટલો આપી શકીએ તેમ તો છીએ. આપણે ધર્માદાનાં દવાખાનાં ન ખોલી શકીએ, પણ પાડોશીને જરૂરને વખતે સૂંઠ, મરી કે હળદર તો આપી શકીએ તેમ છીએ. આપણે પાઠશાળાઓ ન ખોલી શકીએ, પણ તેમાં આપણાં છોકરાંઓને મોકલી શકીએ તથા કોઈ ગરીબ વિદ્યાર્થીને પુસ્તકોની મદદ કે સલાહ ને હિંમત આપી શકીએ તેમ તો છીએ. આપણે હમેશાં બીમારોની સારવાર ન કરી શકીએ તો પણ એકલી પડેલી કોઈ દુ:ખી વૃદ્ધાને કોઇ વખત દવાખાનેથી દવા લાવી આપી શકીએ તેમ તો છીએ. આપણે મોટી મોટી યાત્રાઓ ન કરી શકીએ, પણ પ્રાર્થના કરવા મંદિરમાં જઈ શકીએ તેમ તો છીએ. આપણે આખા ગામનું અંધારું દૂર ન કરી શકીએ, પણ બીજાઓને અજવાળું મળે તેવી રીતે આપણા ઘર પાસે નાનો દીવો મૂકી શકીએ તેમ તો છીએ. આપણે પુસ્તકો ન રચી શકીએ, પણ તે વાંચી શકીએ તથા બીજાઓને વંચાવી શકીએ તેમ તો છીએ. આપણે દુનિયાને સુધારી ન શકીએ, પણ

આપણે પોતે સુધરી શકીએ તેમ તો છીએ. આપણે નવી શોધો ન કરી શકીએ, પણ એવી શોધો કરનારને કોઇ ને કોઈ રીતે મદદ આપી શકીએ તેમ તો છીએ અને કાંઇ નહિ તો મનમાં ભલા વિચારો રાખીને રાજીખુશીથી, બીજાઓને રુડી રીતે મીઠી જીભે બોલાવી શકીએ તેમ તો છીએ.

આવું આવું કાંઇ ને કાંઇ બને તોપણ ઘણું છે. ઈશ્વરીજ્ઞાનમાં આગળ વધવાનાં એ પગથિયાં છે અને ગરીબમાં ગરીબ માણુસોથી પણ એવું કાંઇ ને કાંઇ બની શકે તેમ છે; માટે ભલે નાનું હોય, તોપણ કાંઇક પણ ભલું કામ કરો. ભલાં કામને નાનાં નહિ સમજો. મહાત્માઓ કહે છે કે, નાનાં બીજ તરફ નહિ, પણ મોટાં ફળ તરફ જોઇને પ્રભુપ્રીત્યર્થે ભલાં કામો કરો. એની અસર ફોકટ નહિ જાય. અમે શું કરી શકીએ ? એમ તમે કહો છો, પણ તમારું કેટલું બધું બળ છે, એ કાંઇ તમે સમજો છો ? આ મુંબઇમાં મિલોમાં કામ કરનારા એંસી હજાર કામદારો છે; એ સૌ દર મહિને માત્ર એક એક આનો આપે; તોપણ દર વરસે સાઠ હજાર રૂપિયાનું ફંડ થઈ શકે તેમ છે. બોલો, થઇ તમારા ભાઇઓને અર્થે એક મહિનામાં શું એક આનો પણ તમે આપી શકો તેમ નથી ? હું જોઉં છું કે, તમારામાંના ઘણા જણા રોજ એક આનો તો પાન–તમાકુમાં ઉડાવી દે છે, ઘણા જણા ચામાં કે દારૂમાં રોજ ઘણા પૈસા ઉડાવી દે છે અને ઘણા જણા રોજ બીડીમાં કે સોડા-વૉટરમાં ઘણાં દોઢિયાં ખરચી નાખે છે; ત્યારે આપણા દેશને ખાતર, આપણા ધર્મને ખાતર અને આપણા બંધુઓને ખાતર શું તમે મહિનામાં એક આનો પણ ન ખરચી શકો ? જો ધારો તો જરૂર ખરચી શકો તેમ છો; છતાં કદી એક આનો પણ ન ખરચી શકાય તો રહ્યું, પરંતુ એક મહિનામાં માત્ર એક દોઢિયું તો તમે પ્રભુને અર્થે આપી શકો તેમ છો કે નહિ ? જો તમે એંસી હજાર કામદારો એક એક દોઢિયું આપો, તોપણ મહિનાનાં એંસી હજાર દોઢિયાં થાય; તેમાંથી દર વરસે પંદર હજાર રૂપિયાનું ફંડ કરી શકાય અને આપણા ગરીબડા દેશમાં પંદર હજાર રૂપિયા શું થોડા છે ? ઈશ્વરની કૃપાથી તમારા વર્ગના લોકો હજુ એવી ઓછી હાજતના છે, કે માત્ર બે આનાના ખર્ચમાં આખો દિવસ આનંદમાં રહી શકે છે. હવે વિચાર કરો કે, એ પંદર હજાર રૂપિયામાંથી દેશમાંથી આવેલા કેટલા બધા નિરાધાર અજાણ્યા

લોકોને મદદ કરી શકાય? અને તમારા એક એક દોઢિયામાંથી તમારા કેટલા બધા ભાઇબંધોને ટેકો આપી શકાય, એ ખ્યાલ તો કરો! પણ અફસોસ! કરવું છે કોને?

તમારે તો ટાઢે પાણીએ નાહવાથી સ્વર્ગમાં ચાલ્યું જવું છે, તમારે તો ડોકમાં દોરડાંઓ બાંધી લેવાથી સ્વર્ગમાં ચાલ્યું જવું છે, તમારે તો માત્ર આ કાનેથી સાંભળીને આ કાનેથી કાઢી નાખો, એવી રીતની કથા સાંભળીને સ્વર્ગમાં જવું છે, તમારે તો તમારાજ બંધુઓથી અભડાઇ જવામાંજ સ્વર્ગમાં ચાલ્યું જવું છે, તમારે તો મંદિરમાં દર્શન કરી આવવામાંથીજ સ્વર્ગમાં ચાલ્યું જવું છે અને તમારે તો 'ગણપતિદેવ મોરિયા' કરીનેજ તરી જવું છે કેમ? પણ ના, ના, એમ કાંઇ સ્વર્ગ રસ્તામાં નથી પડયું! જ્યાંસુધી આપણા દેશની સેવા કરો નહિ, આપણા ગરીબ બંધુઓની સેવા કરો નહિ, આપણા દુઃખી ભાઇબંધોની સેવા કરો નહિ, આપણા રોગી બંધુઓની ખબર રાખો નહિ, આપણા દેશી કારીગરોને મદદ કરો નહિ, આપણા વિદ્વાનોની કદર કરો નહિ, આપણા સાધુઓને સુધારવાની સગવડતા કરી આપો નહિ, આપણા અમલદારોના જુલમને હદમાં રાખવાની કોશિશ કરો નહિ, આપણા રાજ્યના કાયદાઓને માન આપવાની લાગણી ધરાવો નહિ, આપણા ધર્મના મૂળસિદ્ધાંતો સમજી લેવાની મહેનત કરો નહિ અને જ્યાંસુધી આપણા ધર્મના બંધુઓને દુઃખી થતા જોઇને તમારું હૃદય બળે નહિ, ત્યાંસુધી તમે ધર્મ પાળ્યો કહેવાય નહિ. યાદ રાખજો કે, જ્યાંસુધી મનુષ્યજાત સાથે તમે ભલાઇ ન રાખી શકો, ત્યાંસુધી તમારાં ટીલાં–ટપકાંથી, તમારી સેવા–પૂજાથી, તમારા નાહવા–ધોવાથી અને તમારી લેભાગુ આભડછેટથી કાંઇ પણ શુક્રવાર વળી શકવાનો નથી. તમે આજે છ મહિના થયાં મારી પાસે કથા સાંભળો છો, તેમાંથી શો સાર લીધો? તમારા બંધુઓ ભૂખના દુઃખે પોતાનાં છોકરાંને પોતાને હાથે કરીને કૂવામાં ફેંકી દે અને તમે કહો કે, અમે એમાં શું કરી શકીએ? એ મારી કથાનો સાર કેમ? ધિક્કાર છે, એવી કથા વાંચનારને અને શરમ છે એવા સાંભળનારાઓને! મારી છ મહિનાની મહેનત ઉપર તમે આજે પાણી ફેરવ્યું છે, મારા શાસ્ત્રના અભ્યાસ ઉપર તમે આજે મીંડું મૂકયું છે અને મારી જિંદગીનાં બાવન વર્ષ તમે આજે ધૂળમાં મેળવ્યાં છે!!

હાય હાય ! મારી કથાનું આ ફળ ! આટલા બસો જણા સાંભળનારાઓ છે, તેમાંથી કોઈનામાં પુરુષાર્થ નહિ ! કોઇનામાં દયાની લાગણી નહિ ! કોઇનામાં ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ નહિ ! કોઇનામાં સ્વદેશપ્રેમ નહિ! કોઈનામાં સનાતન આર્યધર્મનું બળ નહિ ! અને કોઈનામાં પ્રભુપ્રેમ આવ્યો નહિ! ત્યારે ધૂળ પડી મારી કથા કરવામાં ! જો આમજ હોય તો ખચિત હું મૂર્ખ છું, મોટો મૂર્ખ છું ! અથવા તો તમે બધા નાલાયક છો !

હું શા માટે તમારી આગળ કથા વાંચું છું, તે જાણો છો ? મારે કાંઇ તમારી પાસેથી ધન જોઇતું નથી, મારે કાંઈ માન જોઇતું નથી, મારે કાંઈ ગુરુ બનવું નથી કે ગાદી સ્થાપવી નથી, મારે કાંઇ ચેલા–ચેલી મૂંડવાં નથી, હું કાંઇ પંડિતાઈ બતાવવા માગતો નથી અને મારે કાંઈ નવો ધર્મ ચલાવવો નથી; પણ મારે તો તમને તમારી ફરજો સમજાવવી છે, તમારામાં સ્વદેશપ્રેમ વધારવો છે, તમારામાં ભાઈબંધીની ઈશ્વરીસગાઈ વધારવી છે, તમને કલ્પિત વહેમની જાળમાંથી છોડાવવા છે, તમને સ્વર્ગ દેખાડવામાં હું દીવાદાંડી થવા ઇચ્છું છું, તમે તમારું પોતાપણું સમજો ને તમે તમારું અસલ સ્વરૂપ જોઇ શકો તે સારુ હું તો તમારો અરીસો થવા ઇચ્છું છું, તમારામાં સાચી વીજળી લાવવા માટે હું બૅટરીનો મસાલો થવા ઇચ્છું છું, તમારા બલૂનમાં ગૅસ ભરનારો પંપ થવા હું ઇચ્છું છું, તમારામાં નવું જીવન આણવા હું જીવનીયગણની એક ઔષધિ થવા ઇચ્છું છું અને હું તો આપણામાં મનુષ્યત્વ આણવા સારુ આપણે જે યજ્ઞ કરવો જોઇએ તેમાં હોમવાનું નારિયેળ બનવા ઇચ્છું છું. મતલબ કે હું કંઈ તમારો ગુરુ બનવા ઇચ્છતો નથી, પણ હું તો તમારી સેવા કરવા ઇચ્છું છું અને તે સારુજ તમારી પાસે કથા કરું છું; હું કાંઇ તમને આપલપોપલિયામાં રાખી મૂકવા સારુ તમારી પાસે કથા વાંચતો નથી, હું કાંઇ તમને દાંભિકપણામાં ને ડોળદમાકમાં રમાડ્યા કરવા સારુ તમારી પાસે કથા વાંચતો નથી, હું કાંઇ તમને વગરમક્તની ધરાર ઊભી કરેલી જાળોમાં બાંધી રાખવા સારુ તમારી પાસે કથા વાંચતો નથી અને હું કાંઈ તમને ઢીલાઢફ, પોચાપચ ને બાયલા જેવા નમાલા બનાવવા સારુ તમારી પાસે કથા વાંચતો નથી; પરંતુ જેમ શ્રીકૃષ્ણે–નારાયણે અર્જુનને નર બનાવ્યો, તેમ તમે પુરુષાર્થી થઇ શકો તે સારુ–તમે નર બની શકો તે સારુ નારાયણનાં

વચનો તમને સંભળાવું છું. મેં તમને શું સંભળાવ્યું છે, એ યાદ છે? શાસ્ત્રોની મારફત જણાયેલી ઈશ્વરની ઇચ્છા મુજબ આજ દિવસ સુધી ગીતામાંથી મેં તમને એમજ સમજાવેલું છે કે,

सर्वभूतहिते रताः ॥ (अ. ५, श्लो० २५)

બધા જીવોના કલ્યાણમાં રાજી રહો.

आत्मौपम्येन सर्वत्र ॥ (अ. ६, श्लो० ३२)

તમારા આત્માના જેવાજ સૌને સમજો.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ॥

(अ. ६, श्लो० २९)

પોતાના આત્માની અંદર સર્વ જગતને જુઓ અને જગતની સર્વ વસ્તુમાં પોતાના આત્માને જુઓ.

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।

(अ. ६, श्लो० ३०)

સર્વ ઠેકાણે ઈશ્વરને જુઓ અને ઈશ્વરમાં સર્વને જુઓ."

અને છેવટે

वासुदेवः सर्वमिति ॥ (अ. ७, श्लो० १९)

એટલે કે બધું ઈશ્વરરૂપજ જુઓ, માત્ર એક ઈશ્વર સિવાય બીજું કાંઈ પણ દેખાવુંજ જોઇએ નહિ.

આવો અભેદ, આવું અદ્વૈત જ્ઞાન, આવો ઉત્તમ ધર્મ હું તમને બતાવતો હતો. જેઓ એટલા બધા જ્ઞાનના—એટલા બધા અભેદના—અધિકારી ન હોય, તેઓને માટે શ્રીકૃષ્ણ ભગવાને એમ કહેલું છે કે,

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेवतत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

(अ. १८, श्लो० ५)

ભાવાર્થ: યજ્ઞ એટલે પ્રભુ અર્થે થનારાં કર્મ, દાન એટલે મનુષ્ય તથા પ્રાણીઓ તરફની આપણી ફરજ અને તપ એટલે મનને કાબૂમાં રાખવું તે. એ ત્રણ કર્મો કદી પણ તજવા યોગ્ય નથી. તે તો કરવાંજ જોઇએ, કારણ કે તે માણસોને પવિત્ર કરનારાં છે.

દાન કરવું જોઇએ, એટલુંજ નહિ પણ

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥

(अ. १७, श्लो० २०)

ભાવાર્થઃ દાન દેવા યોગ્યજ છે, એવો નિશ્ચય કરીને ઉત્તમ દેશમાં, ઉત્તમ કાળમાં તથા ફરીથી ઉપકાર નહિ કરી શકનાર માણુસને જે દાન આપવામાં આવે છે તે દાન સત્ત્વગુણી કહેવાય છે.

આવું પ્રભુપ્રેમ વધારનારું-ઈશ્વરીસગાઇનું મેં તમને જે જ્ઞાન સમજાવ્યું, તેનું ફળ શું? તમારા બંધુઓ, છતા હાથપગે કામ નહિ મળવાને વાંકે ભૂખના દુઃખથી પોતાને હાથે પોતાનાં છોકરાંઓને કૂવામાં ફેંકી દે અને તમે કહો કે, અમે એમાં શું કરી શકીએ? એજ એનું ફળ કે? આ કરતાં વધારે નીચતા બીજી કઇ? એવા માઠા બનાવ બનતા અટકાવવા માટે તમારા ભાઇબંધોને ખાતર તમે શો પુરુષાર્થ કર્યો, એ તો મને કહો! કાંઈ પણ કર્યું હોય અને તેમાં પાર ન પડ્યા હો, તો તો જુદી વાત છે, પણ છતાં સાધનોએ કાંઇ પણ કર્યા વિના આવા દયાજનક પ્રસંગોમાં પણ એવો જવાબ દઇ દો કે, અમે એમાં શું કરી શકીએ? ત્યારે તમારું કલ્યાણ કેમ થશે? ત્યારે ભારતનો ઉદય કેમ થશે? અને ત્યારે આપણો ધર્મ કેમ ટકી શકશે? તમે સૌ કાંઇ પણ કર્યા વિના અગાઉથીજ વિનાકારણ થાકી જઇને એમ કહી દો કે, અમે એમાં શું કરીએ, એ શું થોડી નાલાયકી છે? તમારા ભાઇબંધોને માટે, તમારી ભવિષ્યની પ્રજાને માટે, તમારા દેશને માટે, તમારા ધર્મને માટે અને તમારા પોતાને માટે જ્યારે તમે પોતેજ કાંઈ નહિ કરી શકો, ત્યારે તમારે માટે બીજું કોણ કરી દેશે? યાદ રાખજો કે, આપણાં ભીતરનાં દુઃખો દૂર કરવા માટે કાંઇ પરદેશીઓ કામ લાગવાના નથી, આપણા દેશનાં દુઃખો દૂર કરવા માટે કાંઇ આસમાનમાંથી દેવો ઊતરી આવવાના નથી અને આપણા ધર્મનાં દુઃખો દૂર કરવા માટે કાંઇ પરધર્મીઓ કામ લાગવાના નથી; એ કામ તો આપણી શક્તિ પ્રમાણે આપણે સૌએ આપણી જાતેજ કરવું જોઇએ. એમ કરવું એનુંજ નામ પુરુષાર્થ છે. પુરુષાર્થનો અર્થ તમે સૌ લોકો બહુ કઠિન સમજો છો; પણ ખરી રીતે જોતાં તેનો અર્થ એવો કઠિન નથી.* પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, પાતાળને આસમાનમાં ધકેલી આપવું, પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, આકાશના ટુકડા કરી નાખવા, પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, ગ્રહને ફરવાના માર્ગ બંધ કરી નાખવા, પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, સમુદ્રનાં પર-

* 'સંસારમાં સ્વર્ગ' નામના પુસ્તકમાંથી. પૃષ્ઠ ૧૦૯.

માણુઓને છૂટાં કરી નાખવાં, પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, પૃથ્વીનાં ને ગ્રહોનાં આકર્ષણને કાઢી નાખવાં, પુરુષાર્થનો અર્થ કાંઈ એવો નથી કે, બ્રહ્માંડના પરમાણુઓની સ્વાભાવિક ગતિ અટકાવવી અને પુરુષાર્થનો અર્થ કાંઇ એવો નથી કે, ખુદ ચાંદા-સૂર્યના સ્થૂળરૂપને પોતાનાં છોકરાંને રમવાનાં રમકડાં બનાવવાં; પણ પુરુષાર્થનો અર્થ એટલોજ છે કે, કૃપા કરીને ઈશ્વરે આપણને બક્ષેલી મહાન શક્તિનો સ્વાભાવિક ઉપયોગ કરવો. એ શક્તિની આગળ વધવાની સતત ગતિને દાબી દેવી નહિ, તેમજ તેનો દુરુપયોગ કરવો નહિ, પણ તેને સ્વાભાવિકતાથી આગળ વધવા દેવી અને આગળ વધવાને તેનો રસ્તો સાફ રાખવો; એનુંજ નામ પુરુષાર્થ છે, એનુંજ નામ સનાતન ધર્મ છે. શું આટલું પણ તમારાથી નહિ બને? જરાક દયાની લાગણી પણ તમે નહિ રાખી શકો? જરાક સાદી સમજ પણ તમે નહિ વાપરી શકો? મહાન પ્રભુને અર્થે, આપણી પવિત્ર જન્મભૂમિને અર્થે અને આપણા ગરીબડા બંધુઓને અર્થે થોડાંક દોઢિયાં પણ તમે ખીસામાંથી નહિ કાઢી શકો? ભલાં કામો કરવા માટે તમારા ટૂંકા જથ્થામાં પણ તમે સંપ નહિ રાખી શકો? અને આપણા ઢીલા થતા જતા ધર્મને માટે પણ તમે કાંઇ નહિ કરી શકો? ત્યારે તમે મનુષ્ય શા માટે થયા? તમને પ્રભુએ ઉત્તમ ધર્મ આપ્યો, રૂડા દેશમાં જન્મ આપ્યો, તંદુરસ્તી આપી, થોડાક પૈસા પણ આપ્યા અને સારી બુદ્ધિ આપી; છતાં કાંઇ પણ કર્યા વિના તમારા બંધુઓને જરાક ટેકો આપવામાં પણ તમે એમ કહો છો કે, અમે શું કરી શકીએ? એનો અર્થ શું? એનો અર્થ એજ કે, વિધાત્રીની ભૂલ થઇ ગઇ કે તમને, બધું કરી શકો અને મોક્ષપર્યંત જઇ શકો તેવા મનુષ્ય બનાવ્યા! જ્યારે છતાં સાધનોએ તમે કાંઇજ કરી શકતા નથી, ત્યારે તો તમે કાંઇજ ન કરી શકો એવાજ તમને બનાવવા જોઇતા હતા; કારણ કે છતાં સાધનોએ તમે તમારા ભાઇબંધોની દયા ન ખાઓ, ત્યારે તમારું મનુષ્યપણું શા કામનું? ત્યારે તમારો ઉત્તમ ધર્મ શા કામનો? અને ત્યારે તમારી ઉપર ઈશ્વરની કૃપા છે, તે શા કામની?

* કામધંધો ન મળવાથી ગરીબોના કેવા બૂરા હાલ થાય છે, એ તમે જાણો છો? કમાણી હોય કે ન હોય પણ કાંઇ ભૂખ

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી.

લાગ્યા વિના રહે છે? એ તો એનો વખત થયો કે પેટ પાછું ખાલીને ખાલીજ અને તેમાં પણ ગરીબોને તો ખાસ વધારે ભૂખ લાગે છે; કારણ કે તેનું મન આખો વખત ખાવાના વિચારમાંજ રહે છે, એટલુંજ નહિ પણ તેઓને વધારે મહેનત કરવી પડે છે, એટલે વધારે ભૂખ લાગે છે; તેમજ ભૂખના પ્રમાણમાં તેઓને સારો ખોરાક મળતો નથી તેથી તેઓને તૃપ્તિ થતી નથી, એટલે જ્યારે જોઇએ ત્યારે તેઓ ભૂખાળવાજ દેખાય છે. આવાં માણસોને જ્યારે કામ ન મળે, ત્યારે તેઓ કેવી મુશ્કેલીમાં આવી પડે છે એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. આ દુનિયામાં બહુ મોટા મોટા ખાડા પુરાય છે, લાખો રૂપિયાના ખાડા પુરાય છે અને વખતે થોડોક સમુદ્ર પણ પુરાય છે, પણ પેટનો પાશેરનો ખાડો કોઈથી પુરાતો નથી! મુંબઇમાં સરકારે દરિયો પૂર્યો એ સૌ કોઈ જાણે છે, પણ છપ્પનિયામાં રખડતાં ગરીબ બિચારાં દુકાળિયાંઓનાં પેટનો ખાડો કોઈ પૂરી શક્યું નહોતું. આમ છે માટેજ આપણાં પવિત્ર શાસ્ત્રોમાં અન્નદાનની કિંમત બહુ મોટી માનેલી છે અને તે કરતાં પણ ગરીબોને રોજી આપવાનું પુણ્ય બહુ મોટું છે. યુરોપના લોકોના આચાર-વિચાર ભલે આપણને ન ગમે તેવા છે અને તેઓનું ખાવું-પીવું બરોબર નથી; તોપણ તેઓ પોતાના ભાઇબંધોને રોજી અપાવવાના કામમાં આપણા કરતાં સેંકડોગણા સરસ છે. તેઓની જાતવાળો કોઈ પણ માણસ ધંધા-રોજગાર વિના રખડતો ન હોવો જોઇએ, એ તેઓનો સિદ્ધાંત છે. તેઓની આગળ એ બાબતમાં આપણે ઊતરતા છીએ. આપણે ભલે ગમે તેટલા દયાળુ છીએ, ગમે તેટલા ઊંચા છીએ અને ગમે તેટલા સારા ધર્મવાળા છીએ, પણ જ્યાંસુધી આપણા ભાઇબંધોનું આપણા પેટમાં દાઝે નહિ અને જ્યાંસુધી આપણી શક્તિ પ્રમાણે તેઓને ધંધા-રોજગારે લગાડીએ નહિ, ત્યાંસુધી આપણે પ્રભુની નજરમાં કાંઇ ઊંચા નથી. ભલે આપણે આપણા મનમાં ગમે તેવા મોતીના ચોક પૂર્યા કરીએ, પણ જ્યાંસુધી આપણે નિરાધારોને આશરો ન આપીએ, ત્યાંસુધી આપણું એ ઉચ્ચપણું કાંઈ પ્રભુના દરબારમાં કામ આવે તેમ નથી; માટે આપણે આપણા કલ્યાણ સારુ આપણા ગરીબ ભાઇબંધોને ધંધા-રોજગારે લગાડી દેવાની ખાસ તજવીજ કરવી જોઇએ.

## પાપનું પ્રાયશ્ચિત્ત

સાંભળો! હવે આજથી આપણી કથા બંધ છે; કારણ કે ભેંસ આગળ ભાગવત સંભળાવવામાં કાંઇ વળે નહિ. તમારી સાથે મારો પણ દોષ છે કે, હું માત્ર વાતો કરવામાંજ રહી ગયો. મેં પોતે મારી જાતે કાંઈ કરી બતાવ્યું નહિ, તેથી તમને કામ લેતાં ન આવડયું; કારણ કે તમે ઘણોખરો મારા ઉપર આધાર રાખતા હતા, એટલે હું જેમ વાતોડિયો છું, તેમ તમે બધા મગજના ચતુર થઇ ગયા, પણ આચરણ સુધારવામાં કાચા રહી ગયા છો; માટે એ પાપનું પ્રાયશ્ચિત્ત મારે કરવું જોઇએ. એનું પ્રાયાશ્ચિત્ત કામ શીખવું ને શીખવવું એજ છે; માટે હવે હું કામ કરવું શીખીને પાછો આવું ત્યાંસુધી રામ રામ. એમ બોલીને અર્ધા ગુસ્સામાં પુસ્તક પડતું મૂકીને વિચારયુક્ત સ્થિર આંખોએ પુણેકર બુઆ મંડળીમાંથી ચાલી નીકળ્યા.

બૅરિસ્ટર સાહેબ! એ વખતે પુણેકર બુઆનું રૂપ જુદુંજ હતું. તેમની આંખોમાંથી જે અગ્નિ ઝરતો હતો, તે અમે ઘણા જણા પ્રત્યક્ષ જોઇ શક્યા હતા, તેમની વાણીમાંથી આંતરનું જે બળ નીકળતું હતું, તે ખુલ્લી રીતે અમારા હૃદયને ધક્કા મારતું હતું. તેમના ચહેરા ઉપર જે ઈશ્વરીસ્નેહનું તેજ છવાઈ રહ્યું હતું, તે બુઠ્ઠી લાગણીવાળાઓ પણ જોઇ શકે તેવું હતું, તેમની ભલી લાગણીઓના ઉછાળા જાણે અમારામાં નવી વીજળી લાવતા હોય, એમ લાગતું હતું અને તેમની અર્ધી ધોળી દાઢીમાંથી જાણે કાંઇક ઝરતું હોય એમ લાગતું હતું; તેથી અમને સૌને એવી અસર થઈ ગઇ કે, કાંઇ વાતજ ન પૂછો! એ વખતે અમે છ મિલના મુકાદમ તો ત્યાં મંડળીમાં હાજર હતા અને બીજે દહાડે રવિવાર હતો; માટે અમે સૌએ નક્કી કર્યું કે, કાલે આપણે કામદારોની સભા ભરવી અને આપણા ગરીબ ભાઇબંધોને કામ મળે એવો કાંઇક ઉપાય કરવો. બીજે દહાડે સાંજે અમારી સભા થઈ, તેમાં સત્તર મિલના જૉબરો, મુકાદમો તથા માસ્તરો હાજર થયા. એ સૌએ મળી વિચાર કર્યો કે, દરરોજ બધી મિલના કાંઈ બધા કામદારો આવતા નથી; કોઇ બીમાર હોય છે, કોઇને ઓચિંતું કાંઇ કામ આવી પડે છે, કોઇ રજા ઉપર હોય છે અને કોઇ કોઈ દિવસે કોઈ કોઈ કારખાનામાં ખાસ વધારે માણસની પણ જરૂર પડે છે; આવી રીતે બદલીમાં દરરોજ આપણે ઘણાં નવાં માણસોને કામ ઉપર લગાડી

શકીએ તેમ છીએ. હમણાં ઘણી વખત આપણને જોઇએ એટલાં માણુસો વખતસર મળતાં નથી, તેથી કારખાનાના માલિકોને નુકસાન થાય છે અને આપણા ભાઇબંધ કામદારો કામ વિના રખડે છે; માટે આપણે એવી યુક્તિ કરવી કે ધંધા–રોજગાર વિના ભટકતા કામદાર માણુસોને દરરોજ સવારમાં એક ચોક્કસ ઠેકાણે ભેગાં કરવાં અને બીજું એ કરવું કે, આવતી કાલે સવારમાં આપણાં કારખાનામાં કેટલાં નવાં માણુસની જરૂર છે, તેની નોંધ દરરોજ રાત્રે એક ચોક્કસ માણુસને પહોંચાડવી; એટલે બીજે દહાડે સવારમાં તે માણુસ પેલા બિનરોજગાર માણુસોને નંબર આપીને આપણી પાસે મોકલી આપશે; એથી નિરાધાર ભટકતા ગરીબ લોકોને કામ મળી શકશે અને આપણા માલિકોને પણ એકજ ઠેકાણેથી તુરત માણુસ મળવાથી ફાયદો થશે.

ભાઉ માસ્તરે કહ્યું: રોજગાર વિનાનાં માણુસોને દરરોજ એક જગ્યાએ ભેગાં કેમ કરી શકાશે?

રાઘુબા પટેલે કહ્યું: એમાં કાંઈ મુશ્કેલી નથી, એ તો આપણા લોકો પોતપોતાની મંડળીમાં સૌને વાત કરશે, તેથી બધાંને ખબર પડી જશે; એટલે એકજ ઠેકાણેથી કામ મળતું હોય, તો ચાહીને કોઇ રખડવા શું કરવા જાય? એ પછી જેમ જેમ ખબર પડતી જશે; તેમ તેમ એની મેળે મેળે માણુસો ભેગાં થતાં જશે અને પ્રથમ થોડો વખત કદી એને માટે ખાસ તજવીજ કરવી પડે, તોપણ એમાં કાંઇ મોટી વાત નથી. મિલોમાં, આગબોટો ઉપર અને ગોદીઓમાં ખબર આપી દઈશું કે, બિનરોજગાર માણુસોએ ફલાણે ઠેકાણે આવવું; એટલે સૌ પોતપોતાની ગરજે આવી પડશે. એમાં કાંઇ મુશ્કેલી નથી.

તાતિયા સાહેબે કહ્યું: એ તો બરોબર છે, પણ કયા કારખાનામાં કેટલાં નવાં માણુસોની જરૂર છે, એ દરરોજ સાંજે જાણવું અને દરરોજ સવારમાં નંબરો આપીને ત્યાં માણુસો મોકલવાં, એ કૂટ બહુ મોટી છે; એટલી બધી પંચાતી કોણ કરશે? આપણે આજે ઊભી કરેલી ‘કામદારોના લાભ સાચવનારી’ મંડળીનો હું ઑનરરી સેક્રેટરી થાઉં છું, પણ એ ઉપાધિ મારાથી નહિ બને.

## દયાનો પ્રતાપ

મેં કહ્યું: એ ઉપાધિ હું મારે માથે લઉં છું. દરરોજ સાંજે તમને સૌને હું મળીશ અને દરરોજ સવારમાં આપણા બેકાર

ભાઈબંધોને હું નંબર આપીશ. કામ ઉપર જવામાં મને જરા મોડું થશે, તેની ફિકર નહિ.

બૅરિસ્ટર સાહેબ ! મેં જે વખતે આમ કબૂલ કર્યું, એ વખતની મારી સ્થિતિ તમને કહું ? એ વખતે મને માત્ર પચીશ રૂપિયાનો મહિનો મળતો હતો, મારો મૅનેજર મિજાજનો કડક હતો, ઘરમાં વહુ સાથે બિયાબારું ચાલતું હતું અને લોકોમાં મારી કાંઈ લાગવગ નહોતી; તોપણ પુણેકર બુઆના ઉપદેશથી મારામાં એવી વીજળી ભરાઇ ગઈ હતી કે, મેં તે બીડું ઝડપ્યું. થોડો વખત તો એમાં બહુ તકલીફ પડી, પણ અંતે સૌ સારાં વાનાં થયાં છે. આજે એ દયાના કામના પ્રતાપે લીલાલહેર કરું છું. હવે સાઠ રૂપિયા મહિને મળે છે અને તે પણ પેન્શન જેવાજ છે. ઘરબારે સુખી છું, નાત-જાતમાં ને લોકોમાં મારી આબરૂ વધી છે, જ્યાં જાઉં ત્યાં એ મારા ગરીબ ભાઇબંધોને નામે હું માન-પાન પામું છું અને અંતરમાંથી પણ આનંદી રહી શકું છું; કારણ કે હું ગરીબ માણસ છું; તોપણ દરરોજ પચીસપચાસ માણસોને કામ અપાવી શકું છું અને એટલાં બધાં નિરાધાર માણસોને રોજી અપાવવી એ શું થોડું પુણ્ય છે ? એ પુણ્ય મેળવવા માટે કેટલી બધી મહેનત કરું છું, ક્યાં ક્યાં રખડું છું, કેવો હડધૂત થાઉં છું, કેવાં અપમાનો ખમું છું, કેવું ખર્ચ કરું છું અને કેટલી બધી ઉપાધિ ભોગવું છું, એ તો મારું મનજ જાણે છે; પણ એ બધી જંજાળનો બદલો મને મારા અંતરના સંતોષથી મળી રહે છે. બૅરિસ્ટર સાહેબ ! એ સંતોષને ખાતર હું મારા આ પચાસ હજારના કેસની પણ દરકાર કરતો નથી અને એ સંતોષને ખાતર હું તમારી પાસે ટાઇમસર આવી પણ શકતો નથી.

મહારાજજી ! બાપુજીની આ વાત સાંભળ્યાથી મને બહુ અજાયબી લાગી, મનમાં બહુ ખુશાલી લાગી અને મને મારી ભૂલ સમજાઈ ગઈ ! મારાં સગાંઓ કે જેમની ચાલચલગત સારી હોય, તેઓ કોઈ વખત મારી પાસે નોકરી-ચાકરીનાં કામ માટે મારી ભલામણ લેવા આવે; તોપણ હું તેમને ભલામણની ચિઠ્ઠીયે આપતો નહિ, કારણ કે જે માણસ ઉપર હું ભલામણ લખું તે માણસ કદાચ મારું માન નહિ રાખે તો ? અથવા જે માણસને હું ભલામણ આપું, તે માણસજ કદાચ પાછળથી ખરાબ ચાલનો નીકળે તો ? એવાં એવાં બહાનાં કાઢીને અને મારી મોટાઈના અભિમાનને

લીધે એવા એવા વિચાર કરીને હું મારાં સગાંઓને પણ ભલામણનું એક ચીંથરું લખી આપી શકતો નહોતો. મારા ઘરના કે ઑફિસના નોકરો કદી રજા લે, તો હું તેમને મારી ખુશીથી સર્ટિફિકેટ પણ આપી શકતો નહોતો. આટલો બધો હું મિજાજનો કડક, મોટાઇના અભિમાનવાળો અને લાગણી વિનાનો હતો; પણ બાપુજીની વાત સાંભળ્યા પછી મારી આંખો ઊઘડી ગઇ. મને લાગ્યું કે, એક ગરીબ ઘાટો આટલું બધું કામ કરી જાય અને મારા જેવો મોટો માણસ કાંઇ ન કરી શકે! ત્યારે ધૂળ પડી મારા બૅરિસ્ટરપણામાં! હાય! હાય!! ત્યારે હું તો સાવ લાગણી વિનાનોજ છું! મેં મારા કુટુંબ સિવાય બીજા કોનું ખાસ ભલું કર્યું? ઘણો વિચાર કર્યો, પણ એવો એકે દાખલો જડ્યો નહિ. બાપુજીને જેમ પુણેકર બુઆની અસર લાગી હતી, તેમ મને પણ એ અસર લાગી ગઈ, તેથી મેં એજ વખતે બાપુજીને કહ્યું કે, આજથી તમે મારા મિત્ર છો, તમે મારા કરતાં ઘણા ચડિયાતા છો; તમારા જેવા પરમાર્થી માણસ પાસેથી હું મારી ફી લઈશ નહિ, તમને બરોબર રીતે ઓળખ્યા છતાં તમને મદદ આપવાને બદલે જો તમારી પાસેથી ફી લઉં, તો મારા જેવો નીચ બીજો કોણ? તમારા દોઢસો રૂપિયા મારી પાસે અગાઉથી આવેલા છે, તે તમે પાછા લઈ જાઓ; તમારા જેવા ઈશ્વરીસગાઈ સમજનારા મિત્રના રૂપિયા હું રાખી શકીશ નહિ. મારા કરતાં તમે તેનો વધારે સારો ઉપયોગ કરી શકો છો. એમ કહીને પાસેના કબાટમાંથી દોઢસો રૂપિયાની બે નોટ કાઢીને મેં બાપુજીના હાથમાં મૂકી.

બાપુજીએ બહુ આનાકાની કરીને કહ્યું કે, એટલા બધા ઉપકારને હું યોગ્ય નથી. તમારે દયા કરવી હોય, તો મારા કરતાં લાયક પાત્રો બીજાં ઘણાં છે, મને કાંઇ એટલી બધી રૂપિયાની જરૂર નથી; જે મારવાડીને ત્યાંથી મેં આ રૂપિયા વ્યાજે લીધા છે, તે મારવાડી મારી ઓળખાણવાળો છે એટલે રૂપિયા માટે બહુ ઉતાવળ કરે તેમ નથી.

મેં કહ્યું: બાપુજી! આ શું બોલો છો? માત્ર દોઢસો રૂપરડી! અને તે પણ મારવાડીને ત્યાંથી વ્યાજે! આ શું કહેવાય?

## એક અસરકારક સરખામણી

બાપુજીએ કહ્યું: સાહેબ, એ તદ્દન સાચી વાત છે. મને

સાઠ રૂપિયા મહિનો મળે છે, તેમાં બહુ કરકસરથી રહું છું, ત્યારે ચાલીસ રૂપિયામાં ઘરખર્ચ નિભાવું છું. બાકી વીસ રૂપિયા તો આપણા બંધુઓને ખાતર બહુ ટાંટિયા તોડું છું; તોપણ ગાડી-ભાડાના લાગી જાય છે. જો કે એને માટે મંડળી તરફનું ફંડ છે, તોપણ એમાંથી ગાડીભાડાના પૈસા ન લેતાં બનતા સુધી હું ઘરનાજ પૈસા ખરચી નાખું છું; કારણ કે હું એમ સમજું છું કે, ઘાસની ગંજીમાં આગ તો લાગી ચૂકી છે; માટે હવે તો જેમ બને તેમ તેમાંથી થોડાઘણા પૂળા ખેંચી કાઢીને ગાયને ખવરાવી દેવા, એજ આપણા બાપનું છે. જો એટલો પણ પુરુષાર્થ નહિ કરીએ, તો કોઇના પણ ઉપયોગમાં આવ્યા વિના બધું ઘાસ ફોકટ બળી જશે; માટે બળતી ગંજીમાંથી બચાવી શકાય એટલા પૂળા બચાવી લેવા એજ આપણું કામ છે. આવી સમજને લીધે હું તો ફેંકયે રાખું છું ને દયાળુ પ્રભુની કૃપાથી મારું રગસિયું ગાડું જેમ તેમ ચલાવ્યે જાઉં છું. હમણાં બીજે ઠેકાણે જાઉં તો મને દોઢસો રૂપિયા મહિનો મળી શકે તેમ છે, પણ ત્યાં જવાથી હું મારા ભાઈબંધોની જે સેવા કરી રહ્યો છું, તે બની શકે તેમ નથી; માટે લોભમાં નહિ પડતાં ટૂંકામાં નિભાવી લઉં છું.

બાપુજીની આ વાતથી તેને માટે મને વધારે માન ઉત્પન્ન થયું. આવો હલકી જાતનો, ખાલી ખીસાંનો, લાગવગ વગરનો, સાધારણ ભણેલો માણસ આટલી બધી ઉત્તમ વૃત્તિ રાખી શકે, એ જોઇને મને મારે પોતાને માટે બહુ લાગી આવ્યું. મને સમજાયું કે, હું તો ક્ષત્રિય છું, મારી પાસે તો પૈસા છે, મારી પાસે તો વિદ્યા છે, મારા પક્ષમાં તો કામ કરી શકે તેવાં માણસો છે અને વળી હું તો સત્તાવાન છું; છતાં પણ અફસોસ કે, હું તો આ કોળીની બરોબરી પણ કરી શકતો નથી. એમ વિચાર થતાં ખાસ આગ્રહ કરીને મેં બાપુજીને તેના રૂપિયા પાછા આપી દીધા. એ વખતે બૅરિસ્ટર થયાને મને બાર વરસ થયાં હતાં, પણ એ બાર વરસમાં મેં મારી ખુશીથી ને અંતરના ઉમળકાથી જો કોઇની પણ ફી માફ કરી હોય, તો તે પ્રથમ બાપુજીનીજ હતી. મહારાજજી! એ પછી બાપુજીનો કેસ મેં બહુજ ધ્યાનથી મારા હાથમાં લીધો અને ખાસ ચાહીને મેં એ કેસનો અભ્યાસ કર્યો, તેથી એવા સરસ મુદ્દા મને મળી આવ્યા કે, સામેવાળાનું કાંઇ પણ ચાલી શકે નહિ, તેથી અંતે બાપુજીના લાભમાં એ કેસનો ચુકાદો થયો.

એથી મને બહુ આનંદ થયો; કારણ કે એ મારી મહેનતનું પરિણામ હતું. જો હું મારી અગાઉની હંમેશની રીતિ મુજબ મારા કાયદા સંબંધી ઊંચા જ્ઞાનના મિજાજમાં રહીને સરખી રીતે એ કેસ ન તપાસત, તો સામેવાળા એવા મજબૂત હતા કે, બાપુજીને નુકસાન થયા વિના રહેત નહિ. બાપુજીના લાભમાં હુકમનામું થવાથી મને ખાસ વધારે ખુશાલી લાગી, તેનું કારણ એ કે, તે મારી મહેનતનું પરિણામ હતું; એટલુંજ નહિ પણ તેને હાથે એ પૈસાનો સદુપયોગ થશે, એમ મારી ખાતરી હતી અને હું કહેવાને ખુશી છું કે, એમજ થયું છે. બાપુજીને એ કેસમાં પચાસ હજાર રૂપિયા મળ્યા; પછી તેણે એ રૂપિયામાંથી ધીરે ધીરે પરેલ તરફ ગરીબ કામદારવર્ગોને માટે ત્રણ ચાલી બંધાવેલી છે. એ ચાલીમાં ગરીબ લોકોનેજ ખાસ ચાહીને તે ઓછે ભાડે રાખે છે. તે કહે છે કે, એ ચાલી ઉપર ખરચેલા પૈસાના વ્યાજ જેટલું થોડું ભાડું મળ્યા કરે એટલે મને સંતોષ છે. હાલમાં વળી તેનો મોટો છોકરો બી. એ.ની પરીક્ષામાં પાસ થઈને બસો રૂપિયાના પગારથી કૉલેજમાં શિક્ષક નીમાયો છે. બાપુજી કહે છે કે, એ બધો આપણા ગરીબ ભાઈબંધોની સેવાનો પ્રતાપ છે; નહિ તો મારા જેવા ગામડિયા માણસમાં આટલી બુદ્ધિ ક્યાંથી આવે? મારા જેવા ગરીબ માણસના છોકરાને એટલું બધું ભણાવવાની સગવડતા ક્યાંથી મળે? મારા જેવા હલકા વર્ગના માણસમાં એવી ઉચ્ચવૃત્તિ ક્યાંથી આવે? અને મારા જેવો મજૂર માણસ તમારા જેવા મોટા માણસની કૃપા મેળવીને આટલું બધું કામ કેમ કરી શકે? પણ એ સૌ સેવાનો પ્રતાપ છે. આટલી જરાક જેટલી સેવામાંથી જ્યારે આટલું બધું થયું, ત્યારે જો પ્રભુને ખાતર આપણા બંધુઓની સેવામાંજ જિંદગી અર્પણ કરી હોય, તો કેટલો બધો આનંદ થાય! માટે હવે તો મારી ઇચ્છા એવી છે કે, ઈશ્વરકૃપાથી મને કાંઈ ખરચખૂટણની પંચાતી નથી; માટે નોકરી છોડી દેવી અને ગરીબોની સેવામાંજ જિંદગી ગાળવી. ઈશ્વર મને એવી તક આપે, એમ પ્રાર્થના કરું છું."

### ફિલસૂફીની ભાષા અને આત્મિક બળની ભાષા વચ્ચેનો ભેદ

બૅરિસ્ટર સાહેબની આ વાત સાંભળીને અમે સૌ બહુ રાજી થયા; તેથી મેં કહ્યું કે, તમારા આ દાખલાએ તો અમારી ઉપર જાદુના જેવી અસર કરી છે. ભાઈ! તમે તો ખૂબ કરી! તમારો

અનુભવ તો બહુ કીમતી છે. આત્મિકબળ મેળવવા માટે આવા દાખલાથી તો અમને બહુ લાભ થશે.

ઍરિસ્ટરે કહ્યું: બહેન ! હજી મને અંતરની લાગણીથી કહેતાં નથી આવડતું. હું તો માત્ર મારી ભાષણ કરવાની બહારની ફિલસૂફીની રીત પ્રમાણે કહું છું; એટલે બરોબર રસ નથી આવતો, પણ એજ વાત બાપુજીએ મને પોતાના જિગરની લાગણીથી કહી બતાવી, ત્યારે તેની અસર કાંઇ ઓરજ હતી અને બાપુજી કહે છે કે, એજ વાત મહારાજે જ્યારે પોતાના અંતરની સ્ફુરણાથી–આત્મિકબળથી કહી બતાવી, ત્યારે તેનું બળ કાંઈ અલૌકિકજ હતું.

બાવાજીએ પૂછયું: એ આત્મિકબળવાળા પુણેકર બુઆના હાલમાં કાંઈ ખબર છે કે નહિ ? તે ગુસ્સે થઇને ગયા હતા, તેનું શું થયું ?

## પુણેકર બુઆનો યોગ

ઍરિસ્ટરે કહ્યું: હાલમાં તો મને તેની ખબર નથી, પણ ઘણા વખત ઉપર બાપુજીએ મને કહ્યું હતું કે, મંડળીમાં પુસ્તક પછાડીને ગયા પછી બીજે દિવસે સવારમાં પહેલીજ ટ્રેનમાં કોઇને પણ ખબર આપ્યા વિના તેઓ હરદ્વાર તરફ રવાના થયા અને ત્યાં જઇને એક એકાંત ગુફામાં બેસી હઠયોગ સાધવા લાગ્યા. બે વર્ષસુધી મહેનત કરી, પણ જે આનંદ મળવો જોઇએ, તે આનંદ તેઓને મળી શકયો નહિ, તેથી તેઓએ યોગ અધૂરો મૂકયો અને ફરી પાછા દેશાટન કરવા લાગ્યા; કારણ કે બે વર્ષના યોગના અનુભવથી તેઓને લાગ્યું કે, હજી મારા સ્વભાવમાં નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિ વધારે છે. હજી મારા મનમાં સત્ત્વગુણ કરતાં રજોગુણ વધારે છે. હજી મારા મનમાં માનસિક સંતોષ કરતાં તૃષ્ણા વધારે છે. હજી મને એકાંત ગુફામાં બેસવા કરતાં મંડળીમાં ફરવું ગમે છે. હજી મને મૂંગા રહેવા કરતાં ભાષણો આપવાં ગમે છે અને હજી ઇશ્વિરીજ્ઞાન કરતાં ઇશ્વિરીસ્નેહ એટલે કે જગતમાં ભ્રાતૃભાવની ઇશ્વિરીસગાઇ વધારવાનું કામ મને વધારે ગમે છે; માટે યોગ સાધવા કરતાં જગતની સેવા કરવાને હું વધારે લાયક છું; એમ વિચારીને અને એ બાબતમાં પોતાના ગુરુનો પણ એવોજ અભિપ્રાય જાણીને તેઓએ યોગ છોડી દીધો. તેઓ કહેતા કે, ખૂણાવાળી બાયડીની પેઠે ખૂણામાં ભરાઇ બેસે એવાં માણસો કરતાં જાહેરમાં હિંમતથી કામકાજ કરી શકે એવાં માણસોની અત્યારે આપણા દેશમાં વધારે જરૂર છે. પ્રભુને નામે

ભીખ માગીને દેશમાં બોજારૂપ થઇ પડે એવાં માણુસો કરતાં ઉદ્યોગ–હુન્નર કરીને જાતમહેનતથી પોતાની રોટલી કમાઇ ખાય, એવાં માણુસોની અત્યારે આપણા દેશને વધારે જરૂર છે. રાખમાં ભારેલા અગ્નિની પેઠે મનમાં સેંકડો વાસનાઓ ભરી રાખીને કાંઇ પણ મહત્ઉદ્દેશ વિના વિનાકારણ ઊછરતા જુવાનિયાઓ સાધુ થાય, તે કરતાં એવાં માણુસો રૂડી રીતે દુનિયાદારી ચલાવે એમાં આપણા ધર્મની વધારે શોભા છે અને નાનાં બચ્ચાંઓ કે જે દેશની ભવિષ્યની આશા છે, તેઓ તથા ધર્મનું કાંઇ પણ રહસ્ય ન જાણનાર બીજા મૂર્ખાઓ આપણા ધર્મના પૂજનીય થવા સારુ દીક્ષા લઇ પોતાના કાન ફુંકાવે, તે કરતાં તેઓ ખેતી-વાડી કે મજૂરી કરે એમાં દેશનું વધારે શ્રેય છે તથા વખત જતાં તેઓના આત્માનું એમાં વધારે કલ્યાણ છે. બે વર્ષના મારા યોગના અનુભવથી અને ત્રેવીસ વર્ષના મારા સાધુપણાના અનુભવથી હું કહું છું કે, બહુ બહુ માથાકૂટ છતાં પણ, ઘણું ઘણું જ્ઞાન છતાં પણ, બહુ બહુ સાધુઓના સંગ કર્યાં છતાં પણ, આગલી અવસ્થામાં મોજ–શોખ ભોગવી લીધા છતાં પણ અને હાલ પંચાવન વર્ષની ઉંમર થવા છતાં પણ હજી મારા અંતરની વાસનાઓ ગઇ નથી; હજી મારામાં સાચું સાધુપણું આવ્યું નથી, હજી આપણા બંધુઓની સેવા કરવાનું બળ મારામાં જેટલું જોઇએ તેટલું આવ્યું નથી; હજી પણ આપણા બંધુઓ સાથે હું અભેદદૃષ્ટિથી વર્તી શકતો નથી અને હજી પણ પ્રભુ-પ્રેમને લીધે મારું હૃદય દ્રવ્યા કરતું નથી; માટે હું યોગને લાયક નથી, પણ હું સેવા કરવાને લાયક છું. આવા અનુકૂળ સંયોગો છતાં પણ જ્યારે હું પવિત્ર ધર્મની ઉત્તમ શાંતિ મેળવી શક્યો નથી, ત્યારે જે પોતાના ચેલા બનાવવા સારુ વિનાકારણ બીજા અજ્ઞાનીઓનાં માથાં મૂંડાવી નાખી ભગવાં કપડાં પહેરાવી દે છે, તેઓના શા હાલ થતા હશે ?

મૂર્ખાઓ પોતાને માટે ગાંજાની ચલમો ભરાવવા સારુ, પોતાના ઘોડાની લાદ ઉપડાવવા સારુ, પોતાને માટે ભીખ માગવા સારુ અને પોતે સાધુ થવાની ખુમારીમાં મગજમાં જે પવન ભરી મૂક્યો હોય તે ગાળ–ગલોચને રસ્તે ખાલી કરવા સારુ બીજા અજ્ઞાનીઓનાં માથાં મૂંડાવી ભગવાં કપડાં પહેરાવી દે છે ને ચેલા બનાવી લે છે, તેઓના શા હાલ થતા હશે ? તેઓ આપણા દેશ-

ને, આપણા બંધુઓને અને આપણા ધર્મને કેવાક મદદગાર થતા હશે, એ તો વિચારો ! પ્રભુ ! દયા કર, દયા કર, એવાઓની ઉપર દયા કર.

## યોગ કયારે સિદ્ધ થાય ?

બાપુજી ! તમે બધા સમજો છો કે, પુણેકર બુઆ મોટા મહાત્મા છે; પણ નહિ ભાઇ ! મારા હજી આવા હાલ છે ! હું પોતે યોગભ્રષ્ટ થયેલો છું, માટે હું સેવાધર્મ સ્વીકારું છું; કારણ કે પ્રભુને અર્થે પ્રભુના જીવોની સેવા કરીને અંતરને સંતોષ મેળવ્યો હોય, તોજ વખત આવ્યે યોગ સિદ્ધ થઇ શકે છે. જ્યાંસુધી આપણા દેશની, આપણા બંધુઓની અને આપણા ધર્મની સેવા ન કરી હોય, ત્યાંસુધી અંતરનો સંતોષ મળી શકતો નથી અને એ અંતરના સંતોષ વિના કદી પણ સાધુપણું સિદ્ધ થઇ શકતું નથી. માટે મફતના સદાવ્રતના ટુકડા ખાવા છોડીને, જંગલ છોડીને, ગુફા છોડીને, પવિત્ર ગંગાનો કિનારો છોડીને અને અખંડ ઐશ્વર્યવાળો યોગ છોડીને હું તો આપણા બંધુઓની સેવા કરું છું. આ હકીકત સાંભળીને તમને સૌને એમ લાગશે કે, મહારાજ પડી ગયા, બુઆજી પાયરી ચૂકી ગયા, મહારાજને મોહ વળગ્યો અને મહારાજ ઉપાધિમાં પડી ગયા, એમ તમને લાગશે; કારણ કે તમે યોગની રિદ્ધિ–સિદ્ધિઓ તરફ અને યોગના માહાત્મ્ય તરફજ જુઓ છો, પણ યોગની જોખમદારીઓ અને યોગનો અધિકાર કોને છે, એ તરફ જોતા નથી; એટલે હું પડી ગયો એમ તમને લાગશે. ભલે તમને એમ લાગે, પણ હું તો મારી હાલની સેવાની સ્થિતિમાં પવિત્ર ગંગાકિનારાની અંધારી ગુફા કરતાં વધારે સંતોષ લઈ શકું છું; કારણ કે મારો આત્મા ઉન્નતિ પામી શકે તેવાં કામ હું અહીં કરી શકું છું અને તમારી વચ્ચે રહેવાથી મારો ભોગ આપીને હું મારા બંધુઓની સેવા કરી શકું છું. તમે સાંભળીને ખુશી થશો કે, હરદ્વાર છોડ્યા પછી આ છેલ્લાં ત્રણ વર્ષોમાં જુદાં જુદાં પાંચ શહેરોમાં નાવારસ–નિરાધાર રખડતાં છોકરાંઓને માટે આશ્રયસ્થાન ખોલાવવા હું ભાગ્યશાળી થઇ શકયો છું અને હાલમાં અહીં પણ એજ પ્રયાસ ચાલે છે. એવાં કામો કરવામાં કોઈ વખત કેટલું બધું ખમવું પડે છે, એ તમે જાણો છો ? ન જાણતા હો તો સાંભળોઃ એ જાણવાથી તમોને ખબર પડશે કે, ભલાં કામો કરવાથી એની મેળે યોગ સિદ્ધ થઈ

જાય છે. કેમ સિદ્ધ થઇ જાય છે, તે જુઓ! એમ કહીને પુણેકર બુઆએ કહ્યું કે:

*રખડતાં ગરીબ નિરાધાર છોકરાંઓને માટે એક મકાન બંધાવવાનું હતું. તે માટે ફંડ કરી તેમાં નાણાં ભરાવવાની જરૂર હતી. એ કામ એક ભલા માણસે ઉપાડી લીધું અને તે માટે તે બહુ મહેનત કરી ઘેર ઘેર ફરી પોતાની લાગવગ વાપરી ફંડમાં નાણાં ભરાવવા લાગ્યો. એક વખત તે માણસ કોઈ શેઠિયાને ત્યાં એ ફાળો લઇને નાણાં ભરાવવાની આશાએ ગયો. એ વખતે તે શેઠિયાને ત્યાં તેના પાંચસાત બીજા મિત્રો બેઠા હતા અને તે બધા જુવાનિયાઓ મોજ-શોખની રમૂજી વાતો કરી રહ્યા હતા. એટલામાં તે માણસ ત્યાં ફાળો લઇને ગયો. એ જોઇને પેલા શેઠિયાઓએ જાણ્યું કે, આ માણસ આપણી પાસે કાંઇ ભીખ માગવા આવ્યો છે, તેથી ગુસ્સે થઇને તેમાંથી એક તુમાખી જુવાનિયો તેની ઉપર થૂંક્યો. એ પછી તેના થૂંકવાની દરકાર નહિ કરતાં તે ફાળો લાવનાર માણસે કહ્યું કે, શેઠ આ ફંડમાં કાંઇક આપવાની મહેરબાની કરો. ત્યારે તે શેઠિયાઓમાંથી એક જણ બોલ્યો કે, હમણાં તને આપ્યું તે જોયું નહિ? એટલે કે તારી ઉપર થૂંક્યા તોય તને લાજ નથી આવતી? ત્યારે તે માણસે કહ્યું કે, એ તો મને આપ્યું, પણ આ ફાળામાં તો કાંઇક ભરો. એ સાંભળીને તેમાંથી એક જણાએ તે ફાળો તેની પાસેથી લઇને વાંચી જોયો; એટલે જણાયું કે, ઓહો! આપણે ભૂલ્યા, આ તો નિરાધાર બચ્ચાંઓને માટે માગે છે. એ કાંઇ પોતાને માટે માગતો નથી. એમ જાણીને તે બધા શેઠિયાઓએ એ ફંડમાં નાણાંની મોટી રકમો ભરી આપી.

## ૭૪–અપમાન તરફ નહિ, પણ તે ખમવાથી મળતાં ઇનામો તરફ જુઓ

ભાઇઓ! આવી રીતે અપમાન ખમીને પણ ભલાં માણસો પરમાર્થનાં કામો કરે છે અને પ્રભુના કૃપાપાત્ર થાય છે, પણ મૂર્ખાઓ ને લોભિયાઓ પ્રભુના કૃપાપાત્ર છતાં પણ કાંઇ કરતા નથી ને ઊલટો પોતાને માટે નરકનો રસ્તો પસંદ કરે છે. માટે ભા-

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી પૃષ્ઠ ૨૫૬.

ઇઓ! જો પ્રભુએ ધન આપ્યું હોય તો પ્રભુને અર્થે ખરચવામાં હાથ સંકોડશો નહિ અને જો ન આપ્યું હોય તો તનમનથી મહેનત કરવામાં પાછા પડશો નહિ. યાદ રાખજો કે, પ્રભુને અર્થે કરેલી તમારી મહેનત કાંઇ ફોકટ જવાની નથી; માટે ગરીબોને અર્થે પરમાર્થનાં કામો કરવા સારુ કદી અપમાન સહન કરવું પડે, તોપણ મહાન પ્રભુને ખાતર તે સહન કરો; કારણ કે એવાં અપમાનનાં ઇનામો બહુ મોટાં છે. માટે આપણે તુચ્છ બુદ્ધિના માણસો તરફથી મળતાં અપમાનો સામું જોવાનું નથી, પણ સર્વ શક્તિમાન જગત્પિતા તરફથી મળતાં ઇનામો તરફ જોવાનું છે–પ્રભુ તરફ જોવાનું છે, એ ધ્યાનમાં રાખજો.

ભાઇઓ! આ કાંઇ કલ્પિત વાત નથી. એ તુમાખી શેઠિયો કોના ઉપર થૂંક્યો હતો એ તમને ખબર છે? આ તમારા પુણેકર બુઆ ઉપર તે થૂંક્યો હતો.

અમે સૌએ અજબ થઇને પૂછ્યું: હેં! તમારી ઉપર? અરરરર! જો અમારા દેખતાં એમ થયું હોય તો અમે તો તેને માર્યા વિના રહીએ નહિ.

તાતિયા સાહેબે કહ્યું: મહારાજ અહીં આવીને આવાં અપમાન ખમો છો, ત્યારે તે કરતાં ગંગાકિનારાની ગુફા શું ખરાબ હતી? આવું અપમાન તો એક હલકામાં હલકો માણસ પણ ન સાંખે, ત્યારે તમે મહાત્મા થઇને આવાં અપમાન કેમ સાંખો છો? એવાં ફંડ જાય જહાનમની ખાડીમાં! તમારે તે એવી ઉપાધિની શી જરૂર? શાંતિથી માળા ફેરવો ને આપણા માટુંગાના બંગલામાં બેઠા રહો. એવી પીડામાં તે કોણ પડે? ઓર્ફનેજ થાય તો થાય ને નહિ તો પડે ખાડામાં! તેમાં તમારે શું? તમે આવા મોટા સાધુ થયા ને તોપણ હજીએ પીડા? ખરેખર, તમારા અપમાનની આ વાત સાંભળીને મારું તો માથું ફરી ગયું!

## સેવાધર્મમાં અપમાનનો અર્થ

મહારાજે કહ્યું: ભાઈ, એવાં અપમાન એ તો આપણા પાપનું પ્રાયશ્ચિત્ત છે. દુનિયાનું આપણે જે કરજ કરેલું છે તેની એ ભરપાઇ છે. પરમાર્થને ખાતર ખમેલાં અપમાનો તે આપણે અગાઉ જે બૂરાં કર્મો કરેલાં છે તેને બાળનારાં લાકડાં છે. એવાં અપમાનો તો પ્રભુને ખાતર આપણે કાંઇક કરી શકીએ છીએ એમ બતાવનારું સર્ટિફિકેટ છે. એવાં અપમાનો તો અભેદમાર્ગમાં

જવાનો રસ્તો છે. આપણા ભાઈબંધોને ખાતર એવાં અપમાન ખમવાં એ આપણા ઈશ્વરીસ્નેહની સાબિતી છે. જગતમાં ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ ફેલાવવા આપણા કાંઈ પણ સ્વાર્થ વિના એવાં પરમાર્થનાં અપમાન ખમવાં, એ સાચો પુરુષાર્થ છે અને આપણી ફરજો બજાવતાં–આપણી ઉપરનું કરજ ચુકાવતાં પ્રભુને ખાતર એવાં અપમાનો ખમવાં પડે, એ તો મહાભાગ્યની વાત છે; કારણ કે એથી સત્ત્વગુણ વધતો જાય છે, એથી અભેદમાર્ગમાં અવાતું જાય છે, એથી ઈશ્વરીજ્ઞાન સમજવાની આપણી શક્તિ વધતી જાય છે અને એવાં પરમાર્થને ખાતર ખમેલાં અપમાનોથી ઈશ્વરની નજીક જવાતું જાય છે; માટે આપણે આપણી ઉપરનું કરજ ચુકાવી દેવા સારુ પરમાર્થમાં લાગવું જોઇએ અને આવી બને ત્યારે એવાં અપમાનો ખમી લેવાં જોઇએ.

તાતિયા સાહેબે કહ્યું: મહારાજ, હજી એવો ભ્રમ કાં રાખો! તમે સાધુ થયા, હવે તમારી ઉપર શાનું કરજ? ગુરુમંત્ર લીધો ત્યારથી દુનિયાદારીનાં કરજ તો બધાં બળી ગયાં; હવે એવી ઉપાધિ શા માટે ભોગવો છો?

મહારાજે કહ્યું: સાધુ થવાથી કાંઇ ફરજો જતી રહે નહિ, ઊલટી ફરજો વધતી જાય છે; કારણ કે ફરજોનો સંબંધ કાંઇ લૂગડાંના બહારના રંગ ઉપર નથી, પણ ફરજોનો સંબંધ તો અંતઃકરણ ઉપર છે, બુદ્ધિ ઉપર છે, આજુબાજુના અનુકૂળ–પ્રતિકૂળ સંયોગ ઉપર છે અને જિંદગીની સાથે છે. જ્યાંસુધી આ સ્થૂલ શરીરની મારફત આ દુનિયામાં આપણી જિંદગીની હયાતી હોય, ત્યાંસુધી આપણી ફરજો પૂરી થઈ શકતી નથી અને ત્યાંસુધી જગતનું આપણી ઉપરનુંજ કરજ પૂરું થઈ શકતું નથી. ભાઇ! તમે કહો છો કે તમારી ઉપર કરજ શાનું? પણ શા માટે અમારી ઉપર કરજ નહિ? શું સાધુ થયા માટે અમારે ખાવા નથી જોઇતું? પાણી પીવા નથી જોઇતું? કપડાં નથી જોઇતાં? મળ–મૂત્રનો ત્યાગ કરવો નથી પડતો? અને શું શ્વાસ નથી લેવો પડતો? જ્યાંસુધી શરીરની ક્રિયાઓ ચલાવવા માટે આવું આવું કાંઇ પણ કરવું પડે છે, ત્યાંસુધી અમે કરજમાંથી મુક્ત થઇ શકીએ નહિ; કારણ કે અમોને શ્વાસ લેવા માટે જે હવા જોઇએ છે, તે હવા અમારે માટે કાંઇ બીજી દુનિયામાંથી આવતી નથી, આ દુનિયામાંથીજ તે મળે છે; માટે શ્વાસ લેવો તે આ

દુનિયાનું કરજ છે. અમારે માટે પાણી કાંઇ સ્વર્ગમાંથી આવતું નથી; અમે સાધુ થયા માટે અમારું ભોજન કાંઇ બ્રહ્મલોકમાંથી આવતું નથી; અમારાં વસ્ત્રો કાંઇ દિશાઓની પારથી આવતાં નથી; ફરવા–હરવા તથા સૂવા–બેસવા માટે આ પૃથ્વી સિવાય અમે કોઈ બીજી પૃથ્વી ઉપર જતા નથી અને અમારી હયાતી સુધી દુનિયામાં અમે પણ મળ–મૂત્રની દુર્ગંધી ફેલાવનારા છીએ; માટે જગતનાં એ બધાં કરજના બદલામાં અમારે પણ કાંઈ કરવું જોઇએ. અભેદમાર્ગમાંથી અમે એમ શીખ્યા છીએ કે, આખી દુનિયાના ઉપકારમાં દબાયા વિના પાણીનો એક ઘૂંટડો પણ આપણે પી શકીએ નહિ; આખી દુનિયાની મદદ વિના આપણે રોટલીનો એક ટુકડો પણ મેળવી શકીએ નહિ અને ઈશ્વરની કૃપા વિના એક શ્વાસ પણ આપણે લઇ શકીએ નહિ; માટે દુનિયા તરફનું અને પ્રભુ તરફનું આપણું કરજ ચુકાવવા માટે આપણે કંઈક પણ ભલાં કામો કરવાંજ જોઇએ.

## આપણે આખી દુનિયાના ઉપકારમાં કેવી રીતે છીએ?

તાતિયા સાહેબે કહ્યું: હું તો એક શેઠની નોકરી કરું છું અને તેમાંથીજ બધું મેળવું છું; એટલે આખી દુનિયાના ઉપકારમાં દબાયા વિના પાણીનો એક ઘૂંટડો પણ આપણે પી શકીએ નહિ અને આખી દુનિયાની મદદ વિના આપણે રોટલીનો એક ટુકડો પણ મેળવી શકીએ નહિ, એ બાબત હું સમજી શકતો નથી. એ કેવી રીતે?

મહારાજે કહ્યું: એ સમજવા માટે કાંઇ બહુ દૂર જવું પડે તેમ નથી. તમારાજ શેઠનાજ ઘરના ભોજનની વાતો લો* જુદાં જુદાં અનાજ જુદા જુદા દેશમાંથી આવેલાં છે અને તે જુદા જુદા માણસોએ બનાવેલાં છે. ચોખા બંગાળામાંથી આવેલા છે, તુવરની દાળ સુરતથી આવેલી છે, બાજરી કાઠિયાવાડથી આવેલી છે, ઘઉં ખંડવાથી આવેલા છે, ખાંડ મોરીસથી આવેલી છે, તેને લાવનારી સ્ટીમર જર્મનીની છે. ઘી પોરબંદરથી આવેલું છે, મસાલામાં મરી, નારિયેળ ને હળદર મલબારથી આવેલાં છે, મીઠું ચીમોરના અગરમાંથી આવેલું છે, બદામ, પિસ્તાં કાબૂલથી આવેલાં છે, ધાણાજીરું ગુજરાતથી આવેલું છે, મરચાં ભાવનગરનાં છે, રાઇ જંબુસરની છે, બટાટા ઇટલીના છે, કોબી મદ્રાસથી આવેલી છે, વ.

*'સંસારમાં સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃ૪ ૧૮૫

ટાણુા પૂનાના છે, આંબા ગોવાના છે, તાંદળજાની ભાજી બાબુલ-નાથની ટેકરીની છે, પરવર કલકત્તેથી આવેલાં છે, આમલી ગુજ-રાતની છે, હિંગ કાબૂલની છે, ઠાકોરજીને મેવાનો પ્રસાદ ધરેલો છે તેમાં દાડમ મસ્કતનાં છે, નારંગી નાગપુરની છે, દ્રાક્ષ કાબૂલની છે, સફરજન અમેરિકાનાં છે, શેરડી ઘાટના મુલકની છે, બોર બનારસથી આવેલાં છે, રસોઇ બનાવવા માટેનાં વાસણોમાં ત્રાંબુ અમેરિકાથી આવેલું છે, પિત્તળ નાશિકનું છે, પિત્તળમાંની કલઇ ચીનની છે, ચાંદી પૃથ્વીના ઘણા ભાગોમાંથી આવેલી છે, લોઢું વિલાયતનું છે, હાંલ્લાં કચ્છનાં છે, ચૂલાની માટી સાષ્ટી તાલુકાની છે, એ માટીમાં લાદ ભેળેલી છે, તે ટ્રામ્વે કંપનીના ઓસ્ટ્રેલિયન ઘોડાની છે, આગ સળગાવવા માટેની દીવાસળી સ્વીડનની છે, લા-કડાં દક્ષિણના જંગલનાં છે, તેમાં કાકડી મૂકવાનું કપડું વિલાયતી છે, ઘાસલેટ રશિયાનું છે, આટો દળનારી ડોશી દક્ષિણની છે, ઘંટીનો પથ્થર કાઠિયાવાડનો છે, શાક સમારવાનું ચપ્પુ શેફિલ્ડ-માં બનેલું છે, દૂધ ભેંસનું છે, ભેંસ જાફરાબાદની છે, ગોવાળિયો વ્રજનો છે, ભેંસ માટેના કપાસિયા ભરૂચી જિનના છે, રસોઈ બનાવનાર ભટ્ટ સિદ્ધપુરનો છે અને શેઠ કચ્છના રહેવાસી છે. હજી આમાં ઘણી બાબતો કહેવાની રહી જાય છે. હવે તમે જુઓ કે, આમાં કેટલા બધા ખેડૂતો, કેટલા મજૂરો, કેટલા વેપારીઓ, કેટલા વહાણવટીઓ અને કેટલા બધા શોધકોનો હાથ હશે ? એટલુંજ નહિ પણ એ બધી ચીજોની શોધ કરતાં, તેના ગુણ–દોષ તપાસતાં, તેને ઉપયોગ લાયક બનાવતાં અને તેનો લાભ લેતાં કેટલાં બધાં વરસો સુધી કેટલા બધા માણસોએ કેટલી બધી મ-હેનત કરી હશે ? અને હજુ પણ કેટલી બધી મહેનત કરી રહ્યાં છે ? એ બધું જો આપણે બરોબર રીતે વિચારીએ, તો આપણને એમજ લાગે કે, ઇશ્વરની કૃપા વિના આપણે એક શ્વાસ પણ લઇ શકીએ નહિ; દુનિયાનાં ઘણાં તત્ત્વોની અને ઘણા લોકોની મદદ વિના આપણે એક શબ્દ પણ બોલી શકીએ નહિ; આખી પૃથ્વી-ની મદદ વિના આપણે પાણીનો ઘૂંટડો પણ પી શકીએ નહિ અને આખા બ્રહ્માંડના ઉપકારમાં દબાયા વિના, ભોજનનો એક કોળિ-યો પણ આપણે મેળવી શકીએ નહિ. એટલુંજ નહિ પણ બી-જાઓની બનાવેલી ચીજોનો આપણે લાભ લઇએ છીએ, માટે આપણે પણ બીજાઓને માટે કાંઈક કરવું જોઇએ,

પ્રભુની ઇચ્છા છે માટે ને શાસ્ત્રોની આજ્ઞા છે માટે દાન કરવું જરૂરનું છે એટલુંજ નહિ પણ વ્યાવહારિક રીતે પણ દાન કરવાને આપણે બંધાયેલા છીએ; કારણ કે કોઈકનાં વાવેલાં ઝાડોનાં ફળ આપણે ખાઇએ છીએ, બીજાઓનાં લખેલાં પુસ્તકો વાંચીને આપણે જ્ઞાન મેળવીએ છીએ, બીજાઓએ ખોદાવેલા કૂવા–તળાવનાં પાણી આપણે વાપરીએ છીએ, બીજાઓએ બનાવેલાં કપડાંઓ આપણે પહેરીએ છીએ, બીજાઓએ વાવેલાં અનાજથી આપણે નભીએ છીએ, બીજાઓની જમીન પર આપણે ફરીએ–હરીએ છીએ, બીજાઓની ગાડીઓમાં આપણે બેસીએ છીએ, બીજાઓએ શોધેલી દવાઓનો આપણે લાભ લઇએ છીએ, બીજાઓએ બાંધેલાં ઘરોમાં આપણે રહીએ છીએ, બીજાઓએ શોધેલાં યંત્રો અને યુક્તિઓનો આપણે લાભ લઇએ છીએ અને આપણે આપણા પોતાથીજ નહિ પણ બીજાઓની મદદથીજ ઉત્પન્ન થયાં છીએ. ટૂંકામાં આપણી જિંદગીનો દરેક શ્વાસ ઈશ્વરકૃપાથી ને બીજાઓની મદદથીજ લઇ શકાય છે. આમ હોવાથી જાણ્યે કે અજાણ્યે પણ આપણે બીજાઓના ઉપકારમાં હમેશાં દબાયેલાજ છીએ, માટે આપણે પણ બીજાઓને માટે કાંઈક ને કાંઇક પણ ભલું કામ કરવુંજ જોઇએ. જે એવી રીતે ન કરે તે નગુણા છે. આપણી ઉપર કરેલા ઉપકારનો બદલો વાળવા તક ન લેવી–યત્ન ન કરવો એનુંજ નામ પાપ છે ને એજ અધમપણું છે, માટે એવા અધમપણાથી બચવા સારુ ઈશ્વરના પવિત્ર નામથી ઈશ્વરને અર્થે આપણે આપણા ગરીબ ભાઇબંધોને યથાશક્તિ મદદ કરવી જોઇએ.

ભાઇઓ ! આવી રીતે આપણે માટે બીજાઓએ ઘણું કરેલું છે અને આપણે આખી દુનિયાના ઉપકારમાં દબાયેલા છીએ, માટે આપણે બીજાઓને ખાતર તનથી, મનથી અને ધનથી અથવા મનથી વચનથી કે કર્મથી પણ કાંઈક કરવું જોઇએ. એવી રીતે આપણા ગરીબડા દેશને અર્થે અને આપણા દુઃખી થતા ભાઇબંધોને માટે કાંઇ પણ ભલાં કામો કરવાં એનુંજ નામ કર્તવ્ય છે અને એમાંજ કર્મ, ઉપાસના ને જ્ઞાન રહેલાં છે. સનાતન આર્યધર્મનો મૂળ સિદ્ધાંત એજ છે કે, જેમ બને તેમ જગતમાં ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ વધારવી, માટેજ હું અનાથ બચ્ચાંઓને રાખવાનાં આશ્રમસ્થાન બંધાવવા સારુ પૈસાના મદમાં

છકી ગયેલા શ્રીમંતોની પાસે હડધૂત થાઉં છું, તેમને ઘેર ઘેર ધક્કા ખાઉં છું, તેમનાં ધરાર અપમાનો સહન કરું છું અને નિસ્પૃહી છતાં અનાથોને ખાતર તેઓના ફાંટાને આધીન થાઉં છું; કારણ કે એવું સહન કર્યા વિના, એ જાતનો ભોગ આપ્યા વિના જગતમાં ઈશ્વરીસગાઇ વધી શકે નહિ. મારા ધર્મને અર્થે, મારા આત્માના કલ્યાણ અર્થે અને પ્રભુને અર્થે હું મારા ભાઇબંધોને ખાતર શ્રીમંતોનાં અપમાનો સહન કરું છું; કારણ કે આપણે કાંઇ બારદાન સામે જોવાનું નથી, પણ આપણે તો અંદરના માલ સામે જોવાનું છે. આપણો આત્મા–આપણો પરમાત્મા જે સૌમાં ઝબકી રહ્યો છે–સૌમાં ઝળકી રહ્યો છે–સૌમાં વ્યાપી રહ્યો છે અને સૌરૂપ થઇ રહેલો છે, તેની સામે જોવાનું છે. ભલે લોકો મારું અપમાન કરે અને મારી ઉપર થૂંકે, પણ મારે કાંઇ એવા અપમાનની સામે જોવાનું નથી. મારે તો મારા દેશની સામે જોવાનું છે, મારે તો મારા ગરીબડા બંધુઓની સામે જોવાનું છે, મારે તો મારા આત્માની ઉન્નતિ તરફ જોવાનું છે, મારે તો મારા અંતઃકરણના આનંદ તરફ જોવાનું છે, મારે તો મારા સનાતન સત્યધર્મ તરફ જોવાનું છે અને મારે તો મારા પ્રભુની તરફ જોવાનું છે; એટલે તાતિયા સાહેબ! તમે ભલે એવા અપમાનથી ભડકી જાઓ; પણ મારે તો એવાં અપમાનોમાં પણ આનંદ છે; કારણ કે જે લોકો મારું અપમાન કરે છે, તેઓના ભલાને ખાતરજ હું મહેનત કરું છું, જે શ્રીમંતો હાલમાં મને હડસેલા મારે છે, તેઓનોજ બોજો હું સ્વર્ગ સુધી ઉપાડી જાઉં છું, જે શેઠિયાઓ મને જોઇને પોતાનાં મોં છુપાવે છે, તેઓની ઉપર આશીર્વાદ ખેંચી લાવવાને માટેજ હું તરફડું છું, જે દોઢિયાંવાળાઓ મારી મશ્કરી કરે છે, તેઓની ઉપર પ્રભુની કૃપા વરસાવવા માટેજ હું તેઓને બારણે ધક્કા ખાઉં છું, જે અમલદારો મારી શુભ યોજનાઓની દરકાર કરતા નથી, તેઓને સદ્બુદ્ધિ આપવા માટેજ પ્રાર્થના કરું છું. પ્રજાના સુખને ખાતર હું રાજાઓને મળવા માગું છું, પણ જે રાજાઓ પોતાના અભિમાનને લીધે મને નીચો સમજીને મળતા નથી, તે રાજાઓ માટે સાંકડો થઇ ગયેલો સ્વર્ગનો રસ્તો પહોળો કરવાની હું મહેનત કરું છું; અને જે શ્રીમંતો ગરીબોના ફાળામાં પોતાનો હિસ્સો આપવાની આનાકાની કરે છે, તેઓને શરમાવીને, લલચાવીને, દબાવીને

અને લાચારી ભોગવીને પણ હું તેઓની પાસે પરોપકાર કરાવું છું અને તે એટલાજ હેતુથી કે, ઈશ્વરની હજૂરમાં તેઓના તરફથી તેમના ધર્મ માટે હું તેઓની સાક્ષી પૂરી શકું. મને કહો કે, આ કરતાં વધારે સારો યોગ બીજો કયો ? આ કરતાં વધારે ઉત્તમ ભક્તિ બીજી કઇ ? અને આ કરતાં વધારે સત્યજ્ઞાન બીજું કયું ? હું અપમાન ખમું છું, એટલે ગુફામાં બેસીને યોગ સાધવાથી જે ફળ ન મેળવી શકાય, તે ફળ પરમાર્થને અર્થે સહન કરેલાં અપમાનમાંથી હું મેળવી જાઉં છું ! તાતિયા સાહેબ! તમને જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવા માટેનાં અપમાનો ગમતાં નથી, પણ મને કહો તો ખરા કે, એવાં અપમાનો ખમ્યા વિના તરી જવાનો રસ્તો બીજો કયો છે ? એક બાજુએ પરમાર્થ અર્થે ખમાતાં દુઃખો મૂકો અને બીજી બાજુએ સકામ કર્મકાંડના—વ્યાવહારિક ભક્તિના—આનંદો અને સિદ્ધિઓ મૂકો અને પછી જુઓ કે, કયું છાબડું વધારે નીચું નમે છે ?

## આપણા કલ્યાણ માટે પ્રભુએ બતાવેલો રસ્તો

તમને હજી ઈશ્વરીસ્નેહના આનંદનો રસ લાગ્યો નથી, એટલે પરમાર્થનું છાબડું કેટલું બધું નીચે નમે છે, એ વાત બરોબર સમજી શકશો નહિ; પણ સંતોએ તો એને માટે એમ કહેલું છે કેઃ

परोपकृतिकैवल्ये तोलयित्वा जनार्दनः ।
गुर्वीमुपकृतिं मत्वा ह्यवतारान्दशाग्रहित ॥

(સુભાષિત રત્નભાંડાગારમાંથી)

ભાવાર્થઃ પ્રભુએ પરોપકારને અને મુક્તિને તોળી જોયાં, તેમાં મુક્તિ કરતાં પરોપકારનો ભાર વધારે થયો, તેથી પ્રભુએ પોતે મુક્તિ છોડીને પરોપકારને અર્થે દશ અવતાર ધારણ કર્યા.

હવે વિચાર કરો કે, પ્રભુએ પોતે મુક્તિ કરતાં પણ પરોપકારને વધારે શ્રેષ્ઠ માનેલો છે; એટલુંજ નહિ પણ પરોપકારને માટે તેણે પોતે મુક્તિ છોડીને ખાસ અવતાર લીધેલા છે, ત્યારે પરોપકારને માટે આપણે થોડાં અપમાન ખમીએ કે થોડાં દુઃખ ભોગવી લઇએ, તેમાં શું મોટી વાત છે ? આ દુનિયામાં સૌથી મોટામાં મોટું દુઃખ જન્મ અને મરણનું છે. એ દુઃખ પોતાના સ્નેહને ખાતર—પરમાર્થને ખાતર—આપણે ખાતર સમર્થ પ્રભુ પોતે ભોગવી લે છે; એટલે કે પ્રભુ પોતાની પ્રભુતાને સંકેલીને, આપણા જેવા થઇને, અવતાર લઇને, આપણી વચ્ચે આવે છે, એ તેમની

કેટલી બધી દયા છે? એ તેમની કેટલી બધી મહત્તા છે? અને એમ કરવામાં તેમને કેટલો બધો મોટો ભોગ આપવો પડે છે, એ કાંઇ તમે સમજો છો? પરમાર્થને ખાતર-આપણે ખાતર સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડનો નાથ પોતે જ્યારે આપણી વચ્ચે આવી શકે એટલો બધો નાનો થઇ જાય છે, ત્યારે તેના સ્નેહને ખાતર આપણે થોડાં દુઃખ કે થોડાં અપમાન ભોગવી લઇએ તેમાં શી મોટી વાત છે? યાદ રાખજો કે, ઈશ્વિરીસ્નેહને ખાતર ખમેલાં અપમાનનાં ઇનામો બહુ મોટાં છે. મેં તો મારા જાતઅનુભવથી જોયું છે કે, ગંગાકિનારે ગુફામાં બેસીને યોગ સાધવાથી હાલના જમાનામાં જે આનંદ ન મેળવી શક્યો, તે આનંદ ગરીબોને ખાતર ખમેલાં અપમાનોમાંથી મેળવી શક્યો છું. દેવપૂજા કરવાથી અંતરની જે શાંતિ ન મેળવી શક્યો, તે શાંતિ અનાથ છોકરાંઓનાં આંસુ લૂછવાથી મેળવી શક્યો છું. ધર્મશાસ્ત્ર વાંચ્યા કરવાથી જે ઉત્તમતા ન મેળવી શક્યો તે ઉત્તમતા ગામડાના ગરીબ રોગી છોકરાની સારવાર કરવાથી મેળવી શક્યો છું અને ધર્મને નામે ચાલતી આપણી બહારની ઉપલક ક્રિયાઓમાંથી જે તત્ત્વ ન મેળવી શક્યો, તે નવું જીવન દેશની ભવિષ્યની આશા, જે નાનાં બચ્ચાંઓ તેઓની જિંદગી સુધારવાના કામમાંથી મળતાં અપમાનોમાંથી મેળવી શક્યો છું; માટે મારે મન તો પરમાર્થને ખાતર ખમેલાં અપમાનો સોના કરતાં પણ વધારે મૂલ્યવાન છે અને હું તો એજ પ્રાર્થના કરું છું કે, હે પ્રભુ! જગતમાં તારો સ્નેહ ફેલાવવા માટે મને હજી વધારે અપમાન ખમવાની-વધારે નીચો બનવાની-વધારે દીન બનવાની તક આપ; કારણ કે એથીજ તારી કૃપા મેળવી શકાય છે, એથીજ તારું દર્શન કરી શકાય છે અને એથીજ તારું ધામ પામી શકાય છે, માટે અમે તો જગતના સૌ જીવોના કલ્યાણની સાથે અમારા કલ્યાણ સારુ જગતની સેવાજ માગીએ છીએ.

## હાય! હાય! તમે અપમાનથી બીઓ છો?

ભાઇઓ! જગતમાં ઈશ્વિરીસ્નેહ ફેલાવવાનું મહાન કામ કરતાં તમે અપમાનથી બીઓ છો? હાય! હાય! આટલી બધી નબળાઇ તમારામાં ક્યાંથી આવી? તમે તમારું અપમાન કરનારાઓની સામે જુઓ છો; પણ કોને ખાતર એ અપમાન ખમો છો, એ તો જરા વિચારો! તમારું અપમાન કરનારાઓની આબરૂ શું

છે અને તમે જેને માટે અપમાન ખમો છો, તેની મોટાઈ શું છે, એ તો જરા વિચારો!

અરર! હજી સુધી કોઇકના અપમાનનેજ તમે તમારા હૃદયમાં ભરી મૂકો છો? હાય હાય! તમારી પાસે અપમાનજ રહે કે? ત્યારે એ સભામાંથી એક માણસે કહ્યું કે, મહારાજ! એ અપમાન અમારી પાસે ન રહે તો બીજે કયાં જાય? ત્યારે મહારાજે કહ્યું કે, બેટા! તેં મને ગાળો આપી, પણ મેં તે ન લીધી, ત્યારે કોની પાસે રહી? ત્યારે તે માણસે શરમાઇ જઇને કહ્યું કે, મહારાજ! એ મારી ગાળો તો પાછી મારી પાસેજ રહી.

મહારાજે કહ્યું: બેટા, હવે બીજો વિચાર કર. તને કોઇ માણસ પોતાનો ડગલો આપવા આવે તો તું તે લેશે કે? તે માણસે કહ્યું કે, નહિ. મહારાજે પૂછ્યું કે, શા માટે નહિ લે? ત્યારે તે માણસે કહ્યું કે, ભિખારી હોય તે લે. મારા જેવા ગૃહસ્થ માણસથી એમ કેમ લેવાય? એવી નજીવી ચીજ સારુ શા માટે કોઇના ઉપકારમાં આવીએ? મહારાજે કહ્યું કે, બેટા! જેમ તારા ગૃહસ્થપણા માટે તું કોઇની ચીજ ન લે, તેમ અમે અમારા સાધુપણા માટે પણ એવાજ મસ્ત છીએ. સાધુપણા સારુ અમે ઘરબાર છોડેલાં છે અને એ મસ્ત–ફકીરીને સારુ સંસારનાં હજારો મોહક સુખો ઉપર અમે થૂંકીએ છીએ. એ બધું છોડીને–એ બધાં ઉપર પાણી ફેરવીને, હવે હું તારી પાસેથી ગાળો લઉં કે? વાહ! વાહ! વાહ! લેવા જેવી ચીજ તો મઝેની, બેટા! તારે ઘેર કોઇ મીઠાઇનો ખૂમચો લાવે, તો એ લેવામાં પણ તું જરા આનાકાની કરે; તારો દોસ્ત તને ઘડિયાળ ભેટ આપે, તો એ લેવામાંપણ તું જરા 'હા–ના'–કરે અને તારો સસરો જમવા બોલાવે, તો એમાં પણ–માલ માલ ઉડાવવામાં પણ જરા વાર લગાડે, પણ તારા દુશ્મનની ગાળો લેવામાં તો તું તૈયાર? એમાં તો જરાય વાર નહિ! આનું નામ ગૃહસ્થપણું કે? શરમ! શરમ!

હવે ત્રીજો વિચાર કર કે, હમેશાં ઘણું કરીને માણસો કઇ ચીજ લે છે? જે ચીજ પોતાને પસંદ હોય તેજ લે છે. આપણે કોઇ શહેરના બજારમાંથી ચાલ્યા જતા હોઇએ, તો રસ્તામાં ઘણાએ દુકાનદારો ને ફેરીવાળાઓ કહે છે કે, લો શેઠ, આ એક ચાકુ બહુ સરસ છે; આ ચશ્મા સસ્તામાં જાય છે; આવો, આવો, ગરમ કાપડ આપું; જુઓ શેઠ! આ રૂમાલ તો જુઓ; આ આકૂસની

કેરી સસ્તામાં જાય છે; આ એક પગરખાંની એક જોડી અર્ધી કિંમતે, આવી જાઓ; આ મારવાડીનું દેવાળું, છ દોઢિયામાં ગમે તે ચીજ ઉપાડો! આવી રીતે આપણને ઘણા લોકો ઘણી ચીજ આપવા આવે છે, પણ વગર જરૂરની ચીજો આપણે લેતા નથી. તેમજ કોઈ આપણને ગાળ આપવા આવે, તો તે આપણે શા માટે લેવી જોઇએ? શું એ વિના આપણને ન ચાલે? જેની પાસે જે માલ હોય તે આપે. જેની પાસે કેરી હોય તે કેરી આપે, જેની પાસે મીઠાઇ હોય તે મીઠાઇ આપે, જેની પાસે કપડાં હોય તે કપડાં આપે, તેમજ જેના મનમાં ગાળોનો ખજાનો ભરેલો હોય તે ગાળ આપવા આવે, તેમાં આપણું શું ગયું? આપણે તે લઇએ શું કરવા? જો આપણે તે લઇએ તોજ તે આપણી પાસે આવે ને? પણ નજ લઇએ તો શું? જેને ગાળની જરૂર હોય તે ભલે લે, આપણે તો પવિત્ર ઈશ્વરને ખાતર સૌને માફ કરતાં શીખવું જોઇએ અને સૌને આપણા એકજ પિતાના પુત્ર સમજી સૌનું ભલું ઇચ્છવું જોઇએ. તને ખબર છે? શ્રીકૃષ્ણ ભગવાને પોતના દુશ્મન શિશુપાલના સો ગુના માફ કર્યા હતા, ત્યારે આપણે કોઇકના ખરાબ શબ્દોની માફી આપવી એમાં શું મોટી વાત છે? માટે બચ્ચા! પરમ દયાળુ પ્રભુની માફી મેળવવાની આપણને જરૂર છે, તે સારુ રૂડું બોલતાં અને બીજાઓનાં વાંક માફ કરતાં શીખો.

## હાલમાં આપણા દેશને કેવા વિચારોની જરૂર છે?

મહારાજજી! પુણેકર બુઆ માટેની બાપુજીએ કહેલી આ વાતો સાંભળીને મને બહુ સારી અસર થઇ અને એમજ લાગ્યું કે, બેશક એવાજ વિચારોની અત્યારે આપણા દેશને જરૂર છે.

ઓનરેબલ સાહેબે કહ્યું: મહારાજજી! બૅરિસ્ટર સાહેબે તો ખૂબી કરી! તેઓએ આપણને એક નહિ પણ ત્રણ અસરકારક જીવનચરિત્રો સંભળાવ્યાં છે. એક તેઓનું પોતાનું, બીજું બાપુજીનું ને ત્રીજું પુણેકર બુઆનું. એ ત્રણેમાંથી આપણે ઘણું શીખી શકીએ તેમ છીએ.

ઠાકોર સાહેબે કહ્યું: બૅરિસ્ટર સાહેબની ભભક કાંઇ ઓરજ છે; એટલુંજ નહિ પણ તેમનું કહેવું જમાનાને અનુસરતું ને સાર્વજનિક છે, માટે મને તો એમ લાગે છે કે, તેઓની વાતો સાંભળ્યાજ કરું.

મેં કહ્યું: બૅરિસ્ટર સાહેબ! ઠાકોર સાહેબની ઇચ્છા છે, માટે

હજી પણ કાંઇક કહો.

બૅરિસ્ટરે કહ્યું: હું સૌ ભાઇઓનો વખત ગુમાવતો હોઉં એમ ન થવું જોઇએ.

મહારાજે કહ્યું: નહિ, નહિ, એવી ફિકર કરો નહિ. તમે અમને આનંદ આપો છો. એવી જાતના અનુભવ અને એવી જાતના વિચારો આપવા–લેવા સારુ તો આપણે અહીં મળીએ છીએ, માટે ખુશીથી અમને તમારા જાતઅનુભવની વાતો કહો. એટલું યાદ રાખજો કે, કલ્પના સાથે રમ્યા કરવું નહિ. આપણને હાલમાં અલાઉદ્દીનના જાદૂઇ ફાનસના જેવી ને અરેબિયન નાઇટ્સના જેવી ચમત્કારિક વાતો નથી જોઇતી, પણ આપણને તો આપણે પોતે આપણી જિંદગી સુધારી શકીએ અને આપણા ભાઇબંધોને મદદ કરી શકીએ, તેવા અનુભવના દાખલાઓ જોઇએ છીએ, માટે એ જાતની વાતો ખુશીથી કહો.

## બૅરિસ્ટરની આગલી જિંદગી

બૅરિસ્ટરે કહ્યું: અગાઉ ઘણી વખત મારે જૂઠું બોલવું પડતું હતું અને તે કાંઇ મારી ખુશીથી નહિ પણ મારા ધંધાની રૂએ મારે જૂઠું બોલવું પડતું હતું. એમ કહીને હું કાંઇ મારા ધંધાને હલકો પાડવા માગતો નથી અથવા જૂઠાઇનું તત્ત્વ ભેળાયા વિના વકીલાતનું કામ થઇ શકે નહિ, એમ કાંઇ હું કહેતો નથી, પણ મારી કહેવાની મતલબ એ છે કે, બીજા ઘણા ધંધાઓ કરતાં કાયદાની બારીકીઓમાંથી બચવા સારુ અમારા અસીલોને અમુક પ્રકારની જુબાનીઓ રજૂ કરવાનું અમારે કહેવું પડે છે. તેમાં ઘણી વખતે એમ બને છે કે, દરેક કેસમાં વાદી પ્રતિવાદી પાસે બધી જાતના જોઇતા પુરાવા હાજર હોય નહિ; તેથી પોતાના લાભને ખાતર અમારી સલાહ અથવા માગણી મુજબ તેઓ ચોક્કસ પ્રકારની ઘાલમેલ કરે છે. જો કે એમાં સીધી રીતે અમારો હાથ હોતો નથી, તોપણ ઘણી વખત અમે સમજી જઇએ છીએ કે, આ કેસમાં કાંઇક ગોટાળો છે, છતાં પણ અમારા લાભને ખાતર જેમ હોય તેમ અમે ચલાવી લઇએ છીએ. આ કાંઇ હું મારા સૌ ધંધાદારી ભાઇઓ માટે કહેતો નથી, પણ મારે પોતાને માટે મારા જાતિઅનુભવની વાત કહું છું કે, ખાસ સત્યનેજ વળગી રહેવું, એવા નિયમ ઉપર હું ચાલી શકતો નહોતો; પણ મારા હાથમાં આવેલા એક કેસમાં એક બાનકોટી ઘાટીના સત્યનો

દાખલો જોયા પછી હું વધારે સત્ય પાળતાં શીખ્યો છું. મારી આગલી જિંદગી અને હાલની જિંદગી વચ્ચેનો ફેર તમે સમજી શકો, તે સારુ આ વાત મારે તમને કહેવી પડે છે.

પ્રોફેસરે કહ્યું: ઓહો ત્યારે તો એ દાખલો બહુ મજેનો હશે!

પંડિતજીએ કહ્યું: આ બૅરિસ્ટર સાહેબ જેવાઓ જ્યારે બાન-કોટી ઘાટીને પોતાનો ગુરુ બનાવશે, ત્યારે અમારો બ્રાહ્મણોનો ભાવ કોણ પૂછશે?

પ્રોફેસરે કહ્યું: તમારા જેવા બ્રાહ્મણોનો ભાવ થોડીક બુઢ્ઢી રાંડીરાંડો પૂછશે! અમારે બ્રાહ્મણો સાથે કામ નથી, અમારે તો જેઓમાં બ્રાહ્મણપણું હોય તેઓની સાથે કામ છે.

બાવાજીએ કહ્યું: એ વાત અભી છોડ દો, પીછે ક્યા હુવા સો તો સૂનો!

## એક મોટો કેસ

બૅરિસ્ટરે કહ્યું: થોડા વખત ઉપર એક બહુ ખટપટી કેસ મારા હાથમાં આવ્યો હતો. કેસ મોટો હતો અને તેના સંયોગો એવા હતા કે, તેના ચુકાદાનો મુખ્ય આધાર એક ઘાટીની જુબાની ઉપર હતો. એ એક મુસલમાન ગૃહસ્થનો નિમકહલાલ નોકર હતો. તે ગૃહસ્થ ઉપર તેના ભત્રીજાએ ફરિયાદ માંડી હતી અને પોતાના બાપે બનાવેલા વીલનો નાશ કરવાનું તેણે પોતાના કાકા ઉપર તહોમત મૂકયું હતું. એ ભત્રીજો બહુ દગલબાજ ને જોરાવર માણસ હતો, તેણે એ ઘાટીને પોતાના પક્ષમાં લઇ તેની પાસે જૂઠી જુબાની આપવા માટે બહુ મહેનત કરી, પણ તેમાં તેનું કાંઈ વળ્યું નહિ, તેથી તે કેસ હારી ગયો. એ પછી વાતચિત થતાં મેં તેને પૂછ્યું કે, આવા કાચા કામે તમે કેસ કેમ માંડયો? હું જ્યારે તમને પૂછતો ત્યારે તમે કહેતા કે, બધા પુરાવા તૈયાર છે; અને આમ કેમ થયું?

## ગનુ ઘાટીની ખૂબી

તેણે કહ્યું સાહેબ! એ હરામખોર ગનુડાના પ્રમાણિકપણાથી મારી બધી ગણતરી ઊંધી વળી છે. મારા મનમાં એમ હતું કે, 'જર ચાહે સો કર' પૈસો એ દ્દઢ પરમેશ્વર છે, તેની આગળ એ ઘાટીડાનો શું ભાર છે? વાત કરતાં કરતાં હું તેને ફેરવી નાખીશ; એમ મારા મનમાં ઉમેદ હતી, તેથી હું આપને કહેતો હતો કે, બધા પુરાવા તૈયાર છે. મેં જોયું કે, પ્રથમ તમે પોતે પણ

આ કેસ લેવાના નહોતા; પણ મેં થોડા વધારે રૂપિયા આપવા માંડ્યા એટલે તમે પણ લોભાયા, કોર્ટમાં પણ મેં લાગવગ લગાડી મારા કાકાના એક દોસ્તદારને ફોડ્યો અને વકીલના માણસ સાથે પણ ઘાલમેલ કરી. આ બધું હું પૈસાના જોરથી કરી શક્યો, એટલે મને આશા હતી કે એ બે બદામના ઘાટીડાને બદલી નાખવો એમાં શી મોટી વાત છે? લોકોને ઊઠાં ભણાવતાં મને બહુ આવડે છે, તેમ વાતમાં ને વાતમાં એને સમજાવી લઇશ. એમ કરતાં પણ નહિ માને, તો હજાર બે હજાર રૂપિયાની થેલી તેના હાથમાં મૂકી દઈશ. પૈસા દેખીને મુનિવર પણ ચળે, ત્યારે એનો શું ભાર છે? એમ છતાં પણ નહિ માને તો છેવટ હું તેનાં હાડકાં ખોખરાં કરી નાખીશ! મારા મગજમાં એમ ફાંકો હતો કે હું સોનેરીટોળી-વાળો છું અને મેં કંઇકને ફસાવ્યા છે, ત્યારે એ બિચારા કબૂતરનો શું ભાર છે? મારથી તો ભૂત પણ નાસે, ત્યારે એ જૂઠું નહિ બોલે ને ક્યાં જશે? એમ મારા મનમાં હતું, તેથી મેં તમને મુખ્ય સાક્ષી તરીકે એનું નામ આપ્યું હતું; પણ સાહેબ! દિલગીર છું, એમાં હું પણ ઠગાયો છું. મેં બધી તજવીજ કરી જોઇ, તેને સમજાવ્યો કે, આઠ રૂપિયાના પગારમાં તારો દહાડો નહિ વળે અને તું ગમે તેવો સાચો રહીશ; તોપણ તારો લોભી શેઠ તારી કાંઈ પણ કદર કરે તેમ નથી, માટે હું કહું તેમ તું જરાક ખોટું બોલ, તો હું તને જન્મ સુધીનું પેન્શન કરી આપું. કહે તો તારા દેશમાં તારે સારુ ખેતર-વાડી લઇ આપું, કહે તો તારે નામે ચાર હજાર રૂપિયા વ્યાજે મૂકી આપુ અને જોઇએ તો લે આ રોકડા! એમ કહીને મેં તેની પાસે રોકડા બે હજાર રૂપિયાનો ઢગલો કર્યો; પણ તેણે તો નીચું માથું રાખીને બસ એટલુંજ કહ્યું કે, એ માલા નકો—એ મારે નહિ જોઇએ. એ પૈસાની સામું પણ જોયું નહિ. મેં ફરી પાછો બહુ સમજાવ્યો; ત્યારે પણ તેણે એટલુંજ કહ્યું કે, મેં જેના ઘરની રોટલી ખાધી છે, તેની વિરુદ્ધ હું નહિ બોલું. એ પછી મેં કહ્યું કે, તારું મોત આવ્યું છે, એમ સમજ. ત્યારે તેણે કહ્યું કે, મેલાતર કાઇ ઝાલા? દેવાચી મરજી. હું નિરાશ થઇને તેને લાત મારીને બે બે કટકા ગાળો દેતો ઊઠી ગયો. એ પછી લાગવગ વાપરીને, લાંચ-રુશવત આ-પીને પોલીસના એક માણસને તે જમતો હતો તે વીશીમાં મો-કલ્યો. તેણે તેને ખૂબ દમ ભરાવ્યો અને કહ્યું કે, જો અમારા

કહ્યા મુજબ જુબાની નહિ આપે, તો તારી ઉપર કાંઈક ખોટું તહોમત ઊભું કરીને બેચાર વરસ કેદમાં પૂરી દઈશું. એ વખતે પણ તેણે એમજ કહ્યું કે, મારું ગમે તે થાઓ, પણ હું મારા શેઠને ફસાવીશ નહિ. એ પછી છેવટ લુચ્ચાઓ સાથે મળીને મેં તેને ખૂબ માર મરાવ્યો. આઠ દિવસ સુધી તે ખાટલે પડયો અને આંખે લોહી આવે તેવો માર માર્યો, પણ તે એકનો બે થયો નહિ, એટલે હું લાચાર થયો. આપ મને ઠપકો આપો છો, પણ એમાં મારો વાંક નથી, હું તો મારાથી જેટલું બને એટલું બધું કરી ચૂકયો, પણ એ કાફર જૂઠું ન બોલ્યો એટલે મારો શું ઉપાય?

મહારાજ, આ વાત સાંભળીને મને બહુ ઊંડી અસર થઈ. મને લાગ્યું કે, એક તદ્દન ગરીબ મૂર્ખ ગામડિયો આટલી બધી નીતિ રાખી શકે અને મારા જેવો બૅરિસ્ટર કાવાદાવામાંજ પોતાની જિંદગી ગાળે! તે હલકા વર્ણનો ને હું ઉચ્ચવર્ણનો; તે મૂર્ખ અને હું વિદ્વાન, તે ગરીબ અને હું શ્રીમંત, તે પશુઓમાં ને જંગલીઓમાં રહેનારો ને હું વિદ્વાનોમાં ને અધિકારીઓમાં રહેનારો, તે ધર્મ નહિ સમજનારો ને હું શાસ્ત્રોનો અભ્યાસ કરનારો, તે આબરૂ વિનાનો ને હું આબરૂદાર અને તે મારા જોડા ઉપાડનાર ને હું સૌમાં પૂજનીય; છતાં પણ તે સાચો ને હું જૂઠો! તે નિમકહલાલ ને હું નિમકહરામ! તે પ્રમાણિક ને હું અપ્રમાણિક! અને તે હૃદયના બળવાળો ને હું ઢીલો ઢસ! હાય હાય, આ તે શું કહેવાય? તેને ઘેર તાવડી તનાના કરે; તોપણ તે જૂઠું ન બોલે અને મારા ઘરમાં સોનું-રૂપું ઊછળે તોપણ હું જૂઠું બોલું! તેને માર પડે તોપણ તે જૂઠું ન બોલે અને મારે તો જૂઠું બોલવું એ કાંઇ હિસાબમાંજ નહિ! તેને તેના પ્રમાણમાં અતિશય લાભ મળતો હોય તોપણ જૂઠું ન બોલે ને હું કાંઇ પણ લાભ ન હોય; તોપણ પ્રપંચ કર્યા કરું! અને તે અમલદારોના ત્રાસ છતાં પણ જૂઠું ન બોલે અને મારા હાથમાં અમલદારો પોતેજ રમકડાં જેવા હોય છતાં પણ હું જૂઠું બોલું! હાય! હાય! ધિક્કાર છે મારી વિદ્યાને! શરમ છે મારા અધિકારને! અને ધૂળ પડી મારા ઉચ્ચપણામાં!! મારા કરતાં તો એ ગનુ ઘાટી હજારોગણો સારો છે! હું જે અંતરનું સાચું સુખ ભોગવી શકતો નથી તેનું કારણ મારું પ્રપંચીપણુંજ છે.

આવા આવા વિચાર આવતાં મને બહુજ પશ્ચાત્તાપ થયો

અને એમ લાગ્યું કે મારે જે જોઇએ તે છે. સૌ લોકો પોતાની ગરજે મારી પાસે આવે છે, ત્યારે મારે શા માટે ઊંધાં–છતાં કરવાં જોઇએ? શું એમ કર્યા વિના મારું ટટ્ટુ નહિ ચાલે? મારા મિત્ર મિ. ત્રુથનું કેમ ચાલે છે? રાવ સાહેબનું કેમ ચાલે છે? એ બધાં કરતાં તો હું વધારે નામવાળો ને વધારે ઘરાકીવાળો છું, ત્યારે મારું કેમ ન ચાલે? અવશ્ય ચાલશેજ. ત્યારે મારે શા માટે જૂઠું બોલવું જોઇએ? શા માટે જૂઠા કેસો લેવા જોઇએ? અને શા માટે અમુક જાતના ખોટા પુરાવા ઊભા કરવાની લોકોને સલાહ આપવી જોઇએ? એવું કાંઈ પણ ન કરું તોપણ મારું કામ તો એવી ને એવી રીતે ચાલી શકે તેમ છે, ત્યારે હું શા માટે જૂઠું બોલું છું? મને જૂઠું બોલવાની કોણ ફરજ પાડે છે? બહુ વિચાર કરતાં મને એમ લાગ્યું કે, કોઈ પણ જાતનું મારી ઉપર એવું દબાણ નથી કે જેથી કરીને મારે જૂઠું બોલવુંજ પડે અને તેમ છતાં પણ હું જૂઠાણામાં કાં પડ્યો રહું? એનું કારણ મારા મનની નબળાઇ છે, એનું કારણ રિવાજોને આધીન થવાનું વલણ છે, એનું કારણ નાનપણથી મનમાં સત્યનાં બીજ ન રોપ્યાં એ છે, એનું કારણ જરાક વધારે દૃઢતા ન રાખી એ છે, એનું કારણ કામકાજમાં ચોક્કસપણું ન રાખ્યું એ છે, એનું કારણ ઉચ્ચવૃત્તિવાળા સંતજનોના સમાગમમાં ન રહ્યો તે છે અને એનું કારણ મનને હલકી જાતના પ્રપંચોમાં રમાડ્યા કરવાની ટેવ પડી ગઇ છે એજ છે; એ સિવાય જૂઠું બોલવાનું મારે બીજું કાંઈ પણ કારણ નથી. જૂઠું બોલું તોજ મારો નિર્વાહ ચાલે એવું કાંઇ નથી, ખાસ લોભને ખાતરજ જૂઠું બોલું છું, એમ પણ નથી, જૂઠું બોલવાથી કે સાધારણ પ્રપંચો કરવાથી કાંઇ વધારે માન મેળવી જાઉં છું, એમ પણ કાંઇ નથી અને જૂઠું બોલવાથી બુદ્ધિ કે જ્ઞાન વધે એમ પણ કાંઇ નથી; એટલુંજ નહિ પણ કાંઇ એવા ખાસ સંયોગ નથી કે જેથી મારે ચાહીને જૂઠું બોલવુંજ પડે અને છતાં પણ હું વારંવાર જૂઠું બોલું છું એનું કારણ તે શું? મને લાગ્યું કે એનું કારણ સાદીસમજની ખામી એજ છે, એનું કારણ ખાસ ધ્યાન આપ્યા વિના જેમ તેમ જિંદગી ગાળી નાખવી એજ છે, એનું કારણ ઉત્તમ વૃત્તિઓનાં સુખ જોયાં નથી એજ છે અને એનું કારણ માનસિક નબળાઇ એજ છે. આમ સમજ્યા પછી મને બહુ દિલગીરી લાગી. મને લાગ્યું કે, કાંઈ પણ ખાસ કારણ વિના હું આવી નીચતામાં કાં પડ્યો રહું? અરે હાય! હાય! આવી રીતે મનની ન-

બળાઇથી તથા સાદી સમજ વાપર્યા વિના જેમ તેમ જિંદગી ગાળી નાખવાથી વિનાકારણ મેં કેટલી બધી ભૂલો કરી હશે ? જો જરાકજ હું વધારે દૃઢ રહ્યો હોત અને જરાકજ વધારે વિચાર કર્યો હોત, તો હું એટલી બધી ભયંકર ભૂલો કરત નહિ. કોઈપણ ઠરાવ વિના અને જિંદગીના ઉચ્ચ હેતુઓ ધ્યાનમાં રાખ્યા વિના સૌ લોકોની માફક હું પણ દુનિયાદારીના વ્યવહારના પ્રવાહમાં તણાઇ ગયો, તેથીજ મેં મારી પોણી જિંદગી વિના કારણ જૂઠાણામાં ખોઇ નાખી છે ! પ્રભુ ! દયા કર, દયા કર.

## સત્ય પાળવાનો ઠરાવ

મહારાજજી, ગનુના પ્રસંગને લીધે આ વિચારો આવ્યા પછી —સત્ય પશ્ચાત્તાપ થવાથી મારા હૃદયનો ભાર હલકો થયો; એટલે મારામાં વધારે હિંમત, વધારે બળ અને વધારે વિચારશક્તિ આવી; તેથી એજ વખતે મેં ઠરાવ કર્યો કે, હવે કદી પણ જૂઠું બોલવું નહિ, જૂઠા લાગે તેવા કેસ લેવા નહિ અને કોઇ કોઇ કેસમાં ચોક્કસ જાતના પુરાવા ઊભા કરવાનું કે અમુક પ્રકારની જૂઠી જુબાની આપવાનું ઘરાકોને કહેવું પડે છે તે કહેવું નહિ. મારો આ ઠરાવ મેં કેટલાક મારા માનીતા મિત્રોને જણાવ્યો, ત્યારે તેમાંથી કેટલાકોએ કહ્યું કે, એમ કરશો તો રખડી પડશો. અહીં તો 'મૂંડે મારી પાવી' છે, આપણા દેશના લોકો હજી ગુણગ્રાહક થયા નથી, અહીં તો ગોળ ને ખોળ બધો સરખો છે, માટે જેમ ચાલે છે તેમ ચાલવા દો, નહિ તો દુઃખી થશો.' બીજા કેટલાકોએ કહ્યું કે, એ તમારો વિચાર બહુ સારો છે. જો કે વાર લાગે છે તોપણ હમેશાં સત્યનોજ જય થાય છે. અમે જોયું છે કે, પ્રમાણિકપણા માટે જે વેપારીઓ પંકાઇ ગયા છે. તેઓ બીજાઓ કરતાં વધારે કમાય છે. પ્રમાણિક નોકરો પેન્સનો ખાય છે, નીતિથી ચાલનારા ધર્મગુરુઓના ચેલાઓ વધતા જાય છે, સારી વર્તણૂકવાળા મહેતાજીઓની નિશાળો ધ્યાન ખેંચનારી હોય છે, લાગણીવાળા ડૉકટરોની ઘરાકી મોટી હોય છે, મહેનતુ કારીગરને વધારે રોજ મળે છે અને પોતાના કામમાં ઊંડા ઊતરનારા વકીલોને વધારે કામ મળે છે. પ્રમાણિકપણાથી અંતે કદી પણ ખોટ જતી નથી, માટે સત્યને વળગી રહેવાનો તમારો ઠરાવ બહુ સારો છે. જો કે અમે પોતે એટલું સત્ય પાળી શકતા નથી તોપણ અમે એમ તો માનીએ છીએ કે, સત્યનોજ અંતે જય થાય છે;

માટે એવા રૂડા ઠરાવ સારુ અમે તમોને મુબારકબાદી આપીએ છીએ અને ઇશ્વર તમારો એ ઉત્તમ ઠરાવ હમેશાં નિભાવે, એમ ઇચ્છીએ છીએ.

## લૂખા ઉપદેશથી નહિ પણ આચરણથી અસર થઇ શકશે

આવી રીતે મારા વિચારને ટેકો મળ્યાથી મારામાં નવું બળ આવ્યું, તેથી બે વરસ થયાં મારો એ વિચાર મેં અમલમાં મૂક્યો છે. એથી હાથમાં આવેલા કેટલાક કેસો છોડી દેવા પડ્યા છે, તો-પણ કહેવાને ખુશી છું કે પરિણામે તેથી મને બહુ ફાયદો થયો છે અને ભવિષ્યમાં એથી પણ વધારે ફાયદો થશે, એમ ખુલ્લી રીતે હમણાંથીજ દેખાય છે; કારણ કે જ્યાંસુધી સત્ય પાળવાનો મેં ઠરાવ કર્યો નહોતો, ત્યાંસુધી મારી જિંદગી સુકાન વિનાના ડોલાં ખાતાં વહાણના જેવી હતી; એટલુંજ નહિ પણ કયે બંદરે જવું છે તે જાણ્યા વિના ભરદરિયામાં હંકારી મૂકેલા વહાણના જેવી હતી; એવું વહાણ ઘડીકમાં આગળ ને ઘડીકમાં પાછળ જાય તેમાં નવાઇ શી? એવું વહાણ ભરતી–ઓટના વહેણમાં તણાઇ જાય તેમાં નવાઇ શી? એવું વહાણ જ્યાંનું ત્યાં ડોલાં ખાયા કરે તેમાં નવાઈ શી? જ્યાંસુધી સત્ય પાળવાનો મેં ઠરાવ કર્યો નહોતો ત્યાં-સુધી મારી સ્થિતિ આવી હતી, આ મારી જિંદગી હતી અને આવી મારી રીતભાત હતી; પણ જ્યારથી મેં સત્યરૂપી સુકાનને પકડ્યું છે ત્યારથી એની મેળે મેળે સ્વાભાવિક રીતેજ સ્વર્ગનું બંદર ચોક્કસ થઇ ગયેલું છે, એટલે હવે ઉચ્ચ હેતુઓ ધ્યાનમાં રાખીને કામ કરી શકું છું; તેથી ધીરે ધીરે બહુ સારી સ્થિતિએ પહોંચતો જાઉં છું. મહારાજ! આ બધો પ્રતાપ એ ગનુ ઘાટીના દાખલા-નોજ છે. આ પંડિતજીએ પોતાનું જ્ઞાન બતાવવા માટે પ્રસંગોપાત્ત સંસ્કૃત શ્લોકો બોલી બતાવીને સેંકડો વખત કહ્યું હશે કે, સત્ય પાળવું જોઇએ, પણ તેની મને કાંઇ પણ અસર થઇ નહિ; કારણ કે તેઓ પોતે સત્ય પાળી શકતા નથી, પણ ગનુના વાંસામાં પડેલા સોટાઓનો માર જ્યારે મેં નજરે જોયો અને દેશમાંથી આવેલા તેની વહુના કાગળમાં જ્યારે મેં વાંચ્યું કે, લેણદાર મારવાડી ઘર ઉપર ટાંચ લાવ્યો હતો અને ઘેરે એક ગાય હતી તે પણ હર-રાજ કરી નાખી હતી. ત્યારે મારી આંખો ઊઘડી. એ વખતે સત્યવા-દી મહારાજા હરિશ્ચંદ્રનું નાટક જોવાથી મને જેટલી અસર થઇ હતી તે કરતાં પણ ઘણી વધારે અસર થઇ; કારણ કે હરિશ્ચંદ્રની વાત

તો અસલના વખતની હતી, પણ આ તો મારી નજર આગળનો બનાવ હતો, એટલે મને તેની સચોટ અસર થઇ; માટે ભલે પંડિતજીને માઠું લાગે પણ મને કહેવા દો કે, આપણા પંડિતજી કરતાં મને તો ગનુમાં વધારે બ્રાહ્મણપણું દેખાયું છે. અને હું તો ગુરુ કરતાં પણ તેને વધારે સમજું છું, કારણ કે શાસ્ત્રના લૂખા ઉપદેશથી જે કામ ન થઇ શક્યું તે મારી જિંદગી સુધારવાનું કામ ગનુના આચરણથી થઈ શક્યું છે. માટે એવી જાતના આપણાથી બની શકે તેવા ઉત્તમ દાખલાઓ આપણી નજર આગળ રાખવાનો આપણો ઉદ્દેશ સ્તુતિપાત્ર છે.

મેં કહ્યું: મહારાજજી, આપણી મંડળીમાં બૅરિસ્ટર સાહેબ તો એક રત્ન છે! તેમના ઉપદેશથી આપણને બહુ સારી અસર થઇ છે.

બૅરિસ્ટરે કહ્યું: નહિ બહેન! હું ઉપદેશ આપવા નથી આવ્યો, હું તો તમારી પાસેથી ઉપદેશ લેવા માટે આવ્યો છું.

મેં કહ્યું: જે લઇ શકે છે તે આપી પણ શકે છે. જ્ઞાનને માટે કાંઇ એવો નિયમ નથી કે તે અમુકજ ઠેકાણેથી મળવું જોઇએ. પ્રૉફેસર સાહેબ અને મહારાજજીજ જ્ઞાન આપી શકે અને તમે ન આપી શકો એમ કાંઇ નથી. તમે જ્યારે ગનુ ઘાટી પાસેથી જ્ઞાન લઇ શક્યા ત્યારે અમે તમારી પાસેથી લઇ શકીએ એમાં શી નવાઈ?

બાવાજીએ કહ્યું: ગુરુ દત્તાત્રેયે બાળક, વેશ્યા, પશુ, પક્ષી અને જડવસ્તુઓની પાસેથી પણ જ્ઞાન લીધેલું છે અને તેઓને પણ ગુરુ માનેલ છે, ત્યારે અમે તમારી પાસેથી જ્ઞાન લઇએ એમાં ખોટું શું છે?

## આપણા બંધુઓ ઉચ્ચ હેતુથી કામ કરતાં શીખે એમ કરો

મિસ્ત્રીએ કહ્યું: મહારાજજી, બૅરિસ્ટર સાહેબે આપણી જિંદગીને સુકાન વિનાના વહાણની સાથે સરખાવી, એ સરખામણી મને બહુ ધ્યાન ખેંચનારી લાગે છે; કારણ કે મારી પોતાની જિંદગી પણ અગાઉ એવીજ હતી અને હજી આપણા ઘણા ભાઈબંધોની જિંદગી એવીજ છે. આપણા ઘણાએ જુવાનિયાઓ કાંઇ પણ ચોક્કસ હેતુ વિના—કાંઇ પણ શુભ યોજનાને વળગી રહ્યા વિના—કાંઇ પણ ઉત્તમતા તરફ ખેંચાયા વિના અને અંતઃકરણના બળ વિના—સંસારના પ્રવાહમાં પડે છે, તેથી તેઓ નમાલા, મંદ લાગણીવાળા અને સંયોગને આધારે ચાલનારા ઢીલાઢસ થઇ જાય છે;

તેઓને માત્ર દુઃખે-પાપે પેટ ભરવાનું મળે, જેમ તેમ કરીને લગ્ન થઇ જાય અને જેવાં તેવાં બાયડીછોકરાં મળે, એટલે સંતોષ માની લે છે; જાણે એટલુંજ જિંદગીનું કર્તવ્ય હોય, એમાંજ સંસારસુખની સમાપ્તિ હોય, એમાંજ માનવજીવનની સાર્થકતા હોય અને એમાંજ આત્માનું સર્વ સુખ આવી જતું હોય, એમ તેઓ માની લે છે!! પરંતુ આવી રીતે તેઓનું નિશાન બહુ ટૂંકું હોવાથી માત્ર બાયડી, છોકરાં ને પેટ ભરવામાંજ તેઓની ઇચ્છા આવી જાય છે, તેથી તેઓ આગળ વધી શકતા નથી અને તેથીજ સુકાન વિનાના ડોલતા વહાણ જેવી તેઓની હાલકડોલક સ્થિતિ થઇ જાય છે; માટે આપણા ઊછરતા જુવાન ભાઈબંધો પોતાની જિંદગીની કિંમત સમજીને કાંઈક પણ ઉચ્ચ હેતુથી કામ કરતાં શીખે, તે સારુ બૅરિસ્ટર સાહેબના અનુભવની વાતો બહુ કામની છે.

મહારાજે કહ્યું: તમને આ બાબતમાં બહુ રસ લાગ્યો છે, તેથી મને લાગે છે કે, તમે પણ અનુભવી માણસ છો; માટે તમારી જિંદગી તમે કેમ સુધારી એ વાત અમને કહો. વળી તમે બહુ જંજાળી છો, તેથી બહુ વખત રોકાઇ શકશો નહિ; તેમજ ઑનરેબલ સાહેબ ઉતાવળા થાય છે; તોપણ પ્રથમ તમારી વાત કહો.

ઑનરેબલે કહ્યું: મિસ્ત્રી માટે હું માન ધરાવું છું; કારણ કે તેમનું પૂઅર ફર્કહાઉસ (ગરીબોને કામ શીખવવાનું ખાતું) જોઇને હું બહુ ખુશી થયો છું; માટે તેમના અનુભવની વાતો સાંભળવા હું તૈયાર છું. જો કે મારો વખત બહુ કીમતી છે, તોપણ મિસ્ત્રી જેવા પરોપકારી ગૃહસ્થના અનુભવની વાતો સાંભળવી એને હું વખતનો સદુપયોગ સમજું છું.

## ૭૫–એક ભલી સ્ત્રીનો ઉપદેશ

મિસ્ત્રીએ કહ્યું: મારી જિંદગી જેવી જોઇએ તેવી સુધરી નથી, પણ આપના જેવા શુભેચ્છક ભાઇઓની સેવાથી તે સુધારવાના રસ્તા ઉપર હું આવી ગયો છું, એ મારી બાયડીનો તથા મારા મિત્ર મહેતાજીનો પ્રતાપ છે. જો એ બે મદદગારો મને ન મળ્યા હોત, તો હું મારી હાલની આનંદદાયક સ્થિતિએ પહોંચ્યો હોત નહિ; કારણ કે હું પોતે હાલના જમાનાની રીત પ્રમાણે કેળવાયેલો નથી અને વળી મારી નાતમાં પણ કાંઈ વિદ્યા કે ઉચ્ચવૃત્તિ નથી, પણ બધાં મહેનતુ વર્ગનાં માણસો છે; એ સિવાય

કાઠિયાવાડના એક નાનકડા ગામડામાં મારો જન્મ થયેલો છે ને ત્યાંજ મેં અર્ધી જિંદગી કાઢી છે, એટલે મારામાં શરૂઆતથીજ કાંઇ બહુ સારા સંસ્કાર નહોતા. એ પછી હું મુંબઈ આવ્યો ને ત્યાં કૉન્ટ્રાકટરનું કામ કરવા લાગ્યો. એમાં ફાવતે ફાવતે રેલવેનાં મોટા મોટા કંટ્રાકટો મળી જવાથી દસ વરસમાં પાંચ લાખ રૂપિયાની પૂંજી મારી પાસે થઇ ગઇ. પણ હું છકયો નહિ, કારણ કે મારી બાયડી બહુ ભક્તિમાન, ઠરેલ ને લાંબી નજરવાળી હતી. સાધુ-સંત ઉપર તેને બહુ પ્રેમ હતો અને તેનાં માબાપ ગરીબ પણ ખાનદાન કુટુંબનાં હતાં, એટલે સ્વભાવથીજ તે ઉદાર દિલની હતી. અમારી વચ્ચે અતિશય હેત હતું અને દરેક કામ હું તેની સલાહ મુજબજ કરતો, એટલે ઘણી વખત આફતમાં પડતાં પડતાં હું બચી ગયો હતો. તેના એવા ડહાપણ માટે મને બહુ માન હતું, એટલે હું તેને બહુ જિગરથી ચાહતો હતો; તોપણ આપવા-લેવાની બાબતમાં અમારી વચ્ચે જરા મતભેદ થઇ જતો હતો, કારણ કે હું જરા લોભી હતો અને તે છૂટા હાથની હતી; તેથી જેમ જેમ મારી સમૃદ્ધિ વધતી ગઇ, તેમ તેમ પરમાર્થનાં કામો કરવાની તેની ઇચ્છા વધતી ગઈ, પણ હું જરા મન સંકોડતો, તેથી તે પોતાની ઇચ્છા મુજબ કરી શકતી નહિ, તેથી તે મને પ્રસંગોપાત્ત વારંવાર કહેતી કે, પૈસા જોઇને તમે લોભાઓ છો, પણ લક્ષ્મી કોઇની થઇ નથી હો, જેમ આવે છે તેમ જો ન ખરચીએ તો તે નિરાશ થઇને એની મેળે ચાલી જશે અને એ કોયલાની દલાલીમાં ઊલટા આપણા કાળા હાથ થઈ જશે, માટે કાંઇક વિચારો. તમે ધર્મની જે તે વાતમાં ના પાડયા કરો છો, પણ આપણા ભક્ત બાપા વારે વારે સૌને કહે છે કે, ઊપજના પ્રમાણમાં ધર્મ કર્યાં વિના માલ નહિ પચે ને જો એમ ને એમ માલ ભરી રાખશો, તો કાંઇક એવો ધક્કો વાગી જશે કે, પછી જિંદગી સુધી યાદ કર્યા કરશો. તે કહે છે કે, જ્યારે મોટો ફાયદો થાય, ત્યારે તરતજ કાંઇક મોટું ધર્મનું કામ કરી નાખવું જોઇએ. જો એમ ન કરીએ, તો સૌની નજરે ચડીએ. દેવતાઓ પણ દિલગીર થાય કે, હાય! હાય! આ મૂર્ખ તો જુઓ! પ્રભુએ કૃપા કરી છે; તોપણ તેનો લાભ લેતા નથી અને લક્ષ્મી નિરાશ થઇને પાછી ચાલી જાય છે; કારણ કે તે કાંઈ તિજોરીમાં કેદ થવા કે જમીનમાં દટાવા સારુ આપણી પાસે આવતી નથી, તે તો જગતનું હિત

કરવા, આપણી કીર્તિ ફેલાવવા અને આપણુને સ્વર્ગમાં લઈ જવા માટે આપણી પાસે આવે છે; છતાં પણુ જો આપણે તેને ન વાપરીએ, તો તે આપણુને શાપ દે છે, તેથી થોડા વખતમાં પાયમાલી થઈ જાય છે; માટે આપણે આપણી શક્તિના પ્રમાણુમાં કાંઈ પણુ ભલું કામ કરવું જોઇએ. તમે કહો છો કે, ધીરે ધીરે વાત, આ કામમાંથી નવરા થઇશું ત્યારે કરીશું; પણુ કાલની કોને ખબર છે? ભક્ત બાપા કહે છે કે, *પછી કાંઈ થઈ શકશે નહિ; માટે જે કરવું હોય તે હમણુાંજ કરી લો.

અમે જોયું છે કે, જેઓ એમ વિચાર કરતા કે, અમે યાત્રાએ જઇશું ત્યારે ગંગાકિનારે દાન–પુણ્ય કરીશું, તેઓ યાત્રાએ જતાં પહેલાંજ ખપી ગયા છે અને કાંઈ કરી શક્યા નથી. જેઓ એમ વિચાર કરતા કે, અમે પ્રાચીના પીપળાએ નારાયણુબળી સરાવીને ત્યાં બ્રાહ્મણુ જમાડીશું, તેઓ ત્યાં જઈ શક્યા નથી. એ વખતે કવૉરેન્ટાઈન તથા કૉલેરાની ધાસ્તી તેઓને નડી ગઈ છે ને તેથી તેઓ કાંઇ કરી શક્યા નથી. જેઓ એમ ધારતા કે, સૂર્યગ્રહણુ વખતે કુરુક્ષેત્રમાં જઇને ખૂબ દાન કરીશું, તેઓના મનોરથો પૂરા થયા નથી. તેઓના કટુંબમાં એવી અડચણો આવી પડી છે કે, દસ ગ્રહણો ચાલ્યાં ગયાં, તોપણુ તેઓ કુરુક્ષેત્રમાં જઇ શક્યા નથી. જેઓ એમ ધારતા કે, બે વરસ પછી વ્રજમાં જઇને યમુનાજીને કિનારે સપ્તાહનું પારાયણુ કરીશું અને બેચાર હજાર રૂપિયા ખરચીશું, તેઓના એ વખત આવ્યા પહેલાં દેવાળાં નીકળી ગયાં છે તથા ઘરબાર વેચાઈ ગયાં છે અને જેઓ એમ ધારતા કે, અમે મરતી વખત કાંઈક ઠીક ઠીક કરી જઈશું, તેઓ એમ ને એમ મરી ગયા છે, કાંઇ કરી શક્યા નથી; ઊલટી તેઓની મિલકત જ્યાંની ત્યાં પડી રહી છે અને જેના 'હાથમાં તેના મોઢામાં' એમ થઇ ગયું છે. માટે ભાઇઓ! વૈધૃત, વ્યતિપાત અને ગ્રહણુની વાટ જોયા કરવામાં ન રહી જાઓ. શાસ્ત્રમાં કહેલા સુપાત્ર મળે તોજ આપીએ એવી આશામાં ન રહી જાઓ અને તીર્થોમાં જઇશું, ત્યારે દાન કરીશું, એવા વિચારોમાંજ ન રહી જાઓ; પણુ, જેમ બને તેમ અને જ્યારે બને ત્યારે ખરેખરા દુખીઓને પ્રેમપૂર્વક યથાશક્તિ મદદ કરો. ભલે તે દુખી નીચ જાતિનો હોય, તમે દાન આપો તે દિવસ પણુ જોષીઓના મત

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી. પૃષ્ઠ ૧૬૩.

પ્રમાણે ભલે સારો ન હોય અને દાન આપવાની જગ્યા પણ ભલે તીર્થની ન હોય; તોપણ યાદ રાખજો કે, પ્રભુને અર્થે આપેલું વ્યર્થ જતું નથી. અંધારામાં સાકર ખાધી હોય તોપણ તે મીઠી લાગ્યા વિના રહે નહિ, તેમજ ગમે તે વખતે ને ગમે તે દેશમાં પણ જો ખરેખરા લાચાર માણસોને દાન આપ્યું હોય, તો તેનું ફળ કાંઇ જતું રહેવાનું નથી. પ્રભુએ પણ કહેલું છે કેઃ

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याण कृत्कश्चित्दुर्गतिं तात गच्छति ॥
(ગી. અ० ૬, શ્લો० ૪૦)

ભાવાર્થઃ હે અર્જુન! ભલું કામ કરનાર કોઇ પણ ખરાબ ગતિને પામતો નથી. હે તાત! આ લોકમાં કે પરલોકમાં તેનો નાશ થતો નથી.

ભાઇઓ! પ્રભુનો આવો ખુલ્લો હુકમ છે અને આવી ખુલ્લી ગેરંટી છે, માટે પ્રભુને અર્થે ભલાં કામ કરવામાં ને દાન-પુણ્ય કરવામાં વાર લગાડશો નહિ, પણ દયાના હાથ જ્યારે બને ત્યારે લંબાવતાજ રહેજો. તોજ તે અખંડ દયાળુની દયા મેળવી શકશો.

## શક્તિના પ્રમાણમાં ભોગ આપ્યા વિના સુખો ટકી શકશે નહિ

આવી આવી રીતે મારી બાયડી મને બહુ બહુ સમજાવતી અને ખુલ્લી રીતે કહેતી કે, જો ધર્મ નહિ કરો, તો ઓચિંતો કાંઇક એવો મોટો ધક્કો વાગી જશે કે, જિંદગી સુધી ચંચવાળ્યા કરશો. મહારાજજી! તેની એ વાત મેં એ વખતે માની નહિ, પણ અફસોસ કે, તેની એ વાત સાચી પડી! એક દિવસ ઓચિંતો તાર આવ્યો કે, કાંઇ નહિ જણાયેલાં કારણોથી એકદમ મારો મોટો છોકરો ગુજરી ગયો છે! એ સાંભળીને હું માથું કૂટીને બેસી રહ્યો, પણ મારી બાયડીને એવો ઘા લાગ્યો કે, તેની જિંદગી રદ થઈ ગઇ! તે ભક્તિમાન હતી ને સત્સંગમાં પડી રહેતી; એટલે તેની બહારની બહુ કળાપીટ નહોતી, પણ સ્રીજાતિના સ્વભાવ પ્રમાણે અને પોતાના સ્નેહ પ્રમાણે તેને અંતરમાંથી એવી ઊંડી અસર થઇ કે, એ બાબત તો અનુભવીઓજ સમજી શકે! દુનિયા તેને મન ફિક્કી થઈ ગઇ અને જિંદગી તેને ખારી લાગવા માંડી. જો કે મારી સાથે તે બહુ સ્નેહથી વર્તતી, તોપણ તેના અંતરનો ઘા મારાથી ખમાયો નહિ. તેની જિંદગી બગડવાની સાથે મારી

જિંદગી પણ બગડી. એ ઘાથી ધીરે ધીરે તેના શરીરમાં સડો દાખલ થયો અને તે ઘસાતી ચાલી. તેનો ફિક્કો ચહેરો, તેનું ઉદાસ મોઢું, તેની શિથિલ લાગણીઓ અને તેનું દુઃખી મન જોઈને મને બહુ લાગી આવ્યું. તેનો આગલો સ્નેહ મને યાદ આવ્યો. મારી સમૃદ્ધિના વખતમાં તેના આવા હાલ થાય એ મને બહુ વસમું લાગ્યું. તેનીઉદાસીનતા જોઇને મારું દિલ અંદરથી ધડકવા લાગ્યું.

મને એમ થવા લાગ્યું કે, આ ભલાઇની મૂર્તિને, પ્રેમની પૂતળીને અને આ સ્વર્ગની દેવીને હું કોઇ પણ રીતે ખુશી કરી શકું તેમ છું કે નહિ ? અરે હાય ! હાય ! હવે તે મરી જશે ! શું તેને માટે હું કાંઈ પણ ન કરી શકું ? શું આવી ને આવી ઉદાસીનતામાં, આવી ને આવી નિરાશામાં તેને મરી જવા દઉં ? અરે જો તે એમ ને એમ દુઃખમાંજ મરી જાય, તો પછી હું સુખેથી કેમ મરી શકીશ ? તેના પ્રેમનો બદલો ન મળે, ત્યારે મારા પચ્ચીસ વરસના ઘરવાસનું ફળ શું ? તેના મનને સંતોષ ન થાય, ત્યારે મારી આટલી બધી સમૃદ્ધિ શું કામની ? હવે તે થોડા દિવસની મહેમાન છે. માટે કોઈ પણ રીતે મારે તેના મનને સંતોષ આપવો જોઇએ. એમ વિચારીને મેં તેને પૂછ્યું કે, તારી ઇચ્છા શું છે ? શા માટે તું આટલી બધી દુઃખી થાય છે ? હવે તો શાંતિ રાખ. ત્યારે તેણે કહ્યું કે, હું મારે માટે દુઃખી નથી, પણ તમારે માટે મને બહુ લાગે છે; મારો હવે એકનો એક છોકરો રહ્યો છે, તેને માટે મને બહુ લાગે છે; તમને બન્નેને લાંબી જિંદગી આપે એમ હું ઈશ્વર પાસે માગું છું; કારણ કે તમારા બન્નેને માટે મને ફિકર થયા કરે છે. મોટો છોકરો જે ગયો તે તો ગયો; ઇશ્વરેચ્છા, એમાં કાંઇ આપણો ઉપાય નથી. હવે હું તેનો અફસોસ નથી કરતી; પણ હું તો તમારા બન્ને માટે રોઉં છું. મને એમ લાગ્યા કરે છે કે, આપણા ઘરમાં હજી કાંઇક માઠું થશે, કારણ કે કુટુંબનું સુખ, પૈસાનું સુખ, શરીરનું સુખ, સંતાનનું સુખ અને લાજ–આબરૂનું સુખ, એ બધાં સુખો એક જગ્યાએ ઘણી વાર સુધી સાથે રહી શકે નહિ; એમાંથી કોઈ પણ વસ્તુનો પ્રભુને અર્થે મોટો ભોગ આપવો જોઇએ, તોજ એ સુખ ટકી શકે; આપણાથી બની શકે તેવો અને આપણા અંતરાત્માને સંતોષ થાય તેવો ભોગ જયાંસુધી ન આપીએ ત્યાંસુધી દુનિયાદારીનાં બધાં સુખો ટકી શકે નહિ અને જો એક પણ સુખ ખંડિત થાય, તો બીજાં બધાં સુખોનો રસ ઊડી જાય

છે; માટે હું તો જાઉં છું, પણ તમારાં બધાં સુખો ટકી રહે તે સારુ કાંઇક ભોગ આપવાની મારી ઇચ્છા છે. મારી મોટી મા કહેતાં કે, એકદમ કાંઇ મોટો લાભ મળે, ત્યારે તુરતજ કાંઇક પરમાર્થ કરવો જોઇએ. જો એમ ન કરીએ તો તુરતજ કાંઇ મોટું નુકસાન ખમવું પડે; કારણ કે સાચું સુખ પરમાર્થમાં છે, એટલે પરમાર્થ વિના સુખ ટકી શકેજ નહિ. માટે જ્યારે પણ કાંઈ લાભ થાય, ત્યારે પ્રથમ બીજાઓને કાંઈક પણ લાભ આપીને પછીજ આપણે આપણા લાભનો ઉપયોગ લેવો જોઇએ, તોજ તે લાભ ટકી શકે. તે કહેતાં કે, તારા મોટા બાપા એક ગરાસિયાના કારભારી હતા, તેથી આપણે ત્યાં શેરડીના ભારા ચાલ્યા આવતા, ત્યારે તેમાંથી તુરતજ હું પાંચ સાંઠા મંદિરે મોકલી આપતી અને પાંચદસ સાંઠાના કટકા કરી પાડોશીનાં છોકરાંઓને વહેંચી આપતી; તે પછી મારાં છોકરાંઓને શેરડી ખાવા આપતી, એટલે તે કોઈ દિવસ માંદાં પડતાં નહિ અને મારી જેઠાણી કોઇને કટકો આપતી નહિ, તેથી તેના ઘરમાં નાહકની શેરડી સુકાઇ જતી અને તેનાં છોકરાંઓ જો શેરડી ખાય, તો તેને તુરત ઉધરસ થતી હતી. હમેશાં સાધુ-સંતને, બ્રાહ્મણ-શ્રવણને દૂધની લોટી આપતી તથા ગરીબોને છાશ આપતી, તેથી મારે ઘેર બહુ દુઝાણું હતું; અને મારી જેઠાણી કોઇને દૂધનો છાંટો દેખાડતી નહોતી કે કોઇને છાશ પણ આપતી નહોતી; ઘણી છાશ થાય તે ભેંસોને પાઇ દે, પણ બારણામાં ટળવળતી ભિખારણને વાટકી છાશ આપે નહિ, તેથી પાંચ વરસમાં તેનું બધું આથમી ગયું અને મારે ત્યાં પચાસ વરસ થયાં હજી પણ દુઝાણું નભે છે. અમારે ઘેરે કેરીટાણામાં કેરીનાં ડાલાં ભર્યાં રહેતાં, તેમાંથી દરરોજ હું સૌને પાંચપચીસ કેરી આપીને હાથ ઠારતી અને મારી જેઠાણી કોઇને કેરીનો ગોટલો પણ દેખાડતી નહિ, તેથી રોજવાસ મારતી સડેલી કેરીના સૂંડલા ઉપાડીને તેને ઉકરડે નાખવા જવું પડતું હતું. આવી રીતના ઘણા દાખલાઓથી મેં જોયેલું છે કે, જો ધર્મ કરીએ, તોજ માલ પચે, કારણ કે પુણ્યે પાપ ઠેલાય, પુણ્ય વિના માલ પચે નહિ.

**હું મારે સારુ નથી રોતી, પણ તમારા ભલા સારુ રોઉં છું**

મારી મોટી માનાં આ વચનો હું હજી ભૂલી નથી. એ સિવાય ગીતા સમજાવતી વખત માસ્તરે મને એમ કહ્યું હતું કે, દરેક

કર્મમાં પછી તે ગમે તેવું સારું કે ગમે તેવું માઠું હોય, તોપણ તેમાં પુણ્ય ને પાપ તો છેજ. ભગવાને કહેલું છે કે, જેમ ધુમાડા વિના અગ્નિ હોય નહિ, તેમ દોષ વિનાનું કોઈ કર્મ હોયજ નહિ. આવી રીતે હોવાથી જો કે લાભ મેળવવો એ પુણ્યનું ફળ છે, તોપણ તેમાં પણ કાંઇક પાપ તો છેજ અને જેમ મોટો લાભ તેમ તેમાં વધારે મોટો દોષ પણ હોય છે. વહાલા! તમને બહુ મોટો લાભ મળેલો છે, આપણે ગરીબ માણસને પાંચ લાખ રૂપિયા ક્યાંથી? દસ વરસ ઉપર તમારા પચીસ રૂપિયાના પગારમાં આપણે કેવી તંગી ભોગવતાં હતાં, એ કાંઈ હું આજે ભૂલી ગઇ નથી. તમે ઘોડાગાડીમાં બેસીને ફરો ને મિસ્ત્રી સાહેબ, મિસ્ત્રી સાહેબ કહેવાઓ, એટલે કામની ઉપાધિમાં આગલા દિવસ ભૂલી જાઓ, પણ મારા હાથમાં ઘંટી દળવાના જે ફોલ્લાઓ પડેલા છે, તે કાંઇ હજી રુઝાયા નથી. છોકરાંઓનાં કપડાંમાં થીંગડાં દેવાનું કામ કાંઇ હજી હું ભૂલી ગઈ નથી અને મારો લૂગડાં ધોવાનો ધોકો હજી કાંઇ ઘરમાથી ભાગી ગયો નથી! આવી સ્થિતિમાંથી પ્રભુએ દયા કરીને આપણને આ દરજ્જે પહોંચાડ્યાં, ત્યારે પ્રભુને ખાતર આપણે કાંઈ કરવું ન જોઇએ કે? મને કહો તો ખરા, તમે શું કર્યું? કાંઈ પણ કર્યા વિના આ મોટા લાભનો જે મોટો દોષ લાગે છે, તેનું નિવારણ કેમ થશે? અને દોષનું નિવારણ કર્યા વિના તમે કેમ સુખી રહી શકશો? માટે મારા વહાલા! મારું કહ્યું માનીને આંજી સહો, પછવાડેથી કૂટી સહશો એમાં શું વળશે? હું કાંઇ મારે ખાતર ઉદાસ નથી અને હું કાંઈ મારે માટે રોતી નથી, પણ હું તો તમારા અને મારા રામાના ભલા સારુ રોઉં છું. તમારું સુખ કાયમ રહે તેને માટે હું રોઉં છું. હવે મને મારી દરકાર નથી, મેં તો ઘણુંએ ખાધું–પીધું છે અને ઘણીએ મોજ ઉડાવી છે; તમારા છત્ર નીચે મેં તો બહુ સુખ ભોગવ્યું છે, હવે મને મારે માટે અફસોસ નથી. તમારા હાથમાંથી છૂટી જાઉં ને ચુંદડી ઓઢીને જાઉં, તો હું તો નસીબદાર કહેવાઉં. હવે મને કાંઈ અપેક્ષા નથી. મોટા ભાઇ માટે દિલગીરી છે, પણ એમાં કાંઈ કોઈનો ઉપાય છે? દુનિયામાં બધાં સુખ તે ક્યાંથી હોય? તોપણ મારે તો ભણેલોગણેલો આંખ ઠરે તેવો જુવાન દીકરો છે, દીકરીઓ સૌ સૌને ઘેર સુખી છે, તેનાં છોકરાંઓને ખૂબ હેતથી રમાડ્યાં છે અને તમારો પ્રેમ છેવટ સુધી મારી

ઉપર હજી એવો ને એવોજ છે; એટલુંજ નહિ પણ દહાડે દહાડે તમારી સમૃદ્ધિ વધતી જાય છે! આ કરતાં વધારે તે બીજું શું જોઇએ? આવું સુખ મૂકીને મરું તો મારા જેવું નસીબદાર બીજું કોણ? પણ મને જે દુઃખ થાય છે, તે એટલુંજ કે, મારા ધણી ને દીકરાના ભલા માટે હું કાંઇ કરી શકી નહિ; આવા ભર્યાભાર્યા ઘરમાંથી હું ખાલી હાથે જાઉં છું, એ વિચારથી મારું અંતર બળે છે. એમ કહીને તે રોઇ પડી. એ દેખાવ બહુ કરુણાજનક હતો, તેથી મને બહુ લાગી આવ્યું. હું ગદ્ગદિત થઇ ગયો, મેં મારા ધોતિયાના છેડાથી તેનાં આસું લૂછ્યાં અને મારા હાથ વતી તેની આંખો દાબી મારા ખોળામાં તેનું માથું લઇને મેં પૂછ્યું કે, બોલ, તારી શું ઇચ્છા છે?

તેણે કહ્યું: મારી ઇચ્છા? તમારું અને આપણા રામજીનું ભલું થાય, એ મારી ઇચ્છા. બીજી મારી ઇચ્છા શું હોય? મેં તો તમારે માટે અવતાર લીધેલો છે, કારણ કે હું તમારી અર્ધાંગના છું, માટે તમારા કલ્યાણમાં મારું કલ્યાણ છે; એટલે મારી ઇચ્છા બીજી શું હોય? તમારું કલ્યાણ થાય એજ મારી ઇચ્છા છે.

મેં પૂછ્યું: મારું કલ્યાણ કેમ થાય?

તેણે કહ્યું: ધર્મ કરવાથી, પણ એ વાત તમે ક્યાં માનો છો?

## સ્નેહનું દબાણ

મેં કહ્યું: બોલ, બોલ, તું કહે તેમ કરવા હું તૈયાર છું. તારું હૈયું દુભાય એ મારાથી નથી ખમાતું. તું દિલગીર થઇને મરીશ, તો મારું ભલું નહિ થાય. તારી છેવટની ઇચ્છા પાર પાડવી એ મારી ફરજ છે. મને માફ કરજે, આજ દિવસ સુધી મેં તને ઓળખી નહિ. તું તો દયાની દેવીજ છે, મને તારવા માટે તું આવેલી છે અને તોપણ અફસોસ કે, મેં તારા કરતાં પૈસાને વહાલા ગણ્યા છે! પણ તારા પુણ્યના બળથી અંતે હું મારી ભૂલ સમજ્યો છું, માટે તું કહે તેમ કરવા તૈયાર છું. એમ કહેતાં કહેતાં મારી આંખોમાં આંસુ આવી ગયાં.

તેણે કહ્યું: મારા હાથમાં પાણી મૂકો. તરતજ મેં ખાટલા નીચેથી પાણીનો લોટો લીધો. તેણે કહ્યું: દર વરસે ખર્ચ કાઢતાં બાકી ચોખ્ખો નફો રહે તેમાંથી ચોથો ભાગ પરમાર્થમાં ખરચવાનો સંકલ્પ કરો.

આ કડવો ઘૂંટડો ગળે ઉતારતાં એ વખતે મને બહુ વસમું તો

લાગ્યું, પણ સંયોગો એવા હતા કે, હું ચૂં કે ચાં કરી શક્યો નહિ. મેં તેના હાથમાં સોના દેખતાં એ પ્રમાણે પાણી મૂક્યું. એ વખતે તેને જે આનંદ થયો, તેના ચહેરા ઉપર જે તેજ છવાઇ રહ્યું અને તેને જે શાંતિ વળી ગઈ, તે દેખાવ અત્યારે પણ જાણે મારી સામેજ હોય એમ દેખાય છે. એ પછી થોડા દિવસમાં તે સ્વર્ગવાસી થઇ.

મહારાજજી ! જો તેણે આવી રીતે મને ન સમજાવ્યો હોત અને આવી રીતનું ભારે ન પડે તેવું, મીઠું મીઠું લાગતું સ્નેહનું દબાણ તેણે મારી ઉપર ન કર્યું હોત, તો હું મારી ખુશીથી કદી પણ આવો મોટો પરમાર્થ કરી શકત નહિ. હું જે કાંઇ કરી શકું છું, તે માટે મારી બાયડીનો આભારી છું. તેનું હૃદય કેટલું બધું ઉત્તમ હતું અને તે મારું કેટલું બધું ભલું કરી ગઇ છે, તે હું હવે સમજી શકું છું. ઓહો ! જો તે આ વખતે હયાત હોત તો હું તેને મારી હથેળીમાં નચાવત અને તેને દેવી તરીકે પૂજત ! પણ અફસોસ કે, તેની હયાતીમાં હું તેની કિંમત સમજી શક્યો નહિ. એ વખતે તેને જેમ ઉદારતાનો રંગ લાગ્યો હતો, તેમ જો મને પરમાર્થનો રંગ લાગ્યો હોત, તો કાંઇ ઓરજ મજે આવત; પણ એ લહાવ મારા નસીબમાં નહિ. ખેર, જે છે તે પણ ઘણું છે, તેની ભલી લાગણીથી આજે હું લીલાલહેર કરુ છું, તેના પુણ્યથી ખૂબ કમાઉં છું અને તેણે વવરાવેલાં પરમાર્થનાં બીજમાંથી થયેલાં સુખનાં ફળો અમે ભોગવીએ છીએ. હું ધારું છું કે, એ જોઇ જોઇને તે સ્વર્ગમાં પણ ખુશી ખુશી થતી હશે અને ત્યાંથી પણ અમારે માટે ભલી ઇચ્છાઓ મોકલતી હશે. જો એમ ન હોય, તો અમે આવા સુખી રહી શકીએ નહિ.

મહારાજજી ! જેમ મારીં ધણિયાણીએ મને નાણું ખરચતાં શીખવ્યું, તેમ મારા એક મિત્રે તેનો સદુપયોગ કરતાં મને શીખવેલું છે. મારો એ મિત્ર તે અમારા ગામની નિશાળનો મહેતાજી છે. માત્ર પંદર રૂપિયાનો તેને પગાર મળતો, પણ તે એવો હોશિયાર માણસ છે કે, મોટા વિદ્વાનો પણ તેની આગળ પાણી ભરે ! તે જાતે બ્રાહ્મણ છે. હું જ્યારે ગરીબ હતો ને કાઠિયાવાડના શાંત એકાંત ગામડામાં નિરાંતે રહેતો હતો, ત્યારે રોજ રાત્રે એ મહેતાજીને ઘેર હું રામકથા સાંભળવા જતો હતો. તે સુધરેલા વિચારનો પણ અંતરમાંથી ભક્ત છે. તેની પાસે સરકારી લાયબ્રેરીની

જે ચોપડીઓ આવે તેમાંથી તે મને સારસાર સમજાવતા હતા, કારણ કે હું એ વખતે ચોપડીઓનું ખરચ કરી શકું તેવી સ્થિતિમાં ન હતો. મહેતાજી મને જે કાંઇ સમજાવતા, તે કાંઇ લાલચને ખાતર નહિ, પણ મને સારો માણસ સમજીને દોસ્તી ખાતર મારામાં સારા સંસ્કાર બેસાડવા સારુ તે મહેનત કરતા હતા. તેમની એ મહેનત મને સંસારવ્યવહારમાં આગળ વધવામાં બહુ કામ લાગી. હું જે આવી રીતે તમારી સાથે છૂટથી બોલી શકું છું અને મારા;ધંધામાં મેં જે ફતેહ મેળવી છે, તેમાં એ મહેતાજીનો મુખ્ય હાથ છે. જો તેની મદદ મને ન મળી હોત, તો હું આટલે દરજ્જે પહોંચી શકત નહિ. પ્રભુ કયા માણુસને કયે રસ્તે મદદ કરે છે, એ કોણુ સમજી શકે છે? એ મહેતાજીને કયાં ખબર હતી કે, હું આગળ જતાં દસ લાખનો આસામી થઇશ ને પરમાર્થ કરીશ! છતાં પણ મારી ને તેની ગરીબીમાં પણ તેણે મારામાં સારા સંસ્કાર બેસાડ્યા, એટલે મારું ગરીબોને કામ શીખવાનું ખાતું તે એ સારા સંસ્કારોનું ફળ છે. એ ઉપરથી હું એમ શીખ્યો છું કે, જ્ઞાનનાં બીજ તો દરેક ઠેકાણે વાવવાં જાઇએ, એટલે વખત આવ્યે સારીમાઠી જમીન પ્રમાણે તેનાં હલકાં-ભારે કે થોડાં-ઘણાં પણ ફળ થયા વિના રહેશે નહિ. આવું સમજીને મેં મારી વહાલીના હાથમાં પાણી મૂક્યું હતું, તે પ્રમાણે પૈસા ખરચવાનો ઠરાવ કર્યો. પણ એ પૈસા કેમ ખરચવા તે હું સમજ્યો નહિ. મેં જાત્રા કરવા જવાનો વિચાર કર્યો અને ત્યાં પચ્ચીસ હજાર રૂપિયા ખરચવા મારી ઇચ્છા હતી. એ વિચાર મેં મારા દોસ્ત માસ્તરને જણાવ્યો.

ત્યારે તેણે કહ્યું કે, એ તમારો વિચાર બહુ સારો છે, પણ તમે યાત્રાના હેતુ સમજો છો? ત્યાં જઇને કેવી રીતે પૈસા ખરચશો?

મેં કહ્યું: હું કાંઇ હેતુબેતુ સમજતો નથી, જેમ સૌ જાય છે, તેમ આપણે પણ જઇ આવીએ; એ મરી ગયા પછી મને કાંઇ ગમતું નથી, માટે ચારછ મહિના બહાર ફરી આવીએ ને પાંચ પૈસા તેની પાછળ વાપરીએ તો ઠીક, એટલું હું તો સમજું છું. તીર્થોમાં ગોરને રાજી કરીશું ને બ્રહ્મભોજન કરાવીશું, બીજું આપણે શું કરવું છે? રેલનું સુખ છે, એટલે કાંઈ અડચણ નથી. છ મહિનામાં કાશી, જગન્નાથ, ગયાજી, અયોધ્યા ને હરદ્વાર ફરીને પાછા ચાલ્યા આવીશું. આપણે બીજો શું મોટો જગન કરવો છે? એટલું કરીએ તો સારું દેખાય. કેમ તમારો શું વિચાર છે?

તેણે કહ્યું: સરામણાં સરાવવામાં ને બ્રાહ્મણો જમાડવામાં પચ્ચીસ હજાર રૂપિયા ખરચી નાખો, એ વાત મને તો કાંઈ ગળે ઊતરતી નથી. માત્ર મંદિરો ને મૂર્તિઓ જોવા સારુંજ યાત્રા કરવા જવું એ તો યાત્રાના કામને ઉતારી પાડવા જેવું છે. જે પ્રાચીન ઋષિઓએ યાત્રા કરવા જવાના હુકમો આપ્યા, તે મહાત્માઓની ઇચ્છા કાંઇ એટલીજ નહોતી. બેશક, એ પણ જરૂરતું છે, તોપણ એ કરતાં વધારે ઉચ્ચ વસ્તુ તો કાંઇક બીજીજ છે.

મેં પૂછ્યું કે, એ શું? ત્યારે મારે શું કરવું જોઇએ?

તેણે કહ્યું: હવે જમાનો બદલાયો છે, માટે ગાડરિયા પ્રવાહમાં નહિ પડ્યા રહેતાં, આપણે કાંઇક સાદી સમજ વાપરીને કામ લેવું જોઇએ. કેમ કામ લેવું, તે બરોબર રીતે મને કહેતાં નથી આવડતું, પણ એને માટે મેં એક પુસ્તકમાં બહુ સારા વિચારો વાંચેલા છે, તે તમને વાંચી સંભળાવું છું. એ સાંભળશો એટલે તમે જાણશો કે, તમારી ફરજ શું છે? એમ કહીને તેમણે પોતાની પાસે પડેલું પુસ્તક લીધું અને તે ઉઘાડી વાંચવા લાગ્યા.

એ જોઇને મેં પૂછ્યું કે, તુરતજ એ પાનું કેમ મળી આવ્યું? ત્યારે તેણે કહ્યું કે, તમને વંચાવવા સારુ એ પાના ઉપર મેં નિશાની મૂકી રાખેલી હતી. એમ કહીને પછી વાંચવા લાગ્યા.

## ૭૬–ભક્તિનું નવું સ્વરૂપ

*બેટિ! કાળીને બકરાંનો ભોગ આપવાથી તને જેટલો આનંદ થાય, તે કરતાં સુકોમળ નિર્દોષ છોકરીઓની નિશાળમાં એટલીજ કિંમતનાં પુસ્તકો વહેંચવાથી વધારે આનંદ થાય, એમ શું તને નથી લાગતું? જેને ઘેર મોટા ગરાસ અને હાથી, ઘોડા તથા પાલખીઓ છે, તેવા તીર્થંગોરોને દાન આપવાને બદલે, ટાઢે થરથરતાં અને ભૂખે મરતાં ભલે ગમે તે જાતનાં હોય, પણ ગરીબ માણસોને કાંઇ આપતાં શું તને સંતોષ નથી થતો? આપણી અગાઉની ચાલી આવતી લોકલાજની ભક્તિ એમ કહે છે કે, આપણે તીર્થંગોરોને દાન આપવું જોઇએ, એ દાન અનંતગણું ફળ આપે છે; પણ નવીન ભક્તિ કહે છે કે, નહિ, જે ખરેખરા લાચાર હોય તેની ઉપર પ્રથમ દયા કરો. તમારા કાશીના, પ્રયાગના, ગયાના કે

* 'સંસારમાં સ્વર્ગ' નામના પુસ્તકમાંથી પૃષ્ઠ ૩૨૪.

બીજા કોઇ પણ પંડ્યાને તમે સેંકડો રૂપિયા આપો; તોપણ તેને તૃપ્તિ થવાની નથી, તે હજુ વધારે ને વધારેજ માગશે અને તે પણ દયાથી નહિ પણ હક તરીકે. તમે તેને ગમે એટલું આપો; તોપણ તેને સંતોષ વળવાનો નથી અને તેનું અંતઃકરણ તમને ખરેખરા આશીર્વાદ દઇ શકે તેમ નથી, કારણ કે તમને નિચોવવાનો તે પોતાનો હક સમજે છે; એટલુંજ નહિ પણ તમે જે આપો છો, તેને તે થોડું સમજે છે તથા તમારા કરતાં તેને વધારે આપવાવાળા પણ બીજા ઘણા મળે છે, એટલે તમે જે કાંઇ આપો, તેની કિંમત તેના મનમાં આવી શકતી નથી, પણ ભિખારીઓ તો પાઇના ચણા–મમરામાં ને ફાટેલાં લૂગડાંના કડકામાં પણ રાજી થઇ શકે છે, એટલે સો રૂપિયા ગોરને આપ્યાથી જે પુણ્ય ન મેળવી શકીએ, તે ખરેખરાં અનાથો વચ્ચે માત્ર એક રૂપિયો વહેંચ્યાથી મેળવી શકાય છે. ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિ આવી સહેલી છે, માટેજ તે આ યુગમાં આપણને આપવામાં આવેલી છે.

શું તને એમ નથી લાગતું કે, સુંદર ગંગાજળની ગાગરથી વિશ્વનાથ ઉપર ગંગાજળની ધાર રેડવામાં જેટલો આનંદ છે, તે કરતાં અનાથ દુઃખી બાળકોનાં આંસુની ધાર લૂછવામાં વધારે આનંદ છે? શું તને એમ નથી લાગતું કે, તારા ઠાકોરજીની માળા બનાવવામાં દરરોજ તું ત્રણ કલાક ગાળી નાખે, તેથી તને જેટલું પુણ્ય થાય તે કરતાં તારી બહેનપણીઓને તું દરરોજ એક કલાક ઉપદેશ કરે, તો વધારે પુણ્ય થાય? બેટિ! દેવઅર્થે માળા બનાવવાનું કામ કાંઇ ખરાબ નથી, પણ તે જે બીજાં વધારે ઉપયોગી કામો ન કરી શકતાં હોય તેને માટે છે; તારા જેવાં આગળ વધેલાંઓને માટે તે નથી. તે સારુજ પ્રભુએ કહેલું છે કે, જ્ઞાનીઓને કાંઈ પણ કર્મ કરવાનું બાકી રહેતું નથી, એટલે કે નિત્ય–નૈમિત્તિકકર્મોમાં તેમને વખત ગુમાવવાનો નથી. જ્ઞાનીઓ કે જેઓ જરાક પોતાની જીભ ફેલાવવાથી હજારો માણસનું કલ્યાણ કરી દે છે, જ્ઞાનીઓ કે જે આ સંસારમાંથી સાર લઇ શકે છે અને હજારો જિંદગીમાં અમૃત રેડી શકે છે, જ્ઞાનીઓ કે જેઓ સદાય મહાઆનંદમાં નિમગ્ન રહે છે અને જ્ઞાનીઓ કે જેઓ પોતાની શુભેચ્છાથીજ–પોતાની પવિત્ર બળવાન ભાવનાઓથીજ જગતનું કલ્યાણ કરી શકે છે, તેઓને તેમના પ્રમાણમાં જરા જેટલા કામમાં રોકી દેવા, એ કેટલો મોટો ગુનો છે, તે લેભાગુ મત

મતાંતરવાળા અને મિથ્યાચારવાળા આપણા ધર્મગુરુઓ સમજી શકે તેમ નથી; પણ તારે તો એ સમજવું જોઇએ. તારા જેવાં માણસો કે જેઓ ભ્રાતૃભાવની અને દેશસેવાની ભક્તિથી અનેક રીતે જગતની સેવા કરી શકે છે, તેઓ પચાસ-સો વખત હાથ પગ ધોવામાંજ રહી જાય, તેઓ દેવ પાસે દીવા બત્તી કરવામાંજ રહી જાય, તેઓ મંદિરની ઝાલર-ટોકરી વગાડવામાંજ રહી જાય, તેઓ દેવ સારુ નહિ પણ મુખિયાજી સારુ માત્ર ભાજી વીણવાના કામમાંજ રહી જાય, તેઓ શિખા, ટીકા ને પીટીકાની સફાઇમાંજ રહી જાય, તેઓ હાથે રસોઇ બનાવવાની પીડામાંજ રહી જાય, તેઓ કોઇકનો પાણીનો છાંટો ઊડી જશે તો, એવી ફિકરમાંજ રહી જાય અને હાય! દર્શન થઇ ગયાં એવી હાયવોયમાંજ રહી જાય, એ તો શરમભર્યું ને દિલગીરી ઉપજાવનારું છે. કાંઈ પણ ગુના વિના, વિનાકારણ મેજિસ્ટ્રેટને કેદખાનું ઝાડવાનું કામ સોંપવું, હજાર રૂપિયાના પગારદાર એન્જિનિયરને ત્રણ આનાના બેગારીનું કામ સોંપવું, મોટા પંડિતને આટો દળવાનું કામ સોંપવું, પવિત્ર ધર્મગુરુને બાળોતિયાં ધોવાનું કામ સોંપવું અને ચક્રવર્તી મહારાજાને ભીખ માગવાનું કામ સોંપવું, એ જેટલું ખરાબ છે, તે કરતાં પણ જ્ઞાનીઓને મિથ્યાચારનાં લફરાંમાં વળગાડી રાખવા એ વધારે ખરાબ છે; માટેજ દયાળુ પ્રભુએ જ્ઞાની ભક્તોને કર્મકાંડના લફરામાંથી છોડવાનો ખુલ્લો હુકમ કરેલો છે; અને તેને બદલે સાધારણ લોકોના કામના કર્મકાંડને બદલે-અજ્ઞાન બાળકોનાં રમકડાંને રમાડવાને બદલે ભ્રાતૃભાવની તથા દેશસેવાની ભક્તિનું પવિત્ર ને મહાન કામ સોંપેલું છે. આવી રીતે જ્ઞાની ભક્તો પાસેથી નાનું કામ લઇને પ્રભુએ તેઓને બહુ જોખમનું મોટું કામ સોંપેલું છે. આપણા લોકો હાલમાં જેમ સમજે છે અને આપણા ઘણા સંન્યાસીઓ હાલમાં જેમ વરતે છે, તેમ મફતનું ખાવું ને મસ્જિદે સૂવું, તે સારુજ કાંઇ કર્મો છોડી દેવાનાં નથી; કર્મો છોડી દેવામાં તો આવી મોટી જોખમદારી છે. બેટિ! તું એ કોટીમાં જવાને લાયક છે, રમકડાં રમાડવાને લાયક નથી. મારા કહેવાથી કાંઇ એ લાયકાત તારામાં આવી જવાની નથી, પણ તારા અંતઃકરણને પૂછી જો કે, ઓચ્છવ વખતે મંદિરની ભીડાભીડમાં દર્શન કરવા જવામાં તને જેટલો આનંદ મળશે, તે કરતાં વધારે આનંદ શું ગરીબોને રોજી આપવાના કામમાં તને નહિ

મળે ? વારે વારે નાહવાથી તું જેટલી પવિત્ર થાય, તે કરતાં હમેશાં અંતઃકરણમાં ભલી વાસના રાખવાથી શું તું વધારે પવિત્ર નહિ થઈ શકે ? કાષ્ઠની માળાકંઠી પહેરવાથી ને તિલકછાપાથી પ્રભુ જેટલો રાજી થાય, તેટલો રાજી શું તે આપણાં બચ્ચાંઓને –ભવિષ્યની પ્રજાને સુધારવાથી નહિ થાય કે ? આપણા ઉપવાસથી પ્રભુ જેટલો ખુશી થશે, તેટલો ખુશી શું તે આપણી ગરીબ વિધવા બહેનોને મદદ કરવાથી નહિ થાય કે ? આપણી નાશકત્રંબકની, ગોકુળ–મથુરાની, કે હરદ્વાર–રામેશ્વરની યાત્રાથી પ્રભુ જેટલો ખુશી થશે, તેટલો ખુશી દેશનો વેપાર વધારવા માટે ચીન-જાપાન કે યુરોપ–અમેરિકા જવાથી નહિ થાય કે ? ગ્રહણ વખતે નાહવા માટે આપણે ગંગાજી કે કુરુક્ષેત્રમાં જઇએ, તેથી જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય આપણા ગરીબ બંધુઓને બરમા, સીલોન, આસ્ટ્રેલિયા કે આફ્રિકામાં ધંધે લગાડવાથી નહિ થાય કે ? ગંગાયમુનાના સંગમમાં દૂધ ચડાવવાથી જેટલું પુણ્ય થાય, તેટલું પુણ્ય તેજ દૂધ વિધવાઓએ લોકલાજથી તજી દીધેલાં નિરાધાર બાળકોને પાવાથી નહિ થાય કે ? અને છાણમાટીથી આપણાં જેટલાં પાપો ધોવાય, તેટલાં પાપ શું રાજ્યમાં સુધારા કરવાના[*] પ્રયત્નથી નહિ ધોવાય કે ?

### નવા યુગની નવી ભક્તિ

બચ્ચા ! હાલના જમાનામાં જેમ બધી રીતિમાં સુધારા થાય છે જેમકે રાજ્યમાં, સંસારમાં, યંત્રમાં, વૈદકમાં, ભૂગોળમાં ને ખગોળમાં સુધારા થાય છે, તેમ આપણી ભક્તિની રીતિમાં પણ સુધારા કરવા જોઇએ. હવે આપણે સમજવું જોઇએ કે, દર શનિવારે હનુમાનને તેલ ચડાવીએ, તેથી જેટલું પુણ્ય થાય છે, તે કરતાં લોકોના કાગળો ટપાલમાં ઓછે દરે જઇ શકે એવા કાંઇ પ્રયત્નો થાય, તો તેમાં વધારે પુણ્ય થઇ શકે તેમ છે. હવે આપણે સમજવું જોઇએ કે, તીર્થગોરો કે જેઓને ઘણીએ ગાયોનું દાન મળે છે, એટલે તેઓ પાછળથી ગમે તેવાં ખરાબ ઠેકાણે ગાયોને વેચી નાખે છે તથા જેઓ દાન થઈ ગયેલી ગાયોનું ફરી ફરી દાન કરાવે છે, તેવાઓને ગોદાન આપવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં રેલવેનું ભાડું સસ્તું થાય અથવા કોઇ બીજી રીતે મુસાફરીની સગવડતા વધે, એવું કરવામાં સેંકડોગણું વધારે પુણ્ય છે.

* 'સંસારમાં સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૩૩૦.

પુરુષોત્તમ માસમાં માલપૂડાના સંપુટોનું દાન કરવાથી જેટલું ફળ થાય છે, તે કરતાં ગરીબ ખેડૂતો ઉપરના ભારે કરના બોજા ઓછા થાય, તેમ કરવામાં સેંકડોગણું વધારે ફળ છે. રાખડી-પડવાને દિવસે રાખડી બંધાવવાથી આપણી જેટલી રક્ષા થાય છે, તે કરતાં વદકશાસ્ત્રને મદદ કરવાથી આપણી અને આપણા બંધુઓની વધારે રક્ષા કરી શકાય છે. બ્રાહ્મણોને અગિયારમા-બારમાના લાડુ ખવરાવવાથી મરનારની જેટલી સદ્ગતિ થાય છે, તે કરતાં તેઓને ભણાવવાની સગવડ કરી આપવાથી તેની વધારે સદ્ગતિ થાય છે. હોળી પૂજવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં દેશમાં ને લોકોના પેટમાં જે હોળી લાગતી જાય છે, તે બુઝાવવામાં વધારે પુણ્ય છે. જયંતીઓના ઉપવાસ કરવામાં જેટલું ફળ છે, તે કરતાં આપણા કોઈ પણ બંધુને ખોરાક નહિ મળવાથી ઉપવાસી રહેવું પડે, એમ ન થાય, તેની તજવીજ રાખવામાં વધારે ફળ છે. અન્નકૂટ ભરવામાં જેટલું ફળ છે, તે કરતાં પ્રદર્શનો ભરવામાં કાંઈ ઓછું ફળ નથી. યાત્રા કરવામાં જેટલું ફળ છે, તે કરતાં દેશનો વેપાર વધારવા માટે દૂર દેશાવર જવામાં કાંઈ ઓછું ફળ નથી. ભાગવતની સપ્તાહ બેસાડવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં અનાથ બાળકોને વટલી જતાં બચાવવામાં કાંઈ ઓછું પુણ્ય નથી. ઠાકોરજીને દરરોજ મેવા-મિસરી ધરાવવામાં જેટલું પુણ્ય છે, તે કરતાં વિદ્યાર્થીઓ ઉપરનો બોજો ઓછો થાય અને તેમના અભ્યાસમાં સરળતા થાય, એવા ઉપાયો યોજવામાં કાંઈ ઓછું પુણ્ય નથી. સત્યનારાયણની કથા સાંભળવાથી જેટલું ફળ થાય છે, તે કરતાં પુસ્તકો રચવા-રચાવવામાં કાંઈ ઓછું ફળ નથી. ઓચ્છવ વખતે મંદિરોની ભીડમાં કચરાવાથી ને ઝાપટો ખાવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતાં અધ્યાત્મજ્ઞાનના અભ્યાસથી તે વધારે ખુશી થાય છે. વસંતમાં મંદિરોની રંગની પીચકારીઓ પોતાના શરીર ઉપર ઝીલવાથી સ્ત્રીઓનું જેટલું કલ્યાણ થાય છે, તે કરતાં આપણા સહવાસમાં આવતા આપણા ભાઇબંધોની સાથે સભ્યતાઇથી વર્તવાથી તથા જરા ખામોશ પકડવાથી તેઓનું વધુ હિત થાય છે. ગુરુના પગ ધોઇને તે પાણી પીવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતાં ગુરુઓને સુધરવાના રસ્તા સહેલા કરી આપવાથી પ્રભુ વધારે રાજી થાય છે. આપણા પિતૃઓને તૃપ્ત કરવા માટે તીર્થોમાં પાણીના ખોબા ભરીએ, તેથી તેઓ જેટલા તૃપ્ત

થાય, તે કરતાં લોકોને ચોખ્ખું ને સસ્તું પાણી પૂરું પાડવાના ઉપાયો લેવાથી પ્રભુ વધારે રાજી થાય છે. યજ્ઞમાં દસ–વીસ મણ ઘી હોમવાથી પ્રભુ જેટલો પ્રસન્ન થાય, તે કરતાં નવા કૂવા ખોદાવવાથી કે નહેર બંધાવવાથી તે વધારે પ્રસન્ન થાય છે. પર્વણી વખતે વાસ મારતા જંતુવાળા રોગિષ્ટ ગંદા પાણીમાં નાહવાથી જે ધર્મ થાય છે, તે કરતાં લોકોને તેમાં નાહતા અટકાવવાથી તથા તેમને નાહવા–ધોવાની બીજી સારી સગવડતા કરી આપવાથી વધારે ધર્મ થાય છે. કુંજ–અગિયારસને દિવસે ઠાકોરજી પાસે કુંજ બાંધવાથી ઠાકોરજી જેટલા ખુશી થાય છે, તે કરતાં દેશમાં નવાં ઝાડો રોપવાથી તે વધારે ખુશી થાય છે. દેવ પાસે અનાજના મંડપો ભરવાથી અને સાથિયાઓ પૂરવાથી પ્રભુ જેટલો રાજી થાય છે, તે કરતાં દેશી કારીગીરીને ઉત્તેજન આપવાથી પ્રભુ વધારે રાજી થાય છે. આપણું કામ સિદ્ધ થવા માટે દીપમાળા ભરવાની તથા ધજા ચડાવવાની માનતાથી જેટલો ફાયદો થાય છે, તે કરતાં દેશની ભવિષ્યની આશા જેવા વિદ્યાર્થીઓને–ચળકતા તારા જેવા ઉત્સાહિત હોશિયાર ગરીબ વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ આપવાની માનતા લેવાથી વધારે ફાયદો થાય છે. શિવલિંગ પાસે બં બં બે કરવાથી સદાશિવ જેટલા પ્રસન્ન થાય છે, તે કરતાં નાનાં છોકરાઓને એકડે એક ગોખાવવાથી તે વધારે પ્રસન્ન થાય છે. ગણપતિને ધામધૂમથી સમુદ્રમાં પધરાવવાથી તે જેટલા ખુશી થાય છે, તે કરતાં બાળકોને ધર્મનું શિક્ષણ આપવાથી તે વધારે ખુશી થાય છે અને ગંગાયમુના આપણને જેટલાં પવિત્ર કરી શકે, તે કરતાં આપણા અંતઃકરણની શુભેચ્છા આપણને વધારે પવિત્ર કરી શકે છે.

મદનગોપાલે કહ્યું: મહારાજ! તમારી એ સર્વ વાત બરાબર છે, પણ ત્યારે શું મારી અસલી રીત મુજબની ભક્તિ ખોટી છે? શું તેનું કાંઇ ફળ નથી? શું ત્યારે એટલા બધા લોકો માત્ર ભ્રમમાંજ છે?

મેં કહ્યું: નહિ બેટા! એની અસર પણ મોટી છે. કાંઈ પણ નહિ કરવું એ કરતાં કાંઇ પણ કરવું સારુજ છે, એમ પ્રભુએ કહેલું છે. મારું કહેવું તો એમ છે કે, સૌ સૌની સ્થિતિ ને શક્તિના પ્રમાણમાં સૌએ કરવું જોઇએ. તારી સ્થિતિ ને તારી શક્તિ એટલુંજ કરીને બેસી રહેવા જેવી નથી. શું તને એમ નથી લાગતું કે,

તું પિતૃઓને દીવો પહોંચાડવા માટે તીર્થમાં દીવો બાળે, તેથી તારા પિતૃઓને જેટલો પ્રકાશ મળે, તે કરતાં તારા બાપદાદાઓ-ની આબરૂ વધે એવાં કામો કરે, તો તેઓને વધારે પ્રકાશ ન મળે? તારા ઠાકોરજીને મીણના લેપડાઓ ચોપડી ચોપડીને બળાત્કારે દાગીના પહેરાવે, તેથી તને જેટલું પુણ્ય થાય તે કરતાં ગરીબાઇને લીધે જે હજારો કુળવતી નવીન વહુઓના દરરોજ દાગીના ઊત-રતા જાય છે, તે ન ઊતરે તેવાં કામોમાં ને તેવી યોજનાઓમાં તું રોકાય તો વધારે પુણ્ય થાય, એ શું તું નથી માની શકતો? અનંત ભગવાનના નામનો દોરો હાથે બાંધી મૂકવાથી ભગવાન જેટલા પ્રસન્ન થાય, તેટલા પ્રસન્ન બેડીઓ તોડવાથી એટલે કે ગુ-નાઓ વધતા અટકે તેમ કરવાથી નહિ થાય કે? ગુંજાની માળાથી તારા ઠાકોરજી જેટલા રાજી થાય, તેટલા રાજી નિર્દોષ બાળિકા-ઓના મુખમાં પ્રભુનાં મધુરાં સ્તોત્રો મૂકવાથી તે નહિ થાય કે? તારા દેવ પાસે ધૂપ કરવાથી જેટલો ફાયદો થાય, તે કરતાં તારા ગામની ગટરો સુધારવાના પ્રયત્નથી વધારે ફાયદો નહિ થાય કે? શ્રાદ્ધને દિવસે કાગવાસ નાખવાથી તારા પિતૃઓ જેટલા પ્રસન્ન થાય, તેટલા પ્રસન્ન તને પશુઓને સુખી કરવા માટેની યોજનાઓ રચતો જોઈને તે નહિ થાય કે? અને માળા પહેરવાથી તું જેટલો ધાર્મિક થાય, તેટલો ધાર્મિક શું સત્ય પાળવાથી તું નહિ થઇ શકે કે? બેટા! તારી ભક્તિ તોડવાને માટે હું આમ કહેતો નથી, પણ તારી ભક્તિ વધારવાને માટે અને ભક્તિને તેના ઉત્તમરૂપમાં સમજાવવા માટે તને હું આમ કહું છું. કોઇ પણ રીતે સાચી ભ-ક્તિ વધે એવો મારા અંતરનો હેતુ છે તે સારુજ, તું અધિકારી છે તેથી કર્મને બાજુમાં લઇને ચાલનારી ભ્રાતૃભાવની અને દેશ-સેવાની ભક્તિ તને બતાવી છે; અને તે નવીન મત નથી, પણ પ્રાચીન આર્ય ઋષિઓનો સિદ્ધાંત છે.

આ સાંભળીને મારી આંખો ખૂલી ગઈ. મને લાગ્યું કે, ઓહો! આપણે તો હજી ઘણું કરવાનું છે. જે ખરેખરું કરવાનું છે, તે તો ધ્યાનમાં આવતું નથી અને નાહકની પરડમાંજ જિંદગી ચાલી જાય છે! પ્રભુ દયા કર, દયા કર!

## ૭૭–દાન આપવાના નિયમો

માસ્તરે કહ્યું: તમારે જ્યારે રૂપિયા ખરચવા છે. ત્યારે તો

બહુ વિચાર કરીને જેમ તેનો સારામાં સારો ઉપયોગ થાય તેમ કરવું જોઇએ; કારણ કે પૈસા એ કાંઈ ફેંકી દેવાની ચીજ નથી, એ તો જો આવડે તો સાર્થકતા કરી લેવાની વસ્તુ છે. તમને તમારા ગોર અને તમારા જૂના વિચારના પાડોશીઓ બતાવશે કે, યાત્રા કરી આવો, ગોદાન કરો, બ્રાહ્મણો જમાડો, મંદિરોમાં સામગ્રી મોકલો ને નાતમાં લહાણું કરો, એટલે બસ; પણ મને તો લાગે છે કે, એટલાથી કાંઈ તમારી ફરજ પૂરી થયેલી ગણાય નહિ. તમારે તો એ કરતાં કાંઇક વધારે કરી બતાવવું જોઇએ. અમારા હેડમાસ્તર કહેતા કે, હવે તો આપણે જેમ વધારેમાં વધારે ઉપયોગી થઇ શકે તેવી રીતે દાન કરવું જોઇએ, કારણ કે* આપણાં શાસ્ત્રોમાં દાન આપવાને માટે જે પાત્રો કહેલાં છે તેવાં જ્ઞાની, તેવાં તપસ્વી, તેવાં નિઃસ્પૃહી ને તેવાં લાયક માણસો હાલના જમાનામાં મળી શકે તેમ નથી; આપણાં પુરાણોમાં દાન આપવાની જે જે ચીજો ગણાવેલી છે, તેવી ચીજોથી હાલના જમાનાનાં માણસોની અંતરવૃત્તિ તૃપ્ત થઈ શકે તેમ નથી; આપણાં શાસ્ત્રોમાં દાન આપવાના જે જે સમય ને જે જે સ્થાનો નક્કી કરેલાં છે, તે સર્વ પ્રસંગોને હાલના સર્વ લોકો પૂરેપૂરી રીતે જમાનાના ફેરફારને લીધે કબૂલ રાખી શકતા નથી અને આપણાં શાસ્ત્રોમાં દાન આપવાની જેટલી આજ્ઞાઓ છે, તેનો હજારમો ભાગ પણ હાલમાં આપણે પાળી શકતા નથી; માટે આપણી દાનવિધિઓમાં સહેજ ફેરફાર કરવો જોઇએ.

આપણે સમજવું જોઇએ કે, જે વખતે આપણા ઋષિઓએ દાન આપવાના નિયમો બનાવ્યા, તે વખતે કાંઈ રેલવે ઊપડી જવાની ધાસ્તી નહોતી; તે વખતે કાંઈ હાલની પેઠે 'બોલતાં બંધાય ને છીંકતાં દંડાય' તેવા કરોળિયાની જાળ જેવા કાયદાઓ નહોતા, તે વખતે કાંઇ પ્લેગ ને કવૉરેન્ટાઇન નહોતાં, તે વખતે કાંઇ વિલાયતી દવાઓની બાટલીઓની પધરામણી આપણા દેશમાં થઈ નહોતી, તે વખતે કાંઈ આબકારી અને જંગલ ખાતાના કાયદાઓ નહોતા, તે વખતે કાંઈ પરદેશીઓનો આટલો બધો સમાગમ નહોતો, તે વખતે કાંઈ દેશમાં હાલના જેવી દરિદ્રતા નહોતી અને તે વખતે કાંઇ છપ્પનિયા જેવા ઉપરાઉપરી દુષ્કાળ પડતા નહોતા તથા તે વખતે કાંઇ હાલના

* 'સ્વર્ગની કૂંચી' નામના પુસ્તકમાંથી દાખલો ૯૦મો.

જેવાં પ્રપંચી વૃત્તિનાં માણુસો નહોતાં; એટલે તેઓના બધા નિયમો નભી શકતા હતા, પણુ હાલમાં તો બધો મામલો ફરી ગયો છે; માટે આપણી દાનવિધિમાં પણુ જમાના પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે.

હવે તો આપણે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી જોઇએ. નવા શોધ કરી શકે તેવા કારીગરોને મદદ કરવી જોઇએ. નવા નવા રોગ વધતા જાય છે, તે દૂર કરવા સારુ વૈદ્યકશાસ્ત્રને મદદ કરવી જોઇએ. સારાં સારાં પુસ્તકોને ઉત્તેજન આપવું જોઇએ. આપણા ધર્મમાંથી જેઓ વટલી જાય છે, તેઓને સમજાવીને પ્રાયશ્ચિત્ત કરાવીને પાછા નાતમાં લેવામાં મદદ કરવી જોઇએ. નાતોમાં જે જે જુલ્મ છે અને પ્રજામાં જે જે વહેમ છે, તે દૂર થાય એવા ઉપાયો લેવામાં ધ્યાન આપવું જોઇએ. ધર્મના જે સેંકડો મતભેદ થઈ ગયેલા છે, તે બધા બહારના ઝઘડાઓ છોડી અંતરમાંથી એક થાય એવા પ્રયત્નમાં મદદ કરવી જોઇએ. અમલદારોના જુલમ ઓછા થાય અને રાજ્યના કર ઓછા થાય, તેવી જાતના સરકારના કાયદાઓમાં મદદ કરવી જોઇએ. ગરીબ બ્રાહ્મણો કે જેઓનું આપણાં પવિત્ર શાસ્ત્રોમાં અતિશય માન છે, તેઓનાં સંતાનો ઘેર ઘેર ભીખ માગે છે અને અતિશય દુઃખી થાય છે, તેઓને ધંધા–રોજગારે લગાડવામાં મદદ કરવી જોઇએ. આપણાં અતિ ઉત્તમ શાસ્ત્રોના સાચા અર્થ લોકો સમજે એવા કામમાં મદદ કરવી જોઇએ. ગરીબ બિચારી વિધવાઓ હાડમારી ભોગવે છે, તેઓને ભરતાં–ગૂંથતાં શીખવવાની, લખતાં–વાંચતાં શીખવવાની ને આબરૂથી ગુજરાન કરી શકે તેવી જાતની સગવડ કરી આપવામાં મદદ કરવી જોઇએ. વેપાર–ધંધો ખીલવવા માટે લોકો પરદેશ જઇ શકે તેવી બાબતમાં મદદ કરવી જોઇએ. અનાથ નિરાધાર છોકરાંઓ, કે જેઓ આપણે ગટરમાં ફેંકી દીધેલી પતરાવળીઓમાંથી ભાતના દાણા વીણ્યા કરે છે, તેઓને ઉદ્યોગશાળામાં લઇ જવાની મદદ કરવી જોઇએ. ઘણાએ ભક્તિ વિનાના મૂર્ખ સાધુઓ કે જેઓ ભીખ માગવાનુંજ કામ કરે છે અને દેશમાં બોજારૂપ છે, તેઓને સુધારવામાં મદદ કરવી જોઇએ. જે નિરાધાર જીવોને આપણે આશરે પ્રભુએ સોંપેલા છે, તેઓને બચાવવામાં મદદ કરવી જોઇએ અને માન આપવા યોગ્ય ખરેખરા સાધુ–સંત, ધર્મનું તત્ત્વ જાણુનારા શાસ્ત્રીઓ તથા હરિ-

જનોને અને કોઇ પણ જાતના વિદ્વાનોને તથા પોતાના જાતિભાઇઓને સૌ લોકોએ જયારે બને ત્યારે યથાશક્તિ બનતી મદદ કરવી જોઇએ. એનુંજ નામ સત્ય દાન છે. આવી રીતનાં જમાનાને અનુસરતાં દાન કરતાં જો આપણે શીખીશું, તોજ આપણે અને આપણી પ્રજા સુખી થઈ શકીશું. માટે ભાઇઓ અને બહેનો! પરમ દયાળુ અનંત બ્રહ્માંડના નાથને રીઝવવા સારુ જેમ દુનિયામાં ધર્મ વધે, આપણા દુખિયારા ભાઇબંધો સુખી થાય અને આપણો પાયમાલ થતો દેશ આબાદ થાય, એવી જાતનાં દાનો કરો. એ આપણાં પવિત્ર શાસ્ત્રોનો ઉપદેશ છે, અને એ ઈશ્વરની આજ્ઞા છે. માટે પ્રભુની કૃપા મેળવવા સારુ ફળની આશા છોડી દઇને પ્રભુપ્રીત્યર્થે જમાનાઅનુસાર યથાશક્તિ અવશ્ય દાન કરો, દાન કરો.

## ૭૮–આપણે કેવી યાત્રા કરવી જોઇએ?

આવી જાતના જમાનાને અનુસરતાં બધી જાતનાં દાન એક ઠેકાણે રહ્યાથી બની શકે નહિ; માટે એવી જાતનાં પાત્ર શોધવા સારુ અને તેઓને આપણી શક્તિ મુજબ દાન આપવા સારુ આપણે યાત્રા કરવી જોઇએ, એટલે કે દેશાટન કરવું જોઇએ. કાંઈ માત્ર મૂછો મૂંડાવવા સારુજ યાત્રા કરવા જવાનું નથી, પણ આપણામાં દીનતા લાવવા સારુ યાત્રા કરવા જવાનું છે. ઠેકાણે ઠેકાણે ટાઢે પાણીએ નાહવા સારુજ કાંઈ યાત્રા કરવા જવાનું નથી, પણ ભકતોનાં દર્શન કરી તેઓના સત્સંગનો લાભ લઇ આપણાં આચરણો સુધારવા સારુ યાત્રા કરવા જવાનું છે. ગોરના ચોપડામાં નામ લખાવી આવવા સારુજ કાંઈ યાત્રા કરવા જવાનું નથી, પણ દુખિયાંની સંભાળ લેવા સારુ યાત્રા કરવા જવાનું છે. લોટના પિંડ મૂકવા સારુજ કાંઇ યાત્રા કરવા જવાનું નથી, પણ પ્રભુને આપણા અંતઃકરણના પિંડનું દાન આપવા સારુજ યાત્રા કરવા જવાનું છે. ભૂખ્યા તરસ્યા રહીને અગવડો ભોગવવા સારુજ કાંઈ યાત્રા કરવા જવાનું નથી, પણ બીજાંઓની અગવડતા દૂર કરવા સારુજ યાત્રા કરવા જવાનું છે. હવાફેર કરવા તથા મોજ–મજા મારવા સારુજ કાંઇ યાત્રા કરવા જવાનું નથી, પણ ગુણીજનોને શોધવા તથા તેઓની સેવા કરીને તેઓની પાસેથી ગુણ શીખવા અને જે અધિકારી-

જનો હોય, તેઓને આપણા ગુણ કે આપણી વિદ્યા શીખવવા સારુ આપણે યાત્રા કરવા જવું જોઇએ. આજ દિવસ સુધી આપણે મૂએલાંઓનાં કલ્યાણને માટેજ યાત્રા કરવા જઇએ છીએ. પણ હવે મહાત્માઓનો એવો હુકમ છે કે, મૂએલાંઓની સાથે જીવતાંઓનું પણ કલ્યાણ થાય એવી રીતની સાચી યાત્રા કરો. આપણે કાશી, જગન્નાથ, મથુરા કે બદરીનારાયણને મોટી યાત્રા કહીએ છીએ, પણ હરિજનો કહે છે કે, જ્યાં દુઃખીઓને દિલાસો મળતો હોય, જ્યાં અજ્ઞાનીઓને જ્ઞાન મળતું હોય, જ્યાં ભૂખ્યાંઓને ભોજન મળતું હોય, જ્યાં રોજગાર વિનાનાંને રોજી મળતી હોય, જ્યાં બીમારોની સેવા થતી હોય અને જ્યાં ધર્મની ને પરમાર્થની ચર્ચા ચાલતી હોય, તે જગ્યાઓજ સૌથી મોટાં તીર્થ છે. આપણે માત્ર જુદાં જુદાં મંદિરોની મોટાઇ ને ઠાઠમાઠ જોવા સારુજ કાંઇ યાત્રા કરવા જવાનું નથી, પણ જુદા જુદા દેશના મહાન વિદ્વાનોનો સત્કાર કરવા સારુ યાત્રા કરવાની છે. ભાઇબંધીને તોડનારી આભડછેટની તોકો ગળામાં ઘાલવા સારુજ કાંઇ આપણે યાત્રા કરવા જવાનું નથી, પણ આપણે તો જગતમાં ભાઇબંધી વધારવા સારુ યાત્રા કરવી જોઇએ અને આપણે કાંઈમાત્ર જડ મૂર્તિઓનાં દર્શન કરવા જવાનું નથી, પણ એ મૂર્તિઓની મારફત હૃદયમાં ઉત્તમ ભાવનાઓ ભરવા અને એ ભાવનાઓથી ખીલેલા પ્રભુપ્રેમનો આપણા જીવતા જાગતા ભાઇબંધો ઉપર વરસાદ વરસાવવા માટે આપણે યાત્રા કરવી જોઇએ. જો એવી યાત્રા કરી શકીએ, તોજ યાત્રાની સાર્થકતા છે, બાકી અંતરમાંથી મૂંડાયા વિના અને મનમાંથી ભીંજાયા વિના ટાઢે પાણીએ નાહી આવીએ ને દાઢીમૂછ મૂંડાવી આવીએ, એથી કાંઈ કલ્યાણ થઈ જાય નહિ. માટે તમારા જેવા સમજુ ને શ્રીમંત ગૃહસ્થોએ તો આવી સાચી યાત્રા કરવી જોઇએ. તમારા જેવા આગેવાન માણસો કે જે દેશના સ્તંભ છે ને બીજાઓને દોરનારા છે, તે પણ જ્યારે રૂઢિના ગાડરિયા પ્રવાહમાં પડ્યા રહેશે, ત્યારે પછી ભારતનો ઉદ્ધાર કેમ થશે? માટે બીજાઓ ગમે તેમ કરે પણ તમે તો તમારું સાચવો. બીજાઓની દેખાદેખીએ સમજવા છતાં તમે શા માટે કૂવામાં પડો છો? તમારા જેવા હોશિયાર માણસથી કાંઇ એવી બહારની યાત્રા થાય નહિ, તમારે તો આવી રીતની અંતરની યાત્રા કરવી જોઇએ. બહારના પાણીના ખોબા ભરવામાંજ કાંઈ તમારા જેવાથી રહી જવાય નહિ,

તમારે તો આપણા ભાઇબંધોને અર્થે નાણાના ખોબા ભરવા જોઈએ અને આપણે તો મ્હાન પ્રભુને અર્થે આપણાં અંતઃકરણ અર્પણ કરવાં જોઇએ. ”

## તમારી મહેનતનો લાભ મને આપો

માસ્તરના આ વિચારો મને બહુ પસંદ પડ્યા, તેથી મેં તેમને કહ્યું કે, તમે કહો છો તેમ કરવા હું તૈયાર છું, પણ હું કાંઈ બહુ ભણ્યોગણ્યો નથી; એટલે મારા પોતાનામાં એટલી બધી આવડત નથી અને અમને આવી રીતે ભાગલા પાડીને ખુલ્લું સત્ય બતાવવાવાળું પણ કોઇ મળતું નથી; માટે હવે તમે મારી સાથે યાત્રામાં ચાલો. તમારા સત્સંગથી હું મારા પૈસાની સાર્થકતા કરી શકીશ.

તેણે કહ્યું: એ કેમ બની શકશે ? અમારી નોકરીની સખ્તાઈ તો તમે જાણો છો.

મેં કહ્યું: હવે તમારે એ નોકરીની જરૂર નથી. મને પ્રભુએ ઘણું આપ્યું છે અને મેં તમારી મિત્રતાથી-તમારા સત્સંગથી બહુ લાભ મેળવ્યો છે; માટે હવે તમે મારી પાસે રહો. હું તમને તમારી હયાતી સુધી દર મહિને પચાસ રૂપિયા પેન્શન આપ્યા કરીશ. મારા જેવા ગૃહસ્થની મિત્રતા છતાં તમારા જેવા વિદ્વાન માણસ પંદર રૂપિયાના પગારની કંટાળાભરેલી નોકરીમાં પડ્યા રહે, એ કાંઇ વાજબી કહેવાય નહિ. મારા આવા વૈભવ છતાં તમારી એવી ગરીબ સ્થિતિ રહે એ તો મારે માટે શરમભર્યું છે. તમને આટલી મદદ કરવાથી હું કાંઇ ગરીબ થઈ જવાનો નથી. ઊલટું તમારા જેવા વિદ્વાનને આશ્રય આપવાથી મારી આબરૂ વધશે. આજ દિવસ સુધી મને એ વિચાર ન સૂઝ્યો એ મારી બહુ ભૂલ થઇ છે. તમે તમારી મરજી પડે તેમ તમારી રુચિ અનુસાર અભ્યાસ કર્યા કરો અને અમને તેનો લાભ આપ્યા કરો. મારાથી કંઇ આટલી ઉંમરે ને આવી જંજાળમાં અભ્યાસ થઇ શકે તેમ નથી અને હાલના હરીફાઈના જમાનામાં જો આજુબાજુનો સંબંધ ન સમજું, તો તો હું પાછળ પડી જાઉં, માટે તમે હવે મારો જમણો હાથ થાઓ-તમારી મહેનતનો લાભ મને આપો અને તે બદલ તમે પેન્શન ખાયા કરો.

માસ્તરે ઉપકાર સાથે મારી આ વાત કબૂલ કરી, એટલે તેને સાથે લઇને હું યાત્રા કરવા ગયો, તેથી મને તથા તેમને બહુ આ-

નંદ થયો. માસ્તરની દિલસોજ લાગણી અને શોધકબુદ્ધિ હોવાથી અમારી યાત્રા કાંઇ બીજા સાધારણ લોકો 'જમનાપાન' કરી આવે છે તેવી નહોતી, પણ કાંઈક રહસ્યવાળી હતી. મને આ વખતે ઘણા જાણવા જેવા પ્રસંગો મળ્યા હતા. પણ એ બધી બાબતોનું વર્ણન કરી શકું એટલી કાંઇ આપણને ફુરસદ નથી, તોપણ તેમાંની એક બાબત તો કહ્યા વિના ચાલે તેમ નથી, કારણ કે એ બહુ જાણવા જેવી વાત છે.

## ૭૯–ચક્રમ કવિ

બંગાળાના એક ગામડામાં જૂનું મહાદેવનું મંદિર છે, તે જોવા માટે અમે ગયા હતા. તે વખતે અમે ભોમિયાને પૂછ્યું કે, આ ગામમાં કે આજુબાજુના પરગણામાં કોઇ જ્ઞાની સાધુ, પરમાર્થી હરિજન, મોટા પંડિત કે હોશિયાર કારીગર રહે છે કે નહિ ? જો એવા કોઇ હોય તો અમારે તેને મળવું છે. ત્યારે તેણે કહ્યું કે, અહીં એક ચક્રમ કવિ રહે છે, બીજું તો કોઇ નથી. અમે 'ચક્રમ કવિ' નામ સાંભળીને જરા અજબ થયા, તેથી પૂછ્યું કે, એ કોણ છે ? અને એનામાં શું ગુણ છે ? ત્યારે પેલા ભોમિયાએ કહ્યું કે, એ એક ગરીબ બ્રાહ્મણ છે. તે બહુ વિદ્વાન છે, પણ એના વિચારો બહુ આગળ વધી ગયેલા છે અને એની અંતરલાગણી એટલી બધી ખીલી ગયેલી છે કે સાધારણ લોકોથી તે બહુ જલદી જુદો પડી જાય છે, માટે લોકો તેને 'ચક્રમ' કહે છે. એ સાંભળીને માસ્તરે કહ્યું: ત્યારે તો એ માણસને આપણે જોવો જોઇએ. ભોમિયાએ કહ્યું: ચાલો ત્યારે આ ધર્મશાળા પાસેજ તેનું ઘર છે.

તુરતજ અમે ત્રણે જણા એ ચક્રમ કવિને ઘેર ગયા. એ વખતે એ કવિરાજ એક ફાટેલી સાદડી ઉપર જરીપુરાણા તકિયાને આધારે લાંબા થઇને પડેલા હતા. હાથમાં એક પોતાનું લખેલું રફ પુસ્કત હતું ને આંખમાંથી આંસુની ધારા ચાલી જતી હતી. ભોમિયાએ કહ્યું: કવિરાજ ! આપને મળવા માટે આ કાઠિયાવાડી મુસાફરો આવેલા છે. કવિરાજે કહ્યું: ઓહો ! બહુ સારું, મારાં ધન્ય ભાગ્ય. એમ કહીને ઝટ ઊઠી બેઠા થયા અને આજુબાજુ જોવા લાગ્યા. પણ પોતાના છાજવાળા ઝૂંપડામાં બીજું કાંઈ બિછાવવાનું નહિ હોવાથી પોતાની ફાટેલી ટૂંકી સાદડી ઉપર અમને બેસાડ્યા,

જરા શાંત થયા પછી માસ્તરે પૂછ્યું કે, કવિરાજ! શું વાંચો છો? દિલગીર કેમ છો? કવિરાજે કહ્યું: સ્વર્ગમાંથી નર્ક નામે લેખ લખેલો છે તે વાંચું છું, તેથી રોવું આવે છે. પુસ્તકનું નામ સાંભળીનેજ અમે તો અજબ થયા. તેથી મેં પૂછ્યું કે, શું 'સ્વર્ગમાંથી નર્ક!' ભોમિયાએ કહ્યું: આટલી વારમાં અજબ કેમ થાઓ છો? હજી તો આ મંગળાચરણ છે! જો એમ ન હોય તો ચક્રમ કવિ કેમ કહેવાય?

કવિએ કહ્યું: હા ભાઈ! હું ચક્રમ છું, હું દીવાનો છું, પણ એવો દીવાનો પ્રભુ મને સદાય રાખે એમ હું માગું છું; હું શા માટે રોઉં છું એ તમે જાણો છો? હું મારે માટે નથી રોતો પણ મારા ગરીબડા દેશને માટે રોઉં છું, મારા નિરાધાર બંધુઓને માટે રોઉં છું, મારા પવિત્ર ધર્મને માટે રોઉં છું અને આપણા આત્માની જે અધોગતિ થઈ છે, તેને માટે હું રોઉં છું. મારા ઘરમાં રાત્રે દીવો કરવા માટે તેલ નથી તેની મને દરકાર નથી, પણ મારા કરોડો બંધુઓ અજ્ઞાનના અતિશય અંધકારમાં છે તેમને માટે હું રોઉં છું. મારા ઘરનું બારણું બંધ કરવા મારી પાસે તાળુ નથી તેની મને ફિકર નથી, કારણ કે ખાપરો કે કોઢિયો પોતે આવે, તોપણ મારા ઘરમાંથી કાંઇ લઇ જઇ શકે તેમ નથી. ક્યાંથી લે? હોય તો લે ને? પણ મારા કરોડો બંધુઓ ઘરબાર વિનાના રખડે છે, તેને માટે હું રોઉં છું. મને પગે ગૂમડું થયું છે, તેને ચોપડવા માટે મલમની પટ્ટી મળતી નથી તેનું કાંઇ દુઃખ નથી, પણ દર વર્ષે આપણા લાખો બંધુઓ વિના કારણ ગરીબાઇને લીધે માત્ર સગવડતા ન સચવાવાથી રોગના ભોગ થઇને મરી જાય છે, તેને માટે હું રોઉં છું. આમ કહે છે એટલામાં મિયાઉં મિયાઉં કરતી બિલાડી તેની પાસે આવી. તેને તેડી ખૂબ છાતી સાથે દબાવી બચી લઇને તેણે તેને કહ્યું બા! મને માફ કર હો, આજે તને દૂધ પાવા મારી પાસે દોઢિયું નથી. આજે તો તારે લૂખો ભાત ખાવો પડશે. જા, ડોશીમા પાસે જા. એમ બોલીને કહ્યું: ડોશીમા! 'ઈશ્વરી ખૂબી' ને થોડો ભાત આપવાની મહેરબાની કરજો. બિલાડી સમજીને ત્યાં ચાલી ગઇ, ત્યારે કવિરાજે કહ્યું એ ડોશીની મને બહુ મદદ ને બહુ સંતાપ પણ છે તે તમારી ઉપર દયા પણ બહુ રાખે છે ને મારા છૂટા વિચારો તેને ન ગમે, ત્યારે ગુસ્સે પણ બહુ થાય છે. કોઈ કોઈ વખત

મારી પાસે કંઈ ન હોવાથી હું ને મારી 'ઈશ્વરી ખૂબી' બારણાં બંધ કરીને ભૂખ્યાં સૂઈ રહ્યાં હોઇએ, ત્યારે ભૂખી બિલાડીનો રડતો અવાજ સાંભળીને અર્ધી રાતે ઉઠાડીને તે મને જમાડે છે. આ બિલાડીને રોજ દોઢિયાનું દૂધ આપવાનો નિયમ છે. તેનો વખત થઈ જવાથી તે મિયાંઉં મિયાંઉં કરતી મારી પાસે દૂધ માગવા આવી હતી, પણ આજે મારી પાસે પૈસો નથી, તેથી તેને લૂખો ભાત ખાવો પડશે. ઓ પ્રભુ! મારી એ લાડકીને લૂખો ભાત ખાતાં કેટલું વસમું લાગશે અને એથી મારું અંતર કેવું બળશે એ દુનિયા કેમ સમજશે? આ સાંભળીને મેં મારા ખીસામાં હાથ નાખ્યો ને પાકીટ કાઢ્યું. એ જોઇને કવિરાજે જરા હસીને કહ્યું: તમારી પાસેથી દોઢિયાં કઢાવવાની આ કાંઈ યુક્તિ નથી. સાહેબો, મને માફ કરજો. હું કોઈની ભેટ કબૂલ રાખતો નથી. જો એમ મારે ભીખ માગવી હોત, તો મારી હાલત આવી શું કરવા રહે? તો તો હું પૈસાદાર થઈ પડું. પણ મને જાતમહેનત વિના મળેલું કોઈનું કાંઇ ખપતું નથી. અમને કામ આપો, પૈસા તમે ક્યાં સુધી આપી શકશો? હું જે આ વાતો તમારી આગળ કહું છું, તે કાંઇ મારું પોતાનું દુઃખ રડવા સારુ નહિ, પણ આખા ભારતનું સામાન્ય ચિત્ર હું તમારી પાસે રજૂ કરું છું. મારી બિલાડી દૂધ વિના રહે તેની કાંઇ ફિકર નથી, પણ દર વરસે આપણા હજારો ગરીબ બંધુઓ જાહેર રસ્તા ઉપર રોટલાના ટુકડા વિના કૂતરાને મોતે તરફડીને મરી જાય છે, પણ તેનો કોઇ ભાવ પૂછતું નથી; તે માટે હું રોઉં છું. આખી દુનિયાના પંડિતો એક અવાજે વખાણે છે, એવું આપણું અસલી તત્ત્વજ્ઞાન છે, પણ તે આપણી ચાલુ જિંદગીમાં ઉપયોગમાં આવતું નથી, તેને માટે હું રોઉં છું. આપણા દેશનાં ઝાડોમાં ફળો પેદા કરવાની પ્રભુએ કેટલી બધી મહાન શક્તિ મૂકેલી છે! પણ આપણે તેનો લાભ લેતા નથી, તેથી તે ઝાડો રડે છે, એ જોઇને મને રોવું આવે છે. આપણા દેશના પહાડો, ખાણો અને મેદાનોમાં જુદા જુદા રૂપમાં બેશુમાર ખજાનો દટાયેલો છે. પણ કોઈ તેને કાઢતું નથી, તેથી દિલગીર થઇને તેમાં છુપાઈ રહેલું ઈશ્વરીઐશ્વર્ય નિસાસા મૂકે છે, તે જોઇને હું રોઉં છું. આપણા દયાળુ દેશનાં નિર્દોષ પશુઓનો વિનાકારણ નાશ થાય છે, તેથી તેના શાપ લાગે છે, એ શ્રાપને હું તેના ભયંકરરૂપમાં પ્રત્યક્ષ રીતે જોઉં છું, માટે મારાથી પરાણે

પરાણે રોવાઈ જવાય છે. આપણી મહાનદીઓનાં પાણી ફોગટનાં સમુદ્રમાં ચાલ્યાં જાય છે, તેથી નદીઓ નિસાસા મૂકતી જાય છે, એ નિસાસા હું સાંભળું છું, તેથી મારાથી રોવાઇ જવાય છે. આપણી અદ્ભુત ગુણવાળી ચમત્કારી ઔષધીઓ આપણા પગ નીચે કચરાય છે અને કોઇના પણ ઉપયોગમાં આવ્યા વિના તેનો નાશ થાય છે, તેથી તે છાતીફાટ રડે છે, એ રુદન મારાથી ખમાતું નથી, તેથી મારાથી રોવાઇ જવાય છે. આપણા સનાતન પવિત્ર ધર્મમાં પાછળથી દાખલ થયેલા અનેક જાતના ગોટાળા અને સાંકડા વિચારો જોઇને સ્વર્ગમાં રહેલા ઋષિઓ દિલગીર થાય છે, તેથી હું રોઉં છું. આપણે આપણી કિંમત સમજતા નથી, આપણે આપણા આત્માનું બળ સમજતા નથી, આપણે આપણું સ્વમાન સાચવતા નથી અને આપણે આપણી ફરજો બરોબર રીતે બજાવતા નથી, તેથી દેવતાઓ દિલગીર થાય છે, એ જોઇને હું રોઉં છુ. હું શું કરું ? મને માફ કરજો, હું મારાં આંસુને બહુ બહુ રોકું છું; તોપણ આવાં આવાં કારણોથી એની મેળે મેળે મારાથી રોવાઈ જવાય છે.

ભાઇઓ ! તમને ખબર છે ? હું મારે માટે નથી રોતો, હું તમારે માટે રોઉં છું. હું આપણી ભવિષ્યની પ્રજાના હિતને માટે રોઉં છું. હું આપણી નાતોના જુલ્મ માટે રોઉં છું. હું આપણા ફોગટના મૂર્ખાઇભરેલા વહેમોને માટે રોઉં છું. આપણું સત્યાનાશ કાઢનારી આપણી માનીતી આભડછેટને માટે હું રોઉં છું. આપણે આપણા ધર્મના હાથપગ બાંધીને તેને ટૂંકી હદમાં કેદ કરેલો છે, તેને માટે હું રોઉં છું. પ્રભુએ કૃપા કરીને આપણને જે મહાન બુદ્ધિ આપેલી છે, તેનો આપણે ઉપયોગ કરતા નથી, એ માટે હું રોઉં છું. આપણા દેશની ભવિષ્યની આશા જેવાં નાનાં બચ્ચાંઓ તેને યોગ્ય કેળવણી મળતી નથી, એ જોઇને હું રોઉં છું. આપણા કરોડો બંધુઓ ભિખારીનો ધંધો લઇ બેઠેલા છે ને દેશ ઉપર બોજારૂપ થઇ પડેલા છે, તેને માટે હું રોઉં છું. આપણી લાખો વિધવા બહેનો પોતાનાં હૃદય બાળે છે ને છૂપાં પાપો કરે છે, તેને માટે હું રોઉં છું. આપણાં ચાલાક બાળકો દુનિયાદારીની હવા ખાધા પહેલાં મૂર્ખાઓને હાથે મૂંડાઇ જાય છે ને પોતાનો ભવ બાળી ભગવાં કપડાંને લજવે છે, તેને માટે હું રોઉં છું અને આપણા પ્રાચીન ધર્મની ઉત્તમતા, આપણા દેશની અસલની સમૃદ્ધિ તથા આપણા વડવાઓની ભલાઇ યાદ કરી કરીને હું રોઉં છું.

ભાઇઓ ! મને રોવા દો, પેટ ભરીને રોવા દો. હું જેની આગળ હૃદય ખોલીને રોઈ શકું એવાં માણુસો પણ કયાં છે? ભલે તમે મારાં આંસુઓ લૂછી ન શકો, પણ મારા હેતુઓ તો સમજો, અરે કોઇ મારી વાત તો સાંભળો ! હું મારે માટે નથી કહેતો, મેં તો તમારે ખાતર મારી જિંદગી આપી દીધેલી છે, મેં તો મારા બંધુઓને ખાતર મારી જિંદગી બ્રહ્માર્પણ કરેલી છે. હવે મારે બીજાં સુખ નથી જોઇતાં, હવે તો મને પ્રભુને ખાતર હસવું ગમે છે અને આપણા બંધુઓને ખાતર રોવું ગમે છે. માટે હજી મને રોવા દો, રોવા દો. દેશને ખાતર અર્પણ થવામાં જે મજા છે, આપણા બંધુઓના કલ્યાણને ખાતર રોવામાં જે આનંદ છે અને આપણા ઉત્તમ ધર્મને ખાતર આપણા સ્વાર્થનો ત્યાગ કરવામાં જે મજા છે, તે તમે શું સમજો? નહિ સમજો, ભાઇ નહિ સમજો. એ સમજવું બહુ મુશ્કેલ છે. જો એમ ઘણા જણ સમજતા હોત, તો આપણા દેશના, આપણા ધર્મના અને આપણા બંધુઓના આવા હાલ હોત નહિ; માટે હજી મને રોવા દો. આપણા બંધુઓ પ્રભુને અર્થે આવી જાતનું રોવું શીખે ત્યાંસુધી મને રોવા દો, રોવા દો.

## ૮૦–સ્વર્ગમાં નર્ક !

આપણા બંધુઓ કૂતરાં–બિલાડાંથી અભડાતા નથીં, સાપ–વીંછીથી અભડાતા નથી અને અમારા બંગાળામાં તો માંસ–મચ્છીથી પણ અભડાતા નથી, પણ અસલ એકજ બાપથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો બ્રાહ્મણથી અભડાઇ જાય છે! માણુસો માણુસથી અભડાઈ જાય છે! અને કેટલેક ઠેકાણે–કેટલાક મતમાં તો બાપ-દીકરાથી અભડાઇ જાય છે, બાયડી ધણીથી અભડાઇ જાય છે અને ગુરુઓ ચેલાથી અભડાઇ જાય છે ! ! પ્રભુ ! દયા કર, દયા કર. આ પાપનું નિવારણુ તે કેમ થશે? માણુસો માણુસોનો આટલો બધો તિરસ્કાર કરે, તે પ્રભુ કેમ સાંખશે? આનું નામ ભ્રાતૃભાવ કે? આનું નામ અભેદ કે? આ આપણા ધર્મની ઉત્તમતા કે? અરે હાય હાય ! અમારાં હૈયાં તે આવાં કેમ થઇ ગયાં હશે? આપણે કીડી–મંકોડી ઉપર દયા કરીએ, આપણે સાપ–વીંછી ઉપર દયા કરીએ, આપણે પશુ–પંખીઓ માટે પાંજરાપોળ રાખીએ અને છેવટ આપણે ઝાડ–પાન ઉપર દયા રાખીએ, એ પણ બનતા સુધી ન કાપીએ અને માણુસજાતનો એટલો બધો તિર-

સ્કાર કે, એક બ્રાહ્મણ બીજા બ્રાહ્મણનું પાણી પીતાં અભડાઈ જાય! આ કરતાં એક બીજાનું વધારે અપમાન તે બીજું શું? અરે જરાક વિચાર તો કરો કે, આપણા બંધુઓનો આવો ખુલ્લો તિરસ્કાર કરીને, આપણા બંધુઓને હલકા ગણીને, આપણા બંધુઓનું અપમાન કરીને અને આપણા બંધુઓની મદદમાંથી ખસી જઈને આપણે શી રીતે સ્વર્ગમાં જઈ શકીશું? હાય હાય! જો એમ કરવાથીજ સ્વર્ગમાં જવાતું હોય તો હે પ્રભુ! મને નર્કમાંજ નાખજે કે જ્યાં હું મારા બંધુઓની સેવા કરી શકું. બંધુઓ! આવી રીતે આપણા સ્વદેશી-સ્વધર્મી બંધુઓનો તિરસ્કાર કરવો એ મહાઅપરાધ છે અને એમાં આપણા પવિત્ર સનાતન આર્યધર્મને વચ્ચે લાવવો, એ ધર્મનું મોટું અપમાન છે. આવી રીતે પોતાના ધર્મનું અપમાન અને પોતાના બંધુઓનો તિરસ્કાર કરવો, એનું નામ સ્વર્ગમાં નર્ક છે, માટે આ નર્ક જોઈને હું રોઉં છું.

રામના વૈભવો યાદ કરો, શ્રીકૃષ્ણની સોનાની દ્વારિકા સામું જુઓ, યુધિષ્ઠિરના યજ્ઞનાં આખ્યાનો વાંચો અને છેવટ વીરવિક્રમ ને રાજા ભોજની સમૃદ્ધિ જુઓ! જરાક ધ્યાન ધરીને એ વખતના હીરામાણેકના ઝળકાટ જુઓ, એ વખતના સોનારૂપાના ખડખડાટ સાંભળો, એ વખતના લોકોની આબાદી જુઓ, એ વખતની પ્રજાનાં સુખ જુઓ, એ વખતની દેશની શ્રેષ્ઠતા જુઓ અને પછી હાલનું હિંદુસ્તાન જુઓ! હાલનાં દુકાળિયાઓના હાલ જુઓ! હાલનાં ગામડાંઓની સ્થિતિ જુઓ! હાલની તુરંગોમાં થતો ગુનેગારોનો ભરાવો જુઓ! હાલના વખતમાં ઠેકાણે ઠેકાણે ચાલતા કૉલેરા ને મરકી વગેરે રોગોથી થતી પાયમાલી જુઓ! હાલનાં ગુલામગીરી જેવાં લગ્નનાં સાટાં જુઓ! હાલની બાળ વિધવાઓની દુઃખદાયક સ્થિતિ જુઓ! હાલની પ્રજાની માનસિક હાયવોય જુઓ! હાલમાં જેની પાસે એક ટંકનું પણ ખાવાનું નથી, એવાં છ કરોડ ભિખારીઓ જુઓ! હાલના ખેડૂતોની કંગાલ સ્થિતિ જુઓ! હાલના વેપારીઓની અધીરતા જુઓ! અને યુરોપિયનોની સમૃદ્ધિ તથા આપણા દુખિયારા ગરીબ ભાઈબંધોની ગરીબ સ્થિતિ તો જરા જુઓ! એ બધું જોશો તો તમને એમ લાગશે કે, આર્યાવર્ત સ્વર્ગ હતું-દેવભૂમિ હતું-પ્રભુનું કૃપાપાત્ર હતું, તેને બદલે આજે હિંદુસ્તાન અધમમાં અધમ થઈ ગયું છે. આપણા દેશની અને આપણી પ્રજાની આવી કંગાલ

સ્થિતિ તેનું નામ સ્વર્ગમાં નર્ક છે અને હું રોઉં છું, તે કાંઈ મારે પોતાને સારું નહિ, પણ આવી રીતે સ્વર્ગમાં નર્ક થતું જાય છે; તેને માટે હું રોઉં છું.

## ૮૧–અસલના પંચયજ્ઞ

સાહેબો! અસલનો આપણો સનાતનધર્મ જુઓ, તેની ઉત્તમતા જુઓ, તેના મહાન સિદ્ધાંતો જુઓ, તેનો અભેદમાર્ગ જુઓ, તેનો ભ્રાતૃભાવ જુઓ, આપણા સ્વદેશને માટે, આપણા બંધુઓને માટે, અતિથિસત્કારને માટે, ઉપનિષદોમાં શું કહ્યું છે, એ જરા સમજો તો ખરા! આપણી દરરોજની ફરજના પંચયજ્ઞની ખૂબી તો જુઓ! બ્રહ્મયજ્ઞ એટલે પ્રભુ તરફની ફરજ, કે જેને ઈશ્વરીજ્ઞાન કહેવામાં આવે છે તે. દેવયજ્ઞ ×એટલે અંતરની તથા બહારની ઈશ્વરીશક્તિઓને ઉપયોગમાં લેવાની સમજ, કે જેને કર્મકાંડ કહેવામાં આવે છે તે. પિતૃયજ્ઞ એટલે આપણા પૂર્વજોએ જે મહાન રૂડાં કામો કરેલાં છે, તેમને પગલે ચાલવાની ઉત્તમવૃત્તિ, કે જેને આપણે ભક્તિ કહીએ છીએ તે. મનુષ્યયજ્ઞ એટલે આપણાં સગાંવહાલાંઓ તથા મનુષ્યજાત તરફની આપણી ફરજ કે જેને ઈશ્વરીસ્નેહ કહેવામાં આવે છે તે. ભૂતયજ્ઞ એટલે જગતનાં પ્રાણીમાત્રનું કલ્યાણ થાય એવી વર્તણુંક રાખવી તે, કે જેને આપણે મનુષ્યપણું કહીએ છીએ. આવી રીતે આ પંચયજ્ઞો એ આપણી દરરોજની ફરજ હતી. દરરોજ પ્રાતઃકાળમાં એ પાંચ ફરજોને યાદ કરીને તે ફરજો રૂડી રીતે બજાવાય તેવી રીતે આપણા પૂર્વજો જિંદગી ગુજારતા હતા. મારા આ અર્થો તમને ગમશે નહિ, કારણ કે તમારે તો विष्णवेनमः। सूर्यायनमः। चंद्रायनमः। भोमायनमः। बुधायनमः। કરીને બીજું કાંઈ પણ કર્યા વિના દેવયજ્ઞ મનાવી દેવો છે! તમારે તો અત્રિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર ને ભરદ્વાજના નામના પાણીના ખોબા ભરીને કે કાગવાસ નાખીને તેમનાં આચરણો પાળ્યા વિના પિતૃયજ્ઞ મનાવી દેવો છે! તમારે તો ગાયને કે કૂતરાને રોટલાનો ટુકડો

× એકજ ઈશ્વરની જુદી જુદી શક્તિઓનું જુદા જુદા દેવરૂપે વેદમાં વર્ણન કરેલું છે, માટે એ શક્તિઓને જગતના હિતને અર્થે વાપરવી તેનું નામ દેવયજ્ઞ કહેવાય છે.

નાખીને ભૂતયજ્ઞ મનાવી દેવો છે! તમારે તો 'મનુષ્યયજ્ઞ' એટલા અક્ષરોજ માત્ર મોઢેથી બોલીને એ યજ્ઞ પતાવી દેવો છે! અને તમારે તો સાચા જ્ઞાન વિના માત્ર જડ વસ્તુઓની પૂજામાંજ બ્રહ્મ-યજ્ઞ મનાવી દેવો છે! પણ એમ કાંઇ થાય નહિ. એવી ફરજો બજાવ્યા વિના કાંઇ દેશોન્નતિ કે આત્મોન્નતિ થાય નહિ. અરે! એ ફરજો બજાવવી તો રહી, પણ એને બદલે હાલમાં આપણા દેશમાં કેવા યજ્ઞ થાય છે, એ તમને ખબર છે? બ્રહ્મયજ્ઞને બદલે ઈશ્વરીજ્ઞાન મેળવવા અને ફેલાવવાને બદલે, છેવટ સુધી રમકડાં સાથે રમ્યા કરવામાં ને ઈશ્વરને નામે ભીખ માગવામાં ગુરુ-મહારાજો રહી ગયેલા છે! દેવયજ્ઞને બદલે–ઈશ્વરીશક્તિઓને પોતાના અખતિયારમાં લઇ, જગતનું અને પોતાનું કલ્યાણ કરવાને બદલે વિશ્વકર્મા એ ઈશ્વરનું પોતાનું નામ છે અને સઘળી જાતની ઊંચામાં ઊંચી કારીગરીના કર્તા ઈશ્વર પોતે છે, એમ જાણતા છતાં પણ, હાલમાં આપણે આપણા કારીગરોને હલકા સમજીએ છીએ! ખુદ વિશ્વકર્માનું પોતાનું કામ કરવામાં આપણે લજવા-ઇએ છીએ! દરજી, મોચી, સુથાર, લુહાર, કુંભાર, કડિયા, ધોબી વગેરે કારીગરોને આપણે હલકા સમજીએ છીએ! તેઓને મદદ કરવી તો બાજુએ રહી, પણ ઊલટો પ્રસંગોપાત્ત તેઓનો તિર-સ્કાર કરીએ છીએ અને તેમ છતાં પણ આપણે દેવયજ્ઞ કર્યાનો ફાંકો રાખીએ છીએ! પ્રભુ! દયા કર, દયા કર. આવી સ્થિતિ-માં રહીને તે અમારું કેમ કલ્યાણ થશે? દેવયજ્ઞ એટલે કર્મકાંડ અને જો તેનો વધારે ખુલ્લો અર્થ કરીએ તો તે એજ કે, અંત-રની ને બહારની ઈશ્વરીશક્તિઓનો ઉપયોગ કરી તેનો લાભ લઇ જગતમાં સૌન્દર્ય ફેલાવવું, થોડામાંથી ઘણું કરવું અને પોતે આબાદ થવું તથા દેશને આબાદ કરવો, તેમજ એવી જાતના નવી નવી શોધખોળ અને મનુષ્યની સગવડતા સચવાય તેવી ઉત્તમ પ્રકારની સુંદર કારીગરી વધારવી તેનું નામ દેવયજ્ઞ છે. ચક્રમ કવિ કહે છે કે, પ્રાચીન ઋષિઓ દેવયજ્ઞનો આવો અર્થ સમજતા હતા. એ બધું કરવું તો રહ્યું, પણ આપણે એટલા બધા નીચ બની ગયા છીએ કે, આપણા જે બંધુઓ એવાં કામો કરી રહ્યા છે, તેને પણ આપણે હલકો ધંધો સમજીએ છીએ અને તે કરનારાઓને, જાતમહેનતથી કમાઇ કરનારાઓને, જગ-તને આગળ વધવામાં મદદ કરનારાઓને અને પોતાના પરસેવાથી

રોટલી કમાઇ ખાનાર પૂજનીય ઉદ્યોગીવર્ગને અમે ઉચ્ચવર્ણું-વાળાઓ હલકા સમજીએ છીએ! અને મોમાય નમઃ માં દેવયજ્ઞ માની લઇએ છીએ! હે વિશ્વકર્મા! આવા ઊલટા યજ્ઞો કરવાથી તમારો શાપ અમને કેમ નહિ લાગે? અવશ્ય લાગશેજ અને જ્યારે તમારો શાપ લાગશે, ત્યારે અમે કેમ સુખી થઇ શકીશું? માટે હે દયાળુ પ્રભુ! તમારા શાપથી મુક્ત કરવા સારુ વિદ્યા-હુન્નર તરફ ખેંચાવાની અમારા હૃદયમાં પ્રેરણા કરો.

## પિતૃયજ્ઞ એટલે શું?

પિતૃયજ્ઞ એટલે આપણા પૂર્વજોએ જે મહાન રૂડાં કામો કરેલાં છે, તેમને પગલે ચાલવાની ઉત્તમ વૃત્તિ, કે જેને ઋષિઓ ભક્તિ કહેતા, તેને બદલે હાલમાં આપણે કેવા યજ્ઞ કરીએ છીએ, એ તમને ખબર છે? આપણા ઘણાએ અર્ધદગ્ધ જુવાનિયાઓ પ્રાચીન રહસ્યો સમજ્યા વિના આપણા મહાન પૂર્વજોની નિંદા કરે છે. તેઓના ત્યાગને બદલે આપણે આસક્તિ રાખેલી છે, તેઓની સાચી ભક્તિને બદલે આપણે ઢોંગીપણું રાખેલું છે, તેઓની અંતરની શુભેચ્છાને બદલે આપણે વ્યાવહારિક કપટ રાખેલું છે, તેઓ પવિત્રયજ્ઞનો ધુમાડો આંખોથી સહન કરતા, તેને બદલે આપણે બીડીઓ ને ચીરૂટના ધુમાડા છેક અંતરમાં ઉતારીએ છીએ, તેઓ બુદ્ધિવર્ધક પવિત્ર સોમરસ પીતા, તેને બદલે આપણા બંધુઓ ખાનાખરાબી કરનાર દારૂની બાટલીઓનાં માથાં ફોડવાનું શીખતા જાય છે અને તેઓ પિતૃયજ્ઞને નિમિત્તે મહાત્માઓ, દેવો તથા ખુદ પ્રભુના સદ્‌ગુણોનું અનુકરણ કરતા, ત્યારે આજે આપણે ખાસ ચાહીને યુરોપિયનોના અવગુણો શીખતા જઇએ છીએ; તથા તીર્થમાં લોટના પિંડ મૂકવા કે શ્રાદ્ધમાં કાગવાસ નાખવી, તેનેજ પિતૃયજ્ઞ માની બેઠા છીએ! આવા યજ્ઞોથી તમારો શું શુક્કરવાર વળશે? એ જરા વિચાર તો કરો.

પિતૃયજ્ઞ એટલે શું? પાણીના ખોબા ભરવા તે? નહિ. એવા યજ્ઞથી કાંઇ વળે નહિ. આપણા પૂર્વજોનો પાવર આપણામાં ભરવો, આપણા પૂર્વજોની શક્તિ આપણામાં લાવવી અને તેઓ વ્યવહારમાં તથા પરમાર્થમાં એટલે બધે ઊંચે દરજ્જે કેમ ચઢ્યા, તેની કૂંચીઓ આપણે મેળવવી, તેનું નામ અમે પિતૃયજ્ઞ કહીએ છીએ. અમે વિશ્વામિત્રના વંશના છીએ; વિશ્વામિત્રે આખી નવી સૃષ્ટિ રચી, ત્યારે અમે એવાં કાંઇ પણ મોટાં કામ કેમ ન કરી

શકીએ ? મહાત્મા યાજ્ઞવલ્કયે જનકની મહાન સભાના પંડિતોને ઈશ્વરીજ્ઞાનમાં હરાવ્યા હતા. અમે પણ તેના વંશના છીએ, ત્યારે અમે એમાંનું થોડુંઘણું જ્ઞાન પણ કેમ ન મેળવી શકીએ ? વશિષ્ઠ મુનિ ભગવાન રામચંદ્રના પણ ગુરુ હતા. રામ પોતે અવતારી પુરુષ છતાં પણ વસિષ્ઠ મહારાજની સલાહ પૂછીને કામ કરતા હતા, એવા વસિષ્ઠ ડાહ્યા હતા; અમે તેના કુળમાં અવતરેલા છીએ, ત્યારે અમે અમારા હાલના રાજાઓને સલાહ આપી શકીએ એવા કેમ ન થઇએ ? જમદગ્નિએ પોતાના પુત્ર પરશુ-રામમાં આખી દુનિયાને હરાવવાનું બળ ને વીરત્વ મૂક્યું હતું; અમે તેમના વંશજ છીએ, ત્યારે અમારાં છોકરાં બાયલાં–નમાલાં કેમ થાય ? મહાત્મા અત્રિ ઋષિ ગુણિયલ અનસૂયા જેવી મહાન સતી સાથે પરણ્યા હતા, ત્યારે અમે તેમના બાળક છતાં અ-મારી સ્ત્રીઓને મૂર્ખ કેમ રાખી મૂકીએ ? વાલ્મીકિ હલકી જાતિ-ના હતા, છતાં તેઓ પ્રભુપ્રેમમાં એટલા બધા આગળ વધી ગયા, ત્યારે અમે તેમના કરતાં ઉચ્ચકુળના છતાં પ્રભુપ્રેમ કેમ ન વધા-રીએ ? ગુરુ દત્તાત્રેયે પોતાની માને જ્ઞાન આપ્યું હતું, ત્યારે અમે અમારા કુટુંબમાં જ્ઞાન વધે એવું કેમ ન કરી શકીએ ? અને ભગવાન રામચંદ્રે પોતે પાસે રહીને વિભીષણ જેવા મહાન બ્રાહ્મણભક્તનું પુનર્લગ્ન કરાવ્યું હતું, ત્યારે અમે રામને માન-નારા છતાં તેમને પગલે કેમ ન ચાલીએ ? આવી રીતે પૂર્વજોના ગુણ યાદ કરીને તેમને પગલે ચાલવાની કોશિશ કરવી અને એવી કોશિશથી તેઓની જિંદગીની ઉત્તમતાના ભેદો જાણીને આપણે નવું બળ મેળવવું, તેને અમે પિતૃયજ્ઞ કહીએ છીએ. ટૂંકમાં એજ કે, આપણા પૂર્વજોની ઉત્તમતા સમજવી, એ ઉત્ત-મતાનાં કારણો જાણવાં, આપણા પવિત્ર ધર્મનું બળ સમજવું, આપણું સ્વમાન સમજવું અને આપણા આત્માનું બળ સમજ-વું, તેને અમે પિતૃયજ્ઞ કહીએ છીએ. આવા ઉત્તમ પિતૃયજ્ઞને કાગવાસના રૂપમાંજ સમાવી દેવો, એનું નામ સ્વર્ગમાં નર્ક છે અને તે માટે હું રોઉં છું.

## બુઢ્ઢી ભિખારણ ને મરજાદણ

આમ વાત ચાલતી હતી, એટલામાં ત્યાં એક બુઢ્ઢી કંગાલ ડોશી ભીખ માગતી આવી ચડી. તેણે ફાટયુંતૂટયું મેલુંઘેલું એક લૂગડું ઓઢયું હતું. પાસે એક છ મહિનાનું નાનું છોકરું હતું,

તે ભૂખથી રોતું હતું. તેને આવતી જોઇને ચક્રમ કવિના ઘરની સામેની બુઢ્ઢી પાડોશણે કહ્યું: જા રાંડ અહીંથી, તારો પડછાયો લાગી જશે તો મારે નાહવું પડશે! રાંડો વાઘરણો કોણ જાણે ક્યાંથી ચાલી આવીને અમારું ફળિયું અભડાવે છે! ચક્રમભાઇ તો જાણે ખરેખરા ચક્રમજ. એ તો કાંઇ બોલવાનાજ નહિ, એને તો બધાની દયા; પણ એની દયા સારુ કરીને કાંઇ હું મારો ધર્મ બોળું? આમ ફળિયામાં વાઘરણો ચાલી આવે તે મારાથી નહિ ખમાય, સાંભળે છે કે ચક્રમ? અહીં આવ, કાઢ આ રાંડને!

એ સાંભળીને ચક્રમ કવિ ઊઠ્યા. તેમણે કહ્યું: શું છે ડોશી મા? ડોશીમાએ કહ્યું: આ રાંડ તારી પાસે ઊભી છે ને હજુ શું છે? એનો પડછાયો મારા આંગણામાં પડે છે, તે જોતો નથી? એવી આભડછેટ મારાથી નહિ ખમાય! બધાં તારે લીધે આવે છે, નહિ તો મારા ફળિયામાં કોઇને ઊભું રહેવા દઉં નહિ!

ચક્રમ કવિએ કહ્યું: ડોશીમા! જરા એની વાત સાંભળી લઉં એટલી વાર સબૂર કરો.

ડોશીએ કહ્યું: અરરરર! એની વાત સાંભળીશ? એ રાંડ કોણ જાણે વાઘરણ હશે કે ઢેડી હશે. એવાં નીચ માણસ સામે ઊભો રહીને વાત કરીશ? ત્યારે તો તારું બ્રાહ્મણપણું બહુ શોભશે હો!

આ સાંભળીને ચક્રમ કવિનું હૃદય અંદરથી બહુ કમકમ્યું. તે ડોશીની સામે કાંઈ બોલ્યો નહિ, પણ અમારી તરફ જોઇને કહ્યું: જોયા આ આપણા ધર્મના હાલ? જોઇ આ આપણી આભડછેટ? જોયો આપણો મનુષ્યયજ્ઞ? પ્રભુ! દયા કર, દયા કર. એમ કહીને તેણે તે ભિખારણને પૂછ્યું: કેમ બાઇ! તું શું કહે છે?

ભિખારણે કહ્યું: મહારાજ! હું બહુ થાકી ગઇ છું ને આ છોકરું બહુ રૂએ છે, માટે આ ઝાડની નીચે જરા વાર બેસવા દો. ખાવાનું આપવું તો રહ્યું, પણ કોઈ મને પોતાના ફળિયામાં ઊભું રહેવા પણ દેતું નથી. આ થોડો ભાત મળ્યો છે, તે તમે પાણી પાવાની દયા કરો તો ખાઇ લઉં. તડકો બહુ થયો છે ને બીજે ક્યાંય છાંયાવાળી બેસવાની જગ્યા નથી; ગામ બહાર જાઉં પણ એટલી હમણાં મારામાં શક્તિ નથી. પેલા ફળિયામાંથી કૂતરું કરડ્યું છે, તેથી ચાલી શકાતું નથી. એમ કહીને તેણે ઓઢેલા ફાટેલા કપડાના છેડાથી પગ ઉપરનું લોહી લૂછ્યું.

આ સાંભળીને ચક્રમ કવિએ કહ્યું: બેસ બાઈ! સુખેથી બેસ.

તને આપવા માટે તો-મારી પાસે કાંઈ નથી, પણ ખુશીથી તને પાણી પાઇશ.

એ સાંભળીને તે ગરીબ બિચારી બુઢ્ઢી ભિખારણ ચક્રમ કવિના ઘરના ઓટલા પાસે આમલીના ઝાડ નીચે બેઠી ને પોતાની પાસેની અધીં ભાંગેલી દાથરીમાંથી લૂખો વાસી ભાત ખાવા લાગી. છોકરું હજુ સુધી ખોળામાં પડ્યું પડ્યું રોયા કરતું હતું. ચક્રમ કવિની આવી વર્તણુક જોઇને અને તેના ઓટલા પાસે ભિખારણના એઠા ભાતના દાણા પડેલા જોઇને તેની પાડોશણ ડોશીનું ભેજું પાકી આવ્યું, તેનું કલેજું ઊથલી પડ્યું. તેને લાગ્યું કે, હાય હાય! આવો અધર્મ કેમ સહન કરી શકાય? તેણે તો બુમરાણ કરી મૂક્યું ને ચક્રમ કવિ માટે ન બોલવાનું બોલવા લાગી તથા ભિખારણને ફાટે ડાચે ગમેતેમ ગાળો ભાંડવા લાગી. ત્યાં ભેગાં થયેલાં લોકોને તે કહેવા લાગી કે, આ ચક્રમનો દિવસ ફર્યો છે, તે તો જુઓ! બ્રાહ્મણના ઘરમાં ઢેડીનું એઠું! હાય! હાય! આવો અધર્મ થશે, તો તો પૃથ્વી રસાતળ જશે. મારાથી હવે આની પાડોશમાં કેમ રહેવાય? આવો ભ્રષ્ટવાડો મારાથી કેમ ખમાય? અકર્મીને હવે હું શું કરું? અરે ભાઇ! કોઇ આ દીવાનાને મૅડહાઉસમાં મોકલો, નહિ તો તે આખા ગામને વટલાવશે. એવી રીતે ડોશી ઘણીએ વાતો કરવા લાગી અને ઘણી બાઇઓ તેને ટેકો આપવા લાગી, પણ ચક્રમ કવિ કાંઇ સમજ્યો નહિ. તે તો પોતાના ઘરમાં બેસીને એ લોકોની મૂર્ખાઇ ઉપર હસતો હસતો લાલ મરચાં પીસવા લાગ્યો. એ પછી પોતાના જૂના ફાળિયાનો છેડો ફાડી તે ગરીબ બિચારી ભિખારણને પગે કૂતરું કરડ્યું હતું, ત્યાં પોતાને હાથે પાટો બાંધવા લાગ્યો. એ જોઇને મેં કહ્યુંઃ કવિરાજ! આ બધાં માણસો ચિડાય છે, ત્યારે મૂકો એ પંચાતી. આપણે લોક વિરુદ્ધ શા માટે કરવું જોઇએ? એ એનું ફોડી લેશે.

ચક્રમ કવિએ કહ્યુંઃ એવી જાતના નમાલા વિચારોને, એવી જાતના પોતાનું પૅાઝિશન ભુલાવી દેનારા વિચારોને, એવી જાતના સત્યધર્મને ઢાંકી દેનારા વિચારોને અને એવી જાતના ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ તોડી નાખનારા તથા પ્રભુપ્રેમને વધતો અટકાવનારા વિચારોને હું સ્વર્ગમાં નર્ક સમજું છું. હાય! હાય! તમે હજી આવા વિચાર ધરાવો છો? એ તો બહુજ દિલગીરી છે. હું

તો જાણું તમે સાચી યાત્રા કરવા નીકળ્યા છો, માટે ઊંચા વિચારો ધરાવતા હશો, પણ તમારી આ વાત સાંભળીને તો હું તમારે માટે નિરાશ થયો છું.

## જો તમે નિર્દોષ વસ્તુઓથી અભડાઇ જશો, તો પ્રભુ તમારાથી અભડાઈ જશે

આભડછેટ! આભડછેટ એટલે શું? એ તમારે જાણવું છે? તો સાંભળો.

× એક દિવસ હું સમુદ્રકિનારે ફરતો હતો, ત્યાં મુડદાંઓની રાખોડી નાખવાની જગ્યા હતી, તેથી થોડી વારમાં ત્યાં બે માણુસો આવીને મુડદાંની રાખોડી, કોલસા, બળી ગયેલાં હાડકાંનાં ફૂલો વગેરેની ઝોળી ભરીને નાખી ગયા. એ પછી જરા વારમાં ત્યાં એક માણુસ આવ્યો, તેણે સમુદ્રનું આચમન લીધું અને ત્યાંથી પોતાના ઘર સારુ એ અડસઠ તીર્થના પવિત્ર પાણીની લોટી ભરી ગયો. એ જોઇને મેં એક જળલહરીને પૂછ્યું: ઓ દેવિ! આ દૈવત્વ સમુદ્રમાં કેમ આવ્યું? આ થોડે દૂર ગામની ગટરનો નળ દેખાય છે, તેનું ગંદુ પાણી તમારામાં આવે છે, અહીં મુડદાંની રાખોડી નખાય છે, પાસે માછલીઓ મરાય છે અને કિનારે દરિયાઇ પ્રાણીઓનાં હાડકાંઓ પડેલાં છે; છતાં પણ એજ જગ્યાએ તમારું આચમન કેમ લેવાય છે? એટલી બધી પવિત્રતા તમારામાં આવી જાય છે? ત્યારે તે લહરીએ કહ્યું કે, જો એમ ન હોય તો મોટાઓની મોટાઇ શું? જો એમ ન હોય તો મોટાઓની મોટાઈનું બળ શું? જો એમ ન હોય તો મોટાઓના સત્સંગનું ફળ શું? અને જો એમ ન હોય તો પછી મોટાઓની મોટાઈ શું કામની? મોટાઓની એજ મોટાઇ છે કે, નાનાઓને તેઓ સુધારી લે છે, મોટાઓની એજ મોટાઇ છે કે, ખરાબને પણ સારું બનાવી દે છે, મોટાઓની એજ મોટાઇ છે કે, હલકાંને પણ ભારી બનાવી દે છે અને મોટાઓની એજ મોટાઈ છે કે, પાપીઓને પણ પવિત્ર બનાવી દે છે; એટલુંજ નહિ પણ જે ખરેખરા મોટા હોય, તે તો દરેક વસ્તુને પોતાના જેવીજ બનાવી દે છે. કુદરત પોતે દરેકે દરેક બાબતને અને નાનામાં નાની વસ્તુને પણ પોતાનું સૌન્દર્ય, પોતાનું ઐશ્વર્ય, પોતાનો સ્નેહ અને પોતાનું ચૈતન્ય આપે છે; એ શું તમે નથી જાણતા?

× 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી

કુદરત પોતે આમ કરે છે, માટે સ્વાભાવિક રીતેજ જગતની દરેક વસ્તુઓ તેની નકલ કરીને પોતાનો ગુણ પોતાના સંબંધની વસ્તુને આપવાની તજવીજ કરે છે. આવો નિયમ હોવાથી મહાન શક્તિઓની આગળ તેઓના બળના પ્રમાણમાં જગતની તમામ ચીજો પોતાનું પોતાપણું મૂકી દઇને તેઓના જેવી થતી જાય છે, કારણ કે જો એમ થાય તોજ જગતની ઉન્નતિ થઈ શકે છે. દુનિયાની દરેક વસ્તુઓ કુદરતના એ મહાનિયમ પ્રમાણે ચાલે છે, માત્ર તમે માણસોજ એવા મમતીલા છો કે, આભડછેટને નામે ઈશ્વરના એ મહાનિયમનો ભંગ કરો છો અને તમારામાં જે મહાસામર્થ્ય છે, તેને નાહક ગુમાવી નાખો છો. એ પ્રભુના ખજાનાની ચાવીઓના માલિકો! તમારામાં કેટલું બધું બળ છે, એ તમને ખબર છે? જે સમુદ્રમાં તમે અડસઠ તીર્થ આવી ગયેલાં માનો છો અને જેના આચમનથી તમે સૌ પવિત્ર થાઓ છો, તે સમુદ્ર તો તમારો નોકર છે, એ સમુદ્રના તો તમે માલિક છો; કારણ કે સમુદ્રનો વિસ્તાર તમે જોઇ શકો છો, સમુદ્રની ઊંડાઈ તમે માપી શકો છો, સમુદ્રને જરા આગળપાછળ તમે કરી શકો છો, તમારી બોટો સમુદ્ર પાસે તમે ઉપડાવો છો અને સમુદ્રની અંદરનાં રત્નો તમે કાઢી લો છો, એટલુંજ નહિ પણ હજી ભવિષ્યમાં તમે સમુદ્ર પાસેથી કેટલું બધું મેળવી શકશો એનો કાંઇ શુમાર છે? આ પ્રમાણે તમે સમુદ્ર તરી શકશો, પણ કાંઇ સમુદ્ર તમારું માપ કરી શકે તેમ છે? કહો કે, નહિજ. ત્યારે હવે કોણ મોટું? તમે કે સમુદ્ર? તમે મોટામાં મોટા પહાડ કરતાં પણ ઊંચા છો, કારણ કે પહાડના ઊંચામાં ઊંચા શિખર ઉપર તમે પહોંચી શકો છો અને તેથી પણ ઊંચું હોય, તો ત્યાં પણ જવાને તમે તૈયાર છો; તમે પહાડોની લંબાઇ, પહોળાઇ ને ઊંચાઇ માપી શકો છો; તેના વજનનો અંદાજ કરી શકો છો અને તેની અંદરના પદાર્થોને જાણી શકો છો તથા મેળવી શકો છો; પણ પહાડથી તમારી શક્તિ જાણી જવાય તેમ છે? કહો કે નહિજ. માટે તમે પહાડથી ઊંચા છો. તમે પૃથ્વી કરતાં પણ મોટા છો, કારણ કે તમે પૃથ્વીની પ્રદક્ષિણા કરી શકો છો, પૃથ્વીનું કદ ને આકાર જાણી શકો છો, પૃથ્વીની ફરવાની ગતિ સમજી શકો છો અને પૃથ્વીનો ખજાનો ભોગવી શકો છો, માટે તમે પૃથ્વી કરતાં મોટા છો; એટલુંજ નહિ પણ એ ઇશ્વરના વહાલાઓ! જો તમે

તમારું સ્વરૂપ સમજો તો આકાશના તારાઓ તો તમારાં રમકડાં છે, સૂર્ય–ચંદ્ર તો તમારા વખતની નોંધ રાખનારા કારકુનો છે અને વરસાદ વરસાવનારો ઇન્દ્ર તો તમારો હજૂરિયો છે, એટલે વરસાદ તો તમારા નોકરનો પણ નોકર છે. આટલું બધું તમારામાં સામર્થ્ય છે, કારણ કે તમે પ્રભુના પુત્ર છો અને તેમ છતાં પણ, હાય ! હાય ! એ બધાં બળને ભૂલી જઇને તમે તમારા બંધુઓના છાંટાથી છોવાઇ જાઓ છો ! શરમ છે ! શરમ છે ! તમારું મનુષ્યપણું આવું હોય ? તમારો પવિત્ર ધર્મ આવો હોય ? તમારું ઈશ્વરીજ્ઞાન આવું હોય ? અને તમારો તમારા ભાઇબંધો ઉપરનો સ્નેહ આવો હોય કે ? અરે હાય ! હાય ! તમારું આત્મિકબળ ક્યાં ગયું ? સમુદ્રમાં તો માત્ર અડસઠ તીર્થ છે, તેમ છતાં તે મુડદાંની રાખોડીને તથા ગટરોની ગંદકીને પવિત્ર કરે છે અને તમે તો એ સમુદ્રને અંજલિમાં લઇને પી જનાર મહાત્મા અગસ્ત્ય ઋષિના વંશજ છો તથા તમારામાં તો એ અડસઠ તીર્થનો માલિક પોતે રહેલો છે, છતાં પણ માત્ર પાણીના એક ટીપાથી તમે અભડાઈ જાઓ છો ! અરે આ દુઃખ તો કોને કહેવું ? સમુદ્ર જેવી જડ વસ્તુ પોતાના સંબંધમાં આવનારી ખરાબમાં ખરાબ ચીજોને પણ પોતાના પ્રભાવથીજ–સ્વભાવથીજ સદાય પવિત્ર કરે અને સૌથી પવિત્રમાં પવિત્ર તમારો આત્મા તમારા બંધુઓના પાણીના છાંટાથી અભડાઇ જાય, એ દુઃખ કોને કહેવું ? મહા શક્તિવાળા મોટામાં મોટા દેવ પોતાની આસપાસ ઊડતાં પતંગિયાંને જોઇને તેની બીકથી ભાગ્યા કરે અને પોતાની આસપાસ ફરતી કીડી–મંકોડી જોઇને ડર્યા કરે, એ જેટલું ખરાબ છે ને જેટલું નામોશીભર્યું છે, તે કરતાં પણ તમે અનંત શક્તિવાળાં માણસો નજીવી વસ્તુઓથી અભડાઇ જાઓ એ વધારે ખરાબ છે અને વધારે નામોશીભર્યું છે; કારણ કે તમે હમણાં જે ચીજોથી અભડાઇ જાઓ છો, તે ચીજો કાંઇ તમારાથી મોટી નથી અને તે ચીજોના તમે કાંઇ ગુલામ નથી, પણ તે ચીજોના તમે માલિક છો. ગુલામ શેઠથી બીએ તે વાજબી છે, તેમ જગતની તમામ વસ્તુઓ તમારો ડર રાખીને ચાલે, એટલે કે તમારે આધીન થઇને તમારા હુકમ પ્રમાણે ચાલે તે વાજબી છે, પણ શેઠ ગુલામથી ડરે એટલે કે તમે નિર્દોષ રોટલીના ટુકડાથી કે પવિત્ર પાણીના ઘૂંટડાથી પણ અભડાઈ જાઓ, એ તો અજાયબી છે ને

દિલગીરી છે. એવી જરૂરની નિર્દોષ ચીજોથી પણ જ્યારે તમે અભડાઈ જશો, ત્યારે તમારા આત્માની ઉન્નતિ કેમ થઇ શકશે? તમારો ભ્રાતૃભાવ કેમ વધી શકશે? તમે જગતની સેવા કેમ કરી શકશો? અને તમે પ્રભુના વહાલા કેમ થઇ શકશો? માટે અમે તમને આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, જેમ અમે અમારા સંબંધમાં આવતી ખરાબ ચીજોને હલાવી હલાવીને રસાયણપ્રયોગથી શુદ્ધ કરી તેનો લાભ લઇ તેને અમારામાં મેળવી દઇએ છીએ, તેમજ તમે પણ તમારા સંબંધમાં આવતી વસ્તુઓને યોગ્ય ક્રિયાઓથી શુદ્ધ કરી તેનો લાભ લઈ લો. તેને ફેંકી દો નહિ, તેનો તિરસ્કાર કરો નહિ અને તેને નજીવી વસ્તુ સમજો નહિ; કારણ કે જે નિર્દોષ ચીજોનો તમે તિરસ્કાર કરો છો, તે પણ પ્રભુની વસ્તુઓ છે અને તમારા જે બંધુઓને તમે ધિક્કારો છો, તે પણ પ્રભુના પુત્રો છે; માટે અમે તમને ફરીથી પણ આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, જો તમે તમારા બંધુઓનો તિરસ્કાર કરશો, તો સ્વર્ગમાં તમારો તિરસ્કાર થશે અને જો તમે નિર્દોષ વસ્તુઓથી અભડાઇ જશો, તો પ્રભુ તમારાથી અભડાઇ જશે. એ યાદ રાખજો.

## ૮૨–આપણા ધર્મનો પાયો કયો?

માસ્તરે કહ્યું: કવિરાજ! તમારી વાતો સાચી છે, પણ તે પાળવાનો સમય હજુ આવ્યો નથી; હજી તો એ વાતો વિચારવાનો સમય છે; હમણાં તો આપણે આપણી તરફેણમાં લોકલાગણી જાગૃત કરવાનું કામ છે; જો આપણે આપણી તરફેણમાં લોકલાગણી જાગૃત કરી શકીશું, તો પછી ધીરે ધીરે એની મેળે આપોઆપ સુધારા થવા લાગશે; માટે હમણાં તો તમારે ધીરજ રાખવી જોઇએ. ઉતાવળે ફળ લેવામાં તમે આમ હડધૂત થાઓ છો ને 'નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં' એમ રખડો છો, તે જુઓ છો ને? એમ ન થાય માટે હમણાં તમારે તમારી એ બુદ્ધી પાડોશણનું કહ્યું માનવું જોઇએ.

ચક્રમ કવિએ કહ્યું: નહિ, સાહેબો! એવું લેલાપેપાપણું તમારા ગુજરાતમાંજ રાખી મૂકો. મારાથી એમ નહિ બને. કોઇને ખાતર હું મારું અંતઃકરણ વેચી શકતો નથી. એ સારુ તો અમે બંગાળીઓએ બ્રાહ્મોસમાજ ને પ્રાર્થનાસમાજ જેવાં છૂટા

વિચારોનાં મંડળો કાઢેલાં છે. તમે વિચાર તો કરો કે, એવી બૂરી રૂઢિની જાળમાં હવે આપણે ક્યાં સુધી પડ્યાં રહીશું? યાદ રાખજો કે, આપણો પ્રવિત્ર સનાતન આર્યધર્મ કાંઇ એવી થોડીક બુઢ્ઢીઓની રૂઢિ ઉપર રચાયેલો નથી, આપણો ઉત્તમ ધર્મ કાંઇ થોડીક બુઢ્ઢી રાંડીરાંડોના સાંકડા વિચારો ઉપર રચાયેલો નથી, આપણો ઇશ્વિરીસ્નેહવાળો ધર્મ કાંઈ આભડછેટની કલ્પિત જાળ ઉપર રચાયેલો નથી, આપણો પુરાતની ધર્મ કાંઇ બૈરકશાસ્ત્ર પ્રમાણે રચાયેલો નથી અને આપણો મહાન ઉદાર ધર્મ કાંઇ થોડાક મૂર્ખાઓના નજીવા સ્વાર્થ ઉપર રચાયેલો નથી; પણ આપણો સનાતન આર્યધર્મ તો અભેદ ઉપર રચાયેલો છે. આપણા ધર્મનો પાયો ઇશ્વિરીસ્નેહ છે, આપણા ધર્મનું મૂળ ભ્રાતૃભાવ છે, આપણા ધર્મની ઉત્તમતા અતિથિસત્કાર છે, આપણા ધર્મની મહત્તા બીજાઓને ખાતર આપણે કાંઇક પણ ભોગ આપવો જોઇએ એજ છે. આપણા ધર્મની ખૂબી સમાનભાવ એજ છે અને આપણા ઈશ્વરીધર્મનું રહસ્ય એજ છે કે, દરેક વસ્તુમાં આત્માને જોવો અને આત્માને પરમાત્મામાં અનુભવવો. યાદ રાખજો કે, આવા ઊંડા ને દૃઢ પાયા ઉપર આપણો ધર્મ રચાયેલો છે. આપણો ધર્મ કાંઇ થોડીક બુઢ્ઢી રાંડીરાંડોના મનમાં ચોક્કસ મતવાળાઓએ ભરાવી દીધેલા ફાંટાઓ ઉપર રચાયેલો નથી; માટે મહાન દયાળુ ઈશ્વરની કૃપાથી હવે જ્યારે આપણી આંખ ઊઘડી છે, ત્યારે તેનો લાભ લેવો જોઇએ. હવે આંખો ઊઘડ્યા છતાં પણ જો આપણે સત્યને દાબી દઇએ, તો પછી સ્વર્ગમાં નર્કના કર્તા આપણે પોતેજ થઇ પડીએ અને સ્વર્ગમાં નર્ક કરવું તે કરતાં સ્વર્ગમાંજ રહીને પ્રભુને અર્થે, આપણા બંધુઓને અર્થે, આપણા ધર્મને અર્થે આપણે અર્પણ થઇ જવું; એજ મને તો વધારે સારું લાગે છે.

ભાઇઓ! તમને મારું ધાર્મિક છૂટાપણું ગમતું નથી, ત્યારે મને રસ્તો બતાવો કે હું શું કરુ? મારે ઘેર ભીખ માગવા આવેલી આ બાઇને હું ધક્કા મારું? આપવું–મૂકવું તો બાજુએ રહ્યું, પણ તેને મારા આંગણામાં જરા વાર ઊભી રહેવા પણ ન દઉં? એજ મારો ધર્મ કે? પ્રભુ! એવા ધર્મથી મને બચાવ. મનુષ્ય પોતાના જાતભાઇઓનો તિરસ્કાર કરે એવી આભડછેટથી મને બચાવ. ખરેખરા લાચારોને જરા વાર આપણા આંગણામાં ઘડી બે ઘડી છાંયે બેસવા પણ ન દેવાય, એવા પાપથી મને બચાવ.

## સુખ ક્યાં રહે છે?

ગૃહસ્થો! સુખ ક્યાં રહે છે એ તમને ખબર છે? પ્રાચીન ઋષિઓએ ઉપનિષદમાં કહ્યું છે કે, જ્યાં ગરીબ માણસો પોતાનાં દુઃખો ભૂલે, જ્યાં ભૂખ્યા અતિથિઓનો આદરસત્કાર થાય, જ્યાં આપણા દુઃખી ભાઇબંધોની સેવા થાય અને જ્યાં જીવોને ઉન્નતિનાં સાધન કે વિસામો મળે ત્યાંજ સુખ વસે છે. આપણા બંધુઓને નીચા સમજી તેમનો તિરસ્કાર કરવો, તેમનાથી અભડાઈ જવું, તેમની મદદમાંથી ખસી જવું, પ્લેગ કે કૉલેરાનાં જંતુઓથી દૂર રહીએ તેમ તેમનાથી દૂર રહેવું અને ચોક્કસ પ્રકારની મોટાઈ કે ઉચ્ચકુળના અભિમાનમાં રહેવું, તેથીજ કાંઇ સુખ મેળવી શકાય નહિ; કારણ કે પ્રભુને ત્યાં કાંઇ નાતજાત કે ટીલાંટપકાં જોવામાં નહિ આવે, પ્રભુને ત્યાં કાંઇ ઊંચાઇનું અભિમાન કે કુળની મોટાઈ જોવામાં નહિ આવે અને પ્રભુને ત્યાં કાંઇ બહારની આભડછેટ કે ઉપરછલ્લા ઢોંગ-ધોંગ જોવામાં નહિ આવે, પણ ત્યાં તો જગતના જીવો સાથેની ભલાઇ અને અંતરનો પ્રભુપ્રેમજ જોવામાં આવશે. ઉપનિષદમાં કહ્યું છે કે, નચિકેતા યમને ત્યાં ગયો, ત્યારે યમરાજા ઘેર નહિ હોવાથી ત્રણ દિવસ યમને ઘેર તેને ભૂખ્યું રહેવું પડ્યું, તેથી યમને લાગ્યું કે, જેના ઘરમાં અતિથિ બ્રાહ્મણ ભૂખ્યો રહે છે, તે મૂર્ખ માણસની બધી આશા નાશ પામે છે; તેણે જે સત્સંગ કર્યો હોય, જે મીઠી વાણી બોલ્યો હોય, તેણે જે યોગ-યજ્ઞ વગેરે કર્યું હોય, તેણે જે કૂવા-તળાવ વગેરે બંધાવ્યાં હોય, તે બધાનું પુણ્ય નાશ પામે છે તથા તેનો વંશ અને તેની લક્ષ્મીનો નાશ થાય છે; એમ વિચારીને એવું અનિષ્ટ ન થાય, માટે યમે નચિકેતાને કહ્યું કે, હે બ્રાહ્મણ! તમને નમસ્કાર છે, તમે કૃપા કરશો તો મારું કલ્યાણ થશે, કારણ કે તમે અતિથિ છો, માટે નમવા યોગ્ય છો, છતાં પણ ત્રણ દિવસ મારા ઘરમાં ભૂખ્યા રહ્યા છો, માટે મારા એ પાપનું નિવારણ કરી મારું કલ્યાણ કરવા સારુ તમારી મરજી પડે તેવાં મારી પાસેથી ત્રણ વરદાન માગી લો.

## રામાયણની એક વાત

યાદ રાખજો કે, જ્યારે આપણા લોકોમાં અતિથિઓનો આવો આદરસત્કાર હતો, ત્યારેજ હિંદુસ્તાન આબાદ હતું. તમે કહેશો કે, એ તો બહુ જૂની વાત છે, તો એ પછીની રામાવતારની વાત સાંભળો. રામાયણમાં કહ્યું છે કે, પોતાના કુળના અભિમાનમાં,

પોતાની પવિત્રતાના અભિમાનમાં અને પોતાના કર્મકાંડના જોર ઉપર મુસ્તાક રહીને બ્રાહ્મણો શબરી નામની ભીલડી–ભગતડીનો બહુ દ્વેષ કરતા હતા અને તેને નીચ સમજી બહુ હેરાન કરતા હતા, તેથી બ્રાહ્મણોની એ ભૂલ સુધારવા સારુ દૈવેચ્છાએ તેઓના તળાવનું પાણી ખરાબ થઇ ગયું. બ્રાહ્મણોએ પાણી સુધારવા માટે બહુ બહુ ઉપાયો કર્યા, પણ તેઓનાં પુણ્યથી એ પાણી સુધર્યું નહિ. અંતે જ્યારે બ્રાહ્મણો જેનો તિરસ્કાર કરતા હતા, તે ભીલડીએ રામના કહેવાથી એ તળાવમાં પગ બોળ્યા, ત્યારે તેના પ્રભુપ્રેમના પ્રભાવથી એ તળાવનું પાણી સારું થયું. માટે હું એમ કહું છું કે, ભાઇઓ! પ્રભુપ્રેમનું બળ રાખો, ભલાઇનું બળ રાખો અને અભેદનું બળ રાખો. નાત–જાત કે જે ઘડીક વારની રમત છે, એનું અભિમાન તે શું કરો છો? વળી એ કાંઇ આપણા અખતિયારની વાત નથી. આપણને ક્યાં જન્મ આપવો, એ તો પ્રભુની ઇચ્છા ઉપર છે, એમાં કાંઇ આપણો હક નથી. આપણને નીચ જાતમાં કે હલકા કુળમાં જન્મ આપ્યો હોત, તો આપણે શું કરત? માટે જે બાબત હાલમાં આપણા હાથમાં નથી અને જે વસ્તુ મૂઆ પછી કામની નથી, એવી બાબતમાં તે અભિમાન શું કરો છો? એવી જુદાઇ વધારવામાં તે શા માટે શક્તિ ખરચી નાખો છો? જે શક્તિ આપણા બંધુઓમાં વિરોધ વધારવામાં વાપરો છો, તે શક્તિ ભલાઇ કરવામાં વાપરો કે જેથી તમારું કલ્યાણ થાય. આ દાખલો પણ જો તમને જૂનો લાગે તો એ પછીની મહાભારતની વાત સાંભળો. તેમાં પણ કહ્યું છે કે, જો કૂતરાને અહીં મૂકી દેવો પડે તો મારે સ્વર્ગ જોઇતું નથી.

*ધર્મરાજા યુધિષ્ઠિર છેવટના મહાપ્રયાણ અર્થે હસ્તિનાપુરથી નીકળ્યા હતા, ત્યારે એક કૂતરો તેમની પાછળ પાછળ ગયો હતો અને તેમની સાથે ભારે વિપત્તિઓ વેઠીને મોટું રણ પણ ઓળંગી ગયો હતો. તે પ્રયાણમાં નીકળેલાઓમાંથી યુધિષ્ઠિર અને તે કૂતરોજ જીવતા રહ્યા હતા. યુધિષ્ઠિરને સ્વર્ગમાં લઇ જવા માટે ઇન્દ્ર પૃથ્વી પર આવ્યા હતા. તેણે તેમને કહ્યું કે, આ વિમાનમાં બેસીને મારી સાથે સ્વર્ગમાં ચાલો. નીચા વળીને યુધિષ્ઠિરે પાછળ આવેલા નિમકહલાલ કૂતરાનું માથું થાબડ્યું.

* સેન્ટ્રલ હિંદુ કોલેજના 'સનાતન ધર્મ'ના ભાષાંતરમાંથી પૃષ્ઠ ૨૧૦.

અને કહ્યું: હે ભૂત અને વર્તમાનના અધિપતિ! આ કૂતરાનો મારા ઉપર ઘણો ભાવ છે, માટે તેને પણ સાથે લેવો જોઇએ. આ બિચારા પ્રાણી ઉપર મને બહુ દયા આવે છે. ઇન્દ્રે ઉત્તર આપ્યો: સ્વર્ગભૂમિમાં કૂતરાને લઈ જવાય નહિ. હે રાજા! આજે તેં અમરપણું તથા મારા જેવું પદ, બહોળો વૈભવ, મહાન વિજય અને સ્વર્ગનાં સર્વ સુખો મેળવ્યાં છે, માટે સ્વર્ગને રસ્તે આડા આવનાર આ કૂતરાનો ત્યાગ કર. એમ કરવામાં કાંઇ દોષ નથી. એ મનુષ્યલોકનું પ્રાણી મનુષ્યલોકમાં રહેશે. રાજા બોલ્યા: હે સહસ્ર નેત્રવાળા! હે નીતિમાન! કોઇ પણ આર્ય, આર્યને ન છાજે એવું કૃત્ય કદી પણ કરે નહિ. મારા ઉપર ભાવ રાખનારનો ત્યાગ કરીને હું સ્વર્ગનું સુખ પ્રાપ્ત કરવા ઇચ્છતો નથી. ઇન્દ્રે કરડી દૃષ્ટિથી કહ્યું: કૂતરાને સાથે લઇ આવનારને સ્વર્ગમાં સ્થાન નથી. કૂતરાનો ત્યાગ કર અને ચાલ, વખત વહી જાય છે. રાજા બોલ્યા: ડાહ્યા પુરુષો કહી ગયા છે કે, ભાવિકનો ત્યાગ કરવો એ પાપ છે—ઘોર પાપ છે. બ્રાહ્મણનો વધ કરવાથી જેવું ઘોર પાપ થાય છે, તેવું પાપ નિર્બળનો ત્યાગ કરવાથી થાય છે. હે ઇન્દ્ર! હે મહાબાહો! સુખ પ્રાપ્ત કરવા તરફ દોરાઇને હું આ કૂતરાનો ત્યાગ નહિ કરું. ઇન્દ્રે રાજાને ઘણીએ આજ્ઞા કરી અને બહુ બહુ સમજાવ્યું; તોપણ તે ડગ્યા નહિ. ઇન્દ્રે કહ્યું: તેં તારા ભાઇઓનો અને પત્નીનો ત્યાગ કર્યો, ત્યારે આ કૂતરાનો ત્યાગ કેમ કરતો નથી? યુધિષ્ઠિરની આંતરદૃષ્ટિ આવી સંપૂર્ણ રીતે ખીલેલી હતી કે ઇન્દ્રના યુક્તિભરેલા વાક્ચાતુર્યથી તેમની દૃઢતામાં જરા પણ ફેર પડ્યો નહિ. તે બોલ્યા: ગત થયેલાંઓની સાથે સ્નેહ કે વૈર હોતાં નથી, એ એ વાત ત્રિલોકમાં પ્રસિદ્ધ છે. મારા ભાઇઓ અને કૃષ્ણ મરણ પામ્યા, તેમને જીવતા કરવાની શક્તિ મારામાં નહોતી, માટે મેં તેમનો ત્યાગ કર્યો. તેઓના દેહમાં પ્રાણ હતો ત્યાંસુધી મેં તેમનો ત્યાગ કર્યો નહોતો. આ કૂતરો તો જીવે છે. હે ઇન્દ્ર! હું જાણું છું કે, શરણાગતને ત્રાસ પમાડવાથી, સ્ત્રીહત્યા કરવાથી, બ્રાહ્મણની વસ્તુ ચોરવાથી તથા મિત્રને દુઃખ દેવાથી જેટલું પાપ થાય છે તેટલુંજ પાપ આવા ભાવિક પ્રાણીનો ત્યાગ કરવાથી થાય છે. યુધિષ્ઠિરનું બોલવું પૂરું થયું કે, તરતજ કૂતરો અદૃશ્ય થઇ ગયો અને તેને સ્થાને ધર્મરાજાની દિવ્યમૂર્તિ દૃષ્ટિએ પડી. ઇન્દ્ર અને ધર્મરાજા યુધિષ્ઠિરને સ્વર્ગ પ્રત્યે લઇ ગયા ત્યારે દેવો તથા ઋષિઓએ તેમનાં ગુણગાન કર્યાં.

આ સિવાય યુધિષ્ઠિરના યજ્ઞ પછી અર્ધા સોનાના શરીરવાળો નોળિયો ત્યાં આવ્યો હતો, એ અતિથિસત્કારની પ્રસિદ્ધ વાત તમે જાણો છો, એટલે તે કહી બતાવવાની જરૂર નથી. જ્યારે આપણે ત્યાં આવો ભ્રાતૃભાવ અને આવો અતિથિસત્કાર હતો, ત્યારેજ દેશ આબાદ હતો અને ત્યારેજ પ્રજા સુખી હતી. માટે અમે એવા આંતરધર્મમાં આવવાનું તમને કહીએ છીએ. હજી એ પછીના શાસ્ત્રના દાખલા જાણવા હોય, તો વિષ્ણુપુરાણમાં કહેલી રંતિદેવ રાજાની વાત સાંભળો.

## અતિથિસત્કાર વિષે

રંતિદેવ રાજાએ એક સમયે પોતાના સેવકવર્ગ સહિત અડતાળીસ દિવસનો ઉપવાસ કર્યો. ઓગણપચાસમે દિવસે સવારમાં તેને કેટલુંક ઘી, દૂધ, જવનો લોટ તથા પાણી મળ્યાં. આવા પદાર્થો વડે તેઓ પારણું કરવાની તૈયારીમાં હતા, તેવામાં એક અતિથિ બ્રાહ્મણ ત્યાં આવી ચડ્યો. રાજાએ પોતે કાંઈ પણ ચાખ્યા પહેલાં તે બ્રાહ્મણને જમાડ્યો. પછી તે બ્રાહ્મણ ચાલ્યો ગયો એટલે જે કાંઇ અન્ન અવશેષ રહ્યું હતું, તેના સમાન ભાગ કરીને રાજાએ સર્વેને અકેક ભાગ વહેંચી આપ્યો અને એક ભાગ પોતાને માટે રાખ્યો. પછી તે આહાર કરવા માંડે છે, એટલામાં એક શૂદ્ર ત્યાં આવ્યો. રાજાએ પોતાના ભાગના થોડા અન્નમાંથી હર્ષથી તેને કાંઇક આપ્યું. શૂદ્રના ગયા પછી તે પારણું કરવાની તૈયારી કરે છે, તેવામાં વળી શ્વાનનો સમૂહ લઇને એક માણસ ત્યાં આવ્યો. રંતિદેવે એક ઘૂંટડો પાણી રાખીને સર્વ અન્ન તેને આપી દીધું. તેઓના ગયા પછી પોતાના સુકાઈ ગયેલા હોઠ આગળ તેણે આતુરતાથી પાણીનું પાત્ર ધર્યું, પણ એટલામાં ‘પાણી આપો, થોડુંક પાણી આપો’ એવો કરુણાજનક સ્વર તેને કાને પડ્યો. તેણે નજર ફેરવીને જોયું તો ચાંડાળજાતિનો દુઃખથી રિબાતો એક માણસ ભોંય ઉપર પડેલો હતો અને એ તેના હાથમાંનું પાણી લેવાને માટે દયામણી દૃષ્ટિથી જોઈ રહ્યો હતો. રંતિદેવે પોતાનાં પ્રેમાળ લોચન વડે તેની તરફ દયાની દૃષ્ટિ કરીને તે ચાંડાળનું માથું ધીમેથી ઊંચું કર્યું અને તેના સુકાઇ ગયેલા તથા ધૂળમાં ખરડાયેલા હોઠ આગળ તે નિર્મળ શીતળ પાણી ધરીને તેને મમતાથી કહ્યુંઃ હે ભાઈ! પાણી પી. તેણે નમ્રતા સાથે દયાભાવ દર્શાવ્યો, તેથી એ પાણીનું દાન અમૂલ્ય થઇ પડ્યું. હવે તે ચાંડાળે પાણી પીધું! ત્યારે પ્રેમાળ હૃદયવાળા રંતિદેવે હર્ષથી શ્રીહરિની સ્તુતિ

ફરી કહ્યું: હું અષ્ટસિદ્ધિની કે મોક્ષની યાચના કરતો નથી, મારે માત્ર એટલીજ અપેક્ષા છે કે, હું સર્વનાં સુખદુ:ખ જાણું તથા તેમની વતી તેમનાં દુ:ખ હું ભોગવું, જેથી કરીને તેઓ સુખી-જીવન ગાળે. આ પીડાતા મનુષ્યનો જીવ ઉગારવાને મેં આ પાણી આપ્યું, તેને લીધે મારી ભૂખ, તરસ, થાક, એ સર્વ નાશ પામ્યાં છે.*

અતિથિસત્કારના, દુ:ખીઓની સેવા કરવાના, ગરીબોને મદદ કરવાના ને સમાનભાવ રાખવાના પુરાણોમાં તથા ભક્તોનાં ચરિત્રોમાં આવી જાતના સેંકડો દાખલાઓ છે; પણ અફસોસ કે, તેઓની તરફ કોઇ જોતું નથી. એમ કહીને ચક્રમ કવિએ નિશ્વાસ નાખ્યો.

## મારા જેવો સુખી બીજો કોણ છે?

માસ્તરે કહ્યું: તમારી એ બધી વાત સાચી, પણ કવિરાજ! જમાનો બદલાઇ ગયો, માટે એ દાખલો હાલમાં આપણને કામ ન લાગે. તમે બહુ દયાળુ છો ને બહુ પ્રમાણિક છો, તેથી કેવાક સુખી છો એ તો અમને કહો! મને ધાસ્તી લાગે છે કે, જો તમારી નાતવાળા પણ મારી નાતવાળા જેવા હશે તો આ ડોશીની ધામધૂમ પ્રમાણે તેઓ તમને નાતબહાર મૂકશે, એટલે ઊલટું તમારી ઉપર ધર્મ કરતાં ધાડ આવશે! કવિરાજ! હજી એટલી બધી ચોખ્ખાઇ ને એટલી બધી સ્વતંત્રતા આપણી રૂઢિઓ આપણને રાખવા દે તેમ નથી. માટે તમારી ભલી લાગણીઓને તમારા કબજામાં રાખો, નહિ તો આ તમારું ઘાસનુ ઝૂંપડું છે તેમાં પણ કોઇક આગ લગાડી દેશે!

ચક્રમ કવિએ કહ્યું: બેશક, તમારી ધાસ્તી સાચી છે. મારા ઝૂંપડામાં આગ લાગી જાય અને મારા માથામાં સોટા પડે, તો એથી હું અજબ થાઉં નહિ. એ તો બનવાજોગ છે. એવું એવું તો કાંઇ કાંઇ થયાજ કરે છે. પણ તે સારુ કરીને કાંઇ હું મારું કર્તવ્ય છોડી દઉં નહિ, તે સારુ કરીને કાંઇ હું મારું અંત:કરણ વેચી નાખું નહિ અને તે સારું કરીને કાંઈ હું આપણા ભાઇબંધો ઉપરનો પ્રભુપ્રેમ છોડી દઉં નહિ. તમે પૂછો છો કે, તમે શું સુખી છો, પણ હું કહું છું કે, મારા જેવો સુખી બીજો કોણ છે? મારા અંતરમાં શું શું યોજનાઓ છે? મારી લાગણીઓ કેવા ઉન્નતભાવમાં નાચી રહી છે? મારું હૃદય કયા તાર સાથે

* બનારસ સેન્ટ્રલ હિંદુ કૉલેજના 'સનાતન ધર્મ'ના ભાષાંતરમાંથી; પૃષ્ઠ ૨૧૪.

જોડાયેલું છે? મારું મન કઈ વસ્તુમાં રમે છે? મારા અંતઃકરણમાં કેવા કેવા સ્વર્ગના સંદેશા ચાલ્યા આવે છે? મારી આંખો શું જોઇ રહી છે? મારા કાનો શું સાંભળી રહ્યા છે? મારું લોહી કયા ધબકારા ઉપર દોડી રહ્યું છે? અને મારો શ્વાસ કોને ખાતર કઇ ગતિમાં વહી રહ્યો છે, એ તમે શું સમજો? માસ્તર સાહેબ! એ સમજવાને માટે તો નવું જીવન જોઈએ. એ સમજવાને માટે તો ભગવદ્કૃપા જોઇએ. એ સમજવાને માટે તો જિગરની લાગણી જોઇએ અને એ સમજવાને માટે તો પુરુષાર્થ જોઇએ છે. એ બધું વ્યાવહારિક લોકોમાં વિશેષતાથી કયાં છે? અને જેટલું છે તેને પણ તેઓએ કયાં ખીલવેલું છે? જ્યાંસુધી એ બધું અને એવુંજ બીજું ઘણું ન ખીલવો ત્યાંસુધી તમે અમારો આનંદ સમજી શકો નહિ. તમે મને દુઃખી સમજો છો, કારણ કે મારું છાજનું ઝૂંપડું થોડા દિવસમાં પડી જવા જેવું થઇ રહ્યું છે, મારી પાસે બત્તી સારુ તેલ નથી, મારે પહેરવા માટે ફાલતુ ધોતિયું નથી, મને દૂધ-ઘી ખાવા મળતું નથી. મારાં પગરખાં ફાટી ગયાં છે, પણ તે હું બીજાં લઇ શકું તેમ નથી અને મારા ખિસ્સામાં દોઢિયાં નથી, તેથી મને દુઃખી સમજો છો. બેશક, એ નજરે જોતાં હું દુઃખી છું; પરંતુ હું દુઃખી છું એનું પરિણામ શું એ તમે જાણો છો? એનું પરિણામ હિંદુસ્તાનની ખરાબી થાય છે. યાદ રાખજો કે, જો અમારા કોડિયામાં તેલ નહિ હોય, તો તમારા અંતરમાં જ્ઞાનનો દીવો નહિ બળે, અમારા પગમાં પગરખાં નહિ હોય, તો તમને બેસવા ગાડી નહિ મળે, અમે જો ટાઢે ઠરીશું, તો તમને બીજું કોઇ સાચી ગરમી નહિ આપી શકે, અમને જો ખાવાનું નહિ મળે, તો તમને વૈભવો ભોગવવાનું નહિ મળે, અમને જો રહેવાનું ઠેકાણું નહિ મળે, તો તમારા ગામગરાસ નહિ રહે અને અમને જો પુસ્તકો નહિ મળે, તો તમને સ્વર્ગ નહિ મળે; એટલુંજ નહિ પણ જો તમે અમારી ઉપર કૃપા નહિ રાખો, તો તમારી ઉપર ઈશ્વર કૃપા નહિ રાખે, કારણ કે તમારા કરતાં અમે ઈશ્વરની વધારે નજીક ગયેલા છીએ, તમારા કરતાં અમે વધારે મહેનત કરેલી છે, તમારા કરતાં અમે અમારા સુખના વધારે ભોગો આપેલા છે, તમારા કરતાં અમે જગતમાં ઈશ્વરનું સૌન્દર્ય ફેલાવવામાં વધારે કામ કરેલું છે, તમારા કરતાં અમે આપણા બંધુઓની વધારે સેવા કરી

શકીએ તેમ છીએ અને તમારા કરતાં અમે વધારે ઉચ્ચ-ભૂમિકામાં રમવાવાળા છીએ. અમારો તમારી ઉપર હક છે; કારણ કે અમે તમારા જમણા હાથ છીએ. આ કાંઈ હું મારે પોતાને માટે નથી કહેતો, પણ આપણા દેશના સૌ વિદ્વાનો, સૌ ભક્તો, સૌ સદ્દવૃત્તિવાળા સાધુઓ, સૌ ઊંચી જાતના હુન્નરવાળા કારીગરો, સૌ ઉત્તમ લાગણીવાળી બાઇઓ અને સૌ ભલા ખેડૂતો તથા દેશ-પરદેશના સમગ્ર ગુણી માણસોને માટે હું આમ કહું છું કે, તેઓ તમારા જમણા હાથ છે. એ હાથને જો કાપી નાખશો એટલે કે તેની દરકાર નહિ કરો–તેની કદર નહિ કરો–તેની કિંમત નહિ સમજો–તેની મદદ નહિ લો અને તેનો તિરસ્કાર કરશો, તો ખાતરી રાખજો કે, તમે કદી પણ સુખી થઇ શકશો નહિ; કારણ કે ગુણી, જ્ઞાની ને પવિત્ર માણસોજ જગતનું કલ્યાણ કરનારા છે, જગતમાં આબાદી ફેલાવવામાં તેઓનો મુખ્ય હાથ છે, જીવોનાં સુખ વધારવામાં તેઓ બહુ ઉપયોગના છે અને તેઓ જગતને દોરનારા છે તથા જીવોને આગળ વધવામાં મદદ કરનારા છે; માટે ભલે તેઓ વૈશ્ય હોય, શૂદ્ર હોય, મ્લેચ્છ હોય કે ગમે તે જાતના હોય, તોપણ જાતિભેદને બાજુએ મૂકીને, દેશ–વેષને કોરે રાખીને, મત–પંથને ભૂલી જઇને ગુણની કદર કરો, ગુણની કદર કરો.

## ૮૩–ચારે વર્ણનો સંબંધ

તમારા મત મુજબ ભલે બ્રાહ્મણ એ આ જગતનું અથવા ઈશ્વરનું મુખ હોય, ક્ષત્રિય એ હાથ હોય, વૈશ્ય એ પેટ હોય અને શૂદ્ર એ પગ હોય તોપણ ભલે, તમે એમ માનો તેથી પણ કાંઇ અડચણ નથી; પણ મારું કહેવું એટલુંજ છે કે, આપણે પગને પણ સંભાળવા જોઇએ. પગમાં લકવો થઇ જાય, પગ ખોટકી જાય અથવા પગ કપાઇ જાય તો યાદ રાખજો કે, એ ખોટ કાંઈ જેવી તેવી નથી. જેના પગ કપાઈ જાય છે. તેનું જીવતર ઝેર થઇ જાય છે; તેમજ આ કંગાલ ડોશી જેવો ગરીબ શૂદ્રવર્ગ તે આપણા દેશના પગ છે. એ પગ જો લૂલો થઇ જશે, એટલે કે તેમનો તિરસ્કાર કરીને આપણે જો તેમને વગર મોતે મરવા દઇશું અને નાહક વટલી જવા દઇશું તથા છતાં સાધનોએ નાત–જાતના મમતને ખાતર જો આપણે તેઓની મદદનો લાભ નહિ લઇએ, તો આપણો એ પગ લૂલો થઇ જશે અને મને કહો તો ખરા કે,

આ હરીફાઇના જમાનામાં લૂલા પગે તમે ક્યાં સુધી આગળ વધી શકશો? યુરોપિયનોની હજારો ટનની રાક્ષસી તોપોવાળી સ્ટીમરો, વીજળીક રેલવે અને આકાશી બલૂનોની આગળ લૂલે પગે તમે ક્યાં સુધી હરીફાઈ કરી શકશો, એ જરા વિચાર તો કરો! આવીજ રીતે જેમ પગને માટે તેમજ પેટ, હાથ અને મુખને માટે પણ સમજવાનું છે. એ બધા અવયવો જ્યારે બરોબર હોય, ત્યારેજ શરીર તંદુરસ્ત રહે છે, તેમજ આપણા દેશના એ ચારે વર્ગ જ્યારે સરખી સ્થિતિમાં આવશે, ત્યારેજ દેશ આબાદ થઇ શકશે. માટે માસ્તર સાહેબ! કૂડી રૂઢિ સામે હવે શું જોઇ રહ્યા છો? હવે તો ઈશ્વરની કૃપાથી આપણી આંખો ઊઘડી છે, માટે પ્રાચીન ઋષિઓના અંતરના હેતુ તરફ અને પવિત્ર શાસ્ત્રોના ઉત્તમ રહસ્ય તરફ જુઓ. અરે ભાઇઓ! જરા વિચાર તો કરો કે, જે વેદે એમ કહ્યું કે, બ્રાહ્મણો એ પ્રભુનું મુખ છે, ક્ષત્રિયો હાથ છે, વૈશ્ય પેટ છે અને શૂદ્ર પગ છે, તે વેદ શું એમ કહેશે કે, વૈશ્યથી તમે અભડાઈ જાઓ ને શૂદ્રનો તમે તિરસ્કાર કરો? બેશક, એટલું ખરું કે, હાથની, પગની, પેટની ને મોઢાની કામગીરી જુદી જુદી છે. પણ તેથી શું થયું? કામગીરી જુદી હોવાથી કાંઈ આત્મા જુદો છે? કામગીરી જુદી હોવાથી પગને પેદા કરવાવાળો બીજો શું કોઇ સેતાન છે? તમારા પેટમાં અજીઠું અન્ન ભરેલું છે, તેથી તમે અભડાઓ છો? તમારા પગને અડવાથી તમે અભડાઓ છો? કહો કે નહિ. ત્યારે દેશરૂપી શરીરના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રરૂપી અવયવથી તમે શા માટે અભડાઈ જાઓ છો? શા માટે તેનો તિરસ્કાર કરો છો? આવા અન્યાયનો જવાબ ઈશ્વર તમારી પાસે નહિ માગે કે?

આવી રીતે ખૂબ રસમાં આવી જઇને ચક્રમ કવિ અમારી સાથે વાતો કરતા હતા, એટલામાં પેલી ભિખારણે ભાત ખાઈ રહેવાથી પાણી માગ્યું. ચક્રમ કવિએ તેની ભાગેલી દાથરીમાં પોતાના ફૂટેલા ઘડાથી પાણી આપ્યું, એટલે તે દાથરી ધોઈને એ બાઈ પી ગઇ. પછી કવિએ તેને જરા વાર બેસાડીને પૂછ્યું કે, તું જાતે કોણ છે, અને આ છોકરું કોનું છે? આવી ગરીબીમાં તું કેમ આવી પડી?

આ સાંભળીને તે ભિખારણ રોઈ પડી. તેને આગલી પાછલી યાદ આવી ગઇ. તેણે કહ્યું: ભાઈ! સાત વરસ થયાં હું આવી

સ્થિતિમાં રખડું છું, પણ કોઈએ તમારી પેઠે હેત કરીને મારી ખબર પૂછી નથી, બહુ તો ટુકડો રોટલો કે દોઢિયું ફેંકી દે, પણ કોઈ અમારાં સુખ–દુઃખ પૂછતું નથી. ભાઇ! તમે તો ધર્મરાજાના અવતાર જેવા છો. એટલી પ્રસ્તાવના કરીને પછી તે બાઈએ કહ્યું:

ભાઇ ! હું જાતે કોળણ છું, મારો વર ખેતીનો ધંધો કરતો હતો, પણ હાલમાં નબળાં વરસોમાં ખેતીનો ધંધો કેવો તૂટી ગયો છે અને સરકારના કર કેટલા બધા વધતા જાય છે, એ તો તમે જાણો છો. ખાતરની અછતને લીધે જમીનના રસકસ ઓછા થયા, માણસોનાં પાપને લીધે વરસાદપાણી ઓછાં થયાં, પરદેશીઓની દેખાદેખીથી ખરચો વધી ગયો, જંગલોના કાયદાથી ઘાસચારો મોંઘો થઈ ગયો, તેથી ખેતીનાં જનાવરોનો ભાવ વધી ગયો, કળિકાળ પ્રમાણે માણસોનાં શરીર નબળાં થતાં ગયાં, ઊપજ ઘટી ગઇ અને કર તો વધતાજ જાય છે, એટલે અમે ગરીબ માણસો ક્યાંથી પૂરું કરી શકીએ? મારો વર જીવતો હતો ત્યાંસુધી તો દુઃખે–સુખે જેમતેમ તાણીતોડીને ચલાવ્યું, પણ તે ગુજરી ગયા પછી હું આફતમાં આવી પડી. ઉપરાઉપરી બે વરસ નબળાં આવવાથી કરજ થઇ ગયું, તેથી બળદ તથા ઘરવખરી વેચીને માંડમાંડ સરકારનો કર ભર્યો ને હું રખડતી થઇ ગઇ. એ પછી મજૂરી કરવા લાગી. બે વરસ પછી દુકાળ પડ્યો, એટલે મજૂરી પણ ન મળી, તેથી ભીખ માગવા લાગી. ભાઇ! ભીખના દુઃખની તમને શું ખબર? ભીખનો ટુકડો ખાધા પછી તો મારાં હરામનાં હાડકાં થઇ ગયાં. હવે મારા શરીરમાં જરા પણ કસ નથી. હું ધારું છું કે, હજી પણ હું મજૂરી કરીને પેટ ભરું તો સારું, પણ મને ક્યાંય હલકા પ્રકારની મજૂરી મળતી નથી; અને ભીખની હાડમારીથી મારું શરીર એવું નબળું થઇ ગયું છે કે, આકરી મજૂરી હવે મારાથી બની શકે તેમ નથી. આવી રીતે હું હાયવોયમાં દિવસ કાઢતી હતી, એટલામાં ગયા દુકાળમાં મારી છોકરી પણ રખડતી થઈ ગઇ. તાણીતોડીને દુકાળના નવ મહિના તો મહામુશ્કેલીએ તેણે કાઢ્યા, પણ પછી કાંઇ ઉપાય રહ્યો નહિ. તેનો વર બહુ આબરૂદાર હતો. તેણે કહ્યું કે, છોકરાંઓ ભૂખે ટળવળે તે મારાથી નથી જોવાતું. હું લાંબો હાથ કરીને કોઇને ત્યાં ભીખ માગવા જઇશ નહિ. મને હવે મરવા દે. તું છોકરાંને લઇને જ્યાં જવું હોય ત્યાં ચાલી જા. મારી છોકરીએ તેને ઘણુંએ સમજાવ્યો અને કહ્યું કે, પ્રભુ જેવા દિવસ

આપે તેવા માથે ચડાવી નિભાવી લેવું જોઇએ; પણ તેણે કહ્યું કે, નહિ, મને મારી આબરૂમાં મરવા દે, હું કાંઈ બ્રહ્મણ–સાધુ નથી કે, ભીખ માગું, લાખોપટેલ કાંઇ કોઇને બારણે લાંબો હાથ કરે નહિ. મારી દીકરીએ થોડાક દિવસ જેમતેમ ચલાવ્યું, પણ એવા આફતના સમયમાં ભીખ પણ કોણ આપે ? છોકરાંઓ ભૂખે ન મરી જાય તે સારુ છેવટે લાચાર થઇને મારી દીકરી પોતાનાં ત્રણ નાનાં છોકરાંઓને લઇને દસબાર ગાઉ ઉપર દુકાળિયાંઓને ખીચડું મળતું હતું ત્યાં ગઈ. તેનો વર ઘરનાં બારણાં અંદરથી બંધ કરીને ભૂખ્યો ને ભૂખ્યો સૂઈ રહ્યો, તે પાછો ઘરની બહાર નીકળ્યોજ નહિ. છઠ્ઠે દિવસે તે ભૂખથી મરી ગયો. એ પછી બે મહિનાની અંદર ગરીબોને તળાવ ખોદાવવા ઉપર રાખ્યાં હતાં. ત્યાં રોગ ચાલ્યો તેમાં ચાર દિવસમાં મારી છોકરીનાં ત્રણે છોકરાં મરી ગયાં, પણ તેને કોઈ ઉપાડવાવાળું મળ્યું નહિ! એ પછી તે ત્યાંથી ચાલી નીકળી. રસ્તામાં ઓચિંતાં માદીકરી ઘણે દહાડે મળી ગયાં; પણ ભાઈ અમારા નસીબમાં સુખ ક્યાંથી ? અમને કોણ ટેકો આપે? અમને કોણ મદદ કરે? અમને પડેલાંઓને કોણ ઉઠાડે ? ઊલટા આપણા ઘણા લોકો તો આભડછેટને નામે પડેલાંઓને પાટુ મારવાનોજ ધંધો લઇ બેઠેલા છે, એટલે અમે કેમ ઊઠી શકીએ ? ભાઈ ! અમે તો નીચેજ પડતાં જઇએ છીએ કારણ કે ભીખ જેવું બીજું કાંઈ બૂરું નથી. ખાવા–પીવાનું ઠેકાણું નહિ, પહેરવા–ઓઢવાનું ઠેકાણું નહિ, સૂવા–બેસવાનું ઠેકાણું નહિ અને કેવાં કેવાં માણસોની વચ્ચે રહેવું પડે એનું પણ કાંઇ પ્રમાણ નહિ, એટલે અમારામાં નીતિ ક્યાંથી રહે ? મારી છોકરી ત્રીસ વરસની પાકી ઉંમરની હતી, તોપણ ભૂલમાં આવી ગઈ. એક ઠેકાણે અજાણતાં ઇચ્છા વિના સપડાઇ ગઇ. અમારી નીતિ કોણ બચાવે? અમે કોની પાસે ફરિયાદ કરીએ ? અમારું કોણ સાંભળે ? અમને ધર્મજ્ઞાન કોણ આપે ? અમને તો સૌ હડધૂતજ કરે, એટલે પછી અમે એવા માઠા સંયોગમાં આવી જઇએ તેમાં નવાઈ શું ? ભીખની હાડમારીઓને લીધે ને સ્વાર્થબુદ્ધિ તથા અજ્ઞાનને લીધે અમને એ ભૂલો નાની લાગતી હોય, પણ પ્રભુ કાંઇ તેની શિક્ષામાંથી છોડે છે ? તેથી તેને મહિના રહ્યા. આ છોકરો તેનો છે. એ પછી એક જંગલમાં મહાદેવના દેવળ પાસેના પડી ગએલા ઉઘાડા ઘરમાં તેને પ્રસવ થયો. એ વખતે શિયાળાના દિવસ

હતા, ટાઢનું તોફાન બહુ મોટું હતું અને અમારી પાસે ઓઢવા-પાથરવાનું કાંઇ નહોતું. મને લાગ્યું કે, આ ટાઢમાં તે મરી જશે, તે સારુ દેવતા સળગાવવા હું લાકડાં લેવા પાસેના જંગલમાં ગઇ. એટલામાં જંગલખાતાના સિપાઇએ મને પકડી અને તે મને તેના સાહેબ પાસે તેડી ગયો. હું બહુ કરગરી, મેં મારી સુવાવડી દીકરી જંગલમાં પડી છે, એમ વાત કરી, હું બહુ બહુ રોઇ; પણ મારું કોણ સાંભળે? મારી વાત સાચી કોણ માને? જમાદારે કહ્યું કે, એ તો બધા ઢોંગ છે અને ઇન્સ્પેકટર તો ઊલટો રાજી થયો કે, આપણે ગુનો પકડયો તેથી સાબાશી મળશે. બેચાર દોઢિયાંનાં લાકડાં સારુ મને આઠ દિવસની કેદની સજા થઈ. કેદમાંથી છૂટીને જ્યારે હું તે મહાદેવના દેવળ તરફ ગઇ, ત્યારે મારી સાથેનો ઓળખાણવાળો એક ભિખારી મળ્યો. તેણે કહ્યું કે, તારી છોકરી તો ટાઢે ઠરીને તારા ગયા પછી ત્રીજે દિવસે મરી ગઇ છે ને આ તેના બાળકને મેં સાચવ્યું છે તે લે. મને આ વાત સાંભળીને કેવું વસમું લાગ્યું હશે, એ તમે કેમ સમજશો? ભાઇ! મરવું-જીવવું એ સંસારની રીતિ છે, એમાં કાંઈ કોઇનો ઉપાય નથી, પણ આવી રીતે કૂતરાંને મોતે મરવું એ દુઃખ નથી ખમાતું! હવે એ તો જે થવાનું હતું તે થયું, એ બિચારી આફતમાંથી છૂટી ગઇ, વધારે જીવી હોત તો મારી પેઠે વધારે હેરાન થાત. હવે હું એને નથી રોતી. પણ આ પીડાને મારે કેમ સાચવવી? એમ કહીને તેણે તે છોકરાં સામે જોયું. મને પેટ પૂરતું ખાવાનું મળતું નથી ને આને હું દૂધ ક્યાંથી પાઉં? જેને જોઇએ છે તેને છોકરાં નથી મળતાં અને અમને તો જાણે હજી અમારાં દુઃખ અધૂરાં હોય, તેમ આવાં ગૂમડાં વળગે છે! મારે ત્યાં આવીને-મારી પાસે રહીને આ જીવની શું સાર્થકતા થશે? ભૂખથી, ટાઢથી કે કંગાલિયતને લીધે લાગુ પડતા રોગથી થોડા વખતમાં તે મરી જશે? આ ફૂલને હું કેમ સાચવી શકું? અને કદી મારી પાસે મોટો થયો; તોપણ તે બિચારો આ હાલતમાં રહીને શું સારું કરી શકશે? અરે ભાઇ! અમારુ તે કાંઈ જીવતર છે? અમે તો આ જગતમાં નરકના કીડા જેવાં છીએ.

મહારાજજી! આ તો તે ભિખારણની વાતનો સાર હું તમને કહું છું, પણ તેણે પોતાની ગામઠી ભાષામાં અંતરની હાય સાથે એવી લાગણીથી આ વાત કહી હતી કે, ચક્રમ કવિ તો એ સાંભળીને રોઈ પડયા અને અમને પણ બહુ ગંભીર અસર થઈ. એ

પછી ચક્રમ કવિએ અમને કહ્યું કેઃ હે પ્રભુ! આવી ઉચ્ચતાથી અમને બચાવ.

સાહેબો! જોયો આપણો હાલનો મનુષ્યયજ્ઞ? આવી કંગાલ બુઢ્ઢીને પાણી પાતાં આપણે અભડાઇ જઇએ છીએ! આવી ખરેખરી દુખિયારીને પગે પાટો બાંધતાં આપણે વટલાઈ જઈએ છીએ! આવા નિરાધારના ઓછાયાથી આપણને પાપ લાગી જાય છે! પ્રભુ! દયા કર, દયા કર. અરે! અમને તારી દયા માગવાનો પણ હક નથી, કારણ કે અમે સાચી દયામાં કયાં સમજીએ છીએ? જનાવરોને માટે ઠેકાણે ઠેકાણે પાંજરાપોળો છે, પણ માબાપ વિનાનાં નિરાધાર છોકરાંઓને રાખવાનું કયાંય ઠેકાણું છે? અમને ઝાડનું પાદડું તોડતાં પાપ લાગે છે, પણ આવાં નિરાધારોનો તિરસ્કાર કરી તેઓને ફાટે ડાચે ગમેતેમ ગાળો આપવામાં અમે કયાં પાપ સમજીએ છીએ? પંડિતોને માટે તો સેંકડો સભાઓ છે, પણ આવાં રખડતાં લાખો ભિખારીઓને જ્ઞાન આપવા માટે કાંઇ છે? નાતોમાં ને મિજબાનીઓમાં દૂધપાક–પૂરી ને રસ–પૂરી તો ઠેકાણે ઠેકાણે ઊડે છે, પણ આવાં અભાગિયાંઓને ટુકડો રોટલો આપવાની કયાંય સારી સગવડ છે? અરે, ભારત! જ્યાંસુધી તારાં સંતાનોની આવી દુર્દશા છે, ત્યાંસુધી તારું ભલું તે કેમ થશે? આપણે પોતે જ્યારે આપણા સ્વદેશીઓ અને સ્વધર્મી બંધુઓનો આવી ખુલ્લી રીતે તિરસ્કાર કરીએ, તો પછી પરદેશીઓ ને પરધર્મીઓ આપણો તિરસ્કાર કરે તેમાં નવાઈ શું? આપણા બંધુઓ આવાં આવાં ભીખનાં દુઃખો ભોગવે, આપણા બંધુઓ ગરીબાઇને લીધે ભૂખ્યા ને ભૂખ્યા ઘરમાં ને ઘરમાંજ મરી જાય, આપણા લોકોની લાજ–આબરૂ–નીતિ ન સચવાય, આપણી સુવાવડી બહેનો જંગલમાં ટાઢે ઠરીને મરી જાય, તેઓની લાસો કાગડા–કૂતરાં ચૂંથે અને આપણાં નિરાધાર બચ્ચાંઓ બે ચમચા દૂધ વિના તરફડી તરફડીને મરી જાય, અથવા જિંદગીના હેતુ સમજ્યા વિના પાશવવૃત્તિથી ચોરની પેઠે રખડે, તેનો આપણે કોઇ ભાવ પૂછીએ નહિ ને વળી આપણે ઊંચા!! હે પ્રભુ! એવી ઉચ્ચતાથી–એવી અધમતાથી અમને વચાવ.

માસ્તર સાહેબ! આતો હજી આપણે એક દાખલો જાણ્યો છે, પણ આપણા દેશના કરોડો ભિખારીઓમાં આ કરતાં ભયંકર પાપના બીજા કેટલા બધા બનાવો બનતા હશે, એ જરા ખ્યાલ

તો કરો! એ વિચારતાં અમને તો ત્રાસ છૂટે છે; માટે અમે કહીએ છીએ કે, ભાઇઓ! ભ્રાતૃભાવની ઇશ્વરીસગાઇ સમજીને પ્રાચીન ઋષિઓના હેતુ મુજબ સાચા મનુષ્યયજ્ઞ કરો.

મને કહો કે, મનુષ્યયજ્ઞ માટે હાલમાં આપણે શું કરીએ છીએ? જો એ યજ્ઞની મહત્તા આપણે સમજતા હોઇએ, તો આપણી આવી હાલત હોય કે? અરે! જ્યારે આપણે આપણાં પોતાનાં બચ્ચાંઓનું હિત સમજતાં નથી, ત્યારે બીજાંઓને માટે તે શું આશા રખાય? સારા ઘોડા ઉછેરવાનાં ઘણે ઠેકાણે ખાતાંઓ છે, સારાં કૂતરાંઓનાં પણ પ્રદર્શન થાય છે અને સારાં વાછરડાંઓ માટે પણ કાંઇક દરકાર રખાય છે, પણ ભવિષ્યમાં સારી પ્રજા થવા માટે આપણામાં ઉત્તમ લગ્નો થવાં જોઇએ, એની કોઇ દરકાર રાખે છે? મને કહો તો ખરા કે, આપણા લોકોમાંથી કેટલાં માબાપો એ જાતના વિચાર કરે છે? અને જે થોડાક જણા એ વિચાર કરે છે, તેમાંથી પણ આપણાં વગર મફતનાં ધરાર ઊભાં કરેલાં બંધનોને લીધે કેટલા જણા એ વાતો પાળી શકે છે? મારો એક દોસ્ત છે તેને છ છોકરીઓ છે; તે બહુ હોશિયાર માણસ છે ને તેણે પોતાની દીકરીઓને પણ સારી કેળવણી આપી છે; પણ તેની નાત બહુ ટૂંકી ને અભણ છે, એટલે તે કન્યાઓને માટે લાયક વર તેને મળતા નથી.

હવે મને કહો કે, તેણે શું કરવું? ઇરાદાપૂર્વક ખાસ ચાહીને માત્ર નાતના રિવાજને ખાતરજ પોતાની વહાલી છોકરીઓને મૂર્ખોના હાથમાં સોંપીને કજોડું કરવું એજ કે બીજું કાંઈ? આવી રીતે આપણાં છોકરાંઓના સુખને માટે પણ આપણે કાંઈ ન કરી શકીએ એવી રીતે આપણા હાથ-પગ ને આપણાં મન-બુદ્ધિ જકડાઇ જાય તેનું નામ શું? તેનું નામ સ્વર્ગમાં નર્ક છે. મારો એક બીજો મિત્ર છે, તે ઘણો વિદ્વાન છે, પણ તેની જાતના લોકો થોડા છે, અને તેઓ ગામડાઓમાં બહુ જંગલી હાલતમાં રહે છે, તેથી તેને લાયક કન્યા તેવી પચાસસાઠ ઘરની ટૂંકી નાતમાંથી મળી શકે તેમ નથી, માટે તે કુંવારો રહ્યો છે. આવી રીતે કુદરતના નિયમ વિરુદ્ધ ફરજિયાત રીતે લોકોને કુંવારા રહેવું પડે એ કેટલું મોટું પાપ છે, એ કાંઈ તમે સમજો છો? બીજો એક મારી ઓળખાણવાળો ગૃહસ્થ છે, તેની ઉંમર પંચાવન વરસની છે. તે બહુ પૈસાવાળો છે. તેને કાંઇ છોકરાં નથી ને પોતાનો પૈસો કોઇક

ખાઈ જાય એ તેને પસંદ નથી. છોકરાંની તેના મનમાં બહુ ઉમેદ છે, તેથી હવે ચોથી વખત પરણવા ઇચ્છે છે, પણ તેની નાતમાં નવ વરસથી મોટી ઉંમરની કન્યા મળી શકતી નથી, એટલે સમજતાં છતાં જાણીજોઇને એવી નાની છોકરી સાથે તેને પરણવું પડ્યું છે; કારણ કે તે પોતાની લગનની ઇચ્છાને રોકી શક્યો નહિ. જો બીજી નાતમાંથી તે કન્યા પરણી શકતો હોત કે પુર્નલગ્ન કરવાનો રિવાજ હોત, તો તે આવું કજોડું કરીને નવ વરસની બાળાનો ભવ બાળત નહિ, પણ તે કહે છે કે, મેં તો લાચારીથી કર્યું છે; મેં મારી ખુશીથી આમ નથી કર્યું, પણ આપણા રિવાજોએ મારી પાસે ફરજિયાત આમ કરાવ્યું છે. હવે તેમ કહો કે આવી રીતે આપણી સમગ્ર પ્રજાના હાથ-પગ બાંધી લેવાનું આપણાં પવિત્ર શાસ્ત્રમાં કયું ફરમાન છે? આવી રીતે આપણા મનને ગુલામગીરીની સાંકળમાં બાંધી રાખવાનો વેદનો કયો મંત્ર છે? આવી રીતે આપણી બુદ્ધિને ચેચી નાખવાનો આપણા સનાતનધર્મનો કયો હુકમ છે? આવી રીતે આપણાં વહાલાં છોકરાંઓને ગમે ત્યાં ફેંદી દેવાની કયા આચાર્યની આજ્ઞા છે? હજારો લાયક કન્યાઓ છતાં આવી રીતે કન્યા નહિ મળવાના વાંકે કુંવારા રહેવાનો કયા ઋષિનો મત છે? આવી રીતે મડાંને મીંઢળ બાંધવાનું કઇ સ્મૃતિ કહે છે? અને આવી રીતે આપણું મનુષ્યપણું નષ્ટ કરનાના હુકમો કયા શાસ્ત્રે આપેલા છે, એ જરા કહો તો ખરા! ઉત્તમ આર્યોનો મનુષ્યયજ્ઞ આવો હોય કે? હાય! હાય! રિવાજનું આટલું બધું જોર! આપણાં વહાલાં છોકરાંઓની પણ આપણે દરકાર ન કરી શકીએ એટલું બધું રિવાજનું જોર! આપણા પોતાના શરીરની દરકાર ન રાખી શકીએ, એટલું બધું રૂઢિનું બળ! આપણી ભવિષ્યની પ્રજાનું ભલું ન કરી શકીએ એટલું બધું બૈરકશાસ્ત્રનું બળ! આપણા લાચાર બંધુઓને મદદ ન આપી શકીએ એટલો બધો નાતોનો જુલમ! આપણા પવિત્ર ધર્મના દરવાજા ન ખોલી શકીએ, એટલો બધો વહેમ! અને આપણે સમજતાં છતાંપણ છેવટ સુધી કરોળિયાની જાળ જેવી નમાલી જાળમાં રિબાઇ રિબાઇને પડ્યા રહીએ ને સડ્યા કરીએ એજ આપણો ધર્મ!! સાહેબો, નથી ખમાતું, હવે તો આ નથી ખમાતું! આવું અંધેર તે ક્યાં સુધી ચાલશે? આવું સ્વર્ગમાં નર્ક તે ક્યાં સુધી ચાલશે? આપણા બૂરા રિવાજો શું સ્વર્ગમાંથી આવેલા છે? શું એ રિવાજો આપણી પ્રકૃતિ સાથે જોડાઇ ગયા છે? શું એ

રિવાજો સૃષ્ટિનિયમ જેવા છે ? શું એ રિવાજો પ્રભુ તરફથી મળેલા છે ? અને શું એ રિવાજોને ટાળવાનો ઉપાય નથી કે, આપણે તેના ગુલામ બનીએ ? થોડાક સાંકડા વિચારોનાં માણસોનો આખી પ્રજા ભોગ થઈ પડે, એ શું થોડી દિલગીરીની વાત છે ? એ શું ઓછું પાપ છે ? એમ ન થાય માટે હવે આપણે ત્રિકાળદર્શી ઋષિઓએ બતાવેલો સત્ય મનુષ્યયજ્ઞ કરવો જોઈએ. આપણા મહાન પૂર્વજો મનુષ્યયજ્ઞ કોને કહેતા, એ તમને ખબર છે ? માબાપની બચ્ચાંઓ તરફની ફરજ, બચ્ચાંઓની માબાપ તરફની ફરજ, સગાં–વહાલાંની ફરજ, દોસ્તની ફરજ, પાડોશીઓની ફરજ, રાજાની રૈયત તરફની ફરજ, શેઠોની નોકરો તરફની ફરજ, નોકરોની શેઠો તરફની ફરજ, ધણીની ધણિયાણી તરફની ફરજ, ધણિયાણીની ધણી તરફની ફરજ અને ટૂંકમાં દુનિયામાં મનુષ્ય માત્ર સાથે આપણે જેટલી જાતના સંબંધ છે, તે સર્વ સંબંધમાં સર્વ પ્રસંગે ઈશ્વરને હાજરાહજૂર જાણીને, આપણા અંતઃકરણને પૂછીને, આપણા પૂર્વજોનાં પવિત્ર આચરણો યાદ કરીને અને દેશ, કાળ તથા આપણી સ્થિતિ વિચારીને જેટલી બને એટલી છૂટ મૂકીને સૌ સાથે ઉદારતાથી ને ભલાઈથી વર્તવું, તેને આપણા પૂર્વજો મનુષ્યયજ્ઞ કહેતા હતા. તેરે બદલે હાલમાં આપણે કેવા મનુષ્યયજ્ઞ કરીએ છીએ ? તમે ક્યાં નથી જાણતા ? મનુષ્યયજ્ઞ માટે અસલ આપણાં બાળકોને પવિત્ર વેદના મંત્રો એટલે કે ઈશ્વરીજ્ઞાન શીખવતા, તેને બદલે હાલમાં આપણાં બાળકોને હોળીના ઘેરૈયા બનાવી ભૂંડું બોલતાં શીખવવામા આવે છે તથા આપણી બાલિકાઓને બીભત્સ ફટાણાં શીખવવામાં આવે છે ! મનુષ્યયજ્ઞ માટે–આપણાં બચ્ચાંઓનું ભવિષ્યનું સંસારસુખ વધારવા માટે–તેઓને સારે ઠેકાણે આપવાને બદલે માત્ર મૂર્ખાઈભરેલા રિવાજોને ખાતર તેઓને ગમે ત્યાં ખાડામાં ફેંકી દેવામા આવે છે ! મનુષ્યયજ્ઞ માટે આપણા જાતભાઈઓને અરસપરસ મદદ કરવાને બદલે તેમનાં છિદ્રો શોધવામાં, તેમને હલકા પાડવામાં અને તેમને નાત બહાર મૂકવામાં આપણી સત્તાનો ઉપયોગ કરવામાં આવે છે ! મનુષ્યયજ્ઞ માટે લાચારોને મદદ કરવાને બદલે તેમનો તિરસ્કાર કરી તેમનાથી દૂરના દૂર રહેવામાં અમે ધર્મ માની બેઠા છીએ ! મનુષ્યયજ્ઞ માટે જગતમાં ભાઈબંધી વધારવા સારુ આર્યોનો સનાતમ ઈશ્વરીધર્મ જગતમાં ફેલાવવાને

બદલે, જેઓ અમારામાંથી ભૂલા પડેલા હોય, તેઓને પણ અમારી સાથે પાછા લેવાની અમે ના પાડીએ છીએ! મનુષ્યયજ્ઞ માટે આપણા ભાઇબંધોમાં ધર્મજ્ઞાન ફેલાવવાને બદલે આપણે ધર્મનાં ઉત્તમ રહસ્યો તેમનાથી છુપાવીએ છીએ અને તેઓને બહારનાં ટીલાં-ટપકાં ને નાહવા-ધોવામાંજ રાખી મૂકીએ છીએ! મનુષ્યયજ્ઞ માટે આપણા ગુણોનો, આપણી દવાઓનો અને આપણા જ્ઞાનનો બીજાંઓને લાભ આપ્યા વિના તે ઉત્તમ વસ્તુઓને આપણા મરણની સાથે મારી નાખીએ છીએ! મનુષ્યયજ્ઞ માટે સ્ત્રીઓને અર્ધાંગના માનવાને બદલે આપણા ઘણા ભાઇઓ સ્ત્રીઓને પોતાના પગનું ખાસડું માને છે! મનુષ્યયજ્ઞ માટે જગતમાં સ્નેહલગ્ન વધારવાને બદલે આપણે ખાસ કજોડાં કરીએ છીએ! મનુષ્યયજ્ઞ માટે રાજાઓ રૈયતને પોતાનાં છોકરાં જેવી સમજવાને બદલે રૈયતનો રસકસ ચૂસી લેનારી રાજનીતિ ચલાવે છે! મનુષ્યયજ્ઞ માટે ગુરુઓને સુધારવાને બદલે હાલમાં તો જાણે વાંદરાઓના હાથમાં તલવાર મળી હોય એવું થઈ પડેલું છે! અને મનુષ્યયજ્ઞ માટે આપણા દેશમાં પ્રજા વધારવાને બદલે કેટલીક વિધવાના કાચા ગર્ભના પિંડનું બળિદાન આપવામાં આવે છે!! આવા યજ્ઞનું ફળ તે આપણી ખરાબી વિના બીજું શું હોય? આવી રીતે ઈશ્વરીસ્નેહ તોડવાનું ફળ તે આપણી પાયમાલી વિના બીજું શું હોય? અને સ્વર્ગમાં નર્કનું ફળ તે પ્રભુથી વિમુખ થયા વિના બીજું શું હોય? માટે ભાઇઓ! ચેતો, ચેતો અને જેમ બને તેમ આપણા પવિત્ર ધર્મ પ્રમાણે, આપણા પ્રભુપરાયણ પૂર્વજોની ઇચ્છા પ્રમાણે અને ઈશ્વરના હુકમ પ્રમાણે જગતમાં ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ વધે એવા યજ્ઞો કરો; એવા યજ્ઞો કરો.

## ૮૪-ભૂતયજ્ઞ એટલે શું?

હવે હું ભૂતયજ્ઞ કોને કહું છું એ જરા સાંભળો. માત્ર ગોગ્રાસ અને શ્વાનભાગ કાઢવો, એનુંજ નામ કાંઈ ભૂતયજ્ઞ નથી; પણ કોઇને કોઇ રસ્તે જગતના ઘણામાં ઘણા પ્રાણીઓનું કલ્યાણ થાય એવાં કામ કરવાં, તેને અમે ભૂતયજ્ઞ કહીએ છીએ. તમારી પાંજરાપોળમાં ખોડાં ઢોરને ઘાસ નાખો એમાં શું નવાઈ? પણ આફ્રિકાનાં જંગલનાં ઉપયોગી પ્રાણીઓને રક્ષણ આપવાના કાયદા ઘડાવી શકો ત્યારે તમારી બલિહારી! તમારા રામઘાટ ઉપર

માછલી ન મરાય તેમાં શું ? પણ તમારા સ્વધર્મી ભાઇબંધો જ્યારે એવી જાતનો આસુરી ખોરાક તજે, ત્યારે તમારી ખૂબી કહેવાય. તમારા ફળિયામાં કોઇ મિયાંભાઇના છોકરાને ચકલાંનાં બચ્ચાં પકડવા ન દો, એમાં શું મોટી વાત છે ? પણ ઓસ્ટ્રેલિયામાં પશુ મરાતાં બંધ કરો, ત્યાંના લોકોને વેજિટેરિયન બનાવો અને ત્યાં દયાધર્મ ફેલાવો, ત્યારે તમારી મોટાઈ કહેવાય. તમે તમારા ઘરમાં કીડીમંકોડી બચાવ્યા કરો એમાં શું નવાઈ ? પણ તમારા બચ્ચાંઓને યુરોપિયન કેળવણી જે એમ શીખવે છે કે, મનુષ્યમાં આત્મા છે, ગાયમાં નથી; તેને બદલે યુરોપ–અમેરિકાની પ્રજાને તમારા ધર્મની ફિલસૂફીથી એમ ખાતરી કરી આપો કે, દરેક પ્રાણીમાં આત્મા છે, ત્યારે તમારી ફતેહ થઇ કહેવાય. તમે તમારી પથારીમાં ભરાઇ ગયેલા બેચાર માંકડ–મચ્છરને મારો નહિ એમાં તે શું મોટી બહાદુરી ? પણ જ્યારે યુરોપ–અમેરિકાના માછલાં મારનારાઓમાં તમારા જ્ઞાનની કે તમારાં કામની અસર પહોંચે, ત્યારે તમારી સાચી મહોઈ કહેવાય. તમારી છોકરીઓના માથાની જૂને તમારી બાયડીઓ બચાવે એમાં તે શું રાજી થઈ જાઓ છો ? રાજી તો ત્યારે થવું જોઇએ કે, જ્યારે આફ્રિકાના માણસખાઉ લોકોને સુધારીને તેઓને ધર્મમાં લાવી શકીએ અથવા તે મુલકમાં ખેતીની આબાદી કરીને મલિન ચીજો કરતાં અનાજ સસ્તું વેચી શકીએ અને કીથવા (એક જાતના બારીક કીડા) બચાવવા સારુ રસોઈ કરતી વખત બેચાર લાકડાં–છાણાં ખંખેર્યા કરીએ એમાં શું વળે ? જો સાચી દયા કરવી હોય, તો દેશમાં ખૂબ અનાજ પેદા કરવાની યુક્તિઓ શોધો કે જેથી કરીને રશિયાની ઉત્તરના સાઇબીરિયા જેવા બરફવાળા મુલક કે જ્યાં બિલકુલ અનાજ મળતું નથી અને લોકોને શિકાર ઉપરજ રહેવું પડે છે, તેઓને સસ્તું અનાજ મળી શકે એવું કરો, તો તો તમારી બહાદુરી. જ્યાંસુધી આવી મોટી યોજનાઓ અને ખરેખરાં કામ આપણી પ્રજામાંથી ન થાય, ત્યાંસુધી ઉપર વર્ણવ્યાં તેવાં નાની છોકરીઓનાં જેવાં કામોથી હાલના સુધરેલા વખતમાં કાંઈ દુનિયામાં આગળ વધી શકાય નહિ અને ત્યાંસુધી કાંઇ પ્રભુના કૃપાપાત્ર થઈ શકાય નહિ; માટે જો સાચા ભૂતયજ્ઞ કરવા હોય, તો આત્માનું બળ સમજીને, દુનિયાની અરસપરસની ઈશ્વરીસગાઇ સમજીને અને આપણા અંતરના ધર્મને આગળ રાખીને પ્રભુપ્રીત્યર્થે જેમ

બને તેમ ઘણામાં ઘણાં, મોટામાં મોટાં અને ભલામાં ભલાં કામ કરો.

આ સાંભળીને મેં કહ્યું કે, કવિરાજ! તમારી એ બધી વાત સાચી, પણ એવાં કામો આપણાથી કેમ બની શકે? એવાં સાધનો આપણી પાસે ક્યાં છે? એટલી સમૃદ્ધિ આપણી પાસે ક્યાં છે? એવું જ્ઞાન આપણા લોકોમાં ક્યાં છે? અને હજી ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈનો એવો સ્નેહ આપણા દેશમાં ક્યાં છે?

## જરા હાથ લાંબો કરો

ચક્રમ કવિએ કહ્યુંઃ સાહેબો! તમે કહો છો તે બધું આપણા દેશમાં ને આપણા લોકોમાં છે, પણ તે લેતાં આપણને આવડતું નથી; તેનો ઉપયોગ કરતાં આપણને આવડતો નથી. તમે કહો છો ને હું કહું છું તે બધું કાંઇ એકજ ઠેકાણે જથ્થાબંધ નથી, પણ જુદે જુદે ઠેકાણે ને જુદાં જુદાં રૂપમાં એ બધું ઘણુંએ છે. માત્ર આપણે જરા લાંબા હાથ કરવાની જરૂર છે, જરા મન મોટું કરવાની જરૂર છે, જરા સાદી સમજ વાપરવાની જરૂર છે અને જરાક આપણા મહાન ધર્મનું પવિત્ર બળ આપણામાં ભરવાની જરૂર છે. જો એટલું કરી શકીએ તો આપણે ઘણું કરી શકીએ તેમ છીએ.

મેં કહ્યુંઃ પણ એજ મોટો વાંધો છે ને! ખાટલે મોટી ખોટ કે પ્રથમ પાયોજ ક્યાં છે? તમે તો ઝટપટ જીભેથી કહી ગયા કે, હાથ લાંબા કરો ને મન મોટું કરો, એટલે બધું થઈ જશે; પણ હાથ લાંબા થાય ક્યાંથી? ને મન મોટું કેમ થાય? હાથ લાંબા કરવાનો કોઈ સંચો તો બતાવો?

ચક્રમ કવિએ કહ્યુંઃ હું જ્યારે નાનો હતો, ત્યારે મારા બાપા સાથે મારી વાડીમાં ફરવા જતો, ત્યાં ઝાડ ઉપર પાકેલાં જમરૂખ જોઇને તે તોડવાનું મને બહુ મન થઈ જતું, પણ મારો હાથ ત્યાં પહોંચી શકતો નહિ અને ઊંચી ડાળ હોય તો મારા બાપાનો હાથ પણ ત્યાં પહોંચી શકતો નહિ, તેથી તેઓ મને તેડીને ઊંચો કરતા, એટલે હું ઊંચી ડાળ ઉપરનાં પાકેલાં ફળો તોડી શકતો હતો. હવે મારી કહેવાની મતલબ સમજ્યા? હાથ લાંબો કરવો એટલે કે બીજાંની મદદ લેવી. તમે શ્રીમંતો અમારા બાપા બનો, અમારા પાલક બનો, અમારા મદદગાર થાઓ, એટલે જે ફળોને તમારાથી લેવાતું નથી, તે ફળો અમે તમોને લાવી આપીશું. યાદ રાખજો કે, તમે અમને બચ્ચાં બનાવશો, તો અમારી પછવાડે તમે

પણ ફળો ખાઈ શકશો, પણ જો તમે અમારી દરકાર નહિ કરો, તો તમે ઘણાં ફળો મેળવી શકશો નહિ; કારણ કે તમારા કરતાં અમે ફળના વધારે શોખીન છીએ; એટલે જો કે તમારી મદદ-થીજ, તોપણ અમારે લીધે તમને વધારે ફળ મળી શકે તેમ છે. માટે અમારા ઉપર હેત રાખવા, અમને તેડવા, જરા ઊંચે કરવા, થોડોક અમારો ભાર ઉપાડવા અને સહેજ અમારા ટેસ્ટને મળતા થવા તમને અરજ કરીએ છીએ. મહાન ઈશ્વરને ખાતર એમ કરવું, એનું નામ લાંબો હાથ કરવો. હવે બીજો દાખલો સાંભળો.

## અમને તમારાં ઝાડુ બનવા દો !

દિવાળીના દહાડામાં ઘર સાફસૂફ કરવાની આપણા લોકો-ની રીતિ છે, તે પ્રમાણે મારાં ડોશીમા પણ સાફ કરતાં; પણ તેઓ કદે ઠીંગણાં હતાં, તેથી ઘરનાં છજાં સુધી તેમનો હાથ પ-હોંચી શકતો નહિ અને કરોળિયાનાં જાળાં તો ભારવટિયા પાસે ઘણાં થઈ જતાં, તે કાઢ્યા વિના પણ કાંઈ ચાલે નહિ; તેથી તેઓ એક બાંબુ સાથે ઝાડુ બાંધતાં અને એ બાંબુ પોતાને હાથે ઊંચો કરતાં, એટલે તેથી બધો કચરો સાફ થઈ જતો હતો. સાહેબો! આવી રીતે આપણા દેશનો અને આપણા ધર્મનો કચ-રો કાઢવા સારુ અમને તમારાં ઝાડુ બનાવો. જ્યાંસુધી અમને તમારાં ઝાડુ નહિ બનાવો, એટલે કે અમારી મદદ નહિ લો, ત્યાં-સુધી દૂર પડેલો કચરો તમારા હાથથી નીકળી શકશે નહિ. અમે ઝાડુ બનવાને તૈયાર છીએ. પણ અફસોસ કે, તમારાથી ઝાડુ ઊપડી શકે એમ પણ ક્યાં છે? બીજું તો રહ્યું, પણ ઝાડુ કાઢતાં પણ તમને ક્યાં આવડે છે? ઝાડુવાળા જેટલી પણ........

માસ્તરે કહ્યું: અરે! અરે ! કવિરાજ! આ શું ? આવા દાખલા ક્યાંથી લાવો છો? તમે પણ બહુ વિચિત્ર માણસ છો!

ભોમિયાએ કહ્યું: જો એવું કાંઈ ન હોય તો પછી ચક્રમ કેમ કહેવાય?

ચક્રમ કવિએ કહ્યું: 'ઝાડુ' એવું નામ સાંભળીને તમે શા માટે લજાઈ જાઓ છો? ભગવદ્મંદિરમાંથી ઝાડુ કોણ કાઢી શકે એ તમને ખબર છે? જે ભાગ્યશાળી હોય તેજ મંદિરમાંથી ઝાડુ કાઢી શકે છે. યાદ રાખજો કે, મોટા મોટા સંતો મંદિરોમાંથી ઝાડુ કાઢતા હતા. ઝાડુ કાઢનારનો દરજ્જો શું છે, એ કાંઈ તમે સમજો છો? ઝાડુ કાઢનાર માટે તો સ્વર્ગ છે! પણ એ તમે હા-

લમાં કયાંથી સમજે ? આ જગત તે પ્રભુનું મંદિર છે. તેમાં સુધારાવધારા કરવા ને તેને આબાદ કરવું, તેનું નામ ઝાડુ કાઢવું છે. મનુષ્યનાં હૃદય તે પ્રભુનાં મંદિર છે, તેમાના વિકારો દૂર કરવા અને લોકોને ધર્મમાં લાવવા તેનું નામ ઝાડુ કાઢવું છે. પણ એ તમારા નસીબમાં કયાંથી ? સાહેબો ! અમે જયારે 'ઝાડુ' બનવા એટલે કે તમારાં હથિયાર બનવા તૈયાર છીએ, ત્યારે જગતની આબાદી અને પોતાના આત્માના કલ્યાણ સારુ તેનો ઉપયોગ કરવાની તો કૃપા કરો. એવી રીતે દેશ-પરદેશનાં ગુણી ને જ્ઞાની માણસોની મદદ લેવી તેનું નામ 'લાંબા હાથ' છે. એવી રીતે લાંબા હાથ કર્યા વિના દેશની કે ધર્મની ઉન્નતિ થઇ શકે નહિ. માટે આપણા કલ્યાણ સારુ આપણા લાયકાતવાળા ભાઇબંધોને આપણે યથાયોગ્ય મદદ આપવી જોઇએ. હવે લાંબા હાથ કરવા બાબતનો મારો ત્રીજો દાખલો સાંભળો.

## લાંબા હાથ કરવાના બીજા ઉપાય

આપણને જયારે ઊંડા કૂવામાંથી પાણી કાઢવું હોય, ત્યારે કાંઈ આપણો હાથ કૂવાના તળિયા સુધી પહોંચી શકે નહિ, પણ દોરડાંની મદદ લઇએ એટલે પાણી મેળવી શકીએ છીએ, તેમજ વિદ્યા-હુન્નરવાળા આપણા ગુણી ભાઇબંધોને આપણી મદદમાં રાખી, તેમની મારફત નવી નવી શોધખોળનો આપણે તુરતજ લાભ લેવો જોઇએ. જો એવો લાભ લેતાં વાર લગાડીએ, તો તેનો રસકસ લૂંટાઇ જાય છે. વળી એ પણ યાદ રાખજો કે, તમે ગમે તેટલા બાહોશ હો, તોપણ તમારો એકલો હાથ કાંઈ કૂવાના તળિયા સુધી પહોંચી શકે નહિ; એ હાથ લાંબો કરવાની, એટલે કે દોરી વગેરેની મદદ લેવાની કે પંપ ચલાવવાની તમે મહેનત કરો ત્યારેજ તેમાંથી પાણી મેળવી શકો; તેમજ જયારે આપણા ગુણવાન ભાઈબંધોની તથા વિદ્યા-હુન્નરની નવી નવી શોધખોળની મદદ લઈ તમારા હાથ લાંબા કરશો, ત્યારેજ આપણે આ હરીફાઇના વખતમાં ટકી શકીશું. જો તમે હાથ લાંબા કરવાની દરકાર નહિ કરો, તો આ કટોકટીના વખતમાં આપણી એવી ખરાબી થઇ જશે, કે જેનો વિચાર કરતાં પણ ત્રાસ છૂટશે. એમ ન થાય અને બગડેલી બાજી-હજી પણ સુધરે, માટે ભાઇઓ! તમારા હાથ લાંબા કરો; તમારા હાથ લાંબા કરો.

સાહેબ ! જયારે તમે મારી વાતો સાંભળવા સારુજ ચાહીને

મારે ઘેર આવ્યા છો, ત્યારે લાંબા હાથ કરવા માટેની હજી પણ મારી એક વાત સાંભળો. હું જ્યારે નાનો હતો ત્યારે, ગામને પાદરે રમવા જતો, ત્યાં એક પીપળનું મોટું ઝાડ હતું, તેનું થડ બહુ જાડું હતું, તે મારી બાથમાં આવી શકતું નહિ, તેથી અમે ચાર પાંચ છોકરાઓ એકબીજાના હાથમાં હાથ મિલાવીને તે ઝાડના થડની આસપાસ વીંટાળતા, એટલે તે મોટું થડ અમારી બાથમાં આવી જતું હતું. હવે તમે વિચાર કરો કે, જો અમે ઘણા જણ મળીને એવી રીતે લાંબા હાથ ન કરીએ તો એ મોટું થડ અમારી બાથમાં આવી શકે નહિ. અમે નાનાં છોકરાંઓ એવા મોટા થડનો ઘેરાવો માપી લઈએ, તેથી એ વખતે અમને બહુ આનંદ થતો. આ સાદી ને બનેલી વાત છે. જો કે આ વાતમાં કાંઈ વિશેષતા નથી, તોપણ આપણી થોડી શક્તિ છતાં પણ લાંબા હાથ કરવાથી છેક ક્યાંસુધી પહોંચી શકાય છે, તે સમજવા માટે આ દાખલો જરૂરનો છે.

## ગુણી તથા જ્ઞાની માણસોની કામગીરી

ભાઈઓ ! યાદ રાખજો કે, તમે ગમે તેવા સમર્થ હશો, તો-પણ એકલે હાથે તાળી નહિ પડે; માટે આપણે જગતના ગુણી ને જ્ઞાની માણસોને આપણી મદદમાં લઈ આપણા હાથ લાંબા કરતાં શીખવું જોઈએ. એ લોકો આપણી મદદમાં આવવા તૈયાર છે, તેઓ તમારાં યંત્ર બનવા તૈયાર છે, તેઓ તમારાં ઝાડુ બનવા તૈયાર છે, તેઓ તમારો જમણો હાથ બનવા તૈયાર છે અને તેઓ તમારા નોકર બનવા તૈયાર છે; છતાં પણ યાદ રાખજો કે, તેઓ તમારા મુકુટ ઉપર રહેવા યોગ્ય છે, તેઓની મહેનતના તમે આભારી છો, તેઓની મદદથીજ તમે સુખી છો, તેઓએ પોતાના સુખના ભોગે તમને આબાદ કર્યા છે અને જગતને આગળ વધા-રવામાં તેઓ દેવદૂત જેવા છે. તેઓ જગતનાં રત્નો છે અને માનને યોગ્ય છે, એટલુંજ નહિ પણ ગુણી તથા જ્ઞાની માણસોની કામગીરી શું છે, એ તમે જાણો છો ? સ્વર્ગ અને આ આપણી પૃથ્વીની વચ્ચે જોડાણ કરવું એ તેઓની કામગીરી છે. સ્વર્ગની સુંદર કામગીરી, સ્વર્ગનું અખૂટ સામર્થ્ય, સ્વર્ગની બેસુમાર સમૃદ્ધિ, પવિત્ર દેવતાઈ જ્ઞાન અને ઈશ્વરીસ્નેહ એ સર્વને કોઈ ને કોઈ રીતે આ પૃથ્વીમાં ખેંચી લાવવાં, એ તેઓની કામગીરી છે. આવી ઉત્તમ ફરજ તેઓ બજાવે છે, માટે તેઓ માન તથા દાનને પાત્ર છે અને તેમ છતાં પણ

તમે તેની કિંમત નહિ સમજો; તેઓને તમારી બાજુમાં નહિ લો, તેઓની કદર નહિ કરો અને તેઓની દરકાર નહિ કરો, તો યાદ રાખજો કે, પ્રભુ તમારે માટે દિલગીર થશે; કારણ કે તમારા હિતને માટે તમને એવાં અમૂલ્ય રત્ન આપ્યાં છે, છતાં તમે તેની કિંમત ન સમજો એનો અર્થ શું? એનો અર્થ જ્ઞાનીઓ એમ કરે છે કે, ડુક્કરોને મોતી........

માસ્તરે કહ્યું: કવિરાજ ક્ષમા કરો. તમારી ટ્રેન તો બહુ હદ ઉપરાંત જાય છે!

કવિરાજે કહ્યું: જો હું હદ ઉપરાંત ન જાઉં તો પછી હું ચક્રમ શાનો? ધરાર હું તો સાચું કહીશ, માઠું લાગે તો માફ કરજો ને દુઃખ લાગે તો ઘેર જઇને બે રોટલા વધારે ખાજો, પણ સાહેબ! કહેવું તો પડશે! તમારા જેવા યોગ્ય અધિકારીઓ પાસે પણ જ્યારે અંતર ખોલીને સાચી વાતો નહિ કહીએ, ત્યારે પછી અ- મારું અંતઃકરણ નહિ ડંખે કે? અને જ્યારે તમારા જેવા વિદ્વાન પણ સાચું સાંભળતાં મોં મરડશે, ત્યારે પછી અમારે કોની આ- ગળ અમારું દુઃખ રડવું? તમારે તો અમારો ઉપકાર માનવો જોઇએ, કારણ કે મારા જેવા ચક્રમ વિના પોતાના સુખ ઉપર પૂળો મૂકીને તથા તમારા જેવા મોટા ગૃહસ્થોની ઇતરાજી ખેંચી લઇને આવું સાચું બીજું કોણ કહે? માટે ભાઇઓ! મોં બગાડો નહિ, પણ મારા હેતુઓ સમજો. હું કોને ખાતર કહું છું તે સમજો. હું કેવી જાતની લાગણીથી કહું છું તે સમજો; અને મારા અંત- રમાં સ્વદેશ, સ્વધર્મ તથા આપણા બંધુઓને માટે ઇશ્વરીસગાઇના પ્રેમનો કેટલો બધો ખજાનો ભરેલો છે, એ તો જરા જુઓ! જો એ બધું તપાસશો, તો તમને ખાતરી થઇ જશે કે, તમારા હાથ લાંબા કરવાના હેતુથીજ કોઇ કોઇ વખત મારાથી સખત ભાષા વપરાઇ જાય છે.

## લાંબા હાથ કરવા એટલે શું?

લાંબો હાથ કરવાથી બીજાઓ નહિ. લાંબા હાથનો અર્થ કાંઇ એવો નથી કે, તમારે બધું લૂંટાવી દેવું, લાંબા હાથનો અર્થ કાંઇ એવો નથી કે, ઘર બાળીને તીર્થ કરવાં, લાંબા હાથનો અર્થ કાંઇ એવો નથી કે, 'પાડોશણને આટો આપો ને ઘરનાં ચાટે ઘંટી' અને લાંબા હાથનો અર્થ કાંઇ એવો નથી કે, 'કાજી દુબળા કયું? તો કે સારા શહેરકી ફિકર.' પણ લાંબા હાથનો અર્થ એટલોજ છે

કે, દેશ-કાળ જોઇને, આપણી સ્થિતિના પ્રમાણમાં આપણા લાયક ભાઇબંધોને બની શકે એટલી કોઇપણ રસ્તે મદદ આપવી જોઇએ. એ મદદ અમુક જાતની કે અમુક રીતનીજ હોવી જોઇએ એમ કાંઇ નથી; પણ પોતાની અનુકૂળતા પ્રમાણે, પોતાના શોખ પ્રમાણે અને આપણા ભાઇબંધોની જરૂરિયાત પ્રમાણે તે હોવી જોઇએ. જો એમ થાય તો આપણને ભારે ન પડે તેવી રીતે ઘણું કામ થઈ જાય છે. જેમકે મોજશોખમાં ઊછરેલા ગર્ભશ્રીમંતો અનેક જાતની ઉપાધિને લીધે પોતે વિદ્વાન બની શકે તેમ ન હોય, તોપણ જો તેઓ ધારે તો આગળ વધી શકે તેવા હોશિયાર ગરીબ છોકરાને થોડીઘણી મદદ આપી વિદ્વાન બનાવી શકે તેમ છે. આપણા રાજાઓ કે તેમના કારભારીઓ જમીનની અંદરની ખાણોનો શોધ કરવા જઈ શકે તેમ નથી, પણ જો તેઓ ધારે તો એવી જાતના શોધ કરનાર કેટલાક માણસોને ઉત્તેજન આપી શકે તેમ છે. આપણા શેઠિયાઓને રસાયણશાસ્ત્રના પ્રયોગો કરવાની ફુરસદ નથી અને તેઓનાં ભેજામાં મોજશોખનો પવન ભરાઈ ગયાથી એવી કડાકૂટની વાતો તેમને ગળે ઊતરી શકે તેમ પણ નથી, પણ જો તેઓ ધારે તો જે માણસો એવી જાતના પ્રયોગો કરી શકે તેમ છે, એવા વેપાર વધારનારાઓને ટેકો આપી શકે તેમ છે. આપણા બુઢ્ઢા શાસ્ત્રીઓ હવે વીજળીનું શાસ્ત્ર શીખી શકે તેમ નથી, પણ જો તેઓ ધારે તો રખડતા ભિખારીઓમાં, કેદીઓમાં ને ગામડાંઓના અજ્ઞાન લોકોમાં ધર્મનો ઉપદેશ કરી શકે તેમ છે. આપણા ડૉકટરો ધર્માદા દવાખાનાં કદાચ ન કાઢી શકે, પણ ખાનગી રીતે નાના પાયા ઉપર મહાગુણવાળી અમૂલ્ય દેશી દવાઓની શોધ કરી શકે તેમ છે. આપણા ધર્મગુરુઓ યુરોપ-અમેરિકા જઇને પોતાનો ધર્મ ફેલાવી શકે તેવા ન હોય, તોપણ જો તેઓ ધારે તો પોતાનાં મંદિરોમાં તો જમાના પ્રમાણે સુધારા કરી શકે તેમ છે. આપણે રાજ્યમાં સુધારા કરી શકીએ તેવા સંયોગોમાં નથી, તોપણ જો ધારીએ તો આપણી અગવડોની ચર્ચા ચલાવીને અરજ કરી શકીએ તેમ તો છીએ અને જે આપણી તરફથી આપણા હક માટે કાયદેસર 'પ્રોટેસ્ટ' કરવા ઊઠે તેની સાથે મળીને તેને ટેકો આપી શકીએ તેમ તો છીએ. આપણે આપણાં જ્ઞાતિબંધનોને લીધે, કુટુંબના મોહને લીધે, ઓછી હિંમતને લીધે તથા અહીં અનુકૂળતા હોવાને લીધે કદાચ દૂર દેશ ન જઈ શકીએ તો

રહ્યું, પણ જેઓ દૂર દેશ જઇ શકે એવા ઉત્સાહી યુવાન ભાઇ-બંધો છે, તેઓને કાંઇક સગવડતા કરી આપી શકીએ તેમ તો છીએ. કેટલાક માઠા સંસ્કારોને લીધે આપણે કદાચ ભક્તિ ન કરી શકતા હોઇએ, પણ જેઓ પ્રભુના રસ્તામાં આગળ વધેલા છે તથા પ્રભુના રસ્તામાં આવવા ઇચ્છે છે, તેઓને કાંઇક ટેકો આપી શકીએ તેમ તો છીએ. ગરીબોને આપવા માટે તમારી પાસે ધન ન હોય તો રહ્યું, પણ તમારામાં ચોક્કસ બાબતની જે કાંઇક ખાસ કુશળતા છે, તેનો ભેદ તો બીજા કોઇને શીખવો. આપણા સાધુઓ હજી ભલે પોતાની ગાંજાની ચલમો ફોડી ન શકે અને પોતાના મતમતાંતરો છોડી ન શકે, પણ જે શિષ્યો વરસોનાં વરસો થયાં તેઓની સેવા કરે છે અથવા બીજા જેઓ લાયક છે, તેઓને જ્ઞાનની ચાવીઓ, ભક્તિની ભાવનાઓ, યોગના ગુપ્ત ભેદો અને જડીબુટ્ટીઓની ખૂબીઓ કે એવું બીજું જે કાંઇ રહસ્ય પોતાની પાસે હોય તે શીખવી શકે તેમ તો છે. પોતાના મોતની સાથે એવી ઉત્તમ વસ્તુઓનો નાશ ન થાય તો સારું, એટલું તો તેઓએ જાણવું જોઇએ. બીજું કાંઇ પોતાથી ન બની શકતું હોય તો રહ્યું, પણ પ્રભુને ખાતર પોતાના ભાઇબંધોને એટલો વારસો તો આપી જવો જોઇએ. શું એવી જાતના લાંબા હાથ કરવાનું પણ આપણાથી નહિ બની શકે? અગાઉના જૂના વખતમાં સગવડતા ન હોવાને લીધે તમે બહુ ન ભણી શકયા હો તો ફિકર નહિ, પણ હવે ઇશ્વરકૃપાથી જ્યારે ઘણી જાતની અનુકૂળતા છે, ત્યારે તમારાં છોકરાંઓને તો કાંઇક એ લાભ આપો અને તમારી ડોશીઓ ન ભણેલી હોય તો રહ્યું, એ તો જાણે ચાલ્યું, પણ હવે તમારી વહુ, તમારી બહેનો ને તમારી દીકરીઓને તો થોડાઘણાં જ્ઞાનનાં ફળ ચખાડો; તેમને તો કેળવણીની નવી રોશની જોવા દો! ટૂંકમાં એજ કે જો તમે લેખક હો તો ખુશામતના નહિ પણ ઊંચી જાતના દેશહિતના થોડા લેખો લખવાનો તો પરમાર્થ કરો. જો તમે ગવૈયા હો તો તમારો એ ઇશ્વરી હુન્નર કોઇક લાયક ગરીબ માણસને શીખવીને તેના તો આશીર્વાદ લો. જો તમે મહેતાજી હો તો થોડાંક માબાપોને સમજાવીને તેમનાં છોકરાંઓને નિશાળમાં તો લાવો. જો તમે છાપાવાળા હો તો પ્રજાના, રાજ્યના અને દેશના હિતના સાચા વિચારો જાહેર કરવાની તો હિંમત રાખો તથા યોગ્ય લેખકોને દેશસેવા માટે તમારી મારફત જાહેરમાં તો આ-

વવા દો. જો તમે રાજ્યના અધિકારી હો, તો પ્રજા સાથે જરાક વધારે છૂટ મૂકીને વર્તવા જેટલી તો ભલાઇ કરો. જો તમે વૈદ્ય હો તો તમારા અનુભવની કેટલીક અકસીર દવા કોઇ પરમાર્થ કરી શકે એવા માણસને તો શીખવો. જો તમે કારીગર હો તો તમારો હુન્નર શીખીને તમારી પછવાડે બીજા કોઇ પણ પેટ ભરી શકે એવું તો કરો! જો તમે ખેડૂત હો તો તમારા ખેતરમાં વધારે અનાજ પેદા થાય અથવા તમારા ગામમાં કોઇ નવી જાતનાં ફળ–ફૂલ થાય એવું તો કાંઈક કરો! જો તમે વેપારી હો ને નવીન શોધ કરી શકો તેમ ન હો, તો નવીન શોધોને ઉત્તેજન આપીને–એવી શોધોનો જલદી લાભ લઇને તમારો વેપાર વધારવાની તો તજવીજ કરો! જો તમે વિદ્યાર્થી હો તો તમારી સાથે ભણનારા ગરીબ વિદ્યાર્થીને તમારી ચોપડી વાંચવા આપવાની તો મહેરબાની કરો! જો તમે લશ્કરી ખાતાના અમલદાર કે સિપાઈ હો તો, તમારા ભાઇબંધોમાં વીરત્વ વધે એવું તો કરો! જો તમે ગામના પટેલ હો તો તમારા ગામમાં કોઈ પણ માણસ ઉપર કોઈપણ જાતનો ગેરવાજબી જુલમ ન થાય એટલી તો સંભાળ રાખો! જો તમે વકીલ હો ને તમારી મારફતના કેસનું શાંતિથી સમાધાન થઇ શકે તેમ હોય, તો તમારી ફી માટેજ લોકોને લડાવી ન મારવા એટલી ભલાઇ તો કરો! જો તમે કોઈના ટ્રસ્ટી હો તો તમારે વિશ્વાસે પડેલાંઓ તમારે લીધેજ હેરાન ન થાય એટલી તો કાળજી રાખો! જો તમે સાધુ હો ને બીજું કાંઈ પણ કરી શકો તેમ ન હો, તો તમારાં પવિત્ર આચરણોથી તો લોકોને સંતોષ આપો. જો તમે ધર્મગુરુ હો તો બીજા તો રહ્યા, પણ તમારા ચેલાઓનાં દુઃખો દૂર કરવાની તો કાળજી રાખો; તમારીજ ભૂલોથી તેઓ વટલાઇ ન જાય એટલું તો સંભાળો! જે માતાઓ હોય તેઓએ પોતાનાં છોકરાંઓ નમાલાં ન થાય એટલું તો સંભાળવું જોઇએ. જે વિધવાઓ હોય તેઓએ પોતાનું દુઃખ યાદ કરીને પોતાની બીજી લાખો બહેનપણીઓ પોતાના જેવીજ હોળીની ઝાળમાં સદાય ન બળ્યા કરે, એવો તો કાંઇક દાખલો બેસાડવો જોઇએ. જે આગળ વધેલી સ્ત્રીઓ હોય તેઓએ પોતાની અજ્ઞાન બહેનપણીઓ સ્ત્રીઓનું સ્ત્રીપણું સમજે એવી તજવીજ તો કરવી જોઇએ. તમારાથી બીજું કાંઈ પણ ન બની શકે એવા તમે તદ્દન ગરીબ હો; તોપણ કાંઇ ફિકર નહિ, એથી

પણ દિલગીર થાઓ નહિ, કારણ કે જગતને આગળ વધારવાના ઇશ્વરીઉદ્દેશમાં મદદ કરવાની શુભેચ્છા રાખો અને એવાં કોઈ પણ જાતનાં ભલા કામોમાં વિરોધી ન થાઓ; તથા શુભકામમાં "મોભ, મોભ નહિ તો વળી, વળી નહિ તો સળી અને જો સળી પણ ન આપી શકો તો છેવટ હાં મારો બાપો" એમ લલકારો તો કરો. જો અંતરની લાગણીથી એમ લલકારો કરશો, તોપણ દયાળુ ઈશ્વર તમારી સેવા માની લેશે. સાહેબો! આવી રીતે મન, વચન ને કર્મથી તથા તન, મન ને ધનથી કોઇ પણ રસ્તે જેનાથી જેટલી બની શકે તેટલી આપણા ભાઈબંધોની સેવા કરવી તેને અમે લાંબા હાથ કરવા કહીએ છીએ.

આ સાંભળીને અમને બહુ ઊંડી અસર થઇ. એ પછી થોડી વાર રહીને માસ્તરે જરા રમૂજમાં કહ્યું કે, કવિરાજ! તમારી વાતો બહુ ખૂબીદાર છે ને અંતરની લાગણીની છે, એમાં કાંઇ શક નથી. તમારા મેળાપથી અમને બહુ આનંદ થયો છે, એટલુંજ નહિ પણ અમે જે માગતા હતા તેજ અમને મળી ગયું છે; એટલે કે તમારા મેળાપથી અમારી યાત્રા સફળ થઈ છે. પણ હવે અમને કહો કે, તમે પોતે શું પરમાર્થ કરો છો? તમને માત્ર આમ વાતો કરતાંજ આવડે છે કે કાંઇ કામ પણ કરો છો? અમે નથી ધારતા કે, તમે કાંઈ પરમાર્થ કરી શકતા હો; કારણ કે તમારી વહાલી 'ઈશ્વરી-ખૂબી' ભૂખે મિંયાંઉં મિંયાંઉં કરે છે, ને તમને પહેરવા બીજું ફાળિયું પણ નથી, એટલે તમે કયાંથી લાંબો હાથ કરી શકો?

## અમે તો માત્ર પિરસણિયા છીએ

ચક્રમ કવિએ કહ્યું: હું? મારી વાત છોડી દો. હું ગરીબ છું માટે લાંબો હાથ ન કરી શકું એમ તમે કહો છો? હું તો સ્વર્ગ સુધી લાંબો હાથ કરી શકું છું, હું તો દેવતાઓને પકડીને અહીં લાવી શકું છું અને હું તો ખુદ પ્રભુને માત્ર મારા હૃદયમાં નહિ પણ તમારા હૃદયમાં પણ ખડા કરાવી શકું છું! તમે બહુ પર-માર્થ કરશો, તો બેચાર લાખ રૂપિયા ખરચશો, પણ હું તો હજારો માણસના હાથ લાંબા કરાવવાનું કામ કરું છું, તેમાંથી કોઇ એવા પણ નીકળી આવશે કે જેનાં કામોની અસર જમાનાઓના જમાના સુધી પહોંચશે! તમે બહુ દયા કરશો તો થોડાંક જનાવરો બચા-વશો, પણ હું તો માણસોમાં નવું જીવન મૂકવાનું કામ કરું છું! તમે એથી પણ વધારે ઉદાર થશો, તો કોઇ પારધી પાસે પીંજરામાં

પુરાયેલાં થોડાંક પંખીઓને છોડાવી શકશો, પણ હું તો મનુષ્યને અજ્ઞાનની જાળમાંથી છોડાવવાનું કામ કરું છું. તમે બહુ કરશો તો થોડાક ગરીબોને ખીચડું અપાવશો, પણ હું તો આપણા ભાઈ-બંધોને આત્મિકબળ આપવાનું કામ કરું છું. તમે જ્યારે ઘણું કરશો ત્યારે તમારે પોતાને ખાતર તમારી મિલકતના પ્રમાણમાં પચીસ પચાસમો ભાગ દાન કરશો, પણ મેં તો તમારે ખાતર મારું સર્વ-સ્વ અર્પણ કરી દીધેલું છે. તમે જ્યારે તમારા કુટુંબમાં બહુ બહા-દુર થશો, ત્યારે નાહકના કોઇકને નાત બહાર મૂકવા તમારી નાત-તમાંજ લડવા જશો, પણ હું તો આપણા દેશમાં સ્વર્ગમાં નર્ક થતું જાય છે તેની સામે લડાઇ કરું છું. તમે જ્યારે બહુ ધાર્મિક થશો, ત્યારે દસવીસ જાતનાં વગર મફતનાં લફરાં તમારા ગળા-માં ઘાલશો, પણ હું તો ઈશ્વિરી અભેદમાર્ગને ખાતર સૌનાં બના-વટી બંધનો કાપવાના ઉપાયો શોધું છું. તમે જ્યારે બહુ મહેર-બાની કરશો, ત્યારે તમારા ખીસામાં કે તમારી તિજોરીમાં હાથ નાખશો, પણ હું તો સૌને મારા હૃદયની આખી તિજોરી સોંપી દેવાનું કામ કરું છું. તમે જ્યારે બહુ કરશો ત્યારે તમારા બાપ-ના શ્રાદ્ધને દિવસે બ્રાહ્મણોને લાડુમાં ખૂબ ઘી ખવરાવશો, પણ હું તો જે લઈ શકે તેને માટે સ્વર્ગમાંથી અમૃત ખેંચી લાવું છું અને તમે બહુ કરશો તો તમારા નોકરો ઉપર કે તમારી સ્ત્રીઓ ઉપર થોડીવાર અધિકાર ચલાવશો, પણ હું તો જમાનાઓ સુધી જ્ઞાની-ઓનાં હૃદયમાં અધિકાર ભોગવી શકીશ. હવે તમે કહો કે, અમારા પરમાર્થને તમે કેવી રીતે પહોંચી શકશો? નજ પહોંચી શકો; કા-રણ કે અમે વિચારભૂમિકામાં કામ કરનારા છીએ, એટલે આખી દુનિયાનાં ભલાં માણસો અમારી મદદમાં છે, મહાત્માઓ અમને દોરે છે, દેવો અમને શીખવે છે અને પ્રભુ અમારી પાસે રહે છે; એટલે તમે અમને પહોંચી શકશો નહિ. તોપણ એટલું ખરું કે એમાં અમારી કાંઈ બલિહારી નથી, અમે તો માત્ર પિરસણિયા છીએ, એ માલ તો કોઇ બીજાનોજ છે. જે અનંતતાના ઝરામાંથી એ બધું ચાલ્યું આવે છે, તે ઝરાનો માલિક તો કોઇ જુદોજ છે. અમે તો તેના દાસ છીએ. એ અનંતતાનો અખૂટ ઝરો જ્યારે તમે જોઇ શકશો, ત્યારે તમે સાચો પરમાર્થ કરી શકશો ને ત્યારેજ તમારા જીવનની સાર્થકતા થશે. અમે જોયેલો એ ઝરો ધીરે ધીરે ભવિષ્યમાં તમે જોઈ શકો તે સારુ હાલમાં તમારાથી બની શકે

તેવા નાના નાના પરમાર્થ કરવાનું અમે કહીએ છીએ; કારણ કે ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઇ સમજીને તે પાળવાથીજ એ ઝરો જલદીમાં જલદી જોઇ શકાય છે. અભેદમાર્ગની ઈશ્વરીસગાઇ સમજ્યા સિવાય બીજા કોઇ પણ માર્ગથી એ ઝરો સહેલાઇથી જોઈ શકાય તેમ નથી. માટે અમે તમોને તમારાથી બની શકે તેવા પરમાર્થ કરવાની વિનતિ કરીએ છીએ; કારણ કે અમે જે કાંઇ તત્ત્વ મેળવેલું છે અને મેળવીએ છીએ, તે ઈશ્વરીસ્નેહમાંથીજ મેળવેલું છે. યાદ રાખજો કે, આ કાંઇ ઉપલક વાતોના તડાકા નથી, પણ અમારા અનુભવમાં આવી ગયેલી જિંદગી સુધારવાની કૂંચી તમને બતાવી દઇએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે, હે પ્રભુ! તમારા ઐશ્વર્યનાં તાળાં ખોલનારી પરમાર્થની કૂંચી વાપરવાની સૌનાં હૃદયમાં પ્રેરણા કરો.

## બીજાંઓને આનંદ આપીએ, તોજ આપણે આનંદ મેળવી શકીએ

મહારાજજી! ચક્રમ કવિની આ બધી વાતો એવી અસરકારક હતી કે, એ સાંભળીને હું તો દંગજ થઇ ગયો! મારા માસ્તર ઘણાં વરસ થયાં આમાંનું કાંઇ કાંઇ કહેતા હતા, પણ તે તો ઘરનું માણસ, એટલે તેના બોલવાની મારી ઉપર જેવી જોઇએ તેવી અસર થતી નહોતી; પરંતુ ચક્રમ કવિના ઈશ્વરીસગાઈના ઊંચી જાતના વિચારોથી હું અજબ થઈ ગયો અને એવા વિશાળ હૃદયનાં શુદ્ધ સ્નેહવાળાં દેશહિતકારી આત્મજ્ઞ માણસોની પૂજા કરવી જોઈએ, એમ મને લાગ્યું; એટલુંજ નહિ પણ ત્યારથી મારું જીવન બદલાયું. એજ વખતે તે ભિખારણ પાસેથી એ બચ્ચાને મેં વેચાતું લઇ લીધું અને ચક્રમ કવિએ એક કુળવાન ગરીબ વિધવાની સંભાળ નીચે તે બાળકને સોંપ્યું. એ બદલ દર વરસે તે બાઇને સો રૂપિયા આપવાનો મેં ઠરાવ કર્યો, એથી તે બાઈ બહુ ખુશી થઈ. એ પછી તે ભિખારણને એક ખેડૂતને ત્યાં રાખી આપી. એ ખેડૂત તેને ખોરાકી-પોશાકી આપે અને એ બાઇ તેના ખેતરનું કામકાજ કર્યા કરે, એવો ઠરાવ હતો. તે ખેડૂતને માણસની જરૂર નહોતી અને વળી તે ગરીબ તથા ભલો માણસ હતો, માટે મેં તેને એ ડોશીના ખર્ચ સારુ દર મહિને બે રૂપિયા આપવાનું કબૂલ કર્યું. તમને લાગશે કે, મહિને માત્ર બેજ રૂપિયા! પણ સાહેબો! બે રૂપિયામાં તો બે મણ બાજરી

આવે છે અને તે એક માણસને આખો મહિનો ચાલી શકે છે. ઈશ્વરની કૃપાથી આપણા દેશમાં સૌ ચીજો આવી સસ્તી છે, છતાં પણ આપણા બંધુઓ ભૂખે મરી જાય છે, તેનો કોઇ ભાવ પૂછતું નથી, એજ દિલગીરી છે. એ છોકરો પાંચ વરસનો થયા પછી મેં તેને મારે ઘેર તેડાવી લીધો. હાલ તે સત્તર વરસની ઉંમરનો થયો છે અને તમે સાંભળીને ખુશી થશો કે, આ સાલ તે મૅટ્રિકમાં ચડતે નંબરે પાસ થયો છે! મહારાજજી! હું જ્યારે એ છોકરાને જોઉં છું, ત્યારે મને કાંઇક ખાસ આનંદ થાય છે. મને એમ લાગી જાય છે કે, ઓહો! ઈશ્વરની ખૂબી તો જુઓ! પ્રભુએ તો આ દુનિયા રત્નોથીજ ભરેલી છે, પણ આપણે એ રત્નોને મેળવી જાણતા નથી, કેળવી જાણતા નથી એ આપણીજ ખામી છે. એજ છોકરો જો તે ભિખારણની પાસે રહ્યો હોત, તો તેના શું હાલ થાત? ક્યારનો તે મરી ગયો હોત અને કદી જીવ્યો હોત તોપણ તે કેવી અધમસ્થિતિમાં હોત? ખરેખર માણસો સંયોગોને આધારે છે, માટે આપણા સૌ ભાઇઓને સારા સંયોગો મળે એવી તજવીજ કરવી એ આપણી ફરજ છે. ક્યાં એ ભિખારણની સ્થિતિ? ક્યાં એ છોકરાની માનું મોત? ક્યાં એ છોકરાનું ભૂખે રોવું? અને આજે ક્યાં એ છોકરાનું કાલિદાસ ને શેક્સપિયરનું વાચન? આ બધી સરખામણી જ્યારે મારી નજર આગળ તરી આવે છે, ત્યારે મને એમ લાગી જાય છે કે, બીજાનું જીવન સુધાર્યાથીજ આપણું જીવન સુધરે છે; બીજાઓને મદદ આપ્યાથીજ પરમાત્મા આપણને મદદ આપે છે; બીજાઓને અંધકારમાંથી ખેંચીએ તોજ આપણે ઈશ્વરીપ્રકાશમાં જઇ શકીએ છીએ; બીજાઓને આનંદ આપીએ, તોજ આપણે આનંદ મેળવી શકીએ છીએ અને બીજાઓની ઉન્નતિ કરીએ, તોજ આપણી ઉન્નતિ થઇ શકે છે. આ કાંઇ કલ્પિત વાતો નથી, પણ હું પ્રત્યક્ષ રીતે મારા જીવનમાં અનુભવી શકું છું કે, મારી મદદથી જેટલે દરજ્જે એ છોકરો સુધરતો જાય છે તેટલે દરજ્જે મારો આત્મા વિકાસ પામતો જાય છે અને તેટલે દરજ્જે મારો આનંદ વધતો જાય છે. હું આવો સિદ્ધાંત રજૂ કરવાની હિંમત કરું છું તેનું કારણ એ છે કે, મારા માસ્તર તથા ચક્રમ કવિની મહેનતના ફળરૂપે થયેલા મારા 'પૂઅર વર્ક હાઉસ' માં આજે દસ વરસ થયાં એવી જાતના સેંકડો દાખલા હું અનુભવતો આવું છું. માટે મને તો સંપૂર્ણ ખાતરી

થઈ ગઈ છે કે જો આપણે સુખી થવું હોય, તો બીજાંઓને સુખી કરવાં જોઇએ; અને જો આપણે ઈશ્વરની દયા મેળવવી હોય, તો આપણે આપણા ભાઇબંધોની ઉપર દયા રાખવી જોઇએ. ટૂંકામાં એજ કે ચક્રમ કવિએ બતાવેલા પ્રાચીન ઋષિઓના પંચયજ્ઞની ખૂબી સમજીને તે પ્રમાણે જો આપણે વર્તીએ, તો આપણા દેશનું ભલું થઇ શકશે, આપણા સનાતનધર્મની ઉન્નતિ થઇ શકશે અને જગતમાં પરમકૃપાળુ મહાન પિતા પરમાત્માનો જય જયકાર થઈ રહેશે. પણ એ બધું થવા માટે આપણે લાંબા હાથ કરવા જોઇએ તથા મોટું મન રાખવું જોઈએ અને લાંબા હાથ તથા મોટું મન ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ સમજ્યાથીજ થઈ શકે છે; માટે એ સગાઇ વધારવા સારુ આપણે આપણાથી બની શકે તેવો પરમાર્થ કરવો જોઇએ.

## શ્રીમંતાઇ ઉપર એક જાતનું લાંછન

મહારાજજી! ચક્રમ કવિના સત્સંગનો લાભ લેવા સારુ અમે ચાર દિવસ સુધી ખાસ ચાહીને ત્યાં રોકાઇ ગયા હતા અને એ ચારે દિવસ બહુ આનંદમાં ગયા હતા. એ પછી જતી વખત એક સારી જેવી રકમ હું તેને બક્ષિસ આપવા લાગ્યો, પણ તેમણે તે લેવાની ઉપકાર સાથે ના પાડી. તેમણે કહ્યું કે, અમને કામ આપો, પૈસા આપીને ઊલટા અમને વધારે ભિખારી શા માટે બનાવો છો? છેવટે મેં તેને એવી અરજ કરી કે, તમારાં પુસ્તકો છપાવવાની મને રજા આપો. એ માગણી તેમણે ખુશીથી કબૂલ કરી, તેથી તેમનાં પુસ્તકોનાં ભાષાંતર કરાવીને હું છપાવું છું અને કોઇ કોઇ વખત છૂપે નામે તેમને નાણાં મોકલ્યા કરું છું; કારણ કે એવો વિદ્વાન માણસ એવી કંગાળ સ્થિતિમાં રહે તે અમારી શ્રીમંતાઈ ઉપર એક જાતનું લાંછન છે અને આપણા દેશ ઉપર એ એક જાતનો શાપ છે એમ હું સમજું છું. તે તો વિચિત્ર અને ફાંટાબાજ માણસ છે એટલે તેને કાંઈ દરકાર નથી, પણ ઈશ્વરકૃપા છતાં આપણે જો એવા ઉચ્ચભૂમિકાવાળા મહાત્માઓની ખબર ન રાખીએ તો તે આપણી બહુ મોટી ભૂલ છે; માટે સમજવા છતાં એવી ભૂલ ન થાય તે સારુ હું પ્રસંગોપાત્ત તેની ખબર રાખ્યા કરું છું. હજી તો એ કવિના ઘણાએ વિચારો જાણવા જેવા છે, પણ આજે ટાઇમ થઈ ગયો છે અને હજી આપણા બીજા ભાઇઓના અનુભવ પણ આપણે જાણવાના છે, માટે

હું આ વાત બંધ કરું છું અને સૌ ભાઈઓનો આટલો બધો કીમતી વખત લેવા માટે માફી માગું છું.

મેં કહ્યું: માફી? અહો! એવો વખત તો સૌનો લેજો. મિસ્ત્રી સાહેબ! તમારી કાઠિયાવાડી ગામઠી પાઘડી જોઈને મને એમ નહોતું લાગતું કે, તમે આવા ઊંચી જાતના ખુલ્લા વિચારો ધરાવતા હશો. બેશક, તમે તો બહુ ઊંચી જાતનો માલ અમને પીરસ્યો છે.

આ વખતે ગુણગ્રાહક વાંચનારાઓને મારે જણાવવું જોઈએ કે, ચક્રમ કવિએ જે વાતો પોતાના જિગરના પ્રેમથી કહી, તે વાતો તેવીજ લાગણીદાર ભાષામાં સત્તર વર્ષ પછી મિસ્ત્રી સાહેબ અમને તેના જેવી અસરકારક રીતે કહી શકે નહિ; એટલુંજ નહિ પણ મિસ્ત્રી સાહેબે અમને ખરાભાવથી પોતાના જાતિઅનુભવમાં આવેલી સાદી સાચી વાતો પોતાની મનોરંજક કાઠિયાવાડી ગામઠી બોલીમાં બધાંને હસાવતે હસાવતે એકિટંગ સાથે કહી તેવી રીતે કાંઈ મને લખતાં આવડે નહિ; કારણ કે આ પુસ્તકમાં આવેલા બધા પ્રસંગો ને બધી વાતો કાંઈ એકજ દિવસના કે એકજ ઠેકાણાના બનાવો નથી, પણ જુદે જુદે દિવસે ને જુદે જુદે વખતે બનેલા બનાવોની આ તો માત્ર નોંધ છે. એ નોંધ મારી ફુરસદે સરખી રીતે ગોઠવીને મારા સંતોષને ખાતર અને મારા પંડને સુધારવા ખાતર મેં લખેલી છે, એટલે તેમાં ચક્રમ કવિનું 'સ્વર્ગમાં નર્ક' કે પુણેકર બુઆનું 'આત્મિક બળ' બરોબર રીતે ન દેખાડી શકાય તો નવાઈ જેવું નથી.

તે પછી મહારાજજીએ કહ્યું કે, મિસ્ત્રી સાહેબ! તમે તો ખૂબી કરી! આ બધી વાતો ઉપરથી મને એમ લાગે છે કે, આપણા વિચારોમાં તો ઉત્તમતા આવતી જાય છે, પણ હવે તે ઉત્તમતા આપણાં આચરણોમાં લાવવાની જરૂર છે. ઈશ્વરકૃપાથી તમારાં તો આચરણમાં પણ કેટલીક બાબતો આવી ગઈ છે, એ બહુ આનંદની વાત છે.

મિસ્ત્રીએ કહ્યું: મહારાજજી! એમાં કાંઈ મારી ખૂબી નથી. હું તો ભોળો અજ્ઞાન ગામડિયો હતો. એ ખૂબી તો આપના જેવા મહાત્માઓના સત્સંગના પ્રતાપની છે.

## ૮૫-રાજદ્વારી સત્સંગ

ઓનરેબલે કહ્યું: બેશક, સત્સંગની ખૂબી કાંઈ ઓરજ છે. મેં કાંઇ સાધુ-સંતનો સત્સંગ નથી કર્યો, પણ મેં તો રાજદ્વારી પુરુષોનો સત્સંગ કરેલો છે અને તેમાંથી મને બહુ આનંદ મળેલો છે, એટલે હું ધારું છું કે, એ સત્સંગમાંથી જેમ હું મારી જિંદગી સુધારી શકયો તેમ બીજા સત્સંગોથી પણ લોકો કાંઇ કાંઇ મેળવી શકતા હશે.

પંડિતજીએ કહ્યું: સાહેબ! માફ કરજો, પણ મને કહેવા દો કે, રાજદ્વારી 'ગોટપિટ' એ કાંઈ સત્સંગ કહેવાય નહિ. અમે પંડિતો તો હમેશાં એવાજ વિચારો ધરાવીએ છીએ કે, રાજદ્વારી ખટપટો કરવી એ પ્રપંચી માણસોનું કામ છે; એટલુંજ નહિ પણ 'રાજને અંતે નરક છે' એમ અમે માનીએ છીએ અને તમે રાજદ્વારી વિચારોને સત્સંગ કહો છો! પણ એ વાત અમારે ગળે કેમ ઊતરશે?

ઓનરેબલે કહ્યું: એ વાત તમારે ગળે ઊતરતી નથી માટેજ તમારે ભીખ માગવી પડે છે; એ વાત તમારે ગળે ઊતરતી નથી માટેજ તમારે બાફણાં બાફવાં પડે છે; એ વાત તમારે ગળે ઊતરતી નથી માટેજ તમારે અમારાં પાણી ભરવાં પડે છે; એ વાત તમારે ગળે ઊતરતી નથી માટેજ તમારે મંદિરમાં અમારા પગરખાં સાચવવાં પડે છે અને એ વાત તમારે ગળે ઊતરતી નથી માટેજ તમે જેનો તિરસ્કાર કરો છો, તેવા લોકોની સાથે તમારાં જનોઈ-કંઠી તોડીને તમારા બંધુઓને કેદખાનામાં રહેવું પડે છે!! યાદ રાખજો કે જ્યારે બ્રાહ્મણો રાજનીતિને તજી ધર્મનું એક અંગ સમજીને તેમાં ધ્યાન આપતા હતા ત્યારેજ તેમની પૂજા થતી હતી અને ત્યારેજ દેશ આબાદ હતો તથા ધર્મ તેના પૂર બહારમાં હતો. જ્યારે બ્રાહ્મણો રાજ્યનું એક અંગ બનતા, એટલે કે રાજાની મદદમાં રહીને-રાજાના સલાહકાર થઈને રાજા જેમ પ્રજાની ઉપર બહારની હકુમત ચલાવે છે, તેમ ધર્મગુરુઓ જ્યારે લોકોનાં અંતરમાં હકુમત ચલાવતા ત્યારેજ હિંદુસ્તાન આખી દુનિયામાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હતો, ત્યારેજ રાજાઓ પોતાની ફરજો બરાબર બજાવતા હતા અને ત્યારેજ-જ્યારે બ્રાહ્મણો-જ્ઞાનીઓ રાજાઓની મદદમાં હતા, ત્યારેજ-જગતને આગળ વધારનારી ને પ્રજાનું હિત કરનારી નવી નવી શોધ-ખોળ થઈ

હતી. એ બધું ભૂલી જવાથી, આપણી આટલી બધી પડતી થઈ ગઇ છે; છતાં પણ હજી એમ કહો છો કે, 'રાજને અંતે નરક છે!' આથી વધારે દિલગીરી બીજી કઈ હોય? રાજ્યને મદદ કરવી અને પોતાના હક સંભાળવા, એ દરેક માણુસની ફરજ છે.

બાવાજીએ કહ્યું: દિલગીરી કાયકી? રાજ કે અંતે નર્ક નહિ તો ઓર કયા હૈ? રાજદ્વારી પ્રપંચોકુ હમ સત્સંગ કિસ તરેહસેં માને? ઐસા જ્ઞાન આપકી પાસ હી રખના, હમ ઐસી બાત કભી નહિ માનેગા!

ઑનરેબલે કહ્યું: બાવાજી! જરા વિચાર કરીને બોલો. રાજને અંતે નરક છે, એમ કહેવાને બદલે, જુલમને અંતે નરક છે, અધર્મને અંતે નરક છે, પાપને અંતે નરક છે, ફરજ ન બજાવ્યાને અંતે નરક છે અને મૂર્ખાઇને અંતે નરક છે, એમ કહો. જો રાજને અંતે નરક હોય તો ભગવાન રામચંદ્રજીએ હજારો વર્ષ રાજ્ય કર્યું હતું તેઓ ક્યાં ગયા? ધ્રુવે છત્રીસ હજાર વર્ષ રાજ્ય કર્યું હતું તેઓ ક્યાં ગયા? જનકવિદેહી ક્યાં ગયા? દ્વારિકાના રાજા શ્રીકૃષ્ણ ભગવાન ક્યાં ગયા? અને વિક્રમ તથા શાલિવાહન ક્યાં ગયા? મહારાજા દિલીપ તથા શિબિ, માંધાતા અને યુધિષ્ઠિર, સગર તથા પૃથુ અને હરિશ્ચંદ્ર તથા મનુ ક્યાં ગયા? શું એ બધા નરકમાં ગયા છે? જો રાજને અંતે નરક હોય, તો એ બધા આપણા પૂજનીય પૂર્વજોના શું હાલ થાય? ભટ્ટજી મહરાજ! યાદ રાખજો કે, નરક તો અજ્ઞાનને અંતે છે, નરક તો ગુલામગીરીને અંતે છે, નરક તો સ્વદેશાભિમાન ભૂલી જવામાં છે, નરક તો લોકોને બાયલા બનાવવામાં છે, નરક તો લોકોને ઊંધે રસ્તે દોરવામાં છે અને નરક તો પ્રભુને ભૂલી જવામાં છે. રાજ તરફની ફરજો બજાવવામાં કાંઇ નરક નથી. જો એમ ન હોત તો સહસ્રાર્જુનનો જુલમ તોડવાથી પરશુરામ નરકમાં જાત; રામને રાજકીય સલાહ આપવાથી મહાત્મા વસિષ્ઠનું ઋષિપણું રહેત નહિ. ઇન્દ્રના રાજકાજમાં ભાગ લેવાથી બૃહસ્પતિનું બ્રાહ્મણપણું મટી જાત; પોતાના માલિક તરફથી ઘોર યુદ્ધ કરવાથી દ્રોણાચાર્યને લાંછન લાગત અને રૈયતને દુઃખ દેનાર અધર્મી વેનરાજાને મારી નાખનાર બ્રાહ્મણોને મોટી શિક્ષા થાત; પણ એવું કાંઇ થયું નથી એથી સિદ્ધ થાય છે કે, રાજ્યને મદદ કરવી અને પોતાના હક સંભાળવા, એ દરેક માણુસની ફરજ છે; કારણ કે રાજ્યની બાબત એટલી બધી મોટી છે

કે, રૈયતની મદદ વિના ગમે તેવો હોશિયારમાં હોશિયાર રાજા પણ સરખી રીતે રાજ્ય ચલાવી શકે નહિ અને ગમે તેવું સારું રાજ્ય હોય તોપણ હમેશાં ઘણા અમલદારો એવા સ્વાર્થી હોય છે કે, જો રૈયત રાજ્યના કામકાજમાં ધ્યાન આપે નહિ, તો તેમના બધા હક સચવાયજ નહિ; માટે આપણા હક સાચવવા સારુ અને જે રાજા આપણા દેશનું, આપણા ધર્મનું તથા આપણી માલ-મિલકતનું રક્ષણ કરે છે, તેને મદદ કરવા સારુ આપણે રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ. એવી ફરજ બજાવવાની બાબતને તમે નરક કહો છો, એ જોઇને હું અજબ થાઉં છું. બોલો બાવાજી! હવે તમારે કાંઈ કહેવું છે?

બાવાજીએ કહ્યું: તુમ હજાર બાત કરો, હમ તો તુમારી એકભી બાત નહિ માનેગા. હમ તો એકહી બાત સમઝતે હૈ કે રામજીકું છોડ કે ઔર જો કુછ કરના સો સબ જૂઠા હૈ.

પ્રોફેસરે કહ્યું: આપણા બાવાજી મહાત્માઓ કાંઇ એમ સમજવાના છે? તેઓને ગાંજાની ચલમ ને સદાવ્રતનું ખીચડું મળ્યું એટલે જાણે થઈ ચૂકયું! દુનિયા જાય જહાનમની ખાડીમાં, એની તેઓને કયાં દરકાર છે! તેઓને કયાં વેરા ભરવા છે કે રાજ્યની ફિકર કરે! ભરવાવાળા ભરશે ને મરનાર મરશે, તેમાં ગુરુજીને કાંઈ સ્નાનસૂતક છે! કયું ગુરુજી! વાહ રે વાહ! ગુરુ તો આવાજ જોઈએ હો!

જોશીએ કહ્યું: મૂકોને એ પંચાતી, વગર મફતના બાવાજીને શા માટે ચિડાવો છો? 'લેના દેના ખેરસલ્લા, ઓર લડનેમેં મજબૂત' એવું કાં કરો? પરમાર્થની આનંદદાયક વાતો છોડીને આ વાંધાવાળી વાત હમણાં કયાંથી?

## ઑનરેબલ સાહેબના રાજદ્વારી વિચારો

મેં કહ્યું: જરા આગળ જુઓ તો ખરા, એ પણ સાચા સ્વર્ગનીજ વાતો છે. જો એમ ન હોય તો ઑનરેબલ સાહેબ હમણાં એ વાત છેડત નહિ.

મહારાજે કહ્યું: એ બાબત પણ જરૂરની છે. ઑનરેબલ સાહેબ! તમારા રાજદ્વારી વિચારો ઠાકોર સાહેબને જણાવો તો સારું, એથી ઠાકોર સાહેબને ફાયદો થશે.

ઠાકોર સાહેબે કહ્યું: હું પણ એજ કહેવાનો હતો; કારણ કે ઑનરેબલ સાહેબે જ્યારે રાજદ્વારી વિચારોનો ખાસ અભ્યાસ

કરેલો છે, ત્યારે તો આપણે જરૂર તેનો લાભ લેવો જોઇએ.

ઑનરેબલે કહ્યું: સાહેબ! વીસ વરસ થયાં હું રાજદ્વારી બાબતોનો અભ્યાસ કરું છું, તેના પરિણામે હું એવાજ નિશ્ચય ઉપર આવ્યો છું કે, જો આપણા દેશનું અને આપણી પ્રજાનું ભલું કરવું હોય, તો આપણા દરેક બંધુઓએ જેટલું બની શકે એટલું રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ; એટલુંજ નહિ પણ મને તો એમ પણ લાગે છે કે જેમ આપણે દરરોજ ધંધા-રોજગારના કલાકો નીમીએ છીએ, ભક્તિનો વખત નક્કી કરીએ છીએ, કસરત તથા ફરવા-હરવાનો સમય લઈએ છીએ અને ઊંઘના તથા આશાએશના કલાકો લઈએ છીએ, તેમજ આગળ વધેલા દરેક માણસોએ હમેશાં રાજદ્વારી બાબતો ઉપર ધ્યાન આપવાનો વખત પણ નક્કી કરવો જોઇએ. વળી મારા જાતઅનુભવથી મને તો એમ પણ લાગે છે કે, જેમ આપણને હમેશાં ચા, કૉફી બીડી કે પાન સોપારીની તલબ થાય છે, તેમ આપણને રાજદ્વારી બાબતોની તલબ થવી જોઇએ; જેમ આપણને ખોરાક ખાવાની ભૂખ લાગે છે તેમ રાજદ્વારી બાબતો જાણવાની ભૂખ લાગવી જોઇએ; જેમ આપણને પાણી પીવાની તરસ લાગે છે, તેમ રાજ્યમાં સુધારા કરવાની તરસ લાગવી જોઇએ; જેમ આપણને ફ્રૂટ કે મીઠાઇ ખાવાનો શોખ થાય છે, તેમ રાજદ્વારી બાબતો જાણવાનો આપણને શોખ થવો જોઇએ અને જેમ આપણને હમેશાં ઊંઘવાની જરૂર પડે છે, તેમ આપણી ઉપરના રાજ્યમાં આપણો અવાજ હોવાની જરૂર સમજાવી જોઇએ.

પંડિતજીએ કહ્યું: રાજદ્વારી બાબતોમાં એટલું બધું ધ્યાન આપવાની શું જરૂર છે? દરેક લોકો શા માટે એવી કૂટ કરે? લોકોને મમમમના વાંધા છે, તે છોડીને રાજદ્વારી પ્રપંચોમાં પડવા તે કયાં જાય? અને આપણે એમાં શું કરી શકીએ?

ઑનરેબલે કહ્યું: બેશક, આપણી એવી સ્થિતિ છે, તેમાં કાંઈ પણ સંદેહ નથી. આપણી એવી સ્થિતિ થઇ છે તેનું મુખ્ય કારણ એજ છે કે, રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ નથી. જો રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ હોત, તો આપણી એવી સ્થિતિ હોત નહિ; જો રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ હોત, તો આપણે આવા નમાલા હોત નહિ; જો રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ હોત, તો આપણે આવા સુસ્ત હોત નહિ; જો રાજદ્વારી

બાબતોમાં આપણો અવાજ હોત, તો ઘણી જાતની બૂરી રૂઢિઓ આપણામાં હોત નહિ; જો રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ હોત, તો આપણને ઘણી જાતના ગેરઇન્સાફ થાત નહિ અને જો રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ હોત તો આપણા દેશની આવી દુર્દશા અને આપણી પ્રજાની આવી પાયમાલી થાત નહિ. પણ એ બધું થયું તેનાં ઘણાં કારણોમાં રાજદ્વારી બાબતોમાં આપણો અવાજ નથી, એ પણ એક મુખ્ય કારણ છે.

પંડિતજી ! તમે કહો છો કે, રાજદ્વારી બાબતોમાં એટલું બધું ધ્યાન આપવાની શું જરૂર છે ? પણ હું કહું છું કે, તેમાં આનંદ છે ને તે આપણી ફરજ છે. માત્ર આનંદ અને ફરજજ નહિ, પણ આપણું પોતાનું, આપણા દેશનું અને આપણી તથા દુનિયાની ભવિષ્યની પ્રજાનું તેમાં કલ્યાણ છે. તમે કહેશો કે, રાજદ્વારી કેટલીક હકીકત જાણવી અને કેટલીક અરજીઓ કરવી એમાં કલ્યાણ શાનું ? પણ હું કહું છું કે, એમાં બહુ મોટો લાભ છે અને લાભ થવાનો અર્થ–ધન મેળવવું, સદ્‌ગુણો મેળવવા, સ્વતંત્રતા મેળવવી, વધારે હક મેળવવા, તંદુરસ્તી મેળવવી અને દુનિયામાં આગળ વધી ઈશ્વરને રાજી કરવો એવોજ હોય, તો એ બધું રાજદ્વારી બાબતોમાં પ્રજા ધ્યાન આપે તેમાંથીજ થાય છે; માટે આપણે સૌએ જેટલું બની શકે એટલું રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ.

પંડિતજી ! તમે કહો છો કે, લોકો શા માટે એવી કૂટ કરે ? પણ રાજદ્વારીઓ કહે છે કે, આપણામાં નવો જુસ્સો લાવવા માટે આપણે એ કામ કરવાં જોઇએ. આપણી ભાઇબંધ પ્રજાઓની સાથે આપણે દુનિયામાં આગળ વધી શકીએ માટે આપણે એ કામમાં ધ્યાન આપવું જોઇએ. આપણને ઘણી જાતના ગેરઇન્સાફ થતા અટકે માટે આપણે એ બાબત સમજવી જોઇએ. આપણા સ્વાભાવિક હકો લૂંટાઈ ન જાય માટે આપણે એ બાબતનો અભ્યાસ કરવો જોઇએ. આપણાં હુન્નર–કળા અને આપણા ધંધા–રોજગાર સચવાય તથા તેમાં વૃદ્ધિ થાય તે સારુ આપણે રાજ્યની મદદમાં રહેવું જોઇએ અને આપણી ભવિષ્યની પ્રજાનાં સુખો વધે તે સારુ આપણે રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ. તમે કહો છો કે, આપણને મમ્મમના વાંધા છે એ વાત ખરી, પણ એમાં કોનો વાંક છે ? એ આપણોજ વાંક છે. આપણામાં રાજદ્વારી જાગૃતિ નથી તેનુંજ એ પરિણામ છે. યુરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા,

ટ્રાન્સવાલ અને જાપાનની જાહોજલાલી જુઓ! એનું કારણ શું? એનું કારણ પ્રજાનો રાજદ્વારી જુસ્સો એજ છે. એ જુસ્સાની સાથેજ નીતિના, ધર્મના તથા ધંધા–રોજગારના જુસ્સાઓ વધે છે અને એ જુસ્સામાંથીજ દુનિયાને આગળવધારનારા બીજા જુસ્સાઓને પોષણ મળે છે. આવો કુદરતી નિયમ હોવાથી જે દેશની પ્રજામાં રાજદ્વારી જાગૃતિ વધારે હોય, રાજદ્વારી છૂટાપણું વધારે હોય અને જે રાજ્યમાં પ્રજાનો અવાજ વધારે હોય તે દેશ અને તે પ્રજાજ દુનિયામાં સૌ કરતાં વધારે આગળ વધેલી હોય છે. એથી ઊલટું જે પ્રજામાં રાજદ્વારી જુસ્સો ન હોય, જે પ્રજા પરાધીન સ્થિતિમાં હોય, જે રાજ્યમાં પ્રજાનો અવાજ ન હોય, જે રાજ્યમાં અમલદારો ઉપર પ્રજામતનો અંકુશ ન હોય, જે રાજ્યમાં પ્રજાના હકો સચવાતા ન હોય, જે રાજ્યમાં પ્રજામતની દરકાર વિના એકતરફી કારભાર ચલાવવામાં આવતો હોય અને જે પ્રજા પોતાની અજ્ઞાનતા, નબળાઇ તથા પરાધીનતાને લીધે એ બધું ખમી લેતી હોય, તે પ્રજા પાયમાલ હોય છે અને તે પ્રજા કોઇ પણ ઊંચી જાતના આવેશ વિનાની હોય છે. ચીન, તિબેટ, અગાઉનું હિંદુસ્તાન, ઈરાન, રશિયા અને આફ્રિકાનાં દેશીરાજ્યોની અંદરની સ્થિતિ તપાસો, એટલે તમારી ખાતરી થશે કે, દરેક જાતની ઉન્નતિને રાજદ્વારી બાબતો સાથે સંબંધ છે. દરેક જાતની ઉન્નતિનાં મૂળ પ્રજાના રાજદ્વારી જુસ્સામાં રહેલાં છે. દરેક જાતના સુધારાનો રાજદ્વારી બાબતો સાથે સંબંધ છે. દરેક જાતની આબાદીનો રાજ્યની મદદ ઉપર આધાર છે અને દરેક જાતનાં સુખ પ્રજાના અવાજવાળી ઉદાર રાજ્યનીતિમાં રહેલાં છે. આ બધું અને એ કરતાં પણ ઘણું વધારે પ્રજાની રાજદ્વારી જાગૃતિમાં છે એમ વિદ્વાનોની ખાતરી થઈ છે, માટે હું કહું છું કે, આપણા લોકોએ રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ.

પંડિતજી, તમે કહો છો કે, આપણે એમાં શું કરી શકીએ? પણ આપણે જો ધારીએ તો એમાં ઘણું કરી શકીએ તેમ છીએ; કારણ કે આપણી ઉપર અલાઉદ્દીન, ઔરંગઝેબ કે ટીપુ સુલતાન જેવા જુલમી બાદશાહનું રાજ્ય નથી, પણ ઈશ્વરકૃપાથી આપણે તો પ્રતાપી અંગ્રેજ સરકારના ન્યાય અને દયાના રાજ્યમાં છીએ. ધારાસભામાં તો ઘણી વખત મારી ફરજની રૂએ નામદાર સરકાર તથા પ્રજાના હિતને ખાતર મારે સરકારની વિરુદ્ધમાં બોલવું પડે છે,

પણ આજે જ્યારે આપણા મિત્રમંડળમાં એ વાત નીકળી છે, ત્યારે તો મને આપણી ભલી સરકારનાં થોડાંક વાજબી વખાણ પણ કરવા દો. હું મારા ખરા અંતઃકરણથી કહું છું કે, હાલના વખતમાં આખી દુનિયામાં નામદાર અંગ્રેજ સરકાર, રાજદ્વારી દરેક બાબતમાં જેવી છૂટ મૂકીને વરતે છે, તેવી છૂટની આશા પ્રજાસત્તાક સિવાય બીજા કોઈ પણ રાજ્ય તરફથી આપણે રાખી શકીએ નહિ. અંગ્રેજ સરકારના રાજ્યમાં જેવો ઇન્સાફ ને જેવી દયા છે તેવો ઇન્સાફ ને દયા છેલ્લાં એક હજાર વર્ષમાં હિંદુસ્તાનને કદી પણ મળ્યાં નથી. અંગ્રેજ સરકારના રાજ્યમાં પ્રજાને જે સગવડતા છે તેવી સગવડતાનો અસલના લોકોને સ્વપ્નમાં પણ ખ્યાલ આવી શકતો નહોતો. અંગ્રેજ સરકાર પ્રજામતની જેટલી દરકાર રાખે છે, તેટલી દરકાર બીજાં કોઈ પણ રાજ્યો રાખતાં નથી. અંગ્રેજ સરકાર પ્રજાના હિતને માટે જેટલું ખર્ચ કરે છે, તેટલું ખર્ચ બીજાં કોઇકજ રાજ્યો કરતાં હશે અને ભલે ધીમે ધીમે, પણ જેમ અંગ્રેજ સરકાર પ્રજાના હકો વધારતી જાય છે, તેમ જૂના વિચારનાં દેશીરાજ્યો કદી પણ હકો આપેજ નહિ; એટલુંજ નહિ પણ પ્રતાપી અંગ્રેજ સરકારનું નસીબ એવું બુલંદ છે કે સિંહો તેની આગળ બકરી થઇ જાય છે; તે જ્યાં જ્યાં પગ મૂકે છે ત્યાં ત્યાં સોનાની ખાણોજ નીકળી પડે છે; તેની જ્યાં જ્યાં નજર પડે છે તે ઉજ્જડ મુલકો પણ આબાદ થઇ જાય છે; તેની આગળ પૃથ્વી પોતાના પેટમાંની ખાણો બતાવી દે છે; તેની આગળ પહાડો પોતાનો ખજાનો રજૂ કરે છે; તેની આગળ નદીઓ પોતાના પ્રવાહો બદલે છે; તેની આગળ સમુદ્ર આધીન થાય છે; તેની પાસે આકાશીતત્ત્વો પોતાની ખૂબીઓ ખુલ્લી કરે છે; તેની પાસે ઝાડો વધારે ફળો આપે છે; તેની પાસે પૃથ્વી વધારે રસકસવાળી થાય છે; તેની પાસે નવી નવી જાતનાં દેવતાઈ હથિયારો હાજર થાય છે અને જ્યાં જ્યાં તેની નજર પડે ત્યાં ત્યાં સોના–રૂપાનો વરસાદ વરસે છે ! ! આટલી મોટાઇ, આવી કરામત, આવી ખૂબી, આવું જાદુ, આવું જ્ઞાન અને આવું ભાગ્યશાળીપણું શ્રીકૃષ્ણના વખત પછી છેલ્લાં પાંચ હજાર વર્ષમાં આખી દુનિયામાં બીજે ક્યાંય પણ દેખાયું નથી. ઈશ્વરની ઇચ્છાજ એવી છે કે, આપણે આપણા મહાન પ્રતાપી રાજ્યના મદદગાર થવું જોઈએ; કારણ કે જો આપણે લાયક થઇએ તો એ બધાંના આપણે વારસદાર છીએ.

અંગ્રેજપ્રજા એ નામદાર બ્રિટિશરાજ્યના મોટા પુત્ર છે અને આપણે નાના પુત્ર છીએ. અમુક વખત સુધી મોટા પુત્રનો હક વધારે હોય તો એટલો વધારે હક ભલે અંગ્રેજો ભોગવે, આપણને નાના પુત્ર તરીકેના આપણા હકો મળે તોપણ ઘણું છે. ભલે પુત્ર નાના હોય પણ અંતે તેના હકો કાંઈ નાના હોતા નથી અને એકજ બાપના બે દીકરા હોય, તેમાં એક કાળો ને બીજો રૂપાળો હોય તેથી કરીને કાંઇ કાળા દીકરાના હક ઓછા હોય નહિ, તેમજ આપણે કાળી ચામડીના છીએ તેથી કાંઈ આપણા હક ઓછા હોય નહિ. તેમ છતાં આપણે જોઇએ છીએ કે આપણા હકોમાં ફેરફાર છે અને એ ફેરફાર આપણને પક્ષપાત જેવા લાગે છે; પણ એનું કારણ એ છે કે મોટા ભાઈ એટલે કે અંગ્રેજોને પોતાની શહેનશાહતની સેવા કરવાની જેવી તકો મળેલી છે, તેવી તકો નાનાભાઇને એટલે કે આપણને મળેલી નથી. ઈંગ્લેંડની પ્રજાએ પોતાના રાજ્યને માટે જેવા મોટા ભોગો આપ્યા છે, તેવા ભોગો આપણે હજી આપી શક્યા નથી. પોતાના બાહુબળથી, પોતાના ધનથી, પોતાની અક્કલથી અને પોતાના લોહીથી અંગ્રેજપ્રજાએ પોતાની શહેનશાહત તરફ જેવી વફાદારી બતાવી છે, તેવી વફાદારી બતાવવાની તકો હજી આપણને જેટલી જોઇએ તેટલી મળી નથી.કારણ કે આપણામાં હજી રાજદ્વારી જુસ્સો જાગૃત થયેલો નથી, આપણને આગળ વધારનારા જરૂર જેટલા હકો હજી મળેલા નથી, એટલે બ્રિટનના પ્રતાપી પુત્રો નેલ્સન, વેલિંગ્ટન, રૉબર્ટસન કે ગ્લેટસ્ડન જેવા નીડર સ્વદેશપ્રેમી રાજ્યભક્ત પુત્રો હાલમાં આપણા દેશમાં થયેલા નથી, તેથી આપણને આપણા ભલા રાજ્યની સેવા કરવાની મહાન તકો મળેલી નથી અને એવી તકોમાં પૂરી કસોટી ન થાય ત્યાંસુધી આપણે જેટલા જોઇએ તેટલા શહેનશાહતના વિશ્વાસમાં આવી શકીએ નહિ. યાદ રાખજો કે, જ્યાંસુધી વફાદારીનાં કામોથી આપણે આપણા પ્રતાપી રાજ્યનો સંપૂર્ણ વિશ્વાસ મેળવી શકીએ નહિ, ત્યાં સુધી આપણે હકો મેળવી શકીએ નહિ અને જ્યાં સુધી આપણને આપણા વાજબી હકો ન મળે, ત્યાંસુધી આપણે સુખી થઇ શકીએ નહિ; માટે રાજદ્વારી હકો મેળવવા સારુ આપણી પ્રજામાં રાજદ્વારી જુસ્સો જાગૃત થવો જોઇએ.

પંડિતજી ! રાજદ્વારી જુસ્સાથી આપણે શું શું કરી શકીએ,

એ તમે જાણો છો ? રાજદ્વારી જુસ્સાથી આપણું જીવન બદલાઈ જાય છે, રાજદ્વારી જુસ્સાથી આપણામાં એક નવી જાતનું બળ પેદા થઈ જાય છે, તેથી આપણે આપણી માયાળુ સરકારને હાલના કરતાં વધારે મદદ કરી શકીએ છીએ અને જેટલા આપણે સરકારના વધુ મદદગાર થઇ શકીએ, તેટલા આપણા હકો વધતા જાય છે અને જેટલા આપણા હકો વધે તેટલું આપણું સુખ વધતું જાય છે; એટલુંજ નહિ પણ રાજદ્વારી જાગૃતિથી જેમ જેમ આપણી પ્રજામાં નવું બળ આવતું જાય, તેમ તેમ પ્રજામતનું રાજ્ય ઉપર મજબૂત દબાણ થતું જાય છે, તેથી વખત આવ્યે આપણા હકો આપણને મળ્યા વિના રહેતા નથી. આ બધું અને એ કરતાં ઘણું વધારે પ્રજાની રાજદ્વારી જાગૃતિથી થઇ શકે છે; માટે મારો તો એ ઠરાવજ છે કે, આપણા દેશની ઉન્નતિને ખાતર પ્રજાનો રાજદ્વારી જુસ્સો વધારવામાંજ જિંદગી ગાળવી.

## મારી શાંતિ ને મારું સ્વર્ગ ક્યાં છે ?

પંડિતજી, તમારા જેવા જૂના વિચારના મારા એક ભક્તમિત્ર છે, તે પણ મને કહે છે કે, હવે તમે રિટાયર થઇને પ્રભુભજન કરો. આ ઉપાધિ તે ક્યાં સુધી કરશો ? મોતને કિનારે પહોંચ્યા, હવે તો કાંઇક સમજો ! સરકારે આમ કરવું જોઇએ ને પ્રજાએ આમ કરવું જોઇએ, એમાં તમારું શું વળ્યું ? ને એમાં તમે શું કર્યું ? એમ કરતે કરતે મરી જશો, તો અવગતે જશો. એ પંચાતી ઘણાં વર્ષ કરી, હવે તો કાંઈક ચેતો. જ્યારે ત્યારે તે મને આવું આવું ઘણું કહે છે, પણ તેની એ વાત મારે ગળે ઊતરતી નથી. હું તેને એમ કહું છું કે, મારી શાંતિ કાંઇ રાંડીરાંડોની પેઠે ઘરના ખૂણામાં ભરાઈ બેસવામાં કે જંગલની અંધારી ગુફામાં બેસવામાં નથી, મારી શાંતિ કાંઇ આળસુ થઇને ગાદીતકિયે કે પથારીમાં પડી રહેવામાં નથી અને હું કાંઇ મરી ગયા પછીની શાંતિ માગતો નથી, પણ હું તો મારાં હાલનાં કામમાંથીજ આનંદ શોધું છું. હું તો મારા ભાઇબંધોમાં પ્રવૃત્તિ વધારવામાંથીજ નિવૃત્તિ શોધું છું. હું તો મારા બંધુઓ પોતાના હક સમજતા થાય, તોજ મારું મોત સુધર્યું એમ માનું છું. મારા બંધુઓમાં રાજદ્વારી નવો જુસ્સો આવે તોજ મારાં લાકડાં ઠંડાં થાય અને હું તો એમજ માનું છું કે, રાજ્યનો ને પ્રજાનો સંબંધ વધારે દૃઢ થવામાં હું કાંઇ પણ અંશે ઉપયોગી થઇ શકું, તોજ મને સ્વર્ગ મળે.

## મારું ભજન કયું ? એ તમને ખબર છે ?

મારું ભજન મોઢેથી માત્ર રામ રામ કરવામાં નથી, પણ મારું ભજન તો "પ્રભુ અને મારો હક" એમ લોકો સમજતા થાય એવા ઉપાયો કરવામાં છે. મારું ભજન કાંઈ માત્ર મંદિરમાં જવાથીજ પૂરું થતું નથી, પણ મારું ભજન તો લોકોના હૃદય-મંદિરમાં તેઓની સાચી સ્વતંત્રતાનો સ્વાભાવિક જુસ્સો ભરવામાં છે. મારું ભજન કાંઇ ટીલાં-ટપકાંમાં કે બહારના ડોળદમાકમાં નથી, પણ મારું ભજન તો પ્રજાની ઉપરના કર ઓછા થાય તેવા પ્રયત્ન કરવામાં છે અને મારું ભજન કાંઈ એકજ જડ મૂર્તિ પૂજ-વામાં નથી, પણ મારું ભજન તો આપણા કરોડો ભાઇબંધોની સેવા કરવા માટે, તેઓને થતો ગેરઇન્સાફ અટકાવવાના કામમાં મંડચા રહેવામાં છે.

## રાજદ્વારી મહાત્માઓનું તપ

પંડિતજી ! તમે રાજને અંતે નરક કહો છો અને રાજદ્વારી બાબતોને પ્રપંચ કહો છો, પણ અમે એ પ્રપંચમાં પડચા રહીને તેમાંથીજ કેમ તપ કરીએ છીએ, એ તમને ખબર છે? તમે અગિયારસને દહાડે દસવીસ જાતનું બશેર ત્રણશેર ફરાળ કરીને ભૂખ્યા રહ્યાનો ડોળ કરતા હશો અને તેને તપ સમજતા હશો, પણ અમે તો માલ માલ ખાઇએ છીએ અને તોપણ રાજ્યના અમલ-દારો તરફની કેટલીક જાતની પોલ જોઇને તથા પ્રજાને ઘણી જાતના ગેરઇન્સાફ થતા જોઇને મારું કલેજું અંદરથી એવું બળી જાય છે, કે મારું ખાવું-પીવું તો કયાંય ભસ્મ થઇ જાય છે; એટલે માલ માલ ખાધા છતાં પણ પરમાર્થની એ ફિકરને લીધે હું તો સાવ ભૂખ્યોજ રહું છું. તમે જન્માષ્ટમી, શિવરાત્રિ, રામનવમી કે એવાજ બીજા કોઇ મોટા દિવસે જાગરણ કરીને રોજ કરતાં ઊલટી વધારે મોજમજા ઉડાવતા હશો અને તેને તપ સમજતા હશો, પણ મને તો આપણા દેશના રાજદ્વારી હકો માટે જયારે ત્યારે ઉજાગરા થાય છે. ઘણી વખત એ ફિકરમાં મને પૂરી ઊંઘ પણ આવતી નથી. મારાં ભાષણો તૈયાર કરવા માટે વારંવાર ઘણી રાત્રે મારે ઉજાગરા કરવા પડે છે અને આપણા બંધુઓના હિતને લગતા ચોક્કસ ખ્યાલોને લીધે ઘણી વાર હું ઊંઘમાંથી ભડ-કીને જાગી ઊઠું છું. તમે જન્માષ્ટમી જેવા મોટા દિવસે પવિત્ર મંદિરોમાં બેઠા બેઠા પણ ઠઠ્ઠા-મશ્કરીમાં, ઢોંગ-સોંગમાં ને

ગાવા–બજાવવામાં વખત ગાળો છો અને હું મારા મોટા પલંગ ઉપર પોચાં પોચાં રેશમી ગાદલાંમાં સૂતો સૂતો પણ તમારા હિતનાજ વિચાર કરું છું. એ વિચારોની ધૂનમાં વાલકેશ્વરના ભભકાદાર બંગલાની સુંદર હવા તથા ફેશનેબલ પલંગ છતાં પણ મને ઊંઘ આવતી નથી ને ઉજાગરા થાય છે. તમારા મોજશોખમાં તહેવારના ઉજાગરા એ તો જાણે તમારે મન શાસ્ત્ર પ્રમાણેનું તપ કહેવાય, પણ તમારે મન પારકી પીડાના આ મારા ઉજાગરાને શું કહેવાય એ કાંઇ કહેશો? કયું તપ સાચું, તે તો ઈશ્વર જાણે! હું તીર્થોમાં નાહવા તો હજી નથી ગયો, પણ આપણા દેશને ખાતર, આપણા બંધુઓને ખાતર અને આપણા રાજ્યને ખાતર ઘણી વખત હું મારાં આંસુથી તો નાહેલો છું. જેને તમે હાલની રૂઢિ પ્રમાણે ધર્મ કહો છો તેને ખાતર તો મેં કાંઇ અપમાન સહન કરેલાં નથી, પણ પ્રજાની સેવા બજાવતાં સરકારી અમલદારો તરફથી તો ઘણી વખત હું હડધૂત થયેલો છું. જો હું જરાક "હાજી હા" શીખત, તો મને બહુ માનપાન મળત; જો હું થોડુંક માખણ વાપરત, તો ચોક્કસ વર્ગમાં મારી વાહ વાહ થઇ જાત અને જો હું થોડી ખુશામત શીખ્યો હોત તો ઘણી જાતના ભયમાંથી છૂટત, પણ આપણા લોકોના રાજદ્વારી હકોને ખાતર મારાં એ બધાં ખાનગી સુખો ઉપર પૂળો મૂકીને ઊલટી મેં થોડીક પંચાતી ખરીદેલી છે. ચોક્કસ મત તરફ ઢળી ગયેલા છાપાંવાળાઓ પ્રસંગોપાત્ત અમારા કેવા છાલગોટલા ઉડાડે છે, એ તમને ખબર છે? તમે 'પંચ' વાંચો છો? એમાં કોઈ વખત મને બિલાડો, કોઇ વખત કૂતરો, કોઇ વખત ગધેડો ને કોઈ વખત ફૂલના હાર પહેરેલો ચીતરે છે! એ ચિત્રો તમે જોયાં છે? આ બધું કોને ખાતર? કોઇ પણ જાતના અંગત સ્વાર્થ વિના રાજ્યના અને પ્રજાના હિતને ખાતરજ આવાં અપમાન સહન કરવાં એનું નામ તપ નહિ તો બીજું શું? કેટલીક વખત સગાંમાં આભડવા જવું હોય તે છોડીને કોર્ટમાં જવું પડે છે, કેટલીક વખત ભાણેજ–ભત્રીજાના વરઘોડા મૂકીને સ્વદેશહિતની સભામાં જવું પડે છે, કેટલીક વખત બાયડી–છોકરાં છોડીને પ્રજાહિતના કાયદાઓ સારુ ઘરના ખરચે બહારગામ રખડવું પડે છે અને કેટલીક વખતે ધંધામાં ધ્યાન નહિ આપી શકાવાથી કેટલીક જાતના મોટા લાભો છોડી દેવા પડે છે, એ કાંઇ તમને ખબર છે? એ બધું કોને સારુ? આ પ્રપંચ કહે-

વાય કે તપ કહેવાય? આ નરકનો રસ્તો કહેવાય કે સ્વર્ગની ટિકિટ કહેવાય? આવી પ્રજાહિતની બાબતને જો તમે પ્રપંચ સમજશો તો પછી પ્રજામાં જાગૃતિ કેમ આવશે? અને જો આવી ઉપયોગી બાબતો તરફ પણ તમે બેદરકાર રહેશો, તો પછી તમારા હકો તમે કેમ મેળવી શકશો? અને જો હક નહિ મેળવો તો દુનિયામાં કેમ આગળ વધી શકશો? યાદ રાખજો કે, જો તમે તમારા રાજદ્વારી હકો નહિ મેળવી શકો તો જ્યાં જ્યાં જશો ત્યાં ત્યાં તમે ધબ્બાજ ખાશો. જો આપણી ભાઇબંધ બીજી પ્રજાઓના જેવા રાજદ્વારી હકો આપણે નહિ મેળવી શકીએ, તો આપણા હાથપગ બંધાયલાજ રહેશે. જો રાજદ્વારી વાજબી હકો ન મેળવી શકીએ તો કોઇ પણ જાતની ઉન્નતિની કદી પણ આશા રાખવીજ નહિ; કારણ કે બધી જાતની ઉન્નતિ રાજ્યસત્તાને આધીન છે. જે પ્રજાના હકો વધારે હોય તે પ્રજાજ દુનિયામાં સૌથી આગળ વધી શકે છે. એને માટે અમેરિકન, અંગ્રેજ, જાપાન, ઑસ્ટ્રેલિયા, ટ્રાન્સવાલ, જર્મન અને ફ્રેંચ પ્રજાના દાખલા મશહૂર છે. એથી ઊલટું આફ્રિકામાં છે. ઑસ્ટ્રેલિયામાં આપણા લોકોની કેવી હાડમારી થાય છે તે જુઓ! એ શા માટે? જો રાજ્યમાં આપણો મજબૂત અવાજ હોય તો આપણા ભાઇબંધો એમ હડધૂત થાય કે? ઑસ્ટ્રેલિયા ને ટ્રાન્સવાલ અંગ્રેજી સંસ્થાન છે, ત્યાંની પ્રજા આપણા દેશમાં દરેક જાતના હકો ભોગવી શકે છે, છતાં પણ આપણા દેશીઓને એ મુલકોમાં કોઇ પણ જાતના હક મળતા નથી; એટલુંજ નહિ પણ એ મુલકોમાં પગ મૂકવાની રજા મેળવતાં પણ મુશ્કેલી પડે છે! શા માટે આમ થાય છે, એ તમે જાણો છો? એનું કારણ રાજદ્વારી બાબતોમાં આપણી પ્રજાનો અવાજ નથી એજ છે. જો આપણા લોકોમાં વધારે રાજદ્વારી જાગૃતિ હોય, જો આપણા પ્રજામતની રાજ્ય ઉપર મજબૂત અસર થતી હોય અને જો રાજ્યનો ને પ્રજાનો એકજ મત હોય તો આવી જાતનો ગેરઇન્સાફ આપણને થાય નહિ. પણ હજી આપણામાં રાજદ્વારી જાગૃતિ આવેલી નથી; એટલે આપણે રાજ્યની જેવી જોઇએ તેવી સેવા કરી શકયા નથી; તેથી રાજ્યનો વિશ્વાસ મેળવી શકયા નથી, એટલે આપણને આપણા વાજબી હકો મળ્યા નથી. તેને લીધેજ બીજા સંસ્થાનવાળાઓ અને બીજા રાજ્યવાળાઓ આપણી ઉપર તેનો ગેરલાભ લઈ જાય છે. એવું ન થાય અને આપણે પાછળ

ન પડી જઇએ તે સારુ અમે રાજદ્વારી જાગૃતિનો ઝંડો ઉપાડેલો છે. એમાં મદદ કરવાને બદલે તમારા જેવા ધર્મના આગેવાન પંડિતો પણ જ્યારે એમ કહે કે, એ તો પ્રપંચ છે, એ તો નરકનું દ્વાર છે અને એવા ગોટપિટમાં કાંઇ વળે નહિ, ત્યારે પછી તમારા મતવાળાઓ અમારું કહ્યું કેમ માનશે? અને અમારા મતવાળાઓ તમારું કહ્યું કેમ માનશે? આવી રીતે આપણામાંજ બે ભાગ પડી જાય એ શું સારી વાત છે? એવું ન થાય માટે પંડિતજી! જરાક વિચારીને અભિપ્રાય આપતા જાઓ, નહિ તો તમારી પણ કિંમત થઇ જશે. યાદ રાખજો કે, હવેનો જમાનો પોલનો નથી. હવે લોકો પોતાનું હિત સમજવા લાગ્યા છે, સત્ય—અસત્ય તપાસવા લાગ્યા છે અને બીજી પ્રજાઓના સુધારાનો વેગ તેઓમાં પણ આવતો જાય છે; માટે જો તમે કોચરાની સાલના જૂનાખખ સડી ગયેલા વિચારો આપ્યા કરશો, તો તમારું પૉઝિશન રહી શકશે નહિ; કારણ કે હવે આ અંધશ્રદ્ધાનો જમાનો નથી, પણ હવે તો બુદ્ધિબળનો જમાનો આવતો જાય છે; માટે હવે તો સ્વમાન, આત્મબળ અને સ્વતંત્રતાના વિચારો લોકોને શીખવવા જોઇએ. જો એવા વિચારો આપીએ તોજ પ્રજા આગળ વધી શકે, તોજ આપણું કલ્યાણ થઈ શકે અને તોજ આપણું વજન રહી શકે; કારણ કે એવી જાતના ઊંચા વિચારોનીજ હવે જરૂર છે અને એવી જાતના વિચારોજ લોકોને ગમતા જાય છે; એટલુંજ નહિ પણ આપણી વચ્ચે આપણા કેળવાયલા ભાઇઓના વિચારો તરફ ઝૂકતાં આપણાં છોકરાંઓનો એક એવો વર્ગ ઊભો થતો જાય છે, કે જેઓ ગુલામગીરી જેવા સાંકડા વિચારો ધરાવનાર બાયલા માણસોને દેશના, પ્રજાના, રાજ્યના અને ધર્મના શત્રુ સમજે છે. એવા ઊછરતા જુસ્સાવાળા નવા વર્ગની સામે તમે કેમ ટકી શકશો? એ કાંઇ વિચાર કર્યો છે કે?

પંડિતજીએ કહ્યું: તમારી વાત તો ખરી છે, કારણ કે જો હું જોઉં છું કે, એવો માથાફરેલ વર્ગ હવે વધતો જાય છે અને તેઓ અમારા મતની જરા પણ દરકાર રાખતા નથી. એ જોઇને કોઈ કોઈ વખત અમને દિલગીરી લાગે છે અને મનમાં એમ થઇ જાય છે કે, આ તે શું થઇ ગયું? માણસો આટલાં બધાં બદલાતાં કેમ જાય છે? અમને ધાસ્તી લાગે છે કે, જો આમ ને આમ ચાલશે તો તો દસવીશ વરસ પછી અમારો કોઇ ભાવ પણ નહિ પૂછે,

પ્રોફેસરે કહ્યુંઃ એમાં નવાઈ શું ? એમજ થશે અને એમ થશે ત્યારેજ તમે ઠેકાણે આવશો. ચાબુક પડ્યા વિના તમે સુધરો એવા ક્યાં છો ? તમે અમારા પિરસણિયા છો, પણ તમને પીરસતાં ક્યાં આવડે છે ? જેને કાંજી જોઇએ તેને હલવો આપો છો, જેને ફ્રુટ જોઇએ તેને ભાંગ પાઓ છો, જેને મીઠાઇ જોઈએ તેને ચણા–મમરા આપો છો, જેને તીખાં તમતમતાં ગરમાગરમ ભજિયાં–ઢોકળાં જોઇએ તેને મોળું ખાવાનું આપો છો અને જેને મીઠી મલાઈ જોઇએ તેને જુવારની ઘેંસ આપો છો ! આવી પિરસણીથી તે લોકો કેમ રાજી થાય ? મતલબ કે હાલના વખતમાં જ્યારે અમોને છૂટાપણું જોઇએ છીએ, ત્યારે તમે અમારા હાથ–પગ બાંધી રાખવાની વાતો કરો છો, અમોને સ્વતંત્રતા જોઇએ ત્યારે તમે જૂની રૂઢિની ગુલામગીરી જેવી સાંકળ ચીંધી દો છો, અમોને અગ્નિકબળ જોઈએ છીએ ત્યારે તમે અમોને નસીબ ઉપર મૂકી દો છો, અમારે નવા નવા હુન્નર–કળા શીખવા માટે દેશાવર જવાની જરૂર છે ત્યારે તમે કહો છો કે, ત્યાં જવાય નહિ, અમોને અમારા દેશના કલ્યાણ માટે તથા આપણી ઉપરના લશ્કરી ખરચો ઓછા થાય અને આપણા પ્રતાપી રાજ્યના અમે મદદગાર થઈ શકીએ તે સારુ વૉલંટિયર થવાની ઇચ્છા છે, ત્યારે તમે કહો છો કે, લશ્કરી નોકરીમાં ધર્મ સચવાય નહિ, અમોને અમારી વિધવા બહેનોની દયા આવે છે, ત્યારે તમે કહો છો કે એને એનાં કર્મ ભોગવવા દો, અમોને આપણા હલકી જાતના ગરીબ બંધુઓ કે જેઓ આપણી બેદરકારીથી બીજા ધર્મોમાં વટલાઈ જાય છે અને પાછા આપણાજ ધર્મના દુશ્મનો થઈ ઊભા રહે છે તેઓને સુધારવાનું મન થાય છે, પણ એમાં તમોને આભડછેટનું પાપ લાગી જાય છે અને અમોને જમાનાને અનુસરતું-આપણી ઉન્નતિ થાય તેવું સાંસારિક, ધાર્મિક અને રાજદ્વારી છૂટાપણું જોઇએ છીએ, ત્યારે તમે કહો છો કે, એ બધી બાબતોમાં ગુલામગીરીની સાંકળમાં પડ્યા રહો ! ! હવે વિચાર કરો કે, આવું અંધેર તે ક્યાં સુધી ચાલી શકશે ? તમારા આવા જંગલી મતની દરકાર તે લોકો ક્યાં સુધી રાખશે ? પંડિતજી ! યાદ રાખજો કે જેમ પવન ફરે છે તેમ સઢ નહિ ફેરવો તો તમારું વહાણ ડૂબી જશે. માટે પીરસતાં શીખો, નહિ તો 'દેવ ગયા દ્વારકા, પીર ગયા મક્કે, અંગ્રેજના રાજમાં ઢેડ મારે ધક્કે' એવું થશે.

જો તમે તમારા વહેમોને લીધે, તમારી આભડછેટને લીધે, તમારાં બૈરકંશાઓને લીધે અને તમારા દાંભિકપણાને લીધે નહિ સુધરો, તો જે લોકો સુધરી જશે તેઓના ધક્કા ખાવા પડશે; એટલુંજ નહિ પણ પહેલું કોણ સુધરી જશે એ તમને ખબર છે? જેને તમે હલકા ગણો છો તે લોકોજ પહેલા સુધરી જશે; કારણ કે તેઓને બધી જાતનું છૂટાપણું છે અને તમે તમારા હાથ-પગ તથા તમારાં મન-બુદ્ધિને પણ બધી રીતે બાંધી રાખેલાં છે; માટે તમે પાછળ પડી જશો, તેથી તમારે........ના ધક્કા ખાવા પડશે. એવું ન થાય માટે સાંસારિક, ધાર્મિક અને હુન્નર-કળા વગેરે બધી જાતના જુસ્સા જેમાંથી પેદા થઇ શકે છે એવી રાજદ્વારી જાગૃતિ આપણામાં આવવી જોઇએ.

## આભ ફાટે ત્યાં થીંગડું ન દેવાય !

ઓનરેબલે કહ્યું: પંડિતજી, તમારી અને પ્રોફેસર સાહેબની વચ્ચે બારમો ચંદ્રમા છે, એટલે તમે તેની વાત નહિ માનો, એ હું જાણું છું. પણ સત્યને ખાતર મારે કહેવું જોઇએ કે, તેમની એ બધી વાતો સાચી છે; કારણ કે આજે કાંઇ રામનું રાજ્ય નથી અને આજ કાંઈ મનુના બધા કાયદા ચાલતા નથી. એટલે રામે જેમ દંડકારણ્યમાં શૂદ્ર તપસ્વીને તપ કરવાના વાંક માટેજ મારી નાખ્યો હતો, તેમ આજે કાંઇ થઇ શકવાનું નથી. આજે તો તમે જેને નીચ ગણો છો તેવા લોકો તમારી સામે સિદ્ધ થઇ બેઠેલા છે અને તમારા ઘણા બંધુઓ તેઓના ચેલા થયેલા છે. ક્ષત્રિય જાતિનો નહિ હોવા છતાં એક ભીલ શસ્ત્રવિદ્યા શીખ્યો તે પાપ સારુજ મહાત્મા દ્રોણાચાર્યે તેના પોતાનાજ હાથે તેનો પોતાનો-જ જમણા હાથનો અંગૂઠો કપાવી નાખ્યો હતો અને તેની મહા-મહેનત તથા અદ્ભુત વિદ્યા ધૂળમાં મેળવી દીધી હતી. પણ આજે તમે કોઇની સામે ઊંચી આંગળી પણ ચીંધી શકશો ખરા કે? મધ્યકાળના બ્રાહ્મણો હલકી જાતિના લોકોના પડછાયાથી અભ-ડાઈ જતા, પણ આજે ખુદ તમારે પોતાને હલકામાં હલકા લો-કોની સાથે એકજ આગબોટમાં, રેલવેના એકજ ડબામાં અને ટ્રામની એકજ બેઠક ઉપર બેસવું પડે છે, એ જુઓ છો કે નહિ? મનુના વખતમાં વ્યભિચાર કરવા માટે જે સખ્ત શિક્ષા થતી અને હાલની આપણી કોર્ટોમાં શું શિક્ષા થાય છે, એ કેસ તમે છાપા-ઓમાં વાંચો છો કે? અને મનુના વખતમાં બ્રાહ્મણોને સખ્ત શિક્ષા

થતી નહિ, પણ આજે તમારા ઘણા ભાઇબંધો ગમે તે વર્ણની સાથે એકજ કેદખાનામાં પુરાયેલા છે અને પોતાની ખુશીથી બધાઓની સાથે એકજ ઇસ્પિતાલમાં પડેલા છે, એ શું તમે નથી જાણતા? પંડિતજી, આભ ફાટે ત્યાં થીંગડું ન દેવાય! જ્યાં જમાનો બદલાઇ ગયો, રાજ્ય બદલાઇ ગયાં, ધર્મ બદલાઇ ગયા, પ્રજાના આચાર–વિચાર બદલાઇ ગયા અને કેળવણી બદલાઇ ગઇ ત્યાં તમારા અમુક દેશ–કાળને લાગુ પડે તેવા હજારો વરસના જૂનાખખ વિચારો શું કામ આવશે? માટે હવે જરા સમજો અને ઇશ્વરની કૃપાથી આપણને જ્યારે ન્યાય અને દયાનું પ્રતાપી બ્રિટિશ રાજ્ય મળેલું છે, ત્યારે તેની પ્રજાનું છૂટાપણું જાળવનારા કાયદાનો લાભ લઇ તમારા હક સમજો. એ હકો મેળવવા સારુ, રાજ્યના મદદગાર થવા સારુ, તમારામાં રાજદ્વારી જાગૃતિ આવવા દો. રાજ્ય એટલે શું? રાજ્ય તરફની આપણી ફરજ શું? રાજ્યની અને આપણી વચ્ચે હાલમાં કેવો સંબંધ છે? અને ભવિષ્યમાં રાજા–પ્રજાના હિતને ખાતર એ સંબંધ કેવો હોવો જોઈએ? એ બધી બાબતો જ્યારે આપણે જાણીએ, ત્યારેજ આપણે આપણા દેશને અને આપણા રાજ્યને મદદ કરી શકીએ છીએ અને ત્યારેજ આપણા હકો આપણને મળી શકે છે. એ બધું પ્રજાની રાજદ્વારી જાગૃતિમાંથી થાય છે; માટે અમે કહીએ છીએ કે, રાજ્યના મદદગાર થવું એ પણ ધર્મનું એક અંગ છે. પ્રજાનાં ઘણી જાતનાં સુખો રાજ્યને આધારે રહેલાં છે, એટલુંજ નહિ પણ આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં તો એમ પણ કહ્યું છે કે, 'યથા રાજા તથા પ્રજા;' જેવા રાજા હોય તેવીજ પ્રજા થાય. આમ હોવાથી રાજ્યમાં કોઈ પણ જાતનું અંધેર ન ચાલે એ સંભાળવાની પ્રજાની ખાસ ફરજ છે; કારણ કે રાજ્યની નાનકડી ભૂલની અસર પણ પ્રજામાં બહુજ મોટી થઇ જાય છે અને તેથી વખતે રાજા–પ્રજાને બહુ મોટું નુકસાન થઇ જાય છે. એમ ન થાય માટે મહાન ઋષિઓ ધર્મની પવિત્ર ક્રિયાઓ છોડીને પણ રાજાઓને સલાહ આપવા માટે તેઓના દરબારમાં જતા હતા, કારણ કે રાજ્યને પણ તેઓ ધર્મનું એક અંગ સમજતા હતા, એટલુંજ નહિ પણ રાજ્યની જરાક જેટલી ભૂલથી પણ પ્રજાના ઘણા લોકોને બહુ ગેરઇન્સાફ થઇ જાય છે અને થોડાક અન્યાયથી પણ પ્રજાના અજ્ઞાનવર્ગમાં તુરતજ મોટી બેદિલી ફેલાઇ જાય છે. બેદિલી

આવી ત્યાં પછી સુખ શાનું? એવું ન થાય માટે રાજા–પ્રજાના હિત સારુ પોતાના તપનો ભંગ કરીને અને પોતાના જ્ઞાનનો ભોગ આપીને ઈશ્વરીસ્નેહને ખાતર જગતમાં શાંતિ ફેલાવવા માટે પ્રભુના વહાલા પવિત્ર ઋષિઓ રાજાના દરબારમાં તેને સલાહ આપવા જતા હતા. હવે તમે વિચાર કરો કે, રાજા અને પ્રજારૂપી બે જુદી જુદી સાંકળને જોડનારી મજબૂત કડી બનવાનું પવિત્ર કામ ક્યારે બને? રાજદ્વારી બાબતો જાણ્યા વિના, રાજદ્વારી જાગૃતિ વિના, રાજ્યનો ને પ્રજાનો વિશ્વાસ મેળવ્યા વિના અને પોતાના સ્વાર્થનો ભોગ આપ્યા વિના એમ બને કે? યાદ રાખજો કે આવું આવું ઘણું કર્યા વિના એ મોટું કામ બની શકતું નથી, માટે ભલે તમે રાજને અંતે નરક કહો, પણ પંડિતજી, અમારે તો એ નરકમાંથીજ સ્વર્ગ મેળવવાનું છે! મુષ્ટંડા જેવા હોવા છતાં તમારી પેઠે 'દયા પ્રભુની' કરવામાંથી કે બાવાજીની પેઠે જગત સાથેની ભાઈબંધી તોડીને 'ચલમો ફૂંકવામાંથી' અમારે કાંઈ સ્વર્ગ મેળવવું નથી; પણ અમારે તો અમારું પોતાનું અને અમારા બંધુઓનું જીવન સુધારીને તેમાંથી સ્વર્ગ મેળવવું છે અને એ બધું રાજદ્વારી જાગૃતિથી જલદી બની શકે તેમ છે; માટે અમે આપણા બંધુઓને પોતાના હક મેળવવા સારુ રાજદ્વારી બાબતોમાં ધ્યાન આપવાનું કહીએ છીએ.

---

## ૮૬–થોડીક આડીઅવળી વાતો

આ સાંભળીને ઠાકોર સાહેબે મહારાજજી સામું જોઈને કહ્યું કે, ઑનરેબલ સાહેબની વાતો તો અભ્યાસ કરવા જેવી છે. હું નથી ધારતો કે પંડિતજી એનો સંતોષકારક જવાબ આપી શકે.

પ્રૉફેસરે કહ્યું: સાહેબ, પંડિતજી પોતે જેમ શ્રાદ્ધના ને સરામણાના પરભારા મફતના માલમાલ ખાઈને ગોળમટોળ બન્યા છે, તેમ તેમનો જવાબ પણ રાંડીરાંડોનાં રોદણાં જેવો ગોળ મટોળ સમજવો!

ઠાકોર સાહેબે કહ્યું: એવો જવાબ હોવાનું કાંઈ કારણ?

પ્રૉફેસરે કહ્યું: કારણ એજ કે તેમને સત્યનું ક્યાં કામ છે? તેમને તો ઐરકશાસ્ત્ર પ્રમાણે ચાલવું છે, એટલે જેવી સોબત તેવી અસર! એમાં નવાઈ શું?

ઠાકોર સાહેબે કહ્યુંઃ પંડિતજી ! આ પ્રોફેસર જ્યાં ત્યાં તમારી પાછળ કેમ લાગ્યા કરે છે ? એનું મોં બંધ થાય એવો કાંઈક જવાબ આપો ને !

પંડિતજીએ કહ્યુંઃ અન્નદાતા ! એનાં કારણો બહુ ઊંડાં છે. એનો જવાબ હમણાં ન અપાય, કોઈ વખતે વાત.

ઑનરેબલે ઠાકોર સાહેબ સામું જોઈને કહ્યું કે, સાહેબ ! આ તો પંડિતજીએ રાજને અંતે નરક કહ્યું તે સારુ વાતો થઈ, પણ હજી આપને થોડીક કડવી બાબતો કહેવાની રહી ગઈ છે.

ઠાકોર સાહેબે કહ્યુંઃ ખુશીથી કહો, હું સાંભળવાને તૈયાર છું.

આ સાંભળીને પંડિતજી બહુ અજબ થયા. કારણ કે તેઓ તો એમજ જાણતા હતા કે, રાજાને 'ઘણી ખમ્મા અન્નદાતા, આપ તો પૃથ્વીપતિ છો, આપ તો જે ધારો તે કરી શકો અને અમે તો આપના ગુલામોના પણ ગુલામ છીએ' એમજ કહી શકાય; રાજાને મોઢે જાહેરમાં કાંઈ પણ કડવાં વચનો કહેવાયજ નહિ; એમ તેઓ માનતા હતા, તેથી તેઓને અજાયબી લાગતી હતી. એટલામાં ત્યાં એક દોડતી ગાડી આવી ને તેમાંથી એક ગૃહસ્થ ઊતર્યો. તેણે આવીને ઑનરેબલ સાહેબને કહ્યું કેઃ

સાહેબ ! આજે 'દેશ હિતેચ્છુ' મંડળની સભા છે, એ સભાનું પ્રમુખસ્થાન લેવા જસ્ટિસ ગુપમેને કબૂલ કર્યું, પણ તેમની તબિયત સારી ન રહેવાથી તેઓ આવી શક્યા નથી, માટે આપ એ પ્રમુખસ્થાન લેવા માટે ત્યાં પધારવાની મહેરબાની કરો તો સારું. સભાનો ટાઈમ થઈ ગયો છે અને સૌની મરજી એવી છે કે આપ પ્રમુખ થાઓ તો ઠીક; તેથી આપને ત્યાં ટેલિફોન કર્યો, પણ ત્યાંથી ખબર મળ્યા કે આપ સ્વામીજીને ત્યાં ગયા છો, તેથી હું મારતી ગાડીએ અહીં આવી પહોંચ્યો છું.

ઑનરેબલે કહ્યુંઃ ચાલો, હું તૈયાર છું. એવો તે કોણ અભાગિયો હોય કે, એવા દેશહિતના કામમાં આવવાની ના પાડે ? એમ કહીને તેઓ ઊઠ્યા. ત્યારે ઠાકોર સાહેબે કહ્યું કે, મારે પણ વખત થઈ ગયો છે, માટે કોઈ બીજે પ્રસંગે એ બાબતની વાતો કરીશું. બને તો રવિવારે બંગલે આવજો. એમ કહીને તે પણ રવાના થયા.

મેં કહ્યુંઃ મહારાજજી ! હવે પ્રોફેસરસાહેબનો વારો આવ્યો છે.

પંડિતજીએ કહ્યુંઃ ત્યારે તો હવે અમને રજા આપો.

મેં કહ્યું: કેમ ! એવી ઉતાવળ શું છે ?

પંડિતજીએ કહ્યું: પ્રોફેસરની વાતોમાં કાંઈ માલ હોય નહિ એ તો મ્લેચ્છોની સાથે જમવાની ને પુનર્લગ્નની વાતો કરશે ! એવી ધર્મભ્રષ્ટ વાતો તે કોણ સાંભળે ?

પ્રોફેસરે કહ્યું: બેશક, જે સત્ય લાગશે તેજ કહીશું, તમારા જેવા સ્વાર્થીઓથી અમે કાંઇ થોડાજ ડરી જઇએ તેમ છીએ ? પણ આભડછેટની બાબત તો ચક્રમ કવિની વાતમાં થોડીઘણી આવી ગઈ છે અને પુનર્લગ્ન માટે વકીલ સાહેબ કહેવાના છે, માટે હું તો કાંઇ બીજીજ બાબતો કહીશ.

પંડિતજીએ કહ્યું: ત્યારે અમે સાંભળવાને તૈયાર છીએ.

પ્રોફેસરે કહ્યું: તમે સાંભળીને પણ ક્યાં લીલું કરો એમ છો ? આ કાનેથી સાંભળીને આ કાને કાઢી નાખશો ! જેને લાગણી હોય તેની વાત; લાગણી વિનાનાં માણસોને શું કહેવું ?

બેરિસ્ટરે કહ્યું: પંડિતજીમાં લાગણી નથી એમ કેમ કહો છો ?

પ્રોફેસરે કહ્યું: જેનામાં લાગણી હોય તે કાંઇ સત્ય સમજવાની ના પાડે ?

જોશીએ કહ્યું: અરે ભલા માણસ ! આપસઆપસમાં કાં લડયા કરો છો ? લડવાની જગ્યા ક્યાં થોડી છે ? જેની સાથે લડવું જોઇએ તેની સાથે લડોને ! ભાઇઓભાઇઓમાં શું લડો છો ?

માસ્તરે કહ્યું: એ બહારની લડાઇ છે, અંતરની લડાઈ નથી; એ મિત્રાઈની લડાઇ છે, દુશ્મનાઇની લડાઇ નથી; કારણ કે પંડિતજી પ્રોફેસરને બરાબર ઓળખે છે અને પ્રોફેસર પંડિતજીને બરાબર ઓળખે છે.

## દિનકરરાવ

એ પછી પ્રોફેસરે કહ્યું કે, દિનકરરાવ નામે મારો એક મ્હેસુરી મિત્ર છે, તેનાં ભલાં કામોએ મારી ઉપર બહુ રૂડી અસર કરેલી છે, માટે એ વાત હું કહી બતાવું છું. એ દિનકરરાવ અભ્યાસમાં બી. એ. સુધી પહોંચેલો ને પૈસા બાબતમાં સાધારણ સ્થિતિનો માણસ છે, પણ તેણે જે કામો કરેલાં છે તે અદ્‌ભુત છે. મનુષ્યજાત ઉપર તેનો જે પ્રેમ છે તે અજબ જેવો છે અને તેમાં પણ બચ્ચાંઓ ઉપરનો પ્રેમ તો અવધિજ ! તેણે ચહેરો જોઇને, માથું જોઈને, રેખાઓ જોઇને તથા ચાલ–ચલગત જોઇને માણસોના ગુણ–દોષ જાણવાની વિદ્યા કે જેને ફિજિયોગ્નોમી, ફ્રેનો-

લોજી, સામુદ્રિકશાસ્ત્ર તથા કોકશાસ્ત્ર વગેરે કહે છે, તે બધાંનો થોડોઘણો અભ્યાસ કરેલો છે. તે કહે છે કેઃ

માણસોના સ્વભાવો, ટેવો, ખૂબીઓ, ખામીઓ, રિવાજો, લાગણીઓ અને તેનાં કારણો વગેરે હું થોડુંઘણું જાણી શકું છું. જ્યારે કોઇ પણ માણસને હું જોઉં છું, ત્યારે તેના મુખ્ય મુખ્ય ગુણદોષ મને સમજાય છે, તેથી મને બહુ દિલગીરી લાગે છે; કારણ કે હું જોઉં છું કે, કુદરતી રીતેજ દુનિયામાં ઘણાં માણસો બહુ ગુણવાળાંજ હોય છે, ખાસ અવગુણવાળાં માણસો તો કોઇકજ હોય છે અને તેમ છતાં પણ વ્યવહારમાં જ્યાં જોઇએ ત્યાં આપણને ગુણો બહુ ઓછા દેખાય છે ને જ્યાં ત્યાં ખાસ દુર્ગુણોજ વધારે દેખાય છે. એ જોઇને હું અજબ થવા લાગ્યો કે, આમ કેમ છે? આનો ભેદ શું છે?

પ્રભુએ માણસોને સદ્‌ગુણની ઘણી લાગણીઓ આપીને મોકલેલાં છે. એ લાગણીઓ આપણે બાળપણમાં જોઇ પણ શકીએ છીએ અને તેમ છતાં પણ વખત જતાં એ ભલી લાગણીઓ કરતાં બૂરી લાગણીઓ વધી જાય છે, તેનું કારણ શું?

હું જોઉં છું કે, જે માણસો મોટા વેપારી થઇ શકે તેવા હોય તેઓ ભિખારી થઇ જાય છે! જેઓ સારા કારભારી થઈ શકે તેવા હોય, તેઓ ખલાસી થઇ જાય છે! જેઓ પ્રભુના કૃપાપાત્ર પવિત્ર બ્રાહ્મણો થઈ શકે તેવા હોય, તેઓ હલકી નોકરીમાં લાગી જાય છે! જેઓ સારા કારીગર થઇ શકે તેવા હોય, તેઓ બેગારીનું કામ કરે છે! જેઓમાં અજબ પ્રકારનું બુદ્ધિબળ હોય, તેઓ નાટક–ચેટકમાં કે ઢોંગ–સોંગમાંજ રહી જાય છે! જેઓ સારા ગવૈયા થઈ શકે તેવા હોય, તેઓ એં એં એં કરવામાંજ રહી જાય છે! જેઓ હોશિયાર વૈદ્ય થઈ શકે તેવા હોય, તેઓ અલેલટપ્પુપણામાંજ રહી જાય છે! જેઓ સારા વકીલ થઇ શકે તેવા હોય, તેઓ બકરાંજ ચાર્યા કરે છે! જેઓ સારા એન્જિનિયર થઇ શકે તેવા હોય, તેઓ હોકલી પીતા પીતા રેંટની માંચીમાં બેસી રહે છે! જેઓ દૂર દેશાવરની મુસાફરી કરી શકે તેવા આગળ પડતા હોય, તેઓ કેદખાનામાં પુરાઇ જાય છે! જેઓ રાજ્યના ને દેશના દુશ્મનો સામે લડી શકે તેવા હોય, તેઓ પોતાની નાતોની લડાઈમાંજ રહી જાય છે! જેઓ પચીસ પચાસ માણસોનું પોષણ કરી શકે એવી સ્વાભાવિક શક્તિવાળા હોય, તેઓ પોતપોતાનાજ ઉદર-

પોષણાર્થે કોઇકના આશ્રયે જઇ બેસે છે! જેઓ સારા ચિતારા થઇ શકે તેવા હોય, તેઓ ભીંતપર કોયલાના લીંટા કાઢવામાંજ રહી જાય છે! જેઓ સારા ખેડૂત થઇ શકે તેવા હોય તેઓ ભીખમગા લંગોટિયા બાવા થઇ જાય છે! જેઓ મહેતાજી થવાને લાયક હોય, તેઓ હલકા પ્રકારના સિપાઇ થઇ જાય છે! જેઓ નવી નવી જાતની શોધખોળ કરી શકે તેવી ઝીણી નજરવાળા હોય, તેઓ છોકરાં રમાડવામાંજ રહી જાય છે! જેઓ સારા સાધુ થઇ શકે તેવા હોય, તેઓ આપલપોપલિયામાં રહી જાય છે! અને જેઓ રાજાઓની ઉપર સત્તા ચલાવી શકે તેવા હોય, તેઓ ધંતર–મંતરમાં ને ગાંજા–તમાકુની ચલમોમાંજ રહી જાય છે!!

આ બધું જોઇને મને વારેવારે વિચાર થતો કે, આ જુલમ તે શો છે? આવું અંધેર તે કેમ ચાલે છે? અરે! આ મદારીતો લિકોક જેવો ડિટેક્ટિવ થઇ શકે તેવો છે, તે રતનબુને રમાડવામાં કેમ રહી ગયો? આ અરજણ કુંભાર જુલમગાર બહારવટિયાઓના કાન કાપે તેવો છે, તે ગધેડાંનાજ કાન આમળવામાં કેમ રહી ગયો? આ ગરીબદાસ બાવા મહાત્મા થઈ શકે તેવા છે, તે ચપટી ચપટી લોટ માગવામાંજ કેમ રહી ગયા? આ ત્રિભોવન કંસારો અમેરિકન કારીગરોને હઠાવે તેવો છે, તે ભાંગલાં વાસણોને રેણ દેવામાંજ કેમ રહી ગયો? આ પ્રભુરામ માસ્તર કોઇ મોટી કૉલેજના પ્રિન્સિપાલ થઇ શકે એવી સ્વાભાવિક શક્તિવાળા છે, તે છોકરાંઓને 'કક્કો કેવડો ને ખખ્ખો ખાજલો' શીખવવામાંજ કેમ પડયા રહ્યા? આ રામજી સોની દીવાનગીરી સાચવી શકે તેવો ખટપટી ને નજરવાળો છે, તે હથોડો ઠોકવામાંજ કેમ રહી ગયો? આ ભીમલો હજામ પટેલાઇ કરી શકે તેવો છે, તે બીજાઓના પગ દાબવામાંજ કેમ રહી ગયો? આ ખાનસાહેબ હકીમ થવાને યોગ્ય છે, તે પોલીસના સિપાઇ કેમ થઇ ગયા? આ હુસેનિયો વાઘના કાન પકડે તેવો છે, તે પિપૂડી વગાડવામાંજ કેમ રહી ગયો? આ જગુશા ધણીએ પાંજરાપોળો સાચવી શકે તેવા છે, તેઓ બેચાર કૂતરાંનાં બચ્ચાંને દૂધ પાવામાંજ કેમ રહી ગયા? આ ભીખો ભરવાડ જનરલ મરચંટ થઇ શકે તેવો છે, તે થોડુંક બકરાનું દૂધ વેચવામાંજ કેમ રહી ગયો? આ મથુર ભટ્ટ સરકસના મોટા ખેલાડી થઇ શકે તેમ છે, તે આંગળીના વેઢા ઉપર મીન, મકર ને મેષ ગણવામાંજ કેમ રહી ગયા? આ

નેમચંદકાકા કમાન્ડર—ઇન—ચિફ થવાને લાયક છે, તે નવી કાકીને ધમકાવવામાંજ કેમ રહી ગયા? પેલા મંદિરનો મુખિયાજી કેદખાનાનો ઉપરી થવાને યોગ્ય છે, તે ટોકરી વગાડવાના કામમાં કેમ ઘૂસી ગયો? અને આ ભીખલો ઢેડ જમીનની અંદરની વસ્તુઓ પારખી આપે તેવો છે, તે ઝાડુ કાઢવામાંજ કેમ રહી ગયો? અરેરે! આ તે શો જુલમ! માણસોની શક્તિ આમ નકામી કેમ ચાલી જાય છે?

## હાલ સ્ત્રીઓ કેવી છે? અને કેવી હોવી જોઈએ?

જુઓ જુઓ! આ ખૂબસૂરત છોકરી શું છાણના ટોપલા ઉપાડવાને યોગ્ય છે? એના ચહેરામાંથી જેમ તેજનાં કિરણો નીકળે છે તેમ તેના હૃદયમાંથી તો સ્નેહનાં કિરણોના ધોધ વહેવા જોઇએ. આ રોતી યૌવનાને જુઓ! શું તે કૂટણાં કૂટવાને યોગ્ય છે? તેનામાં તો પ્રભુએ એવી શક્તિ મૂકેલી છે કે, જો તે ધારે તો હજારો માણસોને રોતાં અટકાવી શકે. આ ઘરના અંધારા ખૂણામાં બેઠેલી કાળાં કપડાંવાળીને જુઓ! શું એ વિધવાપણાને યોગ્ય છે? એ ઘણાં છોકરાં જણી શકે તેવી છે, છતાં પણ ઓ પ્રભુ! દિલગીરીની વાત છે કે, તે છોકરાં વિનાનીજ રહેશે! આ બાઈ શું ગાય છે, તે સાંભળો! એના મોંમાં એવાં બીભત્સ વચનો શોભે છે? શું એની પ્રકૃતિમાં એવું તત્ત્વ છે કે, એને એવું ખરાબ બોલવું પડે? નહિ, એની પ્રકૃતિ તો તેથી વિરુદ્ધ છે, એનો સ્વભાવ તો બહુ શરમાળ છે, પણ આપણા દુષ્ટ રિવાજો તેની પાસે એમ બોલાવે છે. આ ભિખારણ સામે જુઓ! તે બહુ સરસ નાટકકાર થઈ શકે તેવી છે, છતાં પણ હાથમાં કાચલીનો કટકો લઇને ભીખ માગતી ફર્યા કરે છે. જુઓ! આ વહુ શું બડારની ખોટી લાજના ઘૂમટામાં રહેવાને યોગ્ય છે? એ તો હજારો માણસોને અંતરની સાચી લાજ શીખવે તેવી છે. આ બાઇ જે રોજ પોતાની પાડોશણો સાથે કજિયા કર્યા કરે છે, તે શું તેની બુદ્ધિમાંથી કે હૃદયમાંથી નીકળે છે? નહિ, ભાઈઓ! એ તો પ્રતિકૂળ સંયોગોને લીધે છે, એ અજ્ઞાનતાને લીધે છે; એનામાં ઈશ્વરે આપેલી સાચી લાગણી તો બચ્ચાંઓ તરફના સ્નેહનીજ છે. આ બાઈને કદી કે અથાણું બનાવતાં આવડતું નથી ને તેથી એની સાસુ મહેણાં માર્યા કરે છે તથા વગોવ્યા કરે છે, એ શું તેનામાં કુદરતી ખામી છે? નહિ, એ એનાં માબાપનાં ખોટાં લાડનું પરિણામ છે. અરે! આ ભલી

બાઇમાં આવા વહેમો જોઇએ કે? શું એનામાં કુદરતી એવી લાગણીઓ છે? નહિ, બંધુઓ! એ જૂના વિચારના કુટુંબોના જામી ગયેલા સંસ્કારોનું પરિણામ છે; એની વૃત્તિઓ તો આગળ વધારનારી નવીનતાનેજ ઇચ્છે છે, પણ એ જૂના સંસ્કારો તેને ફરજિયાત રીતે બાંધી રાખે છે. શું આ બાઇ નાહવા–ધોવા ને ચોકાપાટલાના વેવલાપણામાં રહેવાને યોગ્ય છે? નહિ, એનામાં તો અજબ પ્રકારની પવિત્રતાની લાગણીઓ છે, પણ એ લાગણીઓ મતવાદીઓના બહારના આડંબરોને લીધે ઊંધી વળી ગયેલી છે. આ બાઈ વારેવારે વરથી રિસાયા કરે છે તેનું કારણ શું? શું એનામાં સ્નેહની લાગણી નથી? અરે ભાઈ! એ તો પ્રેમની પૂતળી છે, પણ આપણા રિવાજોએ લગ્નના સાટામાં તેને કજોડું સોંપેલું છે, તેથી એ પ્રેમની લાગણીજ તેની પાસે કજિયો કરાવે છે. આ રસના ઘોયામાં, આ દયાની દેવીમાં એટલી બધી અદેખાઈ જોઇએ કે? એ અદેખાઇ તેનામાં તેનો વર પરાણે લાવેલો છે, કારણ કે તે પોતાની મૂર્ખાઇથી અદેખાઇ કરવા જેવાં કામો કરે છે. અરે! આ બાઇ રાણી થવાને યોગ્ય છે તે દાસી કેમ? આ બાઈ સંસારમાં સ્વર્ગ ફેલાવી શકે તેવી છે છતાં તે પોતેજ નરકમાં કેમ? અને આ બાઇ બીજી મીરાંબાઇ થઇ શકે તેવી છે, છતાં વામમાર્ગીઓની મંડળીમાં કેમ? હું જ્યારે આવું આવું જોઉં છું ત્યારે મને બહુજ દિલગીરી લાગે છે અને તેમ છતાં પણ હું કમભાગી છું અથવા તો ભારતની દુર્દશા છે કે જ્યાં ત્યાં આવાજ દેખાવો મારા જોવામાં આવે છે!

પરમકૃપાળુ પરમાત્માએ કૃપા કરીને માણસોને આપેલી મહાશક્તિઓનો આમ દુરુપયોગ થતો જોઇને, એ દૈવીશક્તિઓને દબાઇ ગયેલી જોઈને અને એ અદ્ભુત બળવાળી કલ્યાણકારક શક્તિઓને ખીલતી અટકી જતી જોઇને હું બળી મરું છું. તેથી મને એમ લાગી જાય છે કે, ગર્ભને તોડી પાડવો એ જેટલું પાપ છે, તે કરતાં પણ મનુષ્યમાં રહેલી મહાશક્તિઓને આગળ વધતી અટકાવવી, એ વધારે પાપ છે.

સૌભાગ્યવતી સ્રીઓ વિનાકારણ પોતાને બચ્ચાં ન થાય એવા ઉપાય કરે તે જેટલું ખોટું છે, તે કરતાં પણ માણસો પોતાની શક્તિઓનો ઉપયોગ ન કરી શકે એ વધારે ખરાબ છે. અમેરિકન એન્જિનિયરોએ પાકી ગણતરી કરીને કહ્યું છે કે, નિયાગરાના

ધોધમાંથી આઠ લાખ ઘોડાનું ચાલુ બળ ઉત્પન્ન કરી શકાય તેમ છે. એ બળ હજારો વરસ થયાં ફોકટ વહ્યું જાય છે. પણ ભાઈઓ! મનુષ્યની ઉન્નતિ પામવાની શક્તિઓ દબાઈ જાય, એ એના કરતાં પણ ઘણું વધારે નુકસાન છે; કારણ કે જો થોડાંકજ માણસો ખીલેલાં આત્મિકબળવાળાં નીકળે, તો નિયાગરાના જેવા હજારો ધોધો ભેળા થાય, તે કરતાં પણ વધારે બળવાળી ઊથલપાથલ કરી શકે. વિનાકારણ ફળદ્રૂપ ઝાડો કાપી નાખવાં, સુંદર ઝરણાંવાળી મીઠી વાવો પૂરી નાખવી અને પ્રભુનાં ભવ્ય વિશાળ મંદિરો પાડી નાખવાં, એમાં જેટલું પાપ છે, તે કરતાં પણ મનુષ્યોની શક્તિને ખીલતી અટકાવવી, એમાં વધારે પાપ છે; એટલુંજ નહિ પણ જ્યારે મહાભયંકર દુષ્કાળ પડ્યો હોય ને અનાજ તથા પાણી વિના ભૂખે-તરસે તરફડી તરફડીને ટપોટપ માણસો મરી જતાં હોય, ત્યારે આપણી પાસે અનાજના મોટા કોઠારો ભર્યા હોય તેને વિનાકારણ સડી જવા દેવા, પણ મરતાં દુષ્કાળિયાંઓને અનાજનો દાણો આપવો નહિ, તથા પાણીના ધોધ સમુદ્રમાં ફોગટ વહ્યા જતા હોય, છતાં પણ મરતાં માણસોને પાણીનું ટીપું આપવું નહિ, એ જેવો મહાઅપરાધ છે તે કરતાં પણ, છતાં સાધનોએ મનુષ્યોની મહાશક્તિઓને ફોકટ જવા દેવી એ મોટો અપરાધ છે એમ મને લાગે છે માટે હું બળી મરું છું. પણ અફસોસ કે, મારી એ અંતરની હોળી સામે કોઇ જોતું નથી.

## બાળકોમાં રહેલી અદ્દભુત શક્તિઓ

આ વાત મેં મારા એક મિત્ર આગળ કહી. એ મિત્ર બહુ વિદ્વાન ને અંતર્દૃષ્ટિવાળો પવિત્ર બ્રાહ્મણ હતો. તેનું નામ મહાદેવ શાસ્ત્રી હતું. તેને મેં કહ્યું કેઃ

ઘણાંએ નાનાં બાળકોનાં મોં ઉપર હું એવું ઈશ્વરી તેજ જોઉં છું કે જે જોઇને મને બહુ આનંદ થાય છે; ઘણાંએ બાળકોના મગજમાં એવી અદ્દભુત શક્તિ જોઉં છું કે તેથી હું અજબ થાઉં છું; ઘણાંએ બાળકોને એવાં આનંદી જોઉં છું કે તેવો આનંદ મેળવવાની આપણે ઇચ્છા રાખીએ; ઘણાંએ બાળકોને એવાં ખૂબસૂરત જોઉં છું, કે જે જોઇને આપણો આત્મા અંદરથી પ્રસન્ન થાય; ઘણાંએ બાળકોમાં એવા ઊંચા સદ્દગુણો જોઉં છું કે જેથી મારી આશાઓનાં બારણાં એની મેળે મેળે ઊઘડી જાય છે; ઘણીએ બાલિકાઓમાં એવી સરલતા જોઉં છું, કે જે સરલતાની હું અ-

તિશય ઇચ્છા રાખું છું; ઘણીએ બાલિકાઓમાં એવો સ્વર્ગીય સ્નેહ જોઉં છું, કે જે દેવતાઓને પણ શોભા આપે; ઘણીએ બાલિકાઓમાં હું એવો વિશ્વાસ જોઉં છું કે જેથી મોટા ભક્તો પણ અજબ થાય અને ઘણાએ નાના છોકરાઓમાં હું એવી મોટી હિંમત જોઉં છું કે, જે જોઇને આપણે અજબ થયા વિના રહીએ નહિ. આ બધું અને એ કરતાં ઘણું વધારે દસ વરસની ઉંમરની અંદરનાં બાળકોમાં બહુ સારી રીતે દેખાય છે, પણ એ પછી જેમ જેમ ઉંમર વધે તેમ તેમ ચક્કર મંડળ બદલાતું જાય છે અને જરા જુવાન થઇને જ્યાં પરણ્યા ને ધંધા-રોજગારમાં પડ્યા કે, એ બધું ક્યાંનું ક્યાં સુકાઈ જાય છે! આમ કેમ થાય છે, તે હું સમજી શકતો નથી, તેથી મને એમ લાગે છે કે હું જ્યાંત્યાં ઝળકતા કોહિનૂર જોઉં છું તે થોડીવારમાંજ કોલસા કેમ થઈ જાય છે? હું જ્યાંત્યાં આંબામાં મોર આવેલો જોઉં છું, તે કેરીઓ થયા પહેલાં કેમ ખરી જાય છે? હું જેનામાં ખૂબસૂરતી જોતો તેઓનાજ ચહેરા ઉરાંગઉટાંગ વાંદરાંના જેવા કેમ બની જાય છે? હું સર્વ ઠેકાણે સુંદર ફૂલો જોઉં છું, પણ તેમાં ફળો કેમ નથી લાગતાં? પવિત્ર ઉત્તમ વૃક્ષનાં મજેનાં મોટાં સુંદર ફૂલોમાંથી કડવા પીતપાપડા કેમ થઈ પડે છે? આનંદી સ્વભાવો ઉદાસીપણામાં કેમ ફેરવાઈ જાય છે? આશાભર્યાં ઊછરતાં બાળકો જુવાન થયા પહેલાં ઘરડાં કેમ થઇ જાય છે? અને જે વાદળીઓ વરસી શકે તેવી હોય, તે વરસ્યા પહેલાં કેમ વીખરાઈ જાય છે? આમ થવાનું કારણ શું? અને તેનો ઉપાય શું?

આ સાંભળીને મહાદેવ શાસ્ત્રીએ કહ્યું કે, એક વખત હું સમુદ્રકિનારે ફરતો હતો, ત્યારે સમુદ્રની લહેરોના સૌંદર્યમાં ને લહેરોના આનંદમાં હું લીન થઈ ગયો હતો. એ વખતે મને જણાયું કે, *દરેક લહેરોની આસપાસ થોડે દૂર સુધી ખાસ એક પ્રકારનું અદ્ભુત તેજ દેખાય છે. દરેક લહેરોની નાજુકાઈમાં નાજુકાઇની નાજુકાઇ મને દેખાતી હતી. દરેક લહેરોની ખૂબસૂરતીમાં ખૂબસૂરતીની ખૂબસૂરતી મને દેખાતી હતી. દરેક લહેરોના બહારના નાચમાં એક અંદરનો નાચ મને દેખાતો હતો. દરેક લહેરોની રમતમાં રમતનો સ્વામી મને દેખાતો હતો. દરેક લહેરોના હાવભાવમાં હાવભાવની પેલી પારનું રહસ્ય મને દેખાતું હતું.

* 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી.

દરેક લહેરોની મીઠાશમાં મીઠાશની મીઠાશને હું ચાખતો હતો અને દરેક લહેરોના આનંદમાં આનંદના આનંદને હું અનુભવતો હતો. એ બધું જોઇને તે જોયા બાદ જ્યારે એ સ્થિતિ છૂટી, ત્યારે મને વિચાર થયો કે, અહા! શું પ્રભુની દયા છે? પાણીની લહેરોમાં આટલી બધી ખૂબી? ત્યારે શું અમેજ એવા અભાગિયા છીએ કે, અમારે માટે રોગ, અમારે માટે દુઃખ, અમારે માટે હાયવોય, અમારે માટે જંજાળ, અમારે માટે ધાસ્તી, અમારે માટે ઘડપણ, અમારે માટે ગરીબાઇ, અમારે માટે અકસ્માતો, અમારે માટે બૂરાં વચનો, અમારે માટે લોભ, અમારે માટે ક્રોધ, અમારે માટે અદેખાઈ, અમારે માટે બૂરાં વ્યસનો અને અમારે માટે મોત!! પ્રભુ! આ તેં શું કર્યું? તારી દયા આવી હોય કે? તારો ઇન્સાફ આવો હોય કે? લહેરો જેવી જડ વસ્તુઓ સદાય આનંદમાં હસતી-રમતી રહે અને અમે મન, બુદ્ધિ તથા આત્માવાળા માણસો સદાય એરંડિયું પીધા જેવું મોં કરીને વાંદરાની પેઠે દાંતિયાં કચકચાવ્યા કરીએ તથા કૂતરાંની પેઠે વડચકાં નાખ્યા કરીએ, એજ અમારું મનુષ્યપણું કે? અમારો આખો દહાડો જખમો તપાસવામાંજ ચાલ્યો જાય, આખા મહિનાઓ નકામી કૂથલી કરવામાંજ ચાલ્યા જાય, આખાં વરસો કુટુંબ-કબીલા કે નાત-જાતના લડાઇ-ટંટામાંજ ચાલ્યાં જાય અને આખો ભવ દુઃખોની ગણતરી કર્યા કરવામાંજ ચાલ્યો જાય, એજ અમારું મનુષ્યપણું કે? એજ અમારા જન્મની સાર્થકતા કે? શું એને માટેજ અમને જિંદગી આપવામાં આવી હશે? ઓ સુખની મૂર્તિઓ! ઓ કુદરતના આનંદની ઊર્મિઓ! ઓ કુદરતની કરામતો! મને કહો તો ખરી કે, તમારી ને અમારી જિંદગીમાં શું ફેર છે? તમે હસતાં-રમતાં કેમ ને અમે રોતીસૂરત કેમ? તમે નિર્ભય કેમ ને અમે બીકણ કેમ? તમે આનંદની ઊર્મિઓ કેમ અને અમે દુઃખની મૂર્તિઓ કેમ? ઓ દેવીઓ! આનો ભેદ અમને કહો તો ખરી!

એ સાંભળીને એક લહેરે કહ્યું કે, ઓ અમૃતના પુત્રો! આ સ્વર્ગનો સંદેશો તમે સાંભળોઃ અમારે માથે જેમ તેજ ઝળકે છે તેમ તમારે માથે સ્વર્ગના તાજ ઝળકવા જોઇએ; તમારા અંગમાંથી રોગોની દુર્ગંધી આવે છે, તેને બદલે દિવ્યસુગંધી નીકળવી જોઇએ; તમે મેલાં-ફાટેલાં કપડાંના કટકા વિના રખડો છો,

તેને બદલે તમારાં શરીરમાંથી તેજની ત્રણ ત્રણ હારો નીકળવી જોઇએ; તમે તમારાં ગૂમડાંઓ ચૂંથવામાં રહી ગયા છો, તેને બદલે તમારે કુદરતના નિયમોના અધિકારી બનવું જોઇએ; તમે દરેક નજીવી નજીવી ચીજની ફોકટની ધાસ્તી રાખ્યા કરો છો, પણ તમે જાણતા નથી કે જે બાબતોની–જે ચીજોની તમે ધાસ્તી રાખો છો, તે બાબતો તો તમારીજ બનાવેલી છે અને તે ચીજો તો તમારાજ અધિકારની છે; જે રોગોથી તમે બીઓ છો તે રોગો તો તમારા ગુલામ છે; તમે પોતે જ્યારે ખાસ ચાહીને તેને બોલાવો, ત્યારે તે ડરતા ડરતા માંડમાંડ તમારી પાસે આવી શકે, એવો તમારામાં પાવર છે; જે ઘડપણ તમને ગમતું નથી, તે ઘડપણ કાંઇ તમારા હુકમ વિના તમારી પાસે આવી શકે તેમ નથી અને જે મોતથી તમે ધ્રૂજો છો તે મોત પોતે, જો તમે તમારું સ્વરૂપ ઓળખો તો તમારાથી ધ્રૂજે તેમ છે. અસલના સેંકડો પવિત્ર ઋષિઓએ ઘણીએ વખત મોતને પાછું વાળ્યું હતું, એ શું તમે નથી જાણતા? તમે એ ઋષિઓનાજ પુત્રો છો, તમે એ શાસ્ત્રોનાજ માલિક છો અને તમે આખી દુનિયાની બીજી કોઇ પણ વસ્તુ કરતાં પ્રભુના વધારે કૃપાપાત્ર છો; માટે ઓ ભાગ્યશાળી મનુષ્યો! અમે તમને આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, સ્વર્ગના દેવતાઓ પોતે તમારે માટે ઇશ્વરની હજૂરમાં શોભે તેવા તાજ બનાવી રહ્યા છે અને દેવીઓ તમને વધાવી લેવા સારુ અમૃતનાં ફૂલોના હાર તમારે માટે બનાવી રહી છે; કારણ કે જો તમે તમારું સ્વરૂપ સમજો, તો હમણાં જે દેવો તમારા સરદાર છે તે દેવો તમારા નોકર બનવાને તૈયાર છે. માટે ભાઇઓ! તમે તમારું સ્વરૂપ સમજવાની તજવીજ કરો.

## સુખ મેળવવા માટે તમારો અવતાર છે

* એ પછી જ્યારે પણ હું સમુદ્રની તરફ જોતો, ત્યારે મને એમ લાગતું કે, દરેક લહેરો નાચી રહી છે, દરેક લહેરો હસી રહી છે, દરેક લહેરો શોભી રહી છે, અને દરેક લહેરો આનંદમાં રમી રહી છે. એ જોઇને એક વખત મેં લહેરોને પૂછ્યું કે, ઓ બહેનો! ઓ સુખની મૂર્તિઓ! ઓ આનંદના અવતારો! તમે શા માટે હસ્યા કરો છો? તમે શા માટે આટલાં બધાં ખુશીમાં રહો છો? અને તમે શા માટે એટલાં બધાં રૂપાળાં છો? અરે,

* ‘સ્વર્ગના સંદેશા’ નામના પુસ્તકમાંથી.

મને કહો તો ખરાં કે, તમે એટલું બધું તે શું પુણ્ય કર્યું હતું ? ત્યારે એક લહેરે કહ્યું કેઃ

ઓ મનના માલિકો ! ઓ બુદ્ધિના સરદારો ! ઓ ઈશ્વરના કૃપાપાત્રો ! તમને તમારું સ્વરૂપ સમજાવવા માટે અમે એવાં દિવ્ય-સ્વરૂપવાળાં બન્યાં છીએ; કારણ કે કુદરતના મદદગાર થયા વિના સ્વર્ગના સંદેશા લાવી શકાય નહિ, અને જે કુદરતનું મદદગાર થાય તે સ્વર્ગના સુખ વિના રહી શકે નહિ; માટે તમને તમારું અસલ સ્વરૂપ સમજાવવા સારુ પ્રભુએ અમને આવું અનુપમ રૂપ ને અલૌકિક સુખ આપેલું છે; કારણ કે એ રૂપ ને એ સુખ જોઈને તમે કુદરત તરફ ખેંચાઈ શકો, ને સ્વર્ગના સંદેશા સાંભળી શકો. માટે ઓ પ્રભુના પુત્રો ! હવે જ્યારે કુદરત તરફ ખેંચાયા છો, ત્યારે અમારી તરફનો આ સ્વર્ગનો સંદેશો સાંભળો. અમે વાજતે ગાજતે ગાઈ બજાવીને–ઢંઢેરો પિટાવીને કહીએ છીએ કે, સુખ મેળવવા સારુજ તમારો અવતાર છે; કારણ કે તમે પ્રભુમાંથી પેદા થયા છો, તમારો સંબંધ અનંતજીવનની સાથે છે, તમારું જ્ઞાન પરમાત્માના જ્ઞાનમાંથી નીકળેલું છે, તમારો સ્નેહ ઈશ્વરીસ્નેહના મૂળમાંથી થયેલો છે અને જગતની બીજી કોઈ પણ વસ્તુ કરતાં તમે પ્રભુની વધારે નજીક ગયેલા છો; અમારામાં તમને જે કાંઈ વિશેષતા લાગે છે, તે કરતાં પણ તમે શ્રેષ્ઠ છો, કારણ કે તમારો આત્મા સીધી રીતે પરમાત્માની સાથે મળી શકે તેમ છે; માટે અમે તમને કહીએ છીએ કે, તમે આનંદસ્વરૂપ થઈ શકો તેમ છો, તમે સૌંદર્યના નમૂનારૂપ થઈ શકો તેમ છો, તમે ઐશ્વર્યના અધિપતિ થઈ શકો તેમ છો, તમે સ્વર્ગના રાજા થઈ શકો તેમ છો અને તમે છેક ઈશ્વરની હજૂરમાં જઈ ઈશ્વર જેવા થઈ શકો તેમ છો. માટે તમે તમારું સ્વરૂપ સમજીને તમારું અસલનું સામર્થ્ય મેળવો, એજ અમારો સંદેશો છે

## ૮૭–પ્રભુનાં બાળકો ઉપર દ્વેષ રાખવો, એ પ્રભુ પર દ્વેષ રાખવા જેવું છે

* કુદરતની લીલા અને કુદરતનું સૌંદર્ય જોવાનો મને અજબ જેવો શોખ છે, તેથી ઘણી વખત કલાકોના કલાકો સુધી હું આકાશ જોયા કરતો, તારાઓ જોયા કરતો, ઉદયઅસ્ત થતા સૂર્ય-

* 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાથી.

ચંદ્ર જોયા કરતો, ખીલતાં ફૂલો તપાસ્યા કરતો, ઝાડોનાં નવાં નવાં પાંદડાંઓ જોયા કરતો, વહેતી નદીઓનો ખળખળાટ સાંભળવા બેસી રહેતો, પહાડોના દેખાવ જોયા કરતો, ખીણોમાં ધ્યાન રાખી મૂકતો અને સમુદ્રની લીલા જોવાની કોઇ પણ તક હું જતી કરતો નહિ; તેથી ઘણી વખત મેં કુદરતને ધ્યાન આપીને તપાસી છે, પણ તેમાં ક્યાંય પણ મને વિષમપણું દેખાયું નથી, કોઇ પણ દિવસ મને તેમાં બેડોળપણું દેખાયું નથી અને કદી પણ મેં કુદરતની પોતાની અંદર વિરુદ્ધતા કે બડાઇ જોઇ નથી; તેથી મેં એક લહેરને પૂછ્યું કે, ઓ બહેન! તમે આટલી બધી લહેરો સાથે રહો છો, તેમાં કોઇ મોટી છે, કોઇ નાની છે; કોઈ ઓછું કામ કરે છે, કોઇ વધારે કામ કરે છે; કોઇ જરા મેલી છે, કોઈ ચોખ્ખી છે; કોઈ ઉપર છે, કોઇ નીચે છે; કોઇ સારી જગ્યામાં રહે છે, કોઇ ખરાબ જગ્યામાં રહે છે; કોઇ જરા વાર રહે તેવી છે, કોઇ ઘણો વખત રહે તેવી છે અને કોઇ ધીમી ચાલની તથા કોઈ ઉતાવળી ચાલની છે; છતાં પણ તમે કોઇ એકબીજામાં લડતાં કેમ નથી? એ સાંભળીને તે લહેરે કહ્યું કેઃ

અરે હાય! હાય! આ તમે શું બોલ્યા? કુદરતમાં લડાઈ! જો કુદરતમાં પોતપોતામાંજ લડાઈ હોય, તો આ જગત ટકી શકે ખરું કે? ભાઇ! અમે કોની સાથે લડાઇ કરીએ? જો બે વસ્તુ હોય તો લડાઇ થાય, પણ અમે તો એકજ જોઇએ છીએ, એકજ જાણીએ છીએ, એકજ સમજીએ છીએ અને એકજ અનુભવીએ છીએ; એટલુંજ નહિ પણ વાસ્તવિક રીતે એકજ છીએ. ત્યારે અમે કોની સાથે લડાઈ કરીએ? જે લહેરો અમારાથી જુદી જુદી દેખાય છે, તે પણ અમારા પિતા સમુદ્રનીજ લહેરો છે; જે લહેરો અમારાથી નાની દેખાય છે, તે પણ અમારીજ બહેનો છે અને તે ઘડીકમાં અમારાથી પણ મોટી થઇ જાય તેવી છે; જે લહેરો કિનારાના સંબંધથી મેલી દેખાય છે, તે ઘડીકવાર પછી અંદર આવતાં ચોખ્ખી થઈ જશે; એટલુંજ નહિ પણ અમે પાછાં કઇ પળે મેલાં થઈ જઇશું, તેની અમને ખબર નથી; જે લહેરો ઊંચે છે, તે પળવારમાં નીચે પડી જશે અને જે નીચે છે, તે પળવારમાં ઊંચી ચડી જશે, ત્યારે ઉચ્ચ-નીચપણાનું અભિમાન રાખી નાહકનાં લડી મરીએ એ શું કામનું? એ તો તમે માણસોજ એવા મૂર્ખાઓ છો કે, ઉચ્ચ-નીચપણાને ખાતર, નાના-મોટાપણાને

ખાતર, આગળ-પાછળ આવ્યાગયાને ખાતર જુદા જુદા દેખાઓ છો અને તેને લીધે-પવિત્રતા-અપવિત્રતાને લીધે, જુદી જુદી હલકી-ભારે કામગીરીને લીધે અને આજુબાજુના અનુકૂળ-પ્રતિકૂળ સંયોગને લીધે વિનાકારણ પોતાના બંધુઓ સાથે લડી મરો છો! પણ એમ વિચારતા નથી કે, તમે તમારી હાલની જે સ્થિતિ માટે મગરૂર થઇને બીજાઓને હલકા ગણી તેઓની સાથે લડો છો, તે સ્થિતિનો તમે કંઇ અમરપટો લઇને આવ્યા છો? પળમાં શું થશે, તેની તો કોઇને ખબર નથી, છતાં પણ તમારા બંધુઓ સાથે વેર રાખીને મરી જાઓ છો, એ શું થોડી દિલગીરીની વાત છે? જે સાધનો તમારા હાથમાં નથી, જે બાબતો તમારા અધિકારમાં નથી, જે બનાવો તમારા કાબૂમાં નથી અને જે વાતો તમારી અક્કલની બહાર છે, તેને માટે તમે લડી મરો છો, એ કરતાં વધારે મૂર્ખાઈ તે બીજી કઇ? સ્વર્ગના વારસદાર છતાં પોતાની મેળે પોતાને માટે નરક પસંદ કરનારા ઓ માણસો! તમે તમારા બંધુઓને હલકા સમજો છો ને તેઓની સાથે લડો છો. એ હલકાઇ ને એ લડાઈ કોની સાથે થાય છે એ તમને ખબર છે? કોઇ મોટામાં મોટા, ભલામાં ભલા, પવિત્રમાં પવિત્ર, જ્ઞાનીમાં જ્ઞાની અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શહેનશાહના માનીતા રાજકુમારને કહેવું કે, તું નીચ છે, તું હલકા કુળનો છે, તું અક્કલ વગરનો છે, તું નાની ઉંમરનો છે અને તું કાળો છે એમ કહીને વિના કારણ તેની સાથે લડવું, એ જેમ મોટો ગુનો છે, તેમ સર્વશક્તિમાન પવિત્ર પિતા પરમાત્માનાં બાળકોને નીચ સમજી તેઓની ઉપર દ્વેષભાવ રાખવો, એ તેના કરતાં પણ વધારે મોટો ગુનો છે; એટલુંજ નહિ પણ સ્વર્ગમાં એવો અનુભવ થાય છે કે, જગતના જીવો કે જે પ્રભુનાં બાળકો છે, તેઓની ઉપર દ્વેષ રાખવો, એ પ્રભુની પોતાની ઉપર દ્વેષ રાખવા જેવું છે. માટે અમે તમને આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, જેમ કુદરતમાં અભેદ છે, તેમ તમે જગતમાં અભેદ રાખો; કારણ કે પ્રભુ સાથે વેર રાખીને પ્રભુના વહાલા થઇ શકાય નહિ. એ યાદ રાખજો.

## ૮૮-વાડાઓમાં બંધાઇ ન રહો

*એ પછી જરા વારમાં બીજી એક મોટી લહેર આવી, તેણે

* 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી.

આગલી લહેરની પાછળ પડેલો ખાડો પૂરી નાખ્યો; પણ તેની પોતાની પાછળ ખાડો પડતો જતો હતો. એ લહેર આવી ત્યારે બીજી સૌ લહેરોએ રસ્તો આપીને તેને વધાવી લીધી. સૌ લહેરો દાસીઓની પેઠે તેની આગળ આગળ દોડવા લાગી. જેમ રાજાના પધારવાથી રૈયતમાં ઉત્સાહ આવી જાય, તેમ સૌ લહેરોમાં નવો ઉત્સાહ આવી ગયો. ઘણી લહેરો તેમાં ભળી જવા લાગી. ઘણી બહેનો પોતાની બહેનપણીઓને એ મહાશક્તિ પધારવાની વધામણી આપવા લાગી અને ઘણી લહેરો તેને મદદ કરવા લાગી; એ જોઈને મને બહુ અજાયબી લાગી; કારણ કે ઘણાં માણસોની પેઠે હું પણ થોડોઘણો સંપ્રદાયોની જાળમાં બંધાયેલો હતો, એટલે કુદરતની સ્વતંત્રતા, કુદરતની સત્ય તરફની રુચિ અને કુદરતનો અભેદ હું પાળી શકતો નહિ, તેથી મેં તે લહેરોને પૂછ્યું કેઃ

ઓ સ્વતંત્રતાની મૂર્તિઓ! ઓ અભેદની ઊર્મિઓ! તમે આમ કેમ કરો છો? જે લહેરોએ આવીને તમારી માનીતી આગલી લહેરોનાં કામો ભૂંસી નાખ્યાં, તેને તમે માન કેમ આપો છો? હવે એ આગલી લહેરોની તો તમારી પાસે નિશાની પણ રહી નહિ! તમારી સ્નેહની લાગણી આવીજ કે? તમે તો 'જીવતાના જાનૈયા ને મૂઆના કાંધિયા' એમજ કે? હાય! હાય! તમારામાં પણ આવું અંધારું? જે મોટી લહેર તમને બહુ ફાયદો કરી ગઈ હતી, તેની નિશાની જે લહેરે ભૂંસી નાખી તેને પણ માન ને તેને માટે પણ ઉત્સવ! આ તો 'ટકે શેર ભાજી ને ટકે શેર ખાજાં' એવું ખાતું થયું! જો અમારા મહાત્માઓ માટે કોઇ એમ કરે, તો અમે તો તેનાં નાકકાન કાપી લઇએ! અમારાથી એવું ખમાય નહિ. ઓ દેવીઓ! મને કહો કે તમારામાં આવું અંધેર કેમ છે? એ સાંભળીને એક લહેરે કહ્યું કે, સ્વર્ગના અધિકારી છતાં પણ નરકને પસંદ કરનારા ઓ માણસો! આ સ્વર્ગનો સંદેશો તમે સાંભળોઃ

સ્વર્ગમાં એવો અનુભવ થાય છે કે, પૃથ્વી વિશાળ છે, કાળ અનંત છે અને માણસોમાં અખૂટ સામર્થ્ય છે, માટે જેમ વિશાળ સમુદ્રમાં બેશુમાર લહેરોની અંદર ઘણી મોટી લહેરો આવ્યા કરે છે, તેમ જગતમાં પણ ઘણા મહાત્માઓ પેદા થયાજ કરશે; કારણ કે જ્ઞાનની કાંઇ હદ નથી, કાળનો કાંઇ શુમાર નથી અને બ્રહ્માંડની કાંઇ સીમા નથી; માટે કોઇ એકજ મહાત્માના થોડાક સિદ્ધાંતોને

છેવટ સુધી વળગી રહેવું ને એ સિવાય બીજું કાંઇ સત્ય છેજ નહિ, એમ માનવું એ બહુજ મોટી મૂર્ખાઈ છે ને એ બહુજ ખોટો દુરાગ્રહ છે. મહાન ઈશ્વરના સર્વશક્તિમાનપણાને અને મનુષ્યના અખૂટ સામર્થ્યને એવી રીતે હદમાં લાવી મૂકવાનો તમને કાંઇ પણ અધિકાર નથી. દરેક મોટી લહેરોમાં કાંઇક નવું તત્ત્વ તે નવો પાવર હોય છે, તેમજ દરેક મહાત્માઓમાં કાંઇક ખાસ ખૂબી હોય છે ને તેઓએ પોતાના જમાનાને અનુસરતો કાંઇક ખાસ અનુભવ મેળવેલો હોય છે, માટે જો તેઓના આચાર -વિચારમાંથી આપણે સત્ય ન લઈએ, તો તેથી કાંઇ એ મહાત્મા-ઓને ખોટ જતી નથી, પણ આપણેજ એટલા પાછળ પડી જઇએ છીએ, એ યાદ રાખજો. તમે એમ સમજો છો કે પાછળથી આવેલા મહાત્માના વિચારો આપણે લઇએ, તો તે આગળના મહાત્માનું અપમાન કરવા બરાબર છે; પણ અમે એમ સમજીએ છીએ કે પાછળથી આવેલા મહાત્માના વિચારો જો આપણે લઈએ, તો સ્વર્ગની સીડીનું એક પગથિયું આપણે વધારે ચડી શકીએ છીએ, કારણ કે દરેક મહાત્માઓ એ સ્વર્ગની સીડીના એક એક પગથિયા જેવા છે, માટે જ્યારે આપણે પહેલું પગથિયું છોડીને બીજા પગ-થિયા ઉપર ચડીએ અને બીજાથી ત્રીજા ઉપર ચડીએ, ત્યારે આપણે જે ધર્મના-જે મતના હોઇએ, તે મતના અગાઉના મહાત્માઓ આપણી ઉપર રાજી થાય છે, કારણ કે તેઓનો મૂળ હેતુ આપણને સ્વર્ગની સીડી ઉપર ઊંચે ચડાવવાનો છે. માટે તેઓનો એ હેતુ જેટલે દરજ્જે આપણે પાર પાડીએ, તેટલે દરજ્જે તેઓ આપણી ઉપર રાજી થાય થાય છે; એટલુંજ નહિ પણ તેઓના પછી જે બીજા નવા મહાત્માઓ આવે તેનો તેઓ ઉપકાર માને છે, કારણ કે પોતાના આગલા જૂના શિષ્યોને ઊંચે ચડાવવામાં તે ટેકો આપે છે. જો નવા આવનારા બીજા મહાત્માઓએ એવો ટેકો ન આપ્યો હોત, તો એ શિષ્યો એટલામાંજ રહી જાત, એથી પેલો આગલો મહાત્મા બહુજ દિલગીર થાત; કારણ કે તમે જાણો છો કે, પોપટને પીંજરામાં પૂરી મૂકવો એમાં પણ પાપ છે, ઘેટાંઓને પણ સાંકડી જગ્યામાં એક વાડામાં પુરાઇ રહેવું ગમતું નથી અને ઝાડ-પાન પણ અંધારાવાળી સાંકડી જગ્યામાં સારાં થઇ શકતાં નથી-તેને પણ છૂટાપણું જોઇએ છીએ. ત્યારે અનંતજ્ઞાન મેળવી શકે એવી શક્તિવાળાં, અખૂટ સામર્થ્ય મેળવી શકે એવી યોગ્ય-

તાવાળાં અને મહાન ઈશ્વરને પામી શકે એવાં પ્રભુના કૃપાપાત્ર માણુસોને એક સાંકડા વાડામાં ઘાંચીના બેલની પેઠે આંખે અંધારી બાંધીને એકના એક ટૂંકા કુંડાળામાં ફેરવ્યા કરવાં, એ કેટલો બધો મોટો અપરાધ છે એ કાંઇ તમે સમજો છો? એથી જગતનું કેટલું બધું અનિષ્ટ થાય છે, એથી આત્માની ઉન્નતિ થતાં કેટલી બધી વાર લાગે છે અને એથી પ્રભુ કેવો દિલગીર થાય છે, એ તમને મતવાદીઓને ખબર છે? તમને એ ખબર નથી. જો બરાબર એ ખબર હોય તો તમે એવું મહાપાપ કરો નહિ; પણ તમે જે મહાત્માના પંથમાં છો, તે મહાત્માને એ પાપની ખબર છે, તેથી એ મહાત્માને નામે તમે અમુક વાડામાં પુરાઇ ગયા છો, એમ જાણીને ને અતિશય દિલગીર થાય છે, કારણું કે તેના નામે તમે અંધારામાં પડયા રહો છો. માટે એ પાપમાંથી છૂટવા સારુ અને તમને આગળ વધારવા સારુ તેઓ પ્રભુની પ્રાર્થના કરે છે, એટલે તેઓની એ પ્રાર્થના સાંભળીને દયાળુ પ્રભુ તેઓની પાછળ પડી ગયેલી પોલ પૂરવા સારુ જમાનાને અનુસરતા બીજા નવા મહાત્માઓને અહીં મોકલે છે, પણ પીંજરામાં બુઢ્ઢા થઇ ગયેલા પોપટને પીંજરુ ખુલ્લું હોય તોપણ તેમાંથી ઊડી જવું ગમતું નથી. તેમ સત્ય તમારી નજર આગળ છતાં તમોને તમારો વાડો છોડવો ગમતો નથી! ઓ જગતની સર્વ વસ્તુ કરતાં શ્રેષ્ઠ મનુષ્યો! જરા વિચાર તો કરો કે, અનંતતાની આગળ ટીપાંને તે તમે ક્યાંસુધી પકડી શકશો? તમે જેને મોટામાં મોટા અને માત્ર એક પ્રભુરીજ ઊતરતા સમજો છો અથવા પ્રભુનુંજ સ્વરૂપ સમજો છો, તેવા મહાત્માઓ પણ અનંતતાની આગળ એક ટીપા કરતાં વધારે નથી; સર્વશક્તિમાન મહાન ઈશ્વરના અનંત બ્રહ્માંડોમાં આવાં કેટલાં જગતો થઇ ગયાં, કેટલા યુગો થઈ ગયા, કેટલા મન્વંતરો થઇ ગયા અને કેટલા બ્રહ્મા થઈ ગયા, એ તમે જાણો છો? જ્યાં જગતનો અને બ્રહ્માદિ દેવતાઓનો પણ પત્તો નથી, ત્યાં સમુદ્રની લહેરો તે કયાં સુધી ટકી શકશે? અનંતતાની આગળ એ બધું કાંઇ પણ વિસાતમાં નથી; માટે એ વાડાઓને ટકાવવા સારુ પોલમાં પડયા રહીને તમારી જિંદગી બરબાદ કરી નાખો નહિ, કારણ કે તમારા મતના મહાત્માઓ જગતમાં વાડો બાંધી તમોને તેમાં પૂરી મૂકવા માટે નહોતા આવ્યા, પણ તમોને અનંતતાની સીડીનાં પગથિયાં ઉપર ચડાવવાને આવ્યા હતા. માટે

જ્યાંથી મળે ત્યાંથી હમેશાં સત્ય ગ્રહણ કરો, અને જેમ પ્રભુના માર્ગમાં આગળ વધાય તેમ કરો–પ્રભુના માર્ગમાં આગળ વધાય તેમ કરો.

## ૮૯–સાસરા દો દિનકા આશરા !

એ પછી મહાદેવ શાસ્ત્રીએ કહ્યું કે, *વારે વારે વારે હું જોતો કે જ્યારે લહેરો સમુદ્ર તરફ પાછી ફરે છે, ત્યારે બહુ ઉતાવળી ચાલની હોય છે, ત્યારે તેઓનો જોસ અજબ જેવો હોય છે, ત્યારે તેઓનું બળ ગજબ જેવું હોય છે, ત્યારે તેઓનું ખેંચાણ હદ બહારનું હોય છે, ત્યારે તેઓનું ઝનૂન કાબૂમાં ન રહી શકે તેવું હોય છે, ત્યારે તેઓનો ઉત્સાહ ખાસ જોવા જેવો હોય છે અને જેમ જેમ સમુદ્રની અંદર ઊતરતી જાય, તેમ તેમ તે બળવાન થતી જાય છે; એથી ઊલટું જ્યારે લહેરોને કિનારા ઉપર આવવું હોય, ત્યારે તેની ચાલ ધીમી હોય છે, ત્યારે તેનો જોસ નરમ હોય છે, ત્યારે તે નબળી થતી જાય છે અને ત્યારે તે ઢીલી–ઢસ હોય છે. એ જોઇને મેં તે લહેરોને પૂછ્યું કે, ઓ શાસ્ત્રના સિદ્ધાંતો ! ઓ પ્રભુની આજ્ઞાઓ ! ઓ કુદરતી જ્ઞાનના ભંડારો ! આમાં શું ભેદ છે ? નવી પરણેલી નવોઢા વહુ સાસરે જવા માટે પ્રથમ આનાકાની કરે, તેમ કિનારા ઉપર જવામાં તમે પાછા પાછા પગ કેમ ભરો છો ? અને તેજ વહુ માવતર પાસે જવા માટે ઉતાવળ કરે, તેમ અંદર જવા માટે તમે કેમ દોડાદોડ કરો છો ? એ સાંભળીને તે લહેરે કહ્યું કેઃ

ઓ રસિકડા અનુભવી ! ઓ કુદરતી ખૂબીઓને ખીલવનારા ! ઓ સ્વર્ગની ચાવીઓને શોધનાર જિજ્ઞાસુ ! તું કહે છે તેવાજ–નવોઢા વહુના જેવાજ અમારા હાલ છે, કારણ કે બાપને ઘેર જવું તે કોને ન ગમે ? સમુદ્ર અમારો બાપ છે, તેમાં જવા માટે ન દોડીએ તો પછી તેણે અમને પાળીપોશીને મોટાં કર્યાં એ સ્નેહનો બદલો શું ? શું એટલી પણ લાગણી ન દેખાડીએ ? એ તો તમે માણસોજ એવાં કઠોર લાગણીવાળાં છો કે. પરમકૃપાળુ પિતા પરમાત્માનો સ્નેહ ભૂલી જઇને તેને ઘેર જવામાં પાછા પગ ભરો છો. પણ ભાઇઓ ! યાદ રાખજો કેઃ

* 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી

સાસરા દો દિનકા આશરા, તીસરે દીન રહે તો ખાએ ખાસડાં! એવો આ સંસાર સાસરા જેવો તથા બે દહાડાના આશરા જેવો છે. તેમાં વધારે ઘૂસતા જાઓ તો ખાસડાં પડે તેવો છે. એ સારુજ અમે અંદર જવાને એટલે કે બાપને ઘેર જવાને ઉતાવળ કરીએ છીએ અને બહાર નીકળવામાં એટલે કે કિનારે જવામાં ઢીલા ટાંટિયા કરીએ છીએ. તમે એથી ઊલટું કરો છો. બાપને ઘેર જતાં તમારા બાર વાગે છે અને જગતનાં પાપોમાં ફસાવામાં તમારામાં સેતાનના જેટલું બળ આવી જાય છે! તમારી અને અમારી વચ્ચે જે ફેર છે તે એજ છે કે અમે કુદરત તરફ દોડીએ છીએ અને તમે માયા તરફ દોડો છો. માટે અમે તમને આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, અમારી પેઠે જો તમે બાપના ઘર તરફ દોડશો તો તમારામાં નવું જોર, નવું સૌંદર્ય, નવો ઉત્સાહ તથા નવો આનંદ આવશે; અને તમે "દો દીનકા આશરા" તરફ દોડશો તો ત્રીજે દહાડે તમારી ઉપર ખાસડાં પડશે, એ યાદ રાખજો.

## તમે તમારું પોઝિશન સમજો

* એ પછી મેં જોયું કે લહેરો ઘણો વખત સમુદ્રમાં રહે છે, કિનારા ઉપર તો જ્યારે હુકમ થાય ત્યારે અથવા જ્યારે નાચવા–કૂદવાનું મન થઈ જાય ત્યારેજ આવે છે. એ જોઇને મેં તેમને પૂછ્યું કે, ઓ ઇશ્વરની ઇચ્છાઓ! તમે શું કહો છો? તમે કિનારા ઉપર બહુ કેમ આવતાં નથી? અને આવો છો ત્યારે પણ ત્યાં ઘણો વખત કેમ ટકતાં નથી? ત્યારે એક લહેરે કહ્યું:

ભાઈ! બાપનો ગરાસ છોડીને મર્દ માણસ કાંઇ સાસરાને ઘેર ઘણો વખત પડ્યો રહે નહિ; તેમજ અમને પણ બાપનું રાજ્ય છોડીને સાસરાના ઘર જેવા કિનારા તરફ જવાની ઇચ્છા થતી નથી અને જઇએ છીએ તો તે ક્યારે? એ તમને ખબર છે? જ્યારે સાસરાને ત્યાં લગ્ન–વિવાહ કે એવાજ બીજા કાંઈ ઉત્સવો હોય, જ્યારે રસ–પૂરી, શીરા–પૂરી કે દૂધપાક–પૂરી ઉડાવવાનાં હોય અને જ્યારે ફૂલના હારો પહેરી, અત્તરો ચોપડી ખૂબ બનીઠનીને વરરાજા થઇને જવું હોય ત્યારેજ ડાહ્યા માણસો સાસરે જાય છે; કારણ કે સાસરાનું ઘર મોજ–મજા ઉડાવવા તથા મિજબાનીઓ ખાવા માટે છે, કાંઇ ભૂખે મરવા માટે નથી. તેમજ હું

*'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી

તમને આ સ્વર્ગનો સંદેશો કહું છું કે; અનંતકાળનું મોક્ષધામ એ તમારા બાપનું રાજ્ય છે, એ તમારું પોતાનું સાચું ઘર છે અને આ જગત તે તમારા સાસરા જેવું છે; માટે યાદ રાખજો કે અહીં તો તમોને થોડા દહાડા આનંદ ભોગવવા સારુજ મોકલવામાં આવ્યા છે. પોતાના દીકરાને દુઃખ ભોગવવા સારુ કાંઈ તેનો બાપ સાસરે મોકલે નહિ, તેમજ આ જગતમાં દુઃખ ભોગવવા માટે કાંઇ દયાળુ પ્રભુએ તમને મોકલ્યા નથી. અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે આ જગતમાં ઘણાં લોકો બહુ દુઃખી થાય છે તેનું કારણ એજ છે કે, વરરાજામાં માલ ન હોય તો તેની સાસુ નાક તાણી જાય છે, તેના સાળાઓ પગરખાં છુપાવી દે છે, તેની સાળીઓ ફટાણાં બોલે છે, તેનો સસરો દમ ભરાવે છે, પાડોશીના છોકરાઓ પાઘડીમાં ડૂચા ઘાલી જાય છે, મસ્તીખોર રમૂજી બાયડીઓ કપાશિયાનું રાઇતું ને કાળું મોં થાય તેવાં પાન ખવરાવી દે છે અને તેની વહુ છણુકો-મણુકો કર્યા કરે છે, તથા વરરાજા તો ક્યાંઈના ક્યાંઇ પડયા રહે છે અને જાનૈયા મોજ કર્યા કરે છે. જે નમાલો વર હોય તેના સસરાને ઘેર આવા હાલ થાય છે; તેમજ જે માણસો પોતાનું અસલ સ્વરૂપ સમજે નહિ, પોતાનું પૉઝિશન સાચવે નહિ અને બાપના રાજ્યની દરકાર રાખે નહિ, તેના પણ જગતમાં એવાજ હાલ થાય છે. માટે અમે તમને કહીએ છીએ કે, આ દુનિયા તમારા સસરાના જેવી ને બે દિવસના આશરાના જેવી છે અને તે તમોને આનંદ ભોગવવા સારુજ આપવામાં આવી છે, તેમ છતાં પણ જો તમે તેમાંથી આનંદ ન મેળવી શકો, તો એ તમારી નાલાયકીજ છે. કારણ કે તમે વરરાજા છો, એટલે જો તમારામાં માલ હોય તો સસરાનું આખું કુટુંબ તમારી સેવા કરવાને બંધાયેલું છે, તેમજ જો તમારામાં યોગ્યતા હોય તો આ આખી દુનિયાની તમામ વસ્તુ તમારી દાસી બનવા તૈયાર છે, અને તમામ વસ્તુતી પાસે જે કાંઇ ખૂબી હોય તે ખૂબી તમને નજરાણા તરીકે ભેટ આપવાને તેઓ તૈયાર છે; પણ વાત માત્ર એટલીજ કે તમારામાં એવી આવડત હોવી જોઇએ. જો એવી આવડત રાખશો તો નજરાણાં મેળવશો અને જો માલ વિનાના રહેશો તો ધબ્બા ખાશો. હવે ધબ્બા ખાવા કે નજરાણાં મેળવવાં, એ તમારી મુખત્યારી ઉપર છે, કારણ તમે વરરાજા છો, માટે ઘણી

જાતનાં સુખ ભોગવવાનો તમને અધિકાર છે; છતાં પણ એટલું યાદ રાખજો કે એ રાજ સાડાત્રણ દિવસનું છે, માટે જ્યાં અનંતકાળ સુધી રહેવાનું છે તે બાપના ઘરને ભૂલી જશો નહિ. સસરાની મિજબાની ઉડાવતે ઉડાવતે પણ લક્ષ તો બાપના રાજ્ય તરફજ રાખજો. જો એમ વર્તશો અને સસરાને ઘેરથી ઘણી ભેટો લઇને જો બાપને ઘેર જશો તોજ બાપ ખુશી થશે, પણ જો સસરાને ઘેર લૂંટાઇને ખાલી હાથે રોતા રોતા બાપને ઘેર જશો તો બાપ તમારો ધડો નહિ કરે; કારણકે કોઇ પણ બાપને નમાલા છોકરાઓ ગમતા નથી. પ્રભુને પણ જગતની માયામાં લૂંટાઈ જાય તેવા રોતીસૂરત ભકતો જોઇતા નથી, તેને તો સદાય આનંદમાં રહી શકે અને બાપના ઘરનું અનંતકાળનું શાંતિનું રાજ્ય ભૂલી જાય નહિ તેવા પુત્રો જોઈએ છીએ. માટે ભાઇઓ ! એવા થવાની કોશિશ કરો, એવા થવાની કોશિશ કરો.

## ૯૦–ફતેહની ગર્જના કરો

*એક દિવસ સમુદ્રમાં ઊભો ઊભો હું જ્યારે લહેરોનું અવલોકન કરતો હતો ત્યારે મને વિચાર થયો કે, આ લહેરો ગર્જના ક્યારે કરે છે, તે તપાસવું. એ તપાસમાં મને સમજાયું કે જ્યારે લહેરો ખૂબ ખૂબ ચડે છે અને ફતેહના જોસમાં ઉછાળા મારે છે, ત્યારે તે ઉછાળાના ધક્કાથી ગર્જના થાય છે, તેથી એમ લાગે છે કે જાણે સમુદ્ર ખડખડ હસતો ન હોય ! એ જોઇને મેં એક લહેરને પૂછ્યું કે, ઓ મસ્તાનિ ! તું ગર્જના કેમ કરે છે ? ત્યારે તેણે કહ્યું કેઃ

એ તો ફતેહની ગર્જના છે. એ તો અમારી જોસભરેલ ધમધમાટવાળી ચાલનો અવાજ છે. એ તો પુરુષાર્થને ખાતર અમારા પરમાણુઓમાં જે નવું જીવન આવે છે તેનો સ્વાભાવિક અવાજ છે અને એ તો કુદરતના નિયમને આધીન થવાથી અમારી ઉપર ઇશ્વરના જે આશીર્વાદ ઊતરે છે તેનો અવાજ છે. ઓ કુદરતના આશકો ! ઓ સૌંદર્યના ઉપાસકો ! ઓ પ્રભુના કૃપાપાત્રો ! એ અવાજ શું છે, તે જાણો છો ? એ અવાજને જેઓ ઓ-

* 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી

જાએ તેને માટે તે આકાશવાણી છે. એ અવાજને જે સમજે તેને તે ઈશ્વરીવેદના પવિત્ર મહામંત્રો છે. એ અવાજને જે સમજે તેને મન તે દિવ્ય નાદ છે અને એ અવાજને જે જાણે તેને તે અંતરપ્રેરણાનો અવાજ છે; કારણ કે એ ફતેહનો અવાજ છે. માટે ભાઈઓ! ફતેહના સ્વાભાવિક અવાજને થવા દો, થવા દો.

અમારા ફતેહના અવાજ સાંભળ્યા પછી હવે તમારે એ જાણવું જોઇએ કે તમારે માટે ફતેહના સ્વાભાવિક અવાજ કયા? ગરીઓને દાન દેવા માટે ધનવાનનું ધન ખડખડે એ ફતેહના અવાજ છે. નવી નવી જાતના હુન્નરો શોધી કાઢવા માટે કુશળ કારીગરોના હૃદયમાં લોહીના ધબકારા વધે એ ફતેહના અવાજ છે. લોકોને ઉપદેશ આપવા માટે વક્તાઓની જીભમાં સત્યનું જોર વધે એ ફતેહના અવાજ છે. દેશના બચાવ માટે દુશ્મનો સામે વૅાલંટિયરોનાં હથિયારો ખણખણે એ ફતેહના અવાજ છે. ધર્મના ફેલાવા માટે ધર્મગુરુઓ જિગરની લાગણીથી બહાર પડે એ ફતેહના અવાજ છે. બીમારોની સારવાર કરતાં જે ઝડપ વાપરીએ અને જે દિલસોજી દેખાડીએ તે ફતેહના અવાજ છે. દુઃખીઓને દિલાસો આપવા માટે જે ભલાં કામો કરીએ તે ફતેહના અવાજ છે; અને પ્રભુની સેવા કરવા માટે જે નિષ્કામકર્મો તથા જ્ઞાન–ધ્યાન કરીએ તે ફતેહના અવાજ છે. એવા ફતેહના અવાજો છોડીને–એવી સિંહગર્જનાઓ છોડીને, લોંકડીના જેવા ગરીબાઇના, દુઃખના બીમારીના અને મોતના અવાજમાં શું પડ્યા રહો છો? શું એવાં રોદણાં રોવા માટે તમારો અવતાર છે? શું એવાં ચૂંથણાં ચૂંથવા માટે તમે મનુષ્ય બન્યા છો? અને શું એવા નરકમાં પડ્યા રહેવા માટે તમે ઉત્પન્ન થયા છો? નહિ, ભાઈઓ! હું તમને આ સ્વર્ગનો સંદેશો કહું છું કે, તમે પૃથ્વીનું રાજ્ય કરવા માટે પેદા થયા છો; તમોને જગતનું ધણીપણું કરવા માટે પ્રભુના પ્રતિનિધિ તરીકે આ જગતમાં મોકલવામાં આવ્યા છે; તમોને દેવતા બનવા માટે આ દુનિયામાં મોકલ્યા છે અને તમે શ્રીહરિની હજૂરમાં અનંતકાળના મોક્ષધામમાં જઈ શકો તે સારુ તમને મનુષ્ય અવતાર આપવામાં આવ્યો છે. માટે દુઃખના અવાજમાં નહિ પડ્યા રહેતાં ફતેહની ગર્જના કરતાં શીખો, ફતેહની ગર્જના કરતાં શીખો.

## તમે તમારી યોગ્યતા મેળવો, એટલે દેવો તમારી પૂજા કરવા તૈયાર છે

* હું જ્યારે શાંત મગજે નિરાંતે લહેરોની ખૂબીઓ તપાસતો અને તેના સૌંદર્યમાં લીન થતો, ત્યારે મને જણાતું કે, દુનિયાનાં દરેક ધર્મશાસ્ત્રોમાં દેવતાઓ, દેવીઓ, ફિરસ્તાઓ તથા પરીઓના રૂપની, ગુણની અને મોટાઈની જે જે વાતો કહેવામાં આવી છે, તે સર્વે કરતાં સમુદ્રની લહેરોમાં, આકાશના રંગોમાં, વહેતા ઝરાઓમાં અને વસંતનાં ખીલતાં ઝાડોમાં મને વધારે ખૂબી લાગતી હતી; કારણ કે ઘણા દેવોનાં રૂપ માટે મેં કાંઈ કાંઈ ખોડ–ખાંપણની વાતો સાંભળેલી છે, પણ સમુદ્રની લહેરોના રૂપમાં મેં ક્યાંય ખોડ–ખાપણ જોઇ નથી; ઘણાએ ફિરસ્તાઓ લાલચમાં પડી ગયા હતા, એવા હેવાલો મેં વાચેલા છે, પણ કોઇપણ લહેરે પોતાની ફરજ બજાવવામાં વિનાકારણ ગફલત કરી હોય એવું મેં જોયું નથી અને ઘણી દેવીઓ અમુક જાતના વિચારોમાં કે અમુક દેશમાંજ રહી ગયેલી છે એમ શાસ્ત્રોથી જણાય છે, પણ લહેરો તો આખા બ્રહ્માંડમાં અભેદતાથી રમે છે; માટે દેવો કરતાં પણ સમુદ્રની લહેરોમાં વિશેષતા લાગવા માંડી. તેથી મેં એક લહેરને પૂછ્યું કે:

ઓ કુદરતના સમરૂપ! ઓ જ્ઞાનની કૂંચીઓ! ઓ અભેદની દેવીઓ! આટલી બધી ખૂબી તમારામાં ક્યાંથી? દેવતાઓ કરતાં પણ તમારામાં વિશેષતા કેમ છે? એ સાંભળીને એક લહેરે કહ્યું કે, ઓ પ્રભુના કૃપાપાત્રો! તમે દેવોના પણ દેવ છો એ વાત બરોબર રીતે સમજી શકો તે સારુ અમને આવું સૌંદર્ય, આવી નિર્દોષતા, આવી કામગીરી અને આવો અભેદ આપવામાં આવ્યો છે; કારણ કે અમને જોઇને તમને એમ વિચાર થાય કે અમે તો કુદરતનું સ્થૂલરૂપ છીએ અને તેમ છતાં આટલાં બધાં ખૂબીદાર છીએ, ત્યારે તમે તો પોતેજ ખુદ કુદરત છો, તમારો આત્મા એજ કુદરત છે, ત્યારે અમારા કરતાં તમારામાં કેટલું બધું સામર્થ્ય ને કેટલી બધી ખૂબી હોય એ ખ્યાલ તો કરો! અમારા જેવી જડ વસ્તુમાં--અમારા જેવી સ્થૂલ કુદરતમાં જ્યારે તમોને દેવોના કરતાં વિશેષતા લાગે છે, ત્યારે જરાક ઊંડા ઊતરો અને પછી જુઓ કે તમે કોણ છો? તમારી ફરજો બજાવીને અને ત-

* 'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી

મારું સ્વરૂપ ઓળખીને જ્યારે તમે મોક્ષધામમાં જશો ત્યારે તમારું વિમાન કોણ ઉપાડશે? વિષ્ણુના પાર્ષદો કે બીજું કોઇ? એ વિષ્ણુના પાર્ષદો દેવ નહિ તો બીજા કોણ છે? એ દેવો જ્યારે તમારી પાલખી ઉપાડીને સ્વર્ગ સુધી લઇ જાય ત્યારે મોટું કોણ? તમે કે દેવ? પાલખી ઉપાડનાર મોટા કે પાલખીમાં બેસનાર મોટા? અસલના વખતમાં જ્યારે કોઈ પવિત્ર માણસો બહુ આકરું તપ કરતા ત્યારે સ્વર્ગ ડોલાયમાન થતું અને દેવતાઓના રાજા ઇન્દ્રને ફિકર લાગતી કે, આ મારું રાજ્ય લઈ લેશે, તેથી તેઓનું તપ ભંગ કરવા માટે ઇન્દ્ર છળકપટ કરતો, એ હકીકત તમે નથી જાણતા? એ શા માટે? જો દેવોનો રાજા તમારા કરતાં મોટો હોય તો તેને તમારી તરફની એવી ફિકર શા માટે લાગે? માટે ભાઇઓ! અમે તમને આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, તમે દેવોના પણ દેવ છો. સ્વર્ગમાં તમારી પૂજા કરવા સારુ દેવીઓ પૂજાપાના થાળ તૈયાર કરી રહી છે અને તમારા પગ ધોવા માટે દેવતાઓ પાણીના લોટા લઇને ઊભા રહ્યા છે, એટલુંજ નહિ પણ રસજ્ઞ કવિ શુક્રાચાર્ય તમારા મહિમ્નનાં સ્તોત્ર બનાવી રહ્યા છે અને ગુરુ મહારાજ બૃહસ્પતિ તમારી આરતી ઉતારવા તૈયાર થઈ રહ્યા છે તથા દેવોનો રાજા ઇન્દ્ર તમારા હુકમની વાટ જોતો હાથ જોડીને ઊભો રહેલો છે, કારણ કે તમે પ્રભુના પુત્રો છો ને તમારો આત્મા કાંઈ પ્રભુથી જુદો નથી. તમે પોતેજ કુદરત છો, માટે ઓ પ્રભુના પુત્રો! જો ઉપર મુજબ થવા દેવું હોય તો, તમે તમારું સ્વરૂપ સમજીને તમારી અસલની યોગ્યતા મેળવો, અસલની યોગ્યતા મેળવો.

## મનુષ્યની સંપૂર્ણતા-ઈશ્વર પોતે પુરુષરૂપ થયો

* એ પછી મેં જોયું કે આ લહેરોમાં જ્યારે જોઉં ત્યારે આનંદ દેખાય છે, જ્યાંથી જોઉં ત્યાંથી ખૂબસૂરતી દેખાય છે અને જે જે લહેર તપાસું તે દરેકમાં કાંઇક રહસ્ય દેખાય છે. કોઈ પણ પરપોટો એવો નથી કે જેમાં ખુશનુમા રંગ ન હોય, કોઇ પણ ફીણ એવું નથી કે જેની સફેદીમાં કાંઈ ખૂબી ન હોય, કોઇ પણ મોજું એવો નથી કે જેમાં કાંઈ આકર્ષણ ન હોય; લહેરોની ઉપર નાચતી કોઈ પણ નાની લહેર એવી નથી કે જેમાં મનોરંજકપણું ન હોય, લહેરોની ઉપર નાચતી નાની લહેરોમાં પડતાં આકાશનાં

*'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી

પ્રતિબિંબોમાં કોઈપણ પ્રતિબિંબ એવું નથી કે જે મોહક ન હોય અને કિનારા ઉપરની ભીની રેતીમાં કોઈપણ રજકણ એવો નથી કે જેમાં કાંઇક ચમક ન હોય! આવું આવું જોઇને બહુ ખુશી થઇને મેં એક લહેરને પૂછ્યું કે, ઓ સૌંદર્યની દેવિ! ઓ કુદરતની સખી! ઓ નાજુકાઇના નમૂના! આવી ખૂબી તમારામાં કેમ આવી? અમે એવો આનંદ મેળવી શકીએ તેમ છીએ કે નહિ? ત્યારે તે લહેરે કહ્યું કે, ઓ મહાશક્તિ સાથેના સંબંધવાળાં મનુષ્યો! ઓ અનંતતામાં રમી શકો એવાં મનુષ્યો! ઓ સૌંદર્યના નમૂનાઓ! તમે કોણ છો, એ તમને ખબર છે? તમે આનંદના અવતાર છો. તમે સુખના સમુદ્ર છો. તમે દેવોના દોસ્ત છો. તમે સ્વર્ગના વારસદાર છો. તમે પ્રભુના પ્રતિનિધિ છો, તમે આ જગતની સૌ વસ્તુ કરતાં શ્રેષ્ઠ છો અને તમે સૌંદર્યના દેવ છો એટલે જગતનું સર્વ સૌંદર્ય તમારાથી ઊતરતું છે. તે માટે વેદમાં એમ કહેલું છે કેઃ

પ્રભુએ જુદી જુદી જાતની વનસ્પતિ તથા પ્રાણી બનાવ્યાં; પણ એ જોઇ આત્માએ કહ્યું કે, એ અમારે માટે યોગ્ય નથી; પછી પ્રભુએ ગાય બનાવી; ત્યારે આત્માએ કહ્યું કે, એ અમારે લાયક નથી; પછી ઘોડો બનાવ્યો, ત્યારે આત્માએ કહ્યું કે, એ પણ હજી બરાબર નથી; પછી ઈશ્વરે પુરુષ બનાવ્યો, ત્યારે ખુશી થઇને આત્માએ કહ્યું કે, એ સ્વરૂપ બરાબર છે, એ આકાર અમારે લાયક છે. એમ કહીને આત્માએ તેમાં પ્રવેશ કર્યો. આવી રીતે મનુષ્યદેહ આત્માની પસંદગીનું ને સંપૂર્ણતાનું રૂપ હોવાથી દેવોને પણ મનુષ્યના જેવાજ આકારના બનાવવામાં આવ્યા છે. વળી શાસ્ત્રમાં એમ પણ કહ્યું છે કે, પ્રભુએ પોતે પોતાને માટે પુરુષનો આકાર પસંદ કર્યો, તેથી તે પુરુષોત્તમ કહેવાય છે, એટલુંજ નહિ પણ જો માણસો પોતાનું સ્વરૂપ સમજે તો નરનો નારાયણ –જીવનો શિવ–ને આત્માનો પરમાત્મા થઈ શકે, એવી દયાળુ પ્રભુએ પવિત્ર શાસ્ત્રોમાં ખુલ્લી કબૂલાત આપેલી છે. આવી સંપૂર્ણતાવાળો મનુષ્યદેહ છે. માટે ઓ ભાઇઓ! તમારી ખૂબીઓ આગળ અમારી ખૂબી કાંઈજ વિસાતમાં નથી, તમારી શક્તિઓ આગળ અમારી શક્તિ કાઇજ હિસાબમાં નથી, તમારા જ્ઞાન આગળ અમારું જ્ઞાન કાંઈજ કામનું નથી અને તમારા સાચાપ્રેમ આગળ અમારો જડ અભેદ જરા વાર પણ ટકી શકે તેમ નથી.

માટે અમે તમને આ સ્વર્ગનો સંદેશો કહીએ છીએ કે, જો તમે નિર્દોષ બનો, જો તમે અભેદ રાખો, જો તમે સ્નેહ રાખો અને જો તમે તમારું જ્ઞાન વધારો તો તમે આ જગતની સર્વ વસ્તુઓના સરદાર છો, દરેક ચીજો તમારા હુકમમાં રહેવા માટે અને તમને આનંદ આપવા માટે પેદા થઈ છે; જગતના ભેદોની કોઈ પણ ચાવી પ્રભુએ પોતાની પાસે રાખી મૂકી નથી, બધીએ ચાવીઓ તમારે માટે આ જગતમાં ફેંકી દીધેલી છે; માટે જેમ જેમ તમે નિર્દોષ થતા જશો તેમ તેમ એ ચાવીઓ મેળવી શકશો અને જેમ જેમ એ ચાવીઓ મેળવતા જશો તેમ તેમ તમારો આનંદ વધતો જશે, તથા અમારા કરતાં લાખોગણા શ્રેષ્ઠ થઈ શકશો. માટે અમારી ખૂબીઓ જો તમને ગમતી હોય તો તમારું અસલનું સચ્ચિદાનંદ સ્વરૂપ સમજીને અમારા જેવાં નિર્દોષ અભેદમાર્ગી થાઓ; એટલે સ્વર્ગ તમારુંજ છે, પ્રભુ તમારોજ છે અને તમે પ્રભુનાજ છો.

## ખરા ગુરુ કોણ?

મહાદેવ શાસ્ત્રીની આ વાતો સાંભળીને હું બહુ અજબ થયો, તેને માટે મને બહુ માન ઉત્પન્ન થયું અને મને એમ લાગી ગયું કે ખરેખર આ એક મહાત્માજ છે. જો એમ ન હોય તો તેની વાણીમાં આવું દૈવી તત્ત્વ આવી શકે નહિ. મનુષ્યજાત ઉપર જેનો આટલો બધો પ્રેમ હોય, આત્મિકબળ માટે જેના આવા ઉચ્ચ વિચારો હોય, જે કુદરતમાંથી જ્ઞાન મેળવી શકતા હોય અને જે સર્વશક્તિમાન મહાન પ્રભુને સાથે રાખીને જગતના કલ્યાણના રસ્તા બતાવતા હોય તે દુનિયાએ નમવા યોગ્ય છે. અમે તેના શિષ્ય થવાને તૈયાર છીએ, કારણ કે અમારું અંતઃકરણ પણ એજ બાબતો માગે છે, માટે જે અમને એવા રસ્તા બતાવે તે અમારા ગુરુ છે. ભાઈ! મહાદેવશાસ્ત્રી માટે મને મારા મનમાં એટલું બધું લાગી ગયું તેનું કારણ એ છે કે હું જે બાબતો માટે મારા મનમાં વિચાર કરતો હતો તેજ બાબતો તેણે કહી હતી અને તે પણ એવી સરસ રીતે કે એ પછી મારા મનમાં કાંઈ શંકાજ રહી નહિ; તેથી મારામાં નવું બળ આવી ગયું અને મારો રસ્તો સરળ થઈ ગયો. પ્રભુએ માણસોને અદ્‌ભુત શક્તિ આપીનેજ આ દુનિયામાં મોકલ્યાં છે, એમ હું માનતો હતો, તેને ઉપલા વિચારોથી બહુ મોટો ટેકો મળ્યો; એટલુંજ નહિ પણ એ મહાશ-

ક્તિઓને ખીલવવા માટે શું ઉપાયો લેવા, તે પણ મને સમજાઇ ગયું; તેથી મેં ઠરાવ કર્યો કે હવે આપણા બંધુઓમાં જેમ કેળવણી વધે તેમ કરવું, કારણ કે જ્ઞાન વિના દૈવી શક્તિઓનો મોટો લાભ લઇ શકાતો નથી અને છતાં સાધનોએ મોટો લાભ ખોઈ નાખવો એ અપરાધ કાંઇ જેવો તેવો નથી. મને તો એમ લાગે છે કે, કોઇ પણ છોકરું તેની સ્થિતિના પ્રમાણમાં ભણ્યા વિનાનું રહે એ આપણી ઉપર અને આપણા દેશની ઉપર એક શાપ સમાન છે. માટે દરેક માણસની ફરજ છે કે, જેમ બને તેમ આપણા બંધુઓમાં સાચી કેળવણી વધે એવા ઉપાયો લેવા જોઇએ. જ્યાં-સુધી એ બાબત ઉપર વધારેમાં વધારે ધ્યાન અપાશે નહિ ત્યાં-સુધી આપણી ઘણીએ શક્તિ ફોકટ ચાલી ગયા વિના રહેશે નહિ અને જ્યાંસુધી શક્તિ ફોકટ ચાલી જાય ત્યાંસુધી આપણી પોતા-ની, આપણા દેશની કે આપણા ધર્મની ઉન્નતિ થઇ શકશે નહિ; માટે આપણા બંધુઓમાં કેળવણી વધે એવા ઉપાયો લેવાનો મેં ઠરાવ કર્યો. પણ અફસોસ કે ઘણી મુદત સુધી એ ઠરાવ મારા મનમાંજ પડયો રહ્યો, હું તે પ્રમાણે અમલ કરી શકયો નહિ; કારણ કે જેવું મારામાં વિચાર કરવાનું બળ હતું, તેવું કામ કરવાનું બળ નહોતું; તેથી મારા ઠરાવ પ્રમાણે વર્તતાં હું શર-માયો કરતો હતો; મારી યોજના પાર પડશે કે નહિ, તેને માટે હું ઢચુપચુ હતો; લોકો મારે માટે શું કહેશે, તેની હું ફિકર રાખ્યા કરતો; આવી રીતે બહાર પડતાં કોઇ ઠેકાણે મારું અપ-માન થશે તો? એમ મનમાંથી ડર્યા કરતો; મારા કામમાં હું પાછો પડીશ તો કેવો બેઆબરૂ થઈશ? તેના માઠા વિચારો આ-વતા; કોઈ વખત એમ પણ લાગતું કે મારા કરતાં ઘણાએ મોટા વિદ્વાન, ઘણાએ ધનવાન ને ઘણાએ સત્તાવાન પડેલા છે, તેઓ કાંઇ કરી શકતા નથી, ત્યારે હું શું કરી શકીશ? તેઓની આગળ હું શું વિસાતમાં છું? તેઓ કાંઈ નથી કરતા ત્યારે મને શું ગરજ? ઊલટા તેઓ મારી અદેખાઇ કરશે ને નાહકના કનડશે, એ કરતાં ઘર પકડીને બેઠા રહીએ તો સારું, એવા નબળા વિચારો પણ આવી જતા; કોઇ વખત એમ લાગતું કે મારી યોજના બહુ ઉત્તમ છે, પણ અજ્ઞાની લોકો તે કેમ માનશે? તેમને ગળે એ સાચી વાતો કેમ ઉતરાવી શકીશ? એવી ગણતરી હું કર્યા કરતો; કોની મદદ મેળવું તો કામ થાય, એ જાણવા માટે દોસ્તો-

ની સલાહ પૂછ્યા કરતો; જેની મદદની આશા રાખું છું તે મદદ આપશે કે નહિ, એ સવાલ વારે વારે મારા મનમાં ઊભો થતો; હમણાં કદી કામ શરૂ થઈ જાય પણ પાછળથી તે નભી શકશે કે નહિ, તેનો નિર્ણય થઇ શકતો નહિ; હું હાલ જેવી સ્થિતિમાં છું તેવી સ્થિતિમાં પાછળથી રહી શકીશ કે નહિ? જો સંયોગો બદલાઈ જશે તો મારા શું હાલ થશે? એ ફિકર થયા કરતી. કોઇ કોઇ વખત એમ પણ લાગી આવતું કે મારી યોજના પ્રમાણે કદી થોડાંઘણાં છોકરાં ભણતાં શીખે તોપણ એટલાથી દેશનું શું દારિદ્રય ફીટી જશે? વળી કોઇ વખત એમ પણ લાગતું કે શું આ કામ કરતાં બીજાં મોટાં કામો કરવાનાં નથી કે આમાંજ હું પડયો રહું? આવી રીતે ઘણી જાતના વિચારો આવતા, પણ કાંઇ નિર્ણય થઇ શકતો નહિ. એ પછી જ્યારે કામ કરવાનો ઠરાવ કર્યો ત્યારે પણ પાછું એમ બનતું હતું કે, હમણાં નહિ, દિવાળી પછી વાત! દિવાળી આવે ત્યારે એમ લાગતું કે હમણાં બરોબર અનુકૂળતા નથી, હોળી ઉપર વાત; હોળી આવે ત્યારે એમ વિચાર થતો કે વૈશાખ મહિનામાં અખાત્રીજનું વગર પૂછ્યું મુહૂર્ત. અખાત્રીજ ખાલી જવા દેવીજ નહિ! અખાત્રીજ આવે ત્યાં કાંઈક બીજું બહાનું મળી જતું, એટલે વળી બે મહિના ઉપર વાત જતી અને બે મહિના થાય ત્યાં ચોમાસું આવી જતું! ચોમાસામાં તો ખેડૂતોને કામનો મહિનો, એટલે ભણવાનું બને નહિ, માટે હવે દિવાળી ઉપર વાત! કામ કરવાનો ઠરાવ કર્યા પછી પણ આવી રીતે આજ-કાલ કરતાં કરતાં મેં બે વરસ કાઢી નાખ્યાં, પણ હું કાંઇ કરી શકયો નહિ. એ પછી બંગાળાના એક દેશી રાજાને ત્યાં પાટવીકુંવરનાં લગ્ન થયાં. એ રાજા સાથે અમારા રાજાને સારો સ્નેહ હતો તેથી ત્યાં પોશાક આપવા સારુ એક અધિકારીને મોકલ્યા. તે અધિકારી સાથે મને પણ ત્યાં જવાની તક મળી. એ વખતે ત્યાં ભલી લાગણીવાળી એક વિદ્વાન બાઇનું કામ જોઇને મારી જિંદગી ઉપર બહુ સારી અસર થઇ અને ત્યારથી મારું જીવન બદલાયું; કારણ કે તેના સત્સંગથી મારા ઢચુપચુ ઠરાવમાં નવું બળ આવ્યું.

---

## ૯૧–શારદાદેવી

એ બાઇનું નામ શારદાદેવી હતું. તે બહુ ખાનદાન કટુંબની

અને જુવાન હતી. તેનો વર પણ બહુ ભણેલો અને સારા હોદ્દા ઉપર હતો. એ બાઈ પોતાની બહેનપણીઓને સુધારવા માટે જે મહેનત લેતી હતી તે તો અવધિજ! મેં મારી જિંદગીમાં કોઇ પણ એવી ભલી બાઈ જોઈ નથી. એવી ખૂબસૂરતી, એવી નાજુકાઇ, એવી શ્રીમંતાઈ એવું ઊંચું કુળ, એવું જ્ઞાન, એવું સ્નેહી જોડું અને બીજાઓને અદેખાઇ ઉત્પન્ન થાય તેવી દરેક પ્રકારની સગવડતા છતાં એટલી બધી નમ્રતા, એટલી બધી પવિત્રતા અને એટલી બધી ભલાઈ કે, એ જોઇને કોઈ પણ માણસને અજાયબી લાગ્યા વિના રહે નહિ. "સ્ત્રીઓની ઉત્તમતા" નામે ચોપાનિયાની તે અધિપતિ હતી. એ સિવાય "સ્ત્રીઓની બપોરની શાળા" તથા "ઘરસંસારી કામકાજો શીખવનારી શાળા"ની તે માલિક હતી. એ બે ખાતાં તેની પોતાની દેખરેખ નીચે તેનાજ ઘરમાં ચાલતાં હતાં. બપોરની શાળામાં પરણેલી સ્ત્રીઓને એક વર્ગમાં શરૂઆતની કેળવણી આપવામાં આવતી હતી, એક વર્ગમાં સંસ્કૃત તથા અંગ્રેજી શીખવવામાં આવતું હતું. એક વર્ગમાં નીતિ–ધર્મનું વાચન ને ઉપદેશો ચાલતા હતા તથા બચ્ચાંઓને કેમ ઉછેરવાં તેની સમજણ આપવામાં આવતી હતી. એ વર્ગમાં પોતપોતાના વિચારો જણાવવાની તથા સવાલજવાબ પૂછવાની સૌને વારાફરતી રજા આપવામાં આવતી હતી, એટલુંજ નહિ પણ જેની મરજી હોય તે સ્ત્રી એ ત્રણે વર્ગમાં અથવા જેને જે પસંદ હોય તે વર્ગમાં દાખલ થઇ શકતી હતી. એ બન્ને શાળાનું કામ દરરોજ બપોરના બાર વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી ચાલતું હતું. એ ટાઇમની અંદર જ્યારે પોતાનાં ઘરના કામકાજમાંથી પરવારે ત્યારે સ્ત્રીઓ આવે, એવી છૂટ હતી. ઘરસંસારી કામકાજ શીખવનારી શાળામાં હાથનું તથા સંચાનું ભરતકામ ને ગૂંથણકામ, રસોઇ બનાવવાનું કામ, ચિત્રો વગેરેનું નકશીકામ, ઘાસની બાસકિટો ગૂંથવાનું કામ, ઝાડ–પાનનાં બીજ વાવવાં, પાણી પાવું, ખાતર નાખવું તથા રોપા ઉછેરવા ને ફૂલોના હારતોરા બનાવવા વગેરે માળીનું કામ, બીમારોની સારવાર કરવાનું કામ, દાગીનાઓ તથા વાસણો પાલીસ કરવાનું કામ, વાસણો ઉપર પાલીસ ચઢાવવાનું કામ, ટાઇપરાઇટીંગનું કામ, કપડાં વેતરવાં તથા સીવવાનું કામ અને ઘરસંસારી કામકાજમાં જ્યારેત્યારે ઉપયોગમાં આવે એવા ઘણી જાતના સહેલા પ્રયોગો શીખવવા-

માં આવતા હતા. એ સિવાય એ ખાતામાં સ્ત્રીઓને અક્ષરોનાં બીબાં ગોઠવવાનું કામ શીખવવામાં આવતું હતું. આ બધાં કામો-માંથી જેની જે મરજી પડે તે કામ શીખે એવી છૂટ હતી. કંપોઝનું કામ જોઇને મેં પૂછ્યું કે, આનો શું ઉપયોગ? આપણી સ્ત્રીઓ ક્યાં નોકરી કરવા જાય તેમ છે? ત્યારે શારદા બહેને કહ્યું કે, અમે અહીં એવો બંદોબસ્ત કરેલો છે કે જે બાઇને કંપોઝ કરતાં આવડે તેને જો કામ જોઇતું હોય તો પ્રેસવાળાઓ તેને ઘેર અર્ધા ફૉર્મના ટાઈપનું ચોકઠું ને છાપવાનું લખાણ મોકલી આપે, તેથી સ્ત્રીઓ પોતાની ફુરસદે કંપોઝ કરી રાખે. તે પછી નિમેલે વખતે પ્રેસવાળાનું માણસ તે લઈ જાય છે, ને બીજા ટાઇપનું ચોકઠું તથા લખાણ આપી જાય છે. અમે જોયું છે કે, નિવૃત્તિએ છાપવાનાં લખાણોમાં આથી બહુ ફાયદો થાય છે, કારણ કે સ્ત્રી-ઓ પોતાની ફુરસદને વખતે બહુજ ઓછા ભાવથી કંપોઝ કરી શકે છે, એથી પ્રેસવાળાને ફાયદો થાય છે અને સ્ત્રીઓને પોતાની ફુરસદનો સદુપયોગ થાય છે, તેથી મહેનતના પ્રમાણમાં થોડા-ઘણા પૈસા મળ્યા કરે છે. જો કે આમ કરવાથી પ્રેસવાળાને વધારે ટાઈપ રાખવા પડે છે, પણ એ ખર્ચનો બદલો થોડા ખર્ચમાં વધારે કંપોઝ થાય તેથી વળી રહે છે. માટે અહીંના છાપખાના સાથે અમે એ જાતનો બંદોબસ્ત કરેલો છે. મને આ યોજના બહુ સારી લાગી અને એમ વિચાર થયો કે હિંદુસ્તાનમાં દરેક મોટા શહેરોમાં આવી યોજના થાય તો કેવું સારું? એથી સ્ત્રી-ઓને કેટલું બધું ઉત્તેજન મળે? અને પુસ્તકો કેટલાં બધાં સસ્તાં છાપી શકાય?

## શિક્ષણની રીતિ

"ઘરસંસારી કામકાજ શીખવનારી શાળા" માં જે શિક્ષણ આપવામાં આવતું હતું તે માત્ર મોઢાની વાતોનું કે ચોપડીઓનું નહિ પણ અનુભવનું શિક્ષણ આપવામાં આવતું હતું. માળીકામને માટે ત્યાં મોટો બગીચો હતો. એ બગીચામાં એક એક નાનો નાનો ક્યારો અથવા થોડી થોડી કૂંડીઓ તેમાં કામ શીખતી દરેક સ્ત્રી-ઓને આપવામાં આવતાં હતાં. ત્યાં સ્ત્રીઓ જ્યારે પોતાને હાથે રોપાને પાણી પાય, ખાતર નાખે, ઝાડોને સરખી રીતે કાપે અને હાથે ગૂંથેલી નાની નાની બાસકિટોમાં સુંદર ફૂલો વીણે, તથા ઉત્તમ રીતે જુદી જુદી ફૅશનથી તેને ગૂંથે, ત્યારે એ દેખાવ બહુ

મનોરંજક લાગતો હતો. દર્દીની સારવાર કરવી, તે શીખવવા માટે પણ કંઇ મોંની વાતો નહોતી, પણ ગામમાં રખડતાં નિરાધાર ગરીબ રોગીઓ માટે ત્યાં હમેશાં પાંચ ખાટલા રહે, તેવો બંદોબસ્ત રાખ્યો હતો. એ રોગીઓને દવા આપવાનું કામ, તે દવાઓ તૈયાર કરવાનું કામ, પાટાપટ્ટીનું કામ તથા નર્સ તરીકેનું બધું કામ ત્યાં શીખવવામાં આવતું હતું. એ સિવાય તે દર્દીઓને જે ખોરાક અપાય તે પણ ત્યાંના રસોઈ શીખવવાના ખાતામાં એ સ્ત્રીઓજ બનાવતી હતી. એ રસોઈખાતું પણ જોઇને ખુશી થઇએ તેવું હતું. માત્ર તેની બહારની સફાઈ જોઈને ખુશી થઇએ એટલુંજ નહિ, પણ જ્યારે તેનો સ્વાદ ચાખીએ ત્યારે તો એમજ થઈ જાય કે વાહરે વાહ! ધન્ય છે, આ સદ્ગુણી સ્ત્રીઓને! કપડાં સીવવાનું તથા ભરવાનું ને ચિત્રકામનું ખાતું પણ ખાસ જોવા જેવું હતું. એ સિવાય ગાવા-બજાવવાનું કામ, બીજાં કેટલાંક નકશીકામ તથા ઘરસંસારી સહેલા રસાયણી પ્રયોગોનું ખાતું જોઇને હું બહુ અજબ થયો હતો. આ બધાં કામમાં જે ઉત્સાહ, જે નિયમિતપણું, જે પરમાર્થવૃત્તિ અને જે અંતરની લાગણીનો ઉમળકો દેખાતો હતો તે કાંઇ ઓરજ હતો! ત્યાંના દરેક ખાતામાં જાણે કાંઇક ખાસ ખૂબી હોય, ત્યાંના દરેક કામમાં જાણે વીજળીની અસર હોય અને ત્યાંની દરેક બ્હેનોમાં જાણે નવું જીવન આવ્યું હોય એમ લાગતું હતું. આ બધું જોઇને મને બહુ અજાયબી લાગી અને એમ વિચાર થયો કે ઘરસંસારની ઉપાધિવાળી એક નાજુક બાઈ આટલો બધો બોજો કેમ ઉપાડી શકતી હશે? આ ખાતાંઓ પાછળ કેટલી બધી મહેનત કરવી પડે? કેટલું બધું ખરચ કરવું પડે? કેટલાં બધાં માણસોનાં મન વશ કરવાં પડે? કેટલું બધું ખમવું પડે? અને કેટલો બધો મોટો ભોગ આપવો પડે? તે માત્ર મોઢેથી વાતો કરવાવાળાં કે માત્ર બહુ ચોપડીઓજ વાંચવાવાળાં માણસો સમજી શકે નહિ; એ તો અનુભવીઓજ જાણી શકે. આ સિવાય શારદાબહેન કેટલીક કન્યાશાળાઓની પણ દેખરેખ રાખતાં હતાં અને તે દેખરેખ માત્ર નામનીજ નહિ અથવા છાપામાં નામ છપાવવાનીજ નહિ, પણ ઊંડી અસર કરે તેવી હતી. એની દેખરેખ નીચે ચાલતી કન્યાશાળામાં પણ કાંઇક ગૂઢ તત્ત્વ કામ કરી રહ્યું હતું, કારણ કે એનાં કામો કાંઇ બહારની ફેશન પ્રમાણેનાં કે "હોતી હૈ, ચલતી હૈ"

જેવાં નહોતાં, પણ અંતરની પ્રેરણા પ્રમાણેનાં અને આત્મિક-બળવાળાં હતાં; એટલે આપણે સમજી શકીએ તેવું અદ્ભુત બળ તેમાં હતું.

## હું મારી જિંદગી સુધારી શકું એવું કાંઇક તત્ત્વ મને બતાવો

પોતાની બહેનપણીઓને સુધારવા માટે શારદાબહેનના મનમાં પ્રેમની એવી ઊંડી લાગણી હતી કે એ લાગણીનો આપણને ખ્યાલ પણ આવી શકે નહિ; કારણ કે આપણે તો હજી બહાર ફેંકીદેવા લાયક છાલ ગોટલાઓમાંજ રહી ગયેલા છીએ, અંદરનો રસ ચૂસનારાંઓ તો જુદાંજ છે, ઇશ્વરીસ્નેહનો આનંદ લૂંટનારાંઓ તો બીજાંજ છે. જેને એ રસનો આનંદ મળી ગયો છે તે કાંઈ આપણી પેઠે આપલપોપલિયાંમાં રહી જાય નહિ; તેનું જીવન તો બદલાઇ જાય છે, તેની કામ કરવાની શક્તિમાં ઇશ્વરીબળ આવી જાય છે, તેની બુદ્ધિમાં દૈવી સત્ત્વો આવી જાય છે. તેની અંતરપ્રેરણા બરોબર પ્રતિબિંબ ગ્રહણ કરી શકે તેવી–સાફ કરેલા અરીસા જેવી થઇ જાય છે, તેના અંતરનો ગુપ્ત .ઇશ્વરીઅવાજ પકડી રાખવા માટે તેનું હૃદય મોટામાં મોટા ને સરસમાં સરસ ફોનોગ્રાફ જેવું થઇ જાય છે અને એની દૃષ્ટિમાં એવું બળ આવી જાય છે કે જ્યાં જ્યાં એની નજર પડે ત્યાં ત્યાં અજબ જાતની ભભક ભરેલી વીજળીજ ફેલાઇ જાય છે; એટલુંજ નહિ પણ ઇશ્વરીસ્નેહને લીધે તેનામાં એવું આકર્ષણ આવી જાય છે કે, કાંઇ પણ ખાસ કારણ વિના સ્વાભાવિક રીતેજ, હજારો માણસો તેના મદદગાર થઇ જાય છે. આવાં માણસો વિરલજ હોય છે. શારદાદેવી તેમાંની હતી, માટે હું તેના સ્નેહમાં સ્વાભાવિક રીતે ખેંચાયો હતો. બીજું એ પણ ખરું કે હું પણ કાંઇક કરવા ઇચ્છતો હતો, પણ તે કરી શકતો નહોતો, માટે એવાં માણસોની મદદની મને જરૂર હતી, અને શારદાબહેન પણ મારા જેવા વિચારનાં માણસો શોધતાં હતાં કારણ કે સરખા વિચારનાં ઘણાં માણસો મળવાથી ઘણું વધારે કામ કરી શકાય છે. એવી અંતરપ્રેરણાવાળું એક માણસ હોય તેની સાથે બીજું તેવુંજ મળવાથી માત્ર બે નથી થતાં પણ બે એકડા જોડે મળવાથી અગિયાર થાય છે અને એવાં બે માણસ હોય તેમાં તેવું એક ત્રીજું મળવાથી માત્ર ત્રણ નહિ પણ બગડાની ઉપર એકડો એટલે એકવીસ થાય છે, તથા એવાં ત્રણ માણસમાં ચોથું

મળે એટલે ત્રણ ને એક ચાર નહિ, પણ ત્રગડાની ઉપર એકડો ચડે એટલે એકત્રીસ થાય છે. આવી રીતે સરખા વિચારના એક એક માણસ મળવાથી દસદસગણું બળ વધતું જાય છે, માટે ઈશ્વરીસ્નેહવાળાં માણસો પોતાના જેવાં માણસો જગતમાં વધારવા ઇચ્છે છે, તેથી દુનિયાદારીના બહારના વિવેક પ્રમાણે હું શારદાદેવીના દરજ્જાને યોગ્ય નહોતો તોપણ વિચારોની એકતાથી અમારી વચ્ચે બહુ જલદી સ્નેહ થઇ ગયો; તેથી ખુલ્લા દિલે મેં તેમને કહ્યું કે, બહેન, તમારી પેઠે હું પણ આપણા બંધુઓની સેવા કરવા માટે તેઓમાં કેળવણી વધારવા ઇચ્છું છું, પણ મારામાં હજી એટલી જાહેર હિંમત નથી, મારામાં હજી એટલું બળ નથી અને હું મારા મનમાં ડર્યા કરું છું, તેથી કાંઇ કરી શકતો નથી. એ બાબતના મને બહુ વિચારો આવે છે, એને માટે યોજનાઓ પણ સારી સારી ગોઠવી રાખી છે અને એ કામ કરવા માટે મેદાન પણ બહુ મોટું છે, છતાં પણ હું બહાર પડી શકતો નથી. બહેન! મને કહો કે તમે આટલું બધું કામ કેમ કરી શકો છો? તમારામાં એ બળ કેમ આવ્યું? તમારા દાખલાથી હું મારી જિંદગી સુધારી શકું એવું કાંઈક તત્ત્વ મને બતાવો.

---

## ૯૨–પુનુ સ્વામી નાયડુ

શારદા બહેને કહ્યું: ભાઈ! હું પ્રથમ તમારા જેવીજ હતી, બલ્કે તમારા કરતાં પણ વધારે નબળી હતી; કારણ કે આપણા દેશમાં અને આપણા લોકોના રિવાજોમાં સ્ત્રી અને પુરુષના છૂટાપણામાં કેટલો બધો ભેદ છે, એ કાંઈ તમારા ધ્યાન બહાર નથી. એવા ભેદને લીધે હું તમારા કરતાં વધારે બંધનમાં હતી; પણ ઈશ્વરકૃપાથી ઈશ્વરીસ્નેહને લીધે એ બધાં બંધનો તૂટી ગયાં છે અને એમાં મારી કાંઇ ખૂબી નથી, પણ એ ઈશ્વરની દયા છે, કારણ કે કયા માણસને પ્રભુ કયે રસ્તે મદદ કરશે, એ કોણ જાણી શકે છે? હું પુનુ સ્વામી નાયડુ નામે મદ્રાસી ગૃહસ્થ પાસેથી કર્તવ્ય બજાવવાનો ઉપદેશ લઈ શકી છું. એ ગૃહસ્થ મારા વહાલાના કૉલેજના મિત્ર છે. તેઓ અગાઉ કલકત્તાની કૉંગ્રેસ વખતે ત્યાં થઇને અમારે ત્યાં આવ્યા હતા, ત્યારે મને તેમના સત્સંગનો લાભ મળ્યો હતો. તેઓ કેદીઓને સુધારવાનું મહાપુણ્યનું કામ

કરે છે. તેમની હકીકત જાણવા જેવી છે.

## નવી રોશની

મેં તેમને પૂછ્યું કે, ભાઇ ! કેદીઓને સુધારવાનું પ્રથમ તમને કેમ સૂઝયું ? ત્યારે તેણે કહ્યું કે, 'નવી રોશની' નામે માસિકપત્રનો હું અધિપતિ હતો. એ પત્રના આગળ વધેલા છૂટા વિચારો અમુક વર્ગના લોકોને પસંદ પડતા નહોતા, માટે તેઓ કોઈપણ રીતે એ પત્ર દાબી દેવા ઇચ્છતા હતા, તેથી તેઓની લાગવગનો હું ભોગ થઈ પડ્યો. અમોને હેરાન કરવાની મતલબથીજ એક જણાએ બદનક્ષીની ફરિયાદ માંડી. અમારી નિષ્ઠા ભલી હતી, પણ અમારાં વચનો સખ્ત હતાં, તેથી અમારા અંતરના હેતુઓ જોયા વિના બહારના શબ્દો જોઇને એકતરફી દોરવાઇ ગયેલા ન્યાયાધીશે મને ત્રણ મહિનાની કેદની શિક્ષા કરી. એ વખતે તો મને બહુ વસમું લાગ્યું; નિઃસ્પૃહીપણે દેશની સેવા બજાવતાં આવું કડવું ફળ ભોગવવું પડે એ ઘા કાંઇ જેવો તેવો નહોતો; પણ થોડા દિવસમાં એ દુઃખ ખમવાની પ્રભુએ મને ધીરજ આપી અને પછી તો એ દુઃખથીજ મને બહુ મોટો ફાયદો થયો; એટલુંજ નહિ પણ મને એમ લાગ્યું કે આ કામમાં પ્રભુનો હાથ છે, મને સારો ચાન્સ આપવા સારુજ આ તક આપવામાં આવી છે, કારણ કે એ પ્રસંગથી કેદીઓનાં દુઃખો હું સમજ્યો. એ દુઃખો જોઇને મારા હૃદયમાં દયાની લાગણી જાગૃત થઇ અને એ લાગણી જાગૃત થયા પછી મારું જીવન બદલાયું. મને લાગ્યું કે અરે પ્રભુ ! માણસો આટલી બધી અધમતામાં ! આ દુનિયામાંજ નરક ! આપણા બંધુઓની પશુઓ કરતાં પણ વધારે ખરાબ સ્થિતિ ! અરે, હાય ! હાય ! ઉત્તમ મનુષ્યજિંદગીના આ હાલ ! જીવતાં છતાં નરકમાં ! હે પ્રભુ ! આ નરકમાં પડેલાઓનો કાંઈ ઉપાય છે કે નહિ ?

## કેદખાનું એટલે શું ?

શું કેદખાનું એટલે મનુષ્યને હેવાન બનાવવાનું ખાતું ? નહિ, નહિ; એમ ન હોય. બેશક, અપરાધી મનુષ્યને સખ્ત શિક્ષા કરવાની જરૂર છે, પણ શિક્ષાનો અર્થ કાંઈ એવો નથી કે ગુનેગારની લાગણીઓ કઠોર બનાવી તેને મનુષ્યસ્વભાવમાંથી બાતલ કરી નાખવો. શિક્ષા શબ્દનો અર્થ અને શિક્ષાનો હેતુ એજ છે કે, અપરાધીઓને સુધારવા. શિક્ષાનો હેતુજ એ છે કે

તેઓને ફરીથી ગુનો કરવાનું મન ન થાય તેવા બનાવવા. શિક્ષાનો હેતુજ એ છે કે તેઓને તેમની ભૂલ સમજાવવી. શિક્ષાનો હેતુજ એ છે કે તેઓને કર્તવ્યમાં લગાડવા. શિક્ષાનો હેતુજ એ છે કે તેઓને ધર્મમાં લાવવા. શિક્ષાનો હેતુ કાંઈ એવો નથી કે નિર્દયપણું રાખવું, ક્રૂર થવું, જુલમ કરવો અને માણસોમાં જે મનુષ્ય તરીકેની લાગણીઓ છે તેને દાબી નાખવી. બહેન! આ કરતાં વધારે ખરાબી બીજી કઈ? અને તેમ છતાં પણ હાલમાં શું થાય છે? જ્યાં જોઇએ ત્યાં જેટલી બની શકે એટલી સખ્તાઈથી કેદીઓની સાથે વર્તવામાં આવે છે. કઠોર દેખાવવાળા અને કરડી નજરવાળા, ભરેલી રાઈફલ તથા તે ઉપર ચઢાવેલી સંગીનવાળા પહેરેગીરો વચ્ચે તેઓને રહેવાનું હોય છે. વાતવાતમાં તેઓને ડંડા મારવામાં આવે છે, પગલે પગલે તેઓને નિર્દયતાનો અનુભવ થાય છે, ખાવામાં તેઓની ઉપર અંકુશ હોય છે; પાણી પીતાં પણ તેઓને ફિકરમાં રહેવું પડે છે, સૂવામાં તો તેઓના બારજ વાગે છે; તેઓ એકબીજા સાથે છૂટથી વાતચીત પણ કરી શકતા નથી, અને શરીરની કુદરતી હાજતો માટે પણ તેઓની ઉપર સખ્તાઇ હોય છે. ઘણે ઠેકાણે તેઓને રહેવાનાં મકાનો ભુત પણ બીને ભાગી જાય તેવાં હોય છે. ટૂંકમાં એજ કે સુખ શું વસ્તુ છે? ભલી લાગણી કેવી હોય છે? માણસોની સાથે કેવી લાયકીથી વર્તવું જોઇએ? એકબીજાના અપરાધો કેમ માફ કરવા જોઇએ? મનુષ્યજિંદગીની ઉત્તમતા શું છે? અને ધર્મ શું છે? એ દરેક બાબત કે જે ખાસ જરૂરની છે તેનાથી તેઓ બિલકુલ અજાણ્યા રહે છે; અને તેને બદલે દરેક પગલે, દરેક ઘડીએ, દરેક પ્રસંગે અને દરરોજ તેઓને કઠોરપણાનોજ અનુભવ થાય છે. ઉપદેશનો એકે શબ્દ તેઓને કાને પડતો નથી, ભલાઇનો એકે દાખલો ત્યાં તેઓના જોવામાં આવતો નથી, સત્સંગની જરા પણ ખૂબી તેઓ અનુભવી શકતા નથી અને હમેશની સખ્તાઈમાં દબાઇ જવાથી પ્રભુના કાંઈ પણ વિચારો તેઓને આવી શકતા નથી. આનું પરિણામ શું? એનું પરિણામ એજ કે, આપણી શિક્ષા અને શિક્ષાના હેતુઓ વ્યર્થ જાય છે અને એથી ઊલટું જ પરિણામ થાય છે; એથી ગુનેગારો ઊલટા વધારે ગુના કરતાં શીખે છે, કારણ કે એવા સંયોગોને લીધે એ જાતની લાગણી તેઓમાં દૃઢ થઈ જાય છે, તેથી પાછળથી તેઓ વધારે ગુના કરે છે.

## આ કાંઈ કલ્પિત વાત નથી

સરકારી દફતરોથી આ વાત સાબિત થયેલી છે. આપણે ઘણી વખત છાપામાં વાંચીએ છીએ કે, અમુક ડામીસને સોળ વાર શિક્ષા થઈ, અમુકને બાવીસ વાર શિક્ષા થઇ અને અમુક જૂનો બદમાશ સત્તાવીસમી વખત સપડાયો! આ બધાનો સાર શું? જે લુચ્ચો સાતમી વખત, સત્તરમી વખત કે સત્તાવીસમી વખત સપડાયો, તે માણુસ નહિ સપડાયો હોય ને ફાવી ગયો હોય એવા ગુના તેના કેટલા બધા હશે એ ખ્યાલ તો કરો! કારણ કે ચાર ગુનામાં માંડ એક ગુનો પકડાય છે, બાકીના તો અંધારામાંજ રહે છે અને ચાર ગુના થાય ત્યારે ન ચાલે તેવો માંડ એક ગુનો જાહેર કરવામાં આવે છે, બાકીના લાગવગથી કે બેદરકારીથી દબાઇ જાય છે. હવે વિચાર કરો કે, શું શિક્ષાનું પરિણામ આવું હોય? જો શિક્ષાનું પરિણામ આવું હોય તો પછી શિક્ષાની જરૂર શી? અપરાધીઓ એવા સંયોગોમાં મુકાય કે જેથી તેઓને વધારે અપરાધ કરવાની ઇચ્છા થાય એવી શિક્ષા શા કામની? આ બધા ઉપરથી દિલગીર થઇને જ્યારે વિચાર કરીએ છીએ અને જ્યારે ગુનાઓની સંખ્યા દિવસે દિવસે વધતી જતી જોઈએ છીએ, ત્યારે આપણુને ખુલ્લી રીતે એમ દેખાઇ આવે છે કે, આપણી શિક્ષાનો હેતુ જેવો જોઇએ તેવો પાર પડતો નથી. બેશક, એટલું તો આપણે કબૂલ કરવુંજ જોઈએ કે, અગાઉના જમાનાની જુલમી શિક્ષાઓ કરતાં હાલની શિક્ષાઓ બહુજ નરમ પ્રકારની છે, અસલનાં અંધારાં ને ગંદીલાં કેદખાનાંઓ કરતાં હાલની જેલો ઘણીજ સારી છે અને અસલના ગુનેગારો કરતાં હાલના કેદીઓ સાથે ઘણી રીતે નરમાશથી વર્તવામાં આવે છે; છતાં પણ આપણે જોઈએ છીએ કે હાલની શિક્ષાઓની ગુનેગારો ઉપર કે પ્રજાનાં મન ઉપર જેવી જોઈએ તેવી ગંભીર અસર થઇ શકતી નથી, કારણ કે શિક્ષાનો હેતુજ એ છે કે ગુનાઓ અટકાવવા; તેને બદલે દરરોજ નવી નવી જાતના ગુનાઓ અને ગુનેગારો વધતા જાય છે. એ ઉપરથી મને તો એમ લાગે છે કે, દુનિયા બીજી બધી બાબતોમાં ગમે એટલી આગળ વધી હોય, હુન્નર–કળાઓ કરી બતાવવામાં અને નીતિના નિયમો મોઢેથી કહી જવામાં ગમે એટલા સુધારા થયા હોય અને ઘણી બાબતોમાં માણુસોનું જ્ઞાન ભલે બહુ વધી ગયું હોય,

છતાં પણ કેદીઓને સુધારવાની બાબતમાં તો આપણે હજી પહેલે પગથિયેજ રહી ગયા છીએ અને ગુનાઓની જાત તથા ગુનેગારોની સંખ્યાના વધારામાં તો બીજા કોઈ પણ જમાના કરતાં હાલનો જમાનો આગળ વધી ગયો છે! આ શું આપણી વધતી જતી કેળવણીને શરમાવનારું નથી? આવી રીતે ગુનાઓને વધારો એ શું આપણા ધર્મોની ઉપર એક મોટું કલંક નથી? મનુષ્યસ્વભાવમાં કુદરતી રીતે રહેલી ભલી લાગણીઓને ખીલવવાની જરાએ તક ન મળે, પણ ઊલટી તે દબાઇ જાય એવી રીતની સખ્તાઈથી ગુનેગારો સાથે વર્તવું, એ શું હાલના ભ્રાતૃભાવના જમાનાને અનુસરતું છે? અપરાધીઓ ન સુધરી શકે એવી જાતની શિક્ષા એ શું સાચી શિક્ષા છે? અને આપણાં બધાં ખાતાંઓ સુધરે પણ કેદીઓની સ્થિતિ એવી ને એવી રહી જાય એ શું નામોશીભરેલું નથી? આ બધા ઉપરથી હું કાંઈ એમ કહેવા નથી માગતો કે, શિક્ષાઓને ફૂલ જેવી હલકી, સુગંધીદાર ને ભભકાદાર બનાવવી; હું કાંઈ એમ કહેવા નથી માગતો કે, લોખંડની કઠિન બેડીઓને બદલે સુંદર સોનાના તોડા બનાવવા; હું કાંઈ એમ નથી કહેતો કે, કેદખાનાંઓને સ્વર્ગ જેવાં બનાવવાં અને હું કાંઈ એમ નથી ઇચ્છતો કે કેદીઓને મોટા લોર્ડની પેઠે સ્વછંદપણે ફરવા દેવા; પણ મારી કહેવાની મતલબ એટલીજ છે કે, ધારેલી અસર થાય એવી શિક્ષા અપરાધીઓને કરવી જોઈએ. એમ કરતાં કદાચ હાલના કરતાં વધારે સખ્ત શિક્ષા કરવી પડે તોપણ એમાં કાંઇ ખોટું નથી; પણ એમનું જીવન સુધરે અને આપણા બંધુઓમાં ગુનાઓ વધતા અટકે, એમ થવું જોઇએ.

દયાની લાગણી ઉપર બહુ ધ્યાન આપવાથી મારી પરમાર્થવૃત્તિ ખીલવા લાગી અને એ વૃત્તિ ખીલવાથી મારી બુદ્ધિ પ્રકાશિત થવા લાગી, તેથી એ પછી મને વિચાર થયો કે, આ બાબતમાં હું કાંઈ કરી શકું તેમ છું કે નહિ? મારા બંધુઓને હું કાંઇ ફાળો આપી શકું તેમ છું કે નહિ? મારા બંધુઓ બહારનાં કેદખાનાંની સાથે અંતરનાં કેદખાનાંમાં પણ પુરાયેલા છે; તેઓનાં કોઇ પણ જાતનાં બંધન હું ઢીલાં કરી શકીશ કે નહિ? અને મારા સ્વધર્મી બંધુઓને મહાન પ્રભુના પવિત્ર નામની યાદી પણ કોઇ આપતું નથી તેઓને હું પ્રભુનું કલ્યાણકારક નામ સંભળાવી શકીશ કે નહિ? ઓ પ્રભુ! મારાં બાળકો જીવતાં છતાં આ દુનિયામાંજ

નરકમાં પડેલાં છે તેની સામે તું જો ! મનુષ્યમાં તેં મૂકેલી દૈવી શક્તિઓ કેદખાનાંમાં પુરાયલાં તારાં બાળકોમાંથી નાશ પામી જાય છે તે સામે તું જો ! ઘણે ઠેકાણે કેદખાનાંમાં જુલમ ગુજરે છે તે સામે લોકોને જોતાં તું શીખવ. અમારા અપરાધી બંધુઓને પગલે પગલે કઠોરતાનો અનુભવ થાય છે, તેથી તેઓની લાગણીઓ કઠોર થઈ જાય છે અને પછી તેઓ દુનિયા સાથે વધારે કઠોરતાથી વર્તે છે, તે સામે તું જો અને હે પ્રભુ ! અમારા બંધુઓ સાથે પશુઓ કરતાં પણ વધારે ખરાબ રીતે વર્તવામાં આવે છે તેઓના ઉપર દયા કરવાની તું અમારા હૃદયમાં પ્રેરણા કર. હું જોઉં છું કે, કૂતરાંઓને સાંકળોથી બાંધેલાં હોય છે, છતાં પણ તેને નિમકહલાલી શીખવવામાં આવે છે, પણ આપણા કેદીઓને કોઈ નીતિ શીખવે તેમ છે? વાઘ-વરુને મજબૂત પીંજરામાં પૂરેલા હોય છે ત્યાં પણ તેઓને ભાવે તેવો પેટપૂરતો ખોરાક આપવામાં આવે છે, પણ આપણા કેદીઓના ખોરાકની કોઈ દરકાર રાખે છે? મદારી પાસે બંધનમાં પડેલાં વાંદરાંઓને પણ કમાણી કરી આપવાની કળા શીખવવામાં આવે છે, પણ અભાગિયા કેદીઓને તેઓ પોતાની રોટલી રળી ખાય એવા કાંઇ હુન્નર શીખવવામાં આવે છે ? અથવા કોઈકને કદી કાંઈ શીખવવામાં આવતું હોય, તો પાછળથી તેનો તે લાભ લઈ શકે એવી કાંઇ તજવીજ કરી આપવામાં આવે છે? એકને એક ઠેકાણે બાંધી રાખવાથી બગડી ન જાય માટે ઘોડાઓને પણ વારે વારે જુદે જુદે ઠેકાણે ફેરવવામાં આવે છે, પણ જેલની નાનકડી કોટડી સિવાય આ દુનિયામાં કેદીઓને ફરવાની ક્યાંય જગ્યા છે? કાળોતરા નાગને નાનકડા અંધારા કરંડિયામાં પૂરવામાં આવે છે, તેને પણ મીઠી મોરલીના મધુરા નાદ સાથે આનંદથી ડોલવા દેવામાં આવે છે, પણ આપણા કેદીઓને માટે આનંદનું એકે સાધન છે ? અને પોપટોને પીંજરામાં પૂરેલા હોય છે છતાં પણ તેને રામનું નામ શીખવવામાં આવે છે, પણ આપણા ભૂલા પડેલા ભાઈઓને-અપરાધી જીવડાઓને કોઇ પ્રભુનો મહિમા સમજાવે તેમ છે? કહો કે, નહિ. આમ છે માટેજ અમે કહીએ છીએ કે, આપણા કેદીઓની સ્થિતિ પશુઓ કરતાં પણ વધારે ખરાબ છે અને તેમ છતાં પણ અફસોસ કે હજી પણ આપણી આંખો ઊઘડતી નથી ! અરે, છેવટ સુધી આપણી દયા તે આપલપોપલિયાંમાંજ રહી જશે કે ? પ્રભુ ! હવે તો બહુ થાય છે.

દયા કર, અમારી ઉપર દયા કર અને અમારા બંધુઓને સુખી કરી શકીએ એવી અમારા હૃદયમાં પ્રેરણા કર તથા એવાં સાધનો અમોને આપ.

## માઠું થાય તે સારાને કાજે

બહેન! મારી પ્રાર્થના સફળ થઇ, દયાળુ ઈશ્વરે મારી અરજ સાંભળી, તેથી એજ વખતે હું ઠરાવ કરી શકયો કે, કેદીઓને સુધારવા પાછળ મારી જિંદગી ગાળવી. ધન્ય તે દિવસ! ધન્ય તે ઘડી! ધન્ય તે ઠેકાણું! હે દયાળુ પ્રભુ! એવા આનંદદાયક ઠરાવ કરવાના પ્રસંગો તો સૌને વારે વારે આપજે. 'માઠું થાય તે સારાને કાજે' એ જૂની અનુભવી કહેવતનું રહસ્ય હું આજે સમજયો. કેદમાં જવાથી મારી આબરૂ ગઈ એમ હું માનતો હતો, પણ એ પ્રસંગથી સ્વર્ગના દેવોમાં મારી આબરૂ વધી જશે, એમ મને કયાં ખબર હતી? કેદખાનાને હું નરક માનતો હતો પણ એ નરકમાંથીજ પ્રભુએ મને સ્વર્ગ આપી દીધું! અહો! કયા માસણને મારો વહાલો પ્રભુ કેમ તારી દેશે, એ કોણુ સમજી શકે છે? ધન્ય, પ્રભુ ધન્ય! તારી દયાને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે અને તે દયા પામનારાઓને પણ ધન્ય છે!

## જૂની ભાવનાઓને જે નવા રૂપમાં મૂકી શકે તેને માન આપો

બહેન! વેગમાં આવી જઇને આવી રીતે પોતાના મનમાં જેમ મરજી પડે તેમ ઠરાવ કરવા, એમાં કાંઈ મોટી વાત નથી; એમ તો ઘણાએ માણસો રોજ ને રોજ મનમાં રાંડે છે ને મનમાં પરણે છે, પણ એથી કાંઇ વળે નહિ; કારણ કે ઠરાવ કરવો એ કાંઈક જુદી વાત છે અને ઠરાવ પાળવો એ કાંઈક જુદી વાત છે. ઠરાવ પાળવા માટે તો હૃદયનું બળ જોઇએ છીએ અને બહારનો પણ કાંઈક મદદ જોઇએ છીએ. બહારની મદદ ગમે તો સત્સંગની હોય, ગમે તો પુસ્તકોની હોય, ગમે તો અનુભવેલા બનાવોની હોય, ગમે તો રાજ્યની, મિત્રોની કે સ્રીની હોય અને ગમે તો ધર્મની હોય; પણ કાંઇક પણ મદદ જોઇએ છીએ. જયાંસુધી એવી કોઇ પણ જાતની મદદ ન હોય, ત્યાંસુધી ઠરાવમાં મજબૂતી આવી શકે નહિ અને મજબૂતી આવે નહિ ત્યાંસુધી ઠરાવ પાળી શકાય નહિ; માટે મનના ઠરાવને બળ આપવા સારુ આવી રીતની કોઈ પણ જાતની મદદની જરૂર છે. મને આ બાબતમાં મારા વાચને

બહુ ફાયદો કર્યો. એ વાચનમાં પણ ખાસ થિયૉસૉફીનાં પુસ્તકો-થી મને બહુજ મોટો લાભ થયો છે. મારા મનમાં ભ્રાતૃભાવ જાગૃત થયો, મારા હૃદયમાં ઈશ્વરીસ્નેહ દાખલ થયો અને મારા-માં નવું જીવન આવ્યું, તેને માટે હું થિયૉસૉફીનો આભારી છું. એ સિવાય ફાધર ડેમિયન, વિકટર હ્યુગો, મોંસ્યુ, રૂસો, હૉવર્ડ, ગેરિબાલ્ડી, ગ્રાનવીલ શાર્પ, જ્યોર્જ વૉશિંગ્ટન, કાઉંટ ટૉલસ્ટૉય, મિસ ફ્લૉરેન્સ નાઇટિંગલ, મેરી કાર્પેન્ટર, મેરી એડી, હેલન વિલ્હેમ અને એનિ બિસેન્ટ વગેરેના વિચારો તથા ચારિત્ર્યના ગ્રંથોનો પણ હું આભારી છું. જો એ સ્વદેશપ્રેમનો નવો જુસ્સો અને હાલના જમાનાને અનુસરતા ભ્રાતૃભાવની રીતિઓ મેં ન જાણી હોત, તો એકલા રામ-કૃષ્ણાદિની કથા સાંભળવાથી મારામાં આવું બળ આવી શકત નહિ, કારણ કે એ પુરાણી ભાવનાઓ હવે બહુ જૂની થઈ ગઈ છે. એ ભાવનાઓ આપણને બહારનાં મંદિરોમાં, મૂર્તિઓમાં, નાહ્વા-ધોવામાં, ટીલાં-ટપકાંમાં અને ધૂપનૈવેદ્યમાંજ રાખી મૂકે છે; પરંતુ હાલમાં આપણા દેશને, આપણા ધર્મને અને આપણા બંધુઓને જે સ્વદેશાભિમાનની, જે સત્યતાની તથા જે સ્વમાનની જરૂર છે, તે સ્વદેશાભિમાન, તે સત્ય અને તે સ્વમાન આપણી જૂની ભાવનાઓ એ ને એ રૂપમાં રહીને આપી શકતી નથી; માટે આપણી એ જૂની ભાવનાઓને નવા રૂપમાં મૂકવી જોઇએ. જો એમ થાય તોજ તે ધારેલી અસર કરી શકશે. જ્યાંસુધી તે ભાવનાઓ એ ને એ રૂપમાં રહે, ત્યાંસુધી તે આપણને નવો જુસ્સો આપી શકે તેમ નથી અને એમાં કાંઈ એ ભાવનાઓનો વાંક નથી, પણ જમાનો બદલાઇ ગયો એજ મુખ્ય કારણ છે. એ ભાવનાઓએ તો અસલના વખતમાં કરોડો માણસોનાં જીવન સુધારેલાં છે અને હજી પણ લાખો માણસોમાં એ ભાવનાઓ પોતાના બળ પ્રમાણે કામો કરી રહી છે. માટે આપણી એ અસલ ભાવનાઓનું અસલપણું જાળવીને જે તેને નવા રૂપમાં મૂકી શકે, તેને આપણે ખાસ માન આપવું જોઇએ. એવું મહાન કામ આપણી વચ્ચે જો કોઇ પણ કરતું હોય, તો તે થિયૉસૉફિકલ સોસાયટી છે; એટલુંજ નહિ પણ બ્રાહ્મણો અને ક્રિશ્ચિયનો, કે જેઓ એકબીજાનું મોં જોવામાં પણ રાજી થાય નહિ, મુસલમાનો અને જૈનો કે જેઓના સિદ્ધાંતો એકબીજાથી વિરુદ્ધ હોય, પારસીઓ અને મુસલમાનો કે જેઓને એકબીજાનો

તિરસ્કાર હોય, યહૂદીઓ ને વેદાંતીઓ કે જેઓનો સંબંધ ક્યાંય પણ મળતો ન હોય, વૈષ્ણવો ને શૈવો કે જેઓ એકબીજાની નિંદા કરવામાંજ જિંદગી ગાળતા હોય, બૌદ્ધો ને નાસ્તિકો કે જેઓના વિચારો કોઇ પણ રીતે મળતા ન હોય અને વામમાર્ગીઓ તથા યોગીઓ કે જેઓની ક્રિયાઓમાં આસમાનજમીન જેટલો ફેર હોય, તેઓ સર્વે થિયોસોફીના પ્રતાપથી આજે સાથે બેસીને કર્તવ્ય તથા ઈશ્વર માટે એકજ જાતના વિચારો કરી શકે છે અને ધીમે ધીમે ઉપલક મતભેદો છોડી દઇ, જગતનું તથા પોતાના આત્માનું કલ્યાણ કરી શકે એવી બહારની ક્રિયાઓમાં પણ એક થતા જાય છે. આ શું થોડી ખૂબીની વાત છે? આમ છે માટે હું પોતે થિયોસોફિસ્ટ નથી, છતાં પણ થિયોસોફીના કેટલાક હેતુઓ તથા કેટલાંક કામોને હું વખાણું છું; એટલુંજ નહિ પણ કેદીઓને સુધારવાનો હું જે ઠરાવ કરી શક્યો અને તે ઠરાવ પાળી શક્યો તે માટે હું એ મંડળનોજ આભારી છું; કારણ કે "યુનિવર્સલ બ્રધરહૂડ"ની ભાવના હું એ મંડળમાંથીજ મેળવીને કેળવી શક્યો છું.

## કેદીઓની માએ કાંઈ કેદીઓ જણ્યા નથી

બહેન! આવી રીતે સ્વદેશપ્રેમ તથા ભ્રાતૃભાવનાં પુસ્તકોની મદદથી હૃદયબળને મજબૂત કર્યા પછી કેદીઓને સુધારવાનો મેં ઠરાવ કર્યો હતો; એટલે ઘણી જાતની અડચણોથી હું કાંઇ ડરી જાઉં તેમ નહોતો. પણ ઠરાવ કર્યા પછી હવે કામ કેમ લેવું, એ મુશ્કેલીનો સવાલ હતો; કારણ કે કેદખાનાં કાંઈ મારા બાપનાં ઘર નહોતાં અને માથાના ફરેલ કેદીઓ કાંઇ મારા દોસ્ત કે નોકર નહોતા, કે ઝટ લઇને મારી વાત માની લે! છ ઠેકાણેથી રજા મેળવું ત્યારે તો માંડમાંડ કેદી સાહેબોનાં દર્શન થઇ શકે તેમ હતું; તોપણ કેદખાનાનો મારો જાતઅનુભવ એ વખતે મને બહુ કામ લાગ્યો. પ્રથમ મને એ વિચાર થયો કે, હું કેદીઓને સુધારવા ઇચ્છું છું, પણ કેદીઓ સુધરી શકે તેવા છે કે નહિ? એ બાબતની તપાસ કરતાં મને ખાતરી થઈ કે, કેદીઓ સુધરી શકે તેમ છે; કારણ કે કેદીઓની માએ કાંઈ કેદીઓજ જણ્યા નથી, તેઓએ તો ખૂબસૂરત નિર્દોષ બાળકો જણ્યાં હતાં; માત્ર સંયોગોને આધારેજ તેઓથી અપરાધો થઇ ગયા છે. પ્રભુએ કાંઇ તેઓની ઉપર કેદીઓની છાપ મારીને મોકલ્યા નથી, દયાળુ પ્રભુએ તો

સો માણસોની પેઠે તેઓને પણ મોક્ષનો અધિકાર મેળવવા સારુજ આ દુનિયામાં મોકલેલા છે, પણ જેટલો ઈશ્વરીસ્નેહ જગતમાં ફેલાવો જોઈએ તેટલો સ્નેહ મનુષ્યજાતિમાં હજી સુધી આવી શક્યો નથી. માટે તેઓથી કેટલાંક નાનાંમોટા પાપ થઈ જાય છે; પરંતુ પ્રભુએ કાંઈ પાપ કરવા સારુ તેઓને અહીં મોકલ્યા નથી. ત્યારે તેઓ શા માટે ન સુધરી શકે ? અવશ્ય સુધરી શકેજ. એ પછી તપાસ કરતાં મને જણાયું કે, સો કેદીઓમાં દસ કેદી ખાસ મોટા ભારે પાપી હોય છે, પચીસ કેદીઓ મોટા અપરાધી હોય છે, ત્રીસ કેદીઓ સાધારણ અપરાધવાળા હોય છે અને પાંત્રીસ જણા હલકા પ્રકારના ગુનેગાર હોય છે. આવી રીતે ગુનાનો પ્રકાર જાણ્યા પછી ગુનેગારોના સ્વભાવ તપાસતાં જણાયું કે, એ સો જણામાંથી સાઠ જણા સાદી સમજ વાપરીને કામ લઈ શકે તેવા સ્વભાવના હોય છે; વીસ જણા મહેનત પડે ત્યારે ઠેકાણે આવે તેવા હોય છે, દસ જણા કાંઈ પણ ધ્યાન ન પહોંચાડી શકે તેવા અક્કલ વિનાના હોય છે અને દસ જણા ખાસ હઠીલા ને વિચિત્ર સ્વભાવના હોય છે. આ સિવાય તેઓની શિક્ષામાં પણ ભેદ છે. સેંકડે વીસ ટકા લાંબી મુદતની ટીપવાળા હોય છે, ત્રીસ ટકા મધ્યમ પ્રકારની શિક્ષાવાળા હોય છે અને પચાસ ટકા ઓછી મુદતની શિક્ષાવાળા હોય છે. એ પછી ગુનાનાં કારણો તપાસતાં જણાયું કે, એ બધામાં ઈરાદાપૂર્વક ગુનો કરવાવાળા સેંકડે દસ ટકા હોય છે, પચાસ જણાથી તો સારા સંયોગોની ખામી અને અવળા સંયોગોની અનુકૂળતાને લીધેજ ગુના થઈ ગયેલા હોય છે; સેંકડે પચીસ ટકા તો ખાસ ગરીબાઈને લીધેજ ગુનો કરે છે અને સેંકડે પંદર જણાઓએ પોતાની મૂર્ખાઈને લીધે નજીવાં કારણો સારુ જુસ્સામાં આવી જઈને ગુનો કરેલો હોય છે. આ બધાં પ્રમાણો કાંઈ કલ્પિત નથી. ઘણી જાતના આધારોથી એ પ્રમાણો શોધી કાઢેલાં છે અને તેમ છતાં પણ સંયોગોને આધારે ઘણી જગ્યાએ એ પ્રમાણોમાં કાંઈ ફેરફાર હોય તોપણ તેમાં કાંઈ અજબ થવા જેવું નથી. જેમકે દુકાળના વખતના ગુના જુદા હોય છે, લૂંટફાટ કરનારી તથા ચોરીનો ધંધો કરનારી કોમો અને મુલકોના ગુના જુદા હોય છે, સાંસારિક ઊથલપાથલ વખતના ગુના જુદા હોય છે, પ્રજામાં ધર્મનો જુસ્સો ફેલાયેલો હોય કે ધર્મનો વિરોધ ચાલતો હોય તે

વખતના ગુના જુદા હોય છે અને રાજદ્વારી ખટપટોના ગુના જુદા હોય છે. આવાં કાંઈ કારણો હોય ત્યારે ઉપલા પ્રમાણોમાં ફેર પડે એ બનવાજોગ છે, પણ એ પ્રમાણમાં ફેર પડવાથી ગુનેગારો ન સુધરી શકે એવું કાંઇ નથી. આવી રીતે તેઓના સ્વભાવમાં અને ગુનાઓમાં ભેદ હોવા છતાંપણ જો હોશિયારીથી કામ લેવામાં આવે તો દરેક જણ જુદી જુદી લાઇનમાં કાંઇક ને કાંઈક કામ કરી શકે તેવા હોય છે. તેથી બહુ વિચાર કરીને અંતે મેં તેઓને સુધારવાની મહેનત કરવાનો ઠરાવ કર્યો.

## કેદખાનામાં પ્રાર્થના

એ પછી જયારે હું કેદમાંથી છૂટયો ત્યારે મારા ગામમાં એક બહુજ ભલો ને મોટી, લાગવગવાળો ગૃહસ્થ રહેતો હતો તેને મળ્યો. એ ગૃહસ્થ "નવી રોશની" નામે મારા માસિકના લેખો માટે બહુ માન ધરાવતો હતો અને મારા શુભ કામના આગળ વધેલા દરેક વિચારો તેને પસંદ પડતા હતા તથા એવા કામમાં તે બહુ મદદ કરતો હતો, તેથી કેદીઓને સુધારવાની મારી યોજના મેં તેને સમજાવી. એ વાત તેને બહુ ગમી, તેથી તેઓ ત્યાંના દીવાનસાહેબ પાસે મને તેડી ગયા. મેં દીવાનસાહેબને એ યોજના સમજાવી. ત્યારે તેમણે કહ્યું કે, તમારા હેતુઓ સારા છે, પણ કામ બહુ મુશ્કેલ છે. એ કમનસીબો સુધરી શકે એમ હું માનતો નથી, તોપણ જો તમારી ઇચ્છા હોય તો ભલે ખુશીથી પ્રયત્ન કરી જુઓ. હું જેલર ઉપર ચિઠ્ઠી આપીશ.

મેં વિચાર્યું કે, આપણી યોજનાને ઉત્તેજન મળતું જાય છે. માટે હવે બહુજ સંભાળથી કામ લેવું જોઇએ. આજે કેદીઓ પાસે પ્રાર્થના કરાવવાની રજા મળી, તો બેચાર માસ પછી રાત્રિશાળાની પણ રજા મળી શકશે, પણ એ રજાનો અને એ પછીની બીજી યોજનાઓનો આધાર મારા હાલના કામ ઉપર છે. જો શરૂઆતમાંજ હું આ બાબત બરાબર નહિ બજાવી શકું, તો મારી બધી યોજનાઓ ધૂળમાં મળી જશે; માટે આ રજાથી ફુલાઇ નહિ જતાં મેં મારા કામમાં ખૂબ ધ્યાન આપવાનો ઠરાવ કર્યો.

એ પછી દરરોજ સાંજે છથી સાત સુધી એક કલાક કેદીઓ પાસે હું ઈશ્વરપ્રાર્થના કરાવવા લાગ્યો. પ્રથમ થોડા દહાડા જરા ઉથડક ઉથડક લાગ્યું, પણ પછી કેદીઓને તથા મને તેમાં આનંદ આવવા લાગ્યો. સેંકડે પોણોસો જણા પોતાની ખુશીથી પ્રાર્થના-

માં હાજર રહેવા લાગ્યા. તેઓમાંના કેટલાકને દેશી ઢબનાં ને અસલી રાગોનાં જૂના ભક્તોનાં ભજનો આવડતાં હતાં. તેઓ જ્યારે મંજીરા તથા તંબૂરાની ધૂન સાથે ભજન ગાતા ત્યારે બહુ આનંદ થતો. એ વખતે તેઓ પોતાનું દુઃખ ભૂલી જતા. પ્રભુના પવિત્ર નામમાં રહેલી કુદરતી શાંતિથી તેઓનો આખા દિવસનો થાક ઊતરી જતો. જુદા જુદા ભક્તોની મસ્તીભરેલી મીઠી વાણીથી તેઓના હૃદયમાં એક જાતનો તનમનાટ થઈ રહેતો અને એ અસરનો કેફ જેઓના મનમાં જામી શકતો તેઓની રાત્રિ આનંદમાં જતી હતી. કેદખાના જેવી જગ્યામાં બધા ગુનેગારો સાથે મળીને મહાન પ્રભુની ખુલ્લા દિલે પ્રાર્થના કરે, એ દેખાવ બહુ આનંદદાયક લાગે છે, એટલુંજ નહિ પણ જ્યારે ધૂનમાં આવી જઈને કેદીઓ ભજનો ગાતા હોય અને પ્રાર્થના કરતા હોય, ત્યારે એટલો વખત તેઓ કેદખાનાને ભૂલી જાય છે અને તેઓને સ્વતંત્રતાનો અનુભવ થાય છે. ભજનમાં તંબૂરો, મંજીરા અને કોઇ કોઈ વખતે હું ઝાંઝ–પખાજનો પણ ઉપયોગ કરતો હતો. કોઇ કોઇ વખત મારા એક મિત્રની મદદથી તેઓને હારમોનિયમની ગમત પણ ચખાડતો હતો. દુઃખી જિગરોમાં અને પાપી મનોમાં પણ સંગીત અને પ્રાર્થના કેટલી બધી અસર કરી શકે છે, એ જાણવું હોય તો કેદખાનાંઓમાં થતી કેદીઓની પ્રાર્થના સાંભળવી જોઇએ. ત્રણ માસ પછી મારી અરજ ઉપરથી કેટલાક અમલદારો સાથે દીવાનસાહેબ કેદીઓની પ્રાર્થના જોવા આવ્યા. એ જોઇને તેઓને બહુ સારી અસર થઇ અને આખું મંડળ બહુ રાજી થયું. એ પછી તેઓ સાહેબે મને પૂછયું કે, હવે શું કરવા ઇચ્છો છો? મેં કહ્યું કે, સાહેબ! રાત્રિશાળા ખોલવા મારી ઇચ્છા છે. આઠથી દસ સુધી બે કલાક શીખવવું. જેની મરજી હોય તે શીખે. સ્લેટ, પુસ્તકો, માસ્તરો વગેરે અપાવવાની કૃપા કરો તો ઉપકાર. જો એ ન બની શકે તેમ હોય તો હું તજવીજ કરી લઇશ. તેમણે કહ્યું: તમે કેવી રીતે તજવીજ કરી શકશો? મેં કહ્યું: મારા એકબે ભલા મિત્રો માસ્તર તરીકે આવવા તૈયાર છે અને સ્લેટ તથા ચોપડીઓના ફંડ માટે કેદીઓના તરફથી હું લોકો પાસે ભિક્ષા માગીશ. એ સાંભળીને દીવાનસાહેબે કહ્યું કે, દરબારી કેદીઓ માટે તમે ભીખ માગો તે ઠીક ન કહેવાય. એ માટે બંદોબસ્ત થઇ રહેશે. એમાં કાંઈ મોટી વાત નથી. પણ એ લોકો

ભણતાં શીખે એને માટે મને શક છે. મેં કહ્યું: સાહેબ! સેંકડે પચીસ ટકાને માટે તો હું ખાતરી આપું છું. દીવાનસાહેબે કહ્યું: ઠીક ત્યારે, કરો અજમાયશ!

એ પછી થોડા દિવસમાં મેં રાત્રિશાળા શરૂ કરી અને કિંડરગાર્ટનની રીતિને મળતું કામ લેવા લાગ્યો. પ્રથમ તો સેંકડે દસ ટકાએ ઉત્સાહપૂર્વક ભણવાની હા પાડી. બાકીનાઓ તો એમ કહેતા કે, હવે અધીં ઉંમર ગઇ ને શું ભણીએ? પાકે ઘડે કાંઇ કાંઠા ચડે? એવું સમજીને કાંઇ પણ મહેનત કર્યા વિના પ્રથમથીજ નિરાશ થઈ જતા; પણ મારો રોજનો ઉપદેશ તથા કિંડરગાર્ટનની રમૂજી રીતોથી તેઓને ગમત પડવા લાગી અને એ તરફ તેઓનું ધ્યાન ખેંચાવા લાગ્યું. મહિના–પંદર દિવસમાં દસ–વીસ જણા પહેલી–બીજી ચોપડી વાંચતા થયા, તેથી એ જોઇને બીજાઓનાં મનમાં અસર થઇ; એટલે ધીમે ધીમે ઘણા જણા શીખવા લાગ્યા. તે એટલે સુધી કે, છ મહિનામાં સેંકડે પચાસ જણા શીખવા લાગ્યા! છઠ્ઠે મહિને દીવાનસાહેબને અરજ કરી કે, હવે કેદીઓની પરીક્ષા લેવાનો વખત થયો છે, તેથી એક દિવસ મુકરર કરીને એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાથે દીવાનસાહેબ ત્યાં આવી પહોંચ્યા ને કેદીઓની પરીક્ષા લીધી. નાનાં છોકરાંઓની સ્કૂલોનાં ધોરણો જેવાં ધોરણો કાંઇ કેદીઓ માટે નહોતાં, પણ તેઓને તો સારી રીતે લખતાં–વાંચતાં અને મુખ્યત્વે કરીને દુનિયાદારી ચલાવવાના વ્યવહારમાં ઉપયોગી થઇ શકે એવું સામાન્ય જ્ઞાન આપવામાં આવતું હતું. પરીક્ષાથી સૌ બહુ રાજી થયા. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબે એ માટે બહુ સારો અભિપ્રાય આપ્યો. તેથી દીવાનસાહેબે મને કહ્યું કે, તમે તો ખૂબી કરો છો, અમે ધારી શકીએ તે કરતાં પણ તમે વધારે સારું પરિણામ લાવી શકો છો, એ ખાતે તમોને મુબારકબાદી ઘટે છે; ત્યારે મેં કહ્યું કે, સાહેબ! એમાં મારી કાંઇ ખૂબી નથી, એ આપની કૃપાનું ફળ છે. જો મને આપ સાહેબે ઘણી જાતની સગવડતા ન કરી આપી હોત, તો મારી ઘણીએ ઇચ્છા છતાં હું કાંઇ પણ કરી શકત નહિ; કદાચ હું ઘણુંએ સાધનો મેળવું તોપણ જ્યાંસુધી આપ કેદખાનાંમાં દાખલ થવાની રજા ન આપો ત્યાંસુધી એ શા કામનું? માટે મને તો એમ લાગે છે કે, રાજ્ય અને રૈયત એ બન્નેની મદદ વિના કોઇ પણ મોટાં કામ થઇ શકે નહિ. બીજું એ પણ ખરું કે, દયાળુ

ઈશ્વરે મનુષ્યમાં અને આ દુનિયામાં અનંત જાતની અખૂટ શક્તિઓ ભરી મૂકેલી છે; માત્ર તેને ખીલવવા માટે આપણે નિમિત્ત થવાની જરૂર છે. શક્તિઓને આપણે કાંઇ પેદા કરવાની નથી, માત્ર તેને વાપરવાનીજ છે અને એ તો જો જરાક સાદી સમજ વાપરીએ તો ઘણા જણાઓથી બની શકે તેમ છે. માત્ર જરાક ટેકો, જરાક મદદ, જરાક ઉત્તેજન, થોડાક સારા શબ્દો, થોડુંક સ્વમાન અને થોડોક ઈશ્વરીસ્નેહ જોઇએ છીએ. હવે આપ જરાક ઉત્તેજન આપવાની મહેરબાની કરો અને પછી જુઓ કે, થોડીક ભલાઈમાંથી પણ કેવાં રૂડા પરિણામો નીપજી શકે છે!

એક પછી એ મોટા યુરોપિયન અમલદારની લેડીને હાથે દીવાનસાહેબે કેદીઓને ઇનામ અપાવ્યાં. એથી ગરીબ કેદીઓનાં મન ઉપર બહુજ સારી અસર થઇ. તે પછી કેદીઓ પોતાની રોટી કમાઇ શકે તેવી જાતના હાથના નાના નાના સહેલા સહેલા હુન્નરો શીખવવાનું કામ શરૂ કર્યું. એ ખાતું શરૂ થયાની અગાઉ કેદીઓ પાસે લોટ દળાવવો, પાણી ભરાવવું, જમીન ખોદાવવી, પથ્થરો ફોડાવવા વગેરે મજૂરીનાં કામો કરાવવામાં આવતાં હતાં, પણ તેઓને પોતાનો ઘરસંસાર ચલાવવામાં ઉપયોગી થાય તેવા વ્યાવહારિક હુન્નરો શીખવવામાં આવતા નહોતા; કારણ કે એમ કરવામાં ધ્યાન પહોંચાડવું પડે છે તથા ખર્ચ કરવો પડે છે અને અપરાધીઓને ખાતર એવી મહેનત કરવા કોઈ તૈયાર નહોતું, કારણ કે હજુ સુધી આખી દુનિયામાં મુખ્યત્વે એવાજ વિચારો ચાલતા આવે છે કે, ગુનેગારોને તો ખૂબ શિક્ષાજ કરવી જોઇએ. તેની ઉપર જ્યારે બહુજ દયા કરવામાં આવે ત્યારે એટલુંજ કે, શિક્ષાની મુદત ઓછી કરવામાં આવતી, પણ તેઓને સુધારવાની કોઇ દરકાર કરતું નહિ. આવી વંશપરંપરાની રીતિ હોવાથી કેદીઓ તરફ બેદરકારી રહે તેમાં કાંઈ નવાઈ નથી.

હાલમાં યુરોપિયનોના અનુકરણથી કેટલીક જેલોમાં થોડાક કેદીઓ પાસે શેતરંજી વગેરે બનાવવાનું કામ કરાવવામાં આવે છે, પણ તે જેલની પેદાશ દેખાડવા માટે હોય છે; તે કામ કાંઇ કેદીઓને સુધારવાના હેતુથી થતું નથી; એટલે એ કામ લેતી વખત પણ કાંઇ કેદીઓ સાથે ભલી લાગણીથી વર્તવામાં આવતું નથી, એ તો ડંડાથીજ કામ લેવાય છે, એટલે કેદીઓ ઉપર તેની જેવી જોઈએ તેવી સારી અસર થઈ શકતી નથી. એ સિવાય એ પણ

સમજવાનું છે કે, શેતરંજી વગેરે વણવાનાં કે નેતર ભરવાનાં જે કામ કેદીઓ જેલમાં શીખ્યા હોય તે કામ કરવાનાં સાધનો તેઓને ઘેર હોતાં નથી, તેથી એ હુન્નરો પાછળથી ગામડાંઓમાં પોતાને ઘેર તેઓને કાંઈ કામમાં લાગતા નથી; માટે પોતાની રોટી કમાઇ ખાવામાં ઉપયોગી થઇ શકે એવા હુન્નરો તેઓને શીખવવા જોઈએ અને કેદમાંથી છૂટયા પછી પોતાને ઘેર જઈને એ જાતના હુન્નર કરી શકે એવાં સાધનો તેઓને પૂરાં પાડવાની તજવીજ કરવી જોઇએ.

## ૯૩–જેલમાંથી છૂટયા પછી પોતાનું ગુજરાન કરી શકે એવા હુન્નરો કેદીઓને શીખવવા જોઇએ

મારી આ વાતો દીવાનસાહેબને ગળે ઊતરી તેથી તેઓએ પાંચ હજાર રૂપિયાની મંજૂરી આપી. એમાં થોડુંઘણું કામ કરી શકયો. ખેતીવાડીને તથા સુતારી–લુહારી કામને લગતાં હથિયારો, સીવવાના સંચા, ઘડિયાળ દુરસ્ત કરવાનું કામ, સાબુ બનાવવાનું કામ, છાપખાનાને લગતું હાથના પ્રેસનું કામ, પાંઉ–બિસ્કિટ બનાવવાનું કામ, સાકર બનાવવાનું કામ, કપડાં ધોવાનું તથા રંગવાનું કામ, પાલીસ કરવાનું કામ, પથ્થરો ઘડવાનું કામ, વાર્નિશ બનાવવાનું કામ, ગિલિટ કરવાનું કામ, રમકડાં બનાવવાનું કામ, નકશીકામ, ઊન ગૂંથવાનું કામ, કપડાં વણવાનું કામ, નેતર, વાંસ તથા ઘાસની ટોપલીઓ વગેરે ગૂંથવાનું કામ અને વિલાયતી નળિયાં બનાવવાનું કામ, વગેરે હાથે બની શકે તેવાં સાદાં સાદાં કામનાં ઓજારો, પુસ્તકો તથા તે શીખવી શકે તેવી લાગણીવાળા માસ્તરો ઈશ્વરકૃપાથી મેં મેળવ્યા. એ પછી છ મહિના બાદ દીવાનસાહેબે તે ખાતું ફરી તપાસ્યું ને કેદીઓના હાથના હુન્નરો જોઈને તેઓ બહુ રાજી થયા. એ વખતે મેં અરજ કરી કે, આ દરેક કેદીએ પોતાને હાથે કરેલાં કામોમાંથી જે ઊપજ થાય તેમાંથી તેઓને ચોથો ભાગ આપવાની કૃપા કરવી જોઇએ, એથી તેઓમાં કામ કરવાનો ઉત્સાહ વધશે અને એ ઉત્સાહને લીધે આપણે તેઓને જેટલું આપીશું, તેટલું તેઓ ખાસ વધારે કામ કરશે, એટલે એ આપવું આપણને ભારે પડશે નહિ; બીજું એ કે અહીંથી છૂટયા બાદ તેઓના હાથમાં થોડાઘણા

જરૂરના ખરચ જેટલા પૈસા હશે તો તેઓ અહીં શીખેલા હુન્નરોનો ઉપયોગ કરી શકશે અને ફરીથી તેઓને ગુનો કરવાનું મન થશે નહિ; વળી તેઓને જે આપવાનું છે, તે કાંઈ રાજ્યના ખજાનામાંથી આપવાનું નથી; પણ તેઓ રૂપિયો કમાઈ આપે ત્યારે તેમાંથી તેઓને પાવલી આપવાની છે અને તે પણ હક તરીકે નહિ, પણ દયાને લીધેજ આપવાની છે. માટે જો એટલી દયા થાય તો એ બહુજ ઠેકાણાસર થયેલી ગણાશે.

## મને શુભ તકો આપો છો, માટે હું તમારો ઉપકાર માનું છું

ઈશ્વરકૃપાથી મારી એ વિનતિ પણ દીવાનસાહેબે મંજૂર રાખી અને વળી વધારે મહેરબાની કરીને ઊલટું પૂછ્યું કે, હવે કાંઇ કહેવું છે? ત્યારે મેં કહ્યું કે, હા સાહેબ, હજી પણ એક અરજ કરવાની છે. હું આપને તસ્દી આપતો આવ્યો છું અને આપ તે ખમતા આવ્યા છો; માટે હજી પણ જરા વધારે તસ્દી આપવાનું મન થાય છે, કારણ કે આપ કાંઇ એવો અર્થ કરો તેમ નથી, કે હું મીઠા ઝાડનાં મૂળ કાપું છું. દીવાનસાહેબે કહ્યું કે, તમારા જેવા પરોપકારી માણસ માટે પણ જો હું એવો અર્થ કરું, તો પછી હું સારો અર્થ ક્યાં કરી શકીશ? અપરાધીઓને પાપમાંથી બચાવી તેમને સારે રસ્તે મૂકનાર માટે પણ જો હું એવો અર્થ કરું; તો પછી પ્રભુ માટે મારે કેવો અર્થ કરશે? ભાઈ! તમે તસ્દી આપો છો, તેવી મનુષ્યજાતનું કલ્યાણ કરનારી તસ્દી તો મને સૌ આપજો. કોઇ પણ માણસને આપણે સ્વતંત્રતા અપાવી શકતા હોઇએ, કોઇ પણ માણસનાં બંધનો આપણે ઢીલાં કરી શકતા હોઇએ, કોઇ પણ માણસના મનમાં આપણે જ્ઞાનનાં બીજ રોપી શકતા હોઇએ, કોઇ પણ માણસના દુઃખમાં આપણે ભાગ લઇ શકતા હોઇએ, કોઈ પણ માણસને આગળ વધવામાં આપણે મદદ કરી શકતા હોઇએ, કોઈ પણ માણસને આપણે પાપ કરતાં અટકાવી શકતા હોઈએ, કોઇ પણ માણસને આપણે સારે રસ્તે મૂકી શકતા હોઇએ અને કોઇ પણ માણસના હૃદયમાં આપણે ઈશ્વરીભાવના જગાડી શકતા હોઇએ; તો એ તસ્દી કહેવાય કે? હું તો એને ભાગ્યશાળીપણું સમજું છું. તમે અતિશય પરિશ્રમ ભોગવીને મને એવી શુભ તકો આપો છો; માટે હું તમારો ઉપકાર માનું છું. જો હું એવાજ મિજાજમાં રહ્યો હોત કે, એ

કમનસીબો કદી પણ સુધરે તેમ નથી, માટે તમારી યોજનાથી કાંઇ વળે તેમ નથી; તો મારી કેટલી મોટી ખરાબી થાત? આવા આનંદના દિવસો અને સેંકડો જણાના અંતરના આશીર્વાદો હું મેળવી શકત કે? એ બધું તમારીજ મહેનતનું ફળ છે. મારે તો માત્ર "પારકી લેખણુ પારકી શાહી ને મતુ કરે માવજીભાઇ" એમજ કરવાનું છે. છતાં પણ ઘણી વખત અમારાથી એટલું પણ બનતું નથી ને ઊલટી આડી જીભ વળી જાય છે; માટે નાયડુ સાહેબ! જે કહેવું હોય તે ખુશીથી કહો. મારાથી જે બની શકે તે કરવા હું તૈયાર છું.

મેં કહ્યું: સાહેબ! હવે વિનંતિ એટલીજ છે કે, જે સારી ચાલના કેદી હોય અને વધારે કામ કરતા હોય તેઓની પાસેથી ઓછા કલાક કામ લેવાની તથા તેઓને સારો ખોરાક આપવાની મહેરબાની કરવી જોઇએ. એમ કરવાથી આગળ વધેલાઓને ઉત્તેજન મળશે અને પાછળ રહેલાઓ તેઓના જેવા થવા સારું ઉત્સાહથી કામ કરતાં શીખશે; કારણ કે ઓછો વખત કામ કરવાનું અને સારો ખોરાક ખાવાનું કોને નહિ ગમે? આમ કરવાથી એકંદરે કાંઇ નુકસાન થવાનું નથી, કારણ કે તેઓને નિયમ પ્રમાણે સોંપેલાં કામોમાંથી જેટલો વખત બચાવે તેટલો વખત તેઓને બીજાં વધારે સારાં કામો કરવા સારુ આપવાનો છે અને તેઓ પોતાની જાતમહેનતથી જે વધારે કમાણી કરી આપે તેમાંથી તેઓને તેઓના પ્રમાણમાં ખાવાનું આપવાનું છે; એટલે એ બન્ને બાબત બની શકે તેમ છે. જયાંસુધી આવી રીતની સગવડો કરી આપીએ નહિ અને ગોળ તથા ખોળનો સરખો ભાવ રહે, ત્યાંસુધી માણસો સુધરી શકે નહિ; માટે જો આપણે કોઇને પણ આગળ વધારવા હોય તો ખાસ ચાહીને થોડીક વધારે છૂટ મૂકીને તેઓની સાથે વર્તવું જોઇએ. બીજું એ કે જેલમાં હુન્નર-કળાને લગતાં પુસ્તકોની નાની લાયબ્રેરી રાખવાની મેં તજવીજ કરેલી છે, તે પુસ્તકો વાંચવામાં તથા કાંઇ કાંઇ નવી હુન્નર-કળા શીખવામાં કેદીઓની ફુરસદનો વખત જાય એવી ગોઠવણ કરીશું; એટલે તેઓ ફુરસદનો ગેરઉપયોગ કરી શકે નહિ અથવા નજર બહાર રહી શકે નહિ.

દીવાનસાહેબે કહ્યું: જો એટલી બધી ચોકસીથી કામ થઇ શકતું હોય, તો પછી મને કાંઇ અડચણ નથી. મારું કહેવું માત્ર

એટલુંજ છે કે, આપણી ભલમનસાઈનો કોઈ ગેરલાભ લઈ જાય અને આપણે બદનામ થઈએ, એમ ન થવું જોઈએ.

મેં કહ્યું: સાહેબ ! એને માટે મને બહુજ ફિકર છે, કારણ કે જો શરૂઆતમાંજ એવું કાંઈ થાય તો પછી એ દાખલો જોઈને ઊલટાં ઘણે ઠેકાણે એવાં સારાં કામો થતાં અટકી પડે. માટે કોઈ પણ જાતની ગફલત ન થાય એને માટે હું બહુજ સંભાળ રાખું છું.

દીવાનસાહેબે કહ્યું: ત્યારે તમારી યોજના પ્રમાણે બે મહિના કરી જુઓ. જો ફાયદો દેખાય તો આગળ ચલાવીશું, નહિ તો પછી એ વિચાર માંડી વાળીશું.

બહેન ! ઈશ્વરકૃપાથી એ યોજનામાં પણ ફતેહ મળી. એથી કેદીઓ બહુ રાજી થયા. થોડીક છૂટ મૂકવાથી તેઓમાં નવો ઉત્સાહ આવ્યો, તેથી તેઓ બેવડા જોરથી કામ કરવા લાગ્યા અને કામના આનંદથી તથા ઉત્સાહના ઊભરાથી તેઓ પોતાનું અર્ધું દુ:ખ ભૂલી ગયા. તેઓ ખરા જિગરથી મારો ઉપકાર માનવા લાગ્યા. એ વખતે મારા મનને બહુજ સંતોષ થયો અને એ વખતે મારા આત્માને બહુ શાંતિ વળી; કારણ કે ઈશ્વરકૃપાથી મારા દુખિયારા બંધુઓને જરૂરને વખતે હું મદદ કરી શક્યો હતો. ચળકતા હીરાઓ કરતાં અને સ્વર્ગના તારાઓ કરતાં પણ પ્રભુના પુત્રોનાં આંસુની કિંમત વધારે છે. એવાં કીમતી આંસુઓને વ્યર્થ જતાં હું રોકી શકયો હતો અને જે પ્રવાહ નરક તરફ જતો હતો તેને સ્વર્ગ તરફ વાળવામાં હું મારી જિંદગીના કેટલાક કલાકો કાઢી શકતો હતો, તેથી મારા આત્માને આનંદ થતો હતો. હે પ્રભુ ! મારી પેઠે ઘણાં માણસો એવો આનંદ ભોગવી શકે એવા દિવસો ક્યારે આવશે ?

## ગુના અટકાવનારી મંડળી

એ પછી કેટલાક ગૃહસ્થોની સહાયતાથી ‘ગુના અટકાવનારી મંડળી’ સ્થાપન કરી. એ મંડળીએ એક ફંડ કર્યું. એ ફંડમાંથી કેદમાંથી છૂટેલા લાચારોને ગુજરાનનાં સાધનો અપાવવાનું કામ ચાલતું હતું. એ મંડળીનાં માણસો પોલીસની મદદથી તેઓની ઉપર દેખરેખ રાખવાનું તથા તેઓને ધંધા–રોજગારે લગાડી આપવાનું કામ કરતાં હતાં. આવી રીતે યુક્તિસર કામ લેવાથી થોડા વખતમાં, થોડા ખર્ચમાં અને થોડી મહેનતમાં બહુ સારું પરિ-

ણામ ઊપજી શકયું છે અને તેની અસર બહુ દૂર સુધી ફેલાતી જાય છે. એ બધું જોઇ જોઇને હું તો એમજ શીખ્યો છું કે, પરમાર્થમાંજ ખરું સુખ છે. બીજાઓને કોઈ ને કોઈ રસ્તે પણ મદદ કરવામાંજ આપણી મોટાઇ છે, આપણા દુખિયારા ભાઈબંધોને દિલાસો દઇ શકાય એવાં કામો કરવામાંજ આત્માની ઉન્નતિ છે, જગતના જીવોના કલ્યાણમાં રહેવું એજ જિંદગીની સાર્થકતા છે, મહાન પ્રભુને અર્થે પ્રભુનાં બાળકો સારુ આપણાથી જેટલો બની શકે તેટલો આપણા અંગત સ્વાર્થનો ભોગ આપવો એજ પુરુષાર્થ છે અને જગતમાં ઈશ્વરીસ્નેહ વધારવો એજ સાચું સ્વર્ગ છે. માટે બહેન ! જો તમારે પણ સાચું સુખ મેળવવું હોય તો જગતની સેવામાં લાગી જાઓ. આવો અમૂલ્ય વખત અને આવી ઉત્તમ તકો કાંઇ વારે વારે નહિ મળે. તમે તો અત્યારે જે ધારો તે કરી શકો તેમ છો; છતાં પણ જો કાંઇ નહિ કરો ને ખાલી હાથે ચાલ્યાં જશો તો અંતકાળે પસ્તાવો બહુ થશે હો. માટે બહેનો ચેતી લો, ચેતી લો.

## ૯૪–હું શું નિર્દોષ બાલિકાઓને નહિ સુધારી શકું ?

શારદાબહેને કહ્યું: નાયડુ સાહેબની આ વાત સાંભળીને મારા મનમાં બહુ ઊંડી અસર થઇ, કારણ કે હું પણ કાંઇક ભલું કામ કરવા ઇચ્છતી હતી. ઈશ્વરકૃપાથી મારું અંતઃકરણ તો પહેલેથીજ ચોખ્ખું હતું અને તેમાં પરમાર્થની લાગણીનાં બીજો પણ રોપાઈ ગયાં હતાં; એ બીજો ઊગી નીકળવાને માત્ર એક પાણીનીજ ખોટ હતી અને તે પાણી ભલાભાઇ તરફથી મળી ગયું; એટલે પછી ફણગો ફૂટતાં વાર શી ? તેથી નાયડુ સાહેબની વાત સાંભળીને તુરતજ મારી આંખો ઊઘડી ગઈ. મને લાગ્યું કે, માણસો જ્યારે ભેજાંફાટેલ અને બેપરવા થયેલા ગુનેગારોને પણ સુધારી શકે છે, ત્યારે હું શું નિર્દોષ બાલિકાઓને નહિ સુધારી શકું ? જે માણસો ઇરાદાપૂર્વક ધરાર એમ કહે છે કે, હેડબેડીઓ તો મરદો માટે છે, કાંઇ રાંડીરાંડો માટે નથી ! તે લોકો પણ અપરાધો છોડી શકે અને સ્વાભાવિક રીતેજ ધર્મની લાગણીવાળી મારી બહેનો ધર્મને નામે અધર્મમાં રહે તેમાં શું હું કાંઇજ ન કરી શકું ? મહાભયંકર અપરાધ કરવાવાળા પાપીઓ પણ ખુલ્લા દિલે હમેશાં મહાન ઈશ્વરની સ્તુતિ કરી શકે અને

મારી નિખાલસ બહેનો પરાણે પરાણે બાપના બાપને ને માની માને યાદ કરી કરીને કૂટણાં કૂટવામાં ને રમકડાં રમાડવામાંજ રહી જાય, તેમાં હું કાંઇ પણ ન કરી શકું કે? મહાત્માઓ કહે છે કે, સ્ત્રીઓની આંખમાં શરમ હોય છે, મુખમાં મીઠાશ હોય છે, હૈયામાં હેત હોય છે અને હાથમાં કામ હોય છે; પણ પાપના વિચારમાંજ રચીપચી રહેલા હરામનાં હાડકાંવાળા ઘણા-એ ગુનેગારોમાં તેમાનું કાંઇ છે? જો હૈયામાં હેત હોય તો પાપ કેમ થાય? આંખમાં શરમ હોય તો જેલમાં કેમ જવાય? જી-ભમાં મીઠાશ હોય તો કજિયા કેમ થાય? અને હાથમાં કામ હોય તો અધર્મ કરવાનું કેમ સૂઝે? આવાં જેની પાસે કાંઈ પણ સારાં સાધન નહિ તે અપરાધી પણ જગતને આગળ વધારનારા વિદ્યાહુન્નરથી પોતાની રોટી કમાઇ શકે અને મારી બહેનો સ્વાભાવિક રીતેજ એ બધા ગુણવાળી છતાં પણ પોતાના ધણીને કે કુટુંબને કાંઇ પણ મદદ ન કરી શકે એ દિલગીરી નહિ કે? શું હું એ બાબતમાં કાંઇ ન કરી શકું? અને જમના દૂત જેવા પહેરેગીરોની ભરેલી બંદૂક તથા ચડાવેલા સંગીનની અણી વચ્ચે રહેનારા પરાધીન ગુનેગારો પોતાનું જીવન સુધારી શકે અને પતિને પોતાની હથેળીમાં નચાવનારી મારી બહેનપણીઓ પોતાનાં અમૂલ્ય જીવનની કાંઇ પણ દરકાર કર્યા વિના નરકમાં પડી રહે? પ્રભુ! પ્રભુ! આવું નમાલાપણું તે અમારામાં કયાં સુધી રહેશે? ઈશ્વરકૃપાથી મારા જેવી કાંઇ બે અક્ષર જાણવાવાળી બા-ઇઓ પણ જ્યારે પોતાની બહેનોને સુધારવા માટે બહાર નહિ પડે ત્યારે કેમ આરો આવશે? અરે પ્રભુ! ભારતની સ્ત્રીઓને સુધારવા માટે કાંઈજ સાધનો નહિ? અને કાંઇ ખાસ તજવીજ પણ નહિ? ત્યારે આપણે કેમ આગળ વધી શકીશું? ત્યારે આપણા દેશનું કલ્યાણ કેમ થશે? કારણ કે સંસારરૂપી ગાડીનાં બે ચક્ર છે. એક સ્ત્રી ને બીજું પુરુષ. તેમાંથી આપણે ત્યાં જો એક ચક્ર ભાગેલું રહેશે તો ભારતનો ઉદ્ધાર કેમ થશે? અરે આપણાં શાસ્ત્રોમાં તો એ કરતાં પણ આગળ વધીને એમ કહેલું છે કે, પુરુષ એ જમણું અંગ છે ને સ્ત્રી એ ડાબું અંગ છે; એ બન્ને અંગ મળે ત્યારે મનુષ્ય પૂર્ણ થાય છે. હવે વિચાર કરો કે જેનું ડાબું અંગ અર્ધાંગવાયુથી નકામું થઇ ગયું હોય તે માણસ તેવી સ્થિતિમાં રહીને શું શુક્રવાર વાળી શકશે? અને જ્યાં કરોડો માણસો

એવી રીતના અર્ધા અંગવાળા હોય તે દેશનું કલ્યાણ કેમ થશે ?

નાયડુ સાહેબની વાત સાંભળ્યાથી આવી રીતના વિચારો મારા મનમાં ઘોળાતા હતા, એટલામાં મારું માનીતું પુસ્તક મને યાદ આવ્યું. તેમાં સ્ત્રીઓની ઉત્તમતા માટે,સ્ત્રીઓના સ્વભાવ માટે સ્ત્રીઓના પ્રેમ માટે, સ્ત્રીઓના ગુણ માટે અને સ્ત્રીઓની કુદરતી ખૂબીઓ માટે, બહુ જાણવા જેવા નવીન વિચારો હતા. તેમાંથી કેટલીક બાબતો મેં ખાસ યાદ રાખી હતી. તેમાં લખ્યું હતું કે, સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે.

*યાદ રાખજો કે, ગાંડી ગુજરાતના લોકો કહે છે તેમ સ્ત્રીઓનો અવતાર કાંઈ પુરુષોના પગનાં ખાસડાં જેવો નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ પુરુષોની ઘડીક વારની રમૂજને માટે નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ સુથિયાં–સાવરણી માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ માત્ર બાળોતિયાં ધોવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઈ ઘરમાં ગોંધાઈ રહેવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ મોટા મોટા લાજના ઘૂમટા કાઢવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઈ મૂર્ખ રહેવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ કૂટણાં કૂટવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઈ વેવાણોનાં વાંકાં બોલવાં અને દૂધમાંથી પોરા કાઢવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ ખૂણામાં પડીને રોયા કરવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઇ ગામની કૂથલી કરવા માટેજ કે પાડોશણોની અદેખાઈ કરવા માટેજ નથી, સ્ત્રીઓનો અવતાર કાંઈ ગુલામગીરી ભોગવવા માટેજ નથી અને સ્ત્રીઓનો અવતાર કાંઇ છોકરાં જણવાના સંચા તરીકેનોજ નથી; પણ સુકોમળ પવિત્ર સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં દયાની દેવીઓ તરીકેનોજ છે, રસિકડી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં નવું જીવન લાવવા માટે છે, સુંદર સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં અલૌકિક સૌન્દર્ય ફેલાવવા માટે છે, મંદમંદ હાસ્યવાળી સ્ત્રીઓનો અવતાર તો પુરુષોમાં પુરુષાર્થ વધારવા માટે છે, જેની હરણીના જેવી મનોરંજક અને માછલીના જેવી ચપળતાવાળી છતાં પણ સદૈવ દયાથી ભરેલી આંખો છે તેવી સ્ત્રીઓનો અવતાર તો આ જગતને પરમાર્થ શીખવવા માટે છે. સ્વભાવથીજ અંતરના ઊંડા ધર્મભાવવાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં પ્રભુનો મહિમા ને પ્રભુની ભક્તિ ફેલાવવા

* 'સ્ત્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૨૫.

માટે છે. કુદરતી રીતેજ મીઠી લાગતી નાજુકડી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં શાંતિ ફેલાવવા માટે છે. અંતરમાંથી દીનતાવાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં મંગળ કાર્ય કરવા માટે છે અને પ્રકૃતિથીજ આધીનતાવાળી સ્ત્રીઓનો અવતાર તો આ જગતમાં સ્વર્ગના દેવોના પ્રતિનિધિ તરીકેનોજ છે, એમાં કાંઇ પણ શક નથી.

## સ્વર્ગમાં દેવ અને ઈશ્વરની વચ્ચે જેવો આધીનતાનો સંબંધ છે, તેવો સંબંધ આ દુનિયામાં સ્ત્રી અને પુરુષની વચ્ચે હોવો જોઇએ

× આ દુનિયાનું ધણી–ધણિયાણીપણું તે સ્વર્ગનું 'દેવ અને ઈશ્વર'નું સમરૂપ છે. સ્વર્ગમાં–મોક્ષમાં–પ્રભુની હજૂરમાં દેવ અને ઈશ્વરનો કેવો આનંદદાયક સંબંધ છે, એ આપણે બરાબર રીતે સમજી શકીએ અને એ પ્રમાણે વર્તી આગળ જતાં આપણે પણ દેવ બની પ્રભુની હજૂરમાં જઇ મોક્ષધામનો અખંડાનંદ ભોગવી શકીએ તથા પ્રભુના સ્વરૂપમાં મળી શકીએ, તે શીખવવા સારુ પ્રભુએ કૃપા કરીને દેવ અને ઈશ્વરના સંબંધનું સરખાપણું આ દુનિયામાં આપણને ધણી–ધણિયાણીરૂપે આપેલું છે.

દેવ અને ઈશ્વરનો સંબંધ કેવો છે, એ તમે જાણો છો? દેવો હમેશાં દર પળે પ્રભુની આધીનતાને ચાહે છે, દીનતા એજ તેઓના જીવનનું તત્ત્વ છે અને આધીનતા એજ તેઓનું કર્તવ્ય છે. પ્રભુની હજૂરમાં માનપૂર્વક હાથ જોડીને તેઓ પ્રભુના હુકમની વાટ જોતાજ બેઠેલા હોય છે, તેઓમાં હુંપણું કે પોતાપણું હોતું નથી. ક્યારે પ્રભુ અમને હુકમ ફરમાવે અને ક્યારે અમે તે બરાબર રીતે બજાવીએ, એજ ભાવના તેઓના મનમાં રમતી હોય છે. તેઓને કોઇ પણ જાતનાં સુખની કમી હોતી નથી; તોપણ તેઓનો આનંદ તો પ્રભુના સ્વરૂપનું ધ્યાન ધરવામાં અને પ્રભુના દર્શનમાંજ હોય છે. પ્રભુની ઇચ્છા એજ તેઓની ઇચ્છા, પ્રભુનો હુકમ એજ તેઓનું કર્ત્તવ્ય, પ્રભુનું દર્શન એજ તેઓનું સુખ અને પ્રભુમાં તન્મય થઇ જવું એજ તેઓની સાર્થકતા છે. પ્રભુના હુકમ પાળવા સિવાય બીજું કાંઇ પણ તેઓ જાણવા ચાહતા નથી; એટલુંજ નહિ પણ પોતાનું પોતાપણું તેઓ ભૂલી ગયેલા હોય છે. આવી દીનતા અને આવી

× 'સ્ત્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૧૯.

આધીનતાને લીધેજ તેઓ દેવ છે અને તે સારુજ શાસ્ત્રોમાં પ્રભુએ દેવોને મોટા તથા પૂજનીય ગણેલા છે.

દેવો જ્યારે આવો ઉત્તમ સેવકભાવ રાખે છે ત્યારે પ્રભુ તેઓને માટે શું કરે છે, એ તમને ખબર છે? દેવોના સુખને માટે તે હમેશાં તત્પર રહે છે; દેવોને માટે તેણે સ્વર્ગ બનાવેલું છે; દેવોને માટે તેણે મનવાંચ્છિત ભોગો આપનારાં કામધેનું, કલ્પવૃક્ષ ને ચિંતામણિ બનાવેલાં છે અને દેવોના સુખને માટે તે અવતાર લે છે. દેવો જ્યારે ઊંઘે છે ત્યારે તેની આધિનતાથી ખુશી થઇને તેની ચોકી કરવા સારુ પ્રભુ જાગે છે, દેવો જ્યારે પ્રભુના ગુણ ગાય છે ત્યારે તેને રીઝવવા સારુ પ્રભુ પોતે તેની પાસે નાચે છે, દેવો જ્યારે બેસે છે ત્યારે પ્રભુ તેની પાસે તેનાં સુખોની સગવડતાને માટે ઊભા રહે છે, દેવો જ્યારે ચાલવા ઇચ્છે છે ત્યારે પ્રભુ તેને તેડી લે છે અને દેવોને જ્યારે ખાવા–પીવાની ઇચ્છા થાય છે ત્યારે અમૃત જેવી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ પ્રભુ તેને પૂરી પાડે છે. ટૂંકામાં એજ કે, દેવોને સુખી જોઇને રાજી થવું અને દેવોનાં સુખને માટે મહેનત કર્યા કરવી, એ પ્રભુનો આનંદ છે. આવો સેવ્ય–સેવકનો ઇશ્વર અને જીવ વચ્ચેનો સંબંધ છે અને તેજ સંબંધ આ દુનિયામાં સ્ત્રી–પુરુષ વચ્ચે હોવો જોઇએ, એટલે કે જેમ દેવો પ્રભુને માટે કરે છે તેમ સ્ત્રીઓએ પોતાના પતિ માટે કરવું જોઇએ અને જેમ પ્રભુ દેવોને માટે કરે છે તેમ પતિએ પોતાની પત્ની માટે કરવું જોઇએ. એ આર્યશાસ્ત્રની આજ્ઞા છે અને એ ઇશ્વરની ઇચ્છા છે.

## ૯૫–સ્વર્ગમાં દેવોની જે કામગીરી છે તેજ કામગીરી આ દુનિયામાં સ્ત્રીઓની છે

*સુખની મૂર્તિરૂપ સ્વર્ગના દેવોની કામગીરી શું છે, એ તમને ખબર છે? શાસ્ત્રો કહે છે કે, દયાળુ પ્રભુએ તેઓને દુનિયા ઉપર દયા કરવાનાં કામો સોંપેલાં છે. જેમકે કોઇને વરસાદ વરસાવવાનું કામ સોંપેલું છે, કોઇને પ્રજા ઉત્પન્ન કરવાનું કામ સોંપેલું છે, કોઇને રોગીઓ ઉપર દયા કરવાનું કામ સોંપેલું છે, કોઇને પવનને કબજામાં રાખવાનું કામ સોંપેલું છે, કોઇને મનુષ્યોનાં કર્મનો બદલો આપવાનું કામ સોંપેલું છે, કોઇને અનાજ, ઓષ-

*'સ્ત્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃ૪ ૨૨.

ધિ તથા ફળ–ફૂલમાં રસ પૂરવાનું કામ સોંપેલું છે, કોઇને દિશાઓની ચોકી કરવાનું કામ સોંપેલું છે, કોઇને અગ્નિનું ધણીપણું સોંપેલું છે, કોઇને જગતમાં પ્રકાશ કરવાનું કામ સોંપેલું છે, કોઇને પાણીનું ધણીપણું સોંપેલું છે, કોઇને મરણ પામેલાંઓ પાછળની ક્રિયાઓનું ફળ પહોંચાડવાનું કામ સોંપેલું છે, કોઇને જગતમાં જ્ઞાન ફેલાવવાનું કામ સોંપેલું છે, કોઈને ઊંચામાં ઊંચી જાતની કારીગરી બનાવવાનું કામ સોંપેલું છે, કોઇને જગતમાં ઐશ્વર્ય ફેલાવવાનું કામ સોંપેલું છે, કોઇને દુષ્ટોનો સંહાર કરવાનું કામ સોંપેલું છે, કોઇને ભગવત્સેવા તથા ભક્તિ શીખવવાનું કામ સોંપેલું છે અને કોઇને જગતમાં મંગળ કરવાનું કામ સોંપેલું છે. આવી રીતે જુદા જુદા દેવોને મહાન પ્રભુએ જીવોનાં કલ્યાણને માટે જુદાં જુદાં દયાનાં કામો સોંપી દીધેલાં છે. એવાં મહાન કામો આપણે સ્પષ્ટ રીતે સમજી શકીએ નહિ તેવી રીતે અદૃશ્યપણે પણ બરોબર રીતે દેવો બજાવ્યા જાય છે; પણ દેવો સૂક્ષ્મસૃષ્ટિમાં કામ કરે છે અને આ આપણું જગત તો સ્થૂલરૂપવાળું છે. માટે આ જગતમાં ખુલ્લી રીતે કામ કરી શકે એવી શક્તિઓની પ્રભુને જરૂર લાગી, તેથી દેવોનાં જેવાં રૂપવાળી અને દેવોનાં જેવાં દયાનાં કામ કરવાવાળી શક્તિઓને પ્રભુએ બનાવી. એ શક્તિઓ તે આ જગતની સ્ત્રીઓ છે. દેવો, દેવોના પ્રમાણમાં અને સ્વર્ગના પ્રમાણમાં કામો કરે છે અને સ્ત્રીઓ આ જગતના પ્રમાણમાં તથા પોતાના પ્રમાણમાં દયાનાં કામો કરે છે, કારણ કે સ્ત્રીઓ દેવોનું સમરૂપ છે; એટલે કે દેવોના જેવું પણ તેથી જરા ઊતરતા પ્રકારનું દેવોનું બીજું રૂપ તે આ જગતની સ્ત્રીઓ; અર્થાત્ દેવોની માફક દયાનાં કામો કરવા સારુજ પ્રભુએ તેઓને નિર્માણ કરી છે. ટૂંકામાં એજ કે દેવોનું બીજું રૂપ અથવા દેવોનો બીજો અવતાર તે આપણી સ્ત્રીઓ છે, કારણ કે દયાનાં કામો કરવા માટે એટલે કે દુનિયાની સેવા કરવા માટે અને જગતમાં પ્રભુપ્રેમ ફેલાવવા માટે પ્રભુએ બીજા દેવોના અવતાર તરીકે સ્ત્રીઓ બનાવી છે.

આ વાત મારા ઘરની નથી, પણ પ્રાચીન ઋષિઓના સિદ્ધાંતની અને આર્યશાસ્ત્રની મહત્તાની વાત છે. આપણાં શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે સ્ત્રીઓનું દેવી તરીકે–ભગવતી તરીકે વર્ણન કરેલું છે; એટલુંજ નહિ પણ એમ પણ કહેલું છે કે, મહાન ઋષિઓએ વ્રજથી ગોપીઓરૂપે સ્ત્રીઓનો અવતાર લીધો હતો. આ બધી

વાતોનો ભેદ શો છે? એજ કે સ્રીઓ દેવોનું સમરૂપ છે અને તે આ જગતમાં સેવા કરવા માટે તથા પ્રભુપ્રેમ ફેલાવવાને માટેજ ઉત્પન્ન થયેલી છે.

સેવા કરવાની તક મળે તોજ સ્રીઓને આનંદ થાય છે; દયાનાં કામો કરવા માટેજ સ્રીઓનો અવતાર હોવાથી, પ્રભુએ સ્રીઓની પ્રકૃતિજ એવી બનાવેલી છે, કે જો તેઓને સેવા કરવાની તક મળે તોજ તેઓને આનંદ થાય. બીજાં ગમે એટલી જાતનાં સુખો હોય તોપણ સેવા કર્યા વિના સ્રીઓને ખરું સુખ મળી શકેજ નહિ. એમાં જો કાંઈ શંકા હોય તો તું મને કહે કે, *તારો આનંદ શામાં છે? તારા વહાલાની તાબેદારી કરવામાં કે તારા વહાલા પર ધણીપણું ચલાવવામાં? બેટિ! શરમાઈશ નહિ, મને ખુલ્લા દિલે જવાબ દે, તને શું ગમે છે? તારા વહાલાને માટે સારું સારું ખાવાનું બનાવવાનું તને મન થાય છે કે નહિ? તારે ઘેર રસોઈયા છે તોપણ ઘણી વખત તારે હાથે તારા વહાલા માટે કાંઇ કાંઇ ચીજ બનાવવાની ઇચ્છા થાય છે કે નહિ? તારો વહાલો જ્યારે પાણીનો લોટો માગે ત્યારે તે માગ્યા પહેલાં અગાઉથીજ તૈયાર રાખવામાં તને મજા પડે છે કે નહિ? તારે ગમે એટલું કામ હોય તોપણ તે બધું છોડીને તારા વહાલા માટે દૂધ તૈયાર કરવામાં તને આનંદ આવે છે કે નહિ? તારી વહાલામાં વહાલી બહેનપણી સાથે તું મીઠામાં મીઠી છૂપી વાતો કરતી હોય ને એ વખતે તારો વહાલો આવી ચડે તો તેને જોઇને એ વખતે તું રાજી થાય કે ગુસ્સે થાય? હું જાણું છું કે, અવસ્થાના ભેદ પ્રમાણે અને આજુબાજુના સંયોગો પ્રમાણે તને મોટાઇ મેળવવાનું અને સભાઓમાં જવાનું મન થતું હશે, પણ હું તને પૂછું છું કે, કોઇ સભામાં તું પ્રમુખપદે હોય અને તારા ભાષણથી ખુશી થઇને લોકો તને તાળીઓથી વધાવી લેતા હોય, એથી તને જેટલી ખુશાલી લાગે તે કરતાં તારો વહાલો કાંઈ પ્રસંગોપાત્ત 'જા જા ઘેલૂડી' એમ કહીને જરા હસતે હસતે તારા ગાલ ઉપર આસ્તેથી બે આંગળીઓ મારે તો તને વધારે આનંદ થાય કે નહિ? ધાર કે તારા વહાલાનું માથું દુઃખતું હોય તો નોકર પાસે તેનું માથું દબાવીને તું રાજી થઇશ કે તું પોતે તારે હાથે માથું દાબીશ ત્યારે સંતોષ પામીશ? તારાં બીમાર બાળ-

* 'સ્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૨૭.

કને દવા પાવાનું કામ આયાને સોંપવાથી તને ખુશાલી લાગે કે તારે હાથે પાવાનું મન થઇ જાય, એ મને કહે. તારે ઘેર તારા વહાલાના દોસ્ત મહેમાન તરીકે આવ્યા હોય ત્યારે તેની પરોણાગત કરવાનું કામ તને ગમે કે નહિ? તારે ઘેર કાંઈ નવાં ફળફૂલ આવ્યાં હોય ત્યારે તેમાંથી તારા પાડોશીને આપવાની તને ઇચ્છા થાય કે નહિ? તારે ઘેર ઘણાએ નોકરો છે, પણ તારા વહાલાને તારે હાથે કપડાં પહેરાવવાનું કોઇ દિવસ મન થઈ જાય છે કે નહિ? તારા વહાલાના રૂમાલમાં સેંટ નાખી સરખો કરી તેને આપતાં તને શા માટે મજા પડે છે? અને તારા વહાલાના કપાળ ઉપરના બાલના ગુચ્છા સરખા કરવાનું શા માટે તને મન થઇ જાય છે? બેટિ! એનું કારણ એજ કે, સ્ત્રીઓની પ્રકૃતિમાંજ પ્રભુએ આધીનતા મૂકેલી છે અને સ્ત્રીઓના અંતઃકરણમાંજ 'સેવાધર્મ' રહેલો છે; માટે કુદરતી રીતેજ સ્ત્રીઓ સેવા કરવાને ઉત્પન્ન થયેલી છે, તેથી સેવામાંજ–પ્રેમમાંજ પ્રભુએ તેઓનો આનંદ મૂકેલો છે.

## સ્ત્રીઓને તેઓની સેવાનો શો બદલો મળે છે?

સ્ત્રીઓનો અવતાર દેવોના પ્રતિનિધિ તરીકેનો છે અને સેવા કરવા માટેજ સ્ત્રીઓનો અવતાર છે; એટલુંજ નહિ પણ સેવા ન કરે ત્યાંસુધી બીજાં ગમે એટલાં સુખો છતાં પણ સ્ત્રીઓ આનંદ મેળવી શકેજ નહિ, એવી તેઓની પ્રકૃતિ છે. એ જાણ્યા પછી હવે આપણે એ જાણવું જોઈએ કે, સ્ત્રીઓને તેઓની સેવાનો શો બદલો મળે છે? એને માટે કહેલું છે કે:

* બાબુ સાહેબ, મને કહો કે તમારી વહાલામાં વહાલી ઇચ્છા શું છે? તમારું જિગર શાને માટે તલપી રહ્યું છે? અને તમોને કયે ઠેકાણે શાંતિ મળે છે?

મારા વહાલાએ કહ્યું: મહારાજ! મારી વહાલામાં વહાલી ઇચ્છા એ છે કે, મારી વહાલીને હું કેમ સુખી કરી શકું? મારું જિગર હમેશાં મારી વહાલીના પ્રેમને માટેજ તલપી રહ્યું છે અને આ જગતમાં જો કયાંઈ પણ મારે માટે શાંતિ હોય તો તે આ મારી નાજુકડીના ચહેરામાંજ છે! મહારાજ! ધણીધણિયાણીના અંતરના પ્રેમની તમારી પાસે વાતો કરતાં હું જરા અચકાઉં છું, કારણ કે તમે સંન્યાસી છો; પણ આજે જયારે એ સવાલજ નીક-

* 'સ્ત્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૪૦.

બોલો છો ત્યારે એક મિત્રની માફક ખુલ્લા દિલે મને કહેવા દો કે, મારું સ્વર્ગ તે મારી પ્રિયા છે! એમ કહીને મારું માથું તેઓએ પોતાની છાતી સાથે દાબ્યું. મારું માથું વીજળીની બેટરી જેવું હોય અને તેમાંથી જાણે કોઇ નવો પાવર તેઓએ મેળવેલો હોય તેમ આનંદના જોસમાં આવી જઇને તેઓ બોલ્યા કે, મહારાજ! આ દુનિયાદારીની કઠિન જંજાળો અમે ભોગવીએ છીએ, તે કોને માટે? આવાં બુલબુલોને માટેજ! આ અસાર સંસારના ભયંકર તાપમાં અમોને કેટલું બધું તપવું પડે છે, એ તમો ત્યાગીઓ શું જાણો? એ બધું કોને માટે? આ દુનિયામાં અમે જે કાંઇ સાહસો કરીએ છીએ અને જે જે મહાભારત જોખમો ઉઠાવીએ છીએ, તે કોને માટે? અમારા સ્વાર્થનો ભોગ આપીને અમે રાતદહાડો રખડીએ છીએ તે કોને માટે? ઘણી વખત જેનું મેં જોવામાં પણ અમને અપમાન લાગે તેવા માણસોની ગુલામગીરી કરીએ છીએ તે કોને માટે? અમારી પાઘડીઓમાં ડૂચા ઘાલીને પણ અમારી બાયડીઓને દાગીના પહેરાવીએ છીએ તે શા માટે? અને અમે ટાઢ–તડકામાં રખડીને અમારી બાયડીઓને ઘરના ટાઢા છાંયડામાં બેસાડી રાખીએ છીએ, તે શા માટે? મહારાજજી! આ બધું અમે સ્ત્રીઓને માટેજ કરીએ છીએ.તેઓની આધીનતાજ અમારી પાસે એટલું બધું કરાવે છે. જો સ્ત્રીઓમાં આધીનતા ન હોય–સેવાધર્મ ન હોય તો અમે આમાંનું કાંઇ પણ કરી શકીએ નહિ, અમે એકલા હોઇએ તો પાંચ રૂપિયામાં અમારું ચાલી શકે અને બાયડી પરણીએ તો પચીસ રૂપિયામાં પણ પૂરું થાય નહિ. આવી રીતે સ્ત્રીઓને ખાતર અમોને કેટલી બધી જંજાળ ભોગવવી પડે છે અને તોપણ તે અમે કેટલી બધી શાંતિથી–ઊલટા કેવા ખુશી થઇને ભોગવીએ છીએ, એ તમે ક્યાં નથી જાણતા. એ બધું શા માટે? માત્ર સ્ત્રીઓની 'સેવા'નેજ માટે. અમારામાં ધણીપણું રહેલું છે તેને લીધે અને સ્ત્રીઓને તેની સેવાનો બદલો આપવા માટેજ અમે આટલી બધી જંજાળો ઉઠાવીએ છીએ; કારણ કે સ્ત્રી અને પુરુષનો દેવ અને ઈશ્વરના જેવો સંબંધ છે, એટલે દેવોનાં સુખને માટે જેમ પ્રભુ અવતાર લે છે; તેમજ સ્ત્રીઓનાં સુખને માટે કુદરતી રીતેજ અમારો અવતાર છે. એટલે જાણ્યે કે અજાણ્યે, ખુશીથી કે નાખુશીથી, પણ સ્ત્રીઓની સેવાનો અમારે બદલો વાળવો પડે છે અને એ સેવાનો–એ ધણીપણાનો બદલો વાળીએ ત્યારેજ

અમારા આત્માને શાંતિ વળે છે.

*એ પછી મારા વહાલાએ મારી સામું જોઈને મારી સાડીના છેડા ઉપરની કોર સાથે રમતાં રમતાં કહ્યું કે, મારા સ્વર્ગ ! તને ખબર છે ? તમારું હસતું મોં જોવા માટે અમે આફતના મુખમાં જઈએ છીએ, તમારી મધુરી વાણી સાંભળવા સારુ અમે સેંકડો અને હજારો ગાઉ દૂરથી ઘણાં દુઃખ વેઠીને તમારી પાસે હાજર થઈએ છીએ, તમારાં ચુંબન સારુ અમે સ્વર્ગને લાત મારીએ છીએ, તમારાં આંસુનાં ટીપાંને બદલે અમે લોહીની ધારાઓ ચલાવીએ છીએ, તમારી નાજુકાઈને ખાતર અમે રણસંગ્રામમાં કમોતે મરીએ છીએ, તમારા મીઠડા હાવભાવને ખાતર અમે અમારા સ્વાર્થ ઉપર પૂળો મૂકીએ છીએ, તમે નિર્દોષ બચ્ચાંઓને રમાડી શકો તે સારુ અમે તલવારની ધારો અને તોપના ગોળાઓ સાથે રમીએ છીએ, તમે સુખેથી ઘરમાં રહી શકો માટે અમે પરદેશ વેઠીએ છીએ, તમારા જેવી ભૂતલની દેવીઓની સુંદર વસ્ત્રાલંકારથી પૂજા કરી શકીએ તે સારુ અમે હજારો જંજાળો ભોગવીએ છીએ, તમારાં રૂડાં ચારિત્ર્યની કિંમત સમજી શકીએ અને તમને વધારે સુખી કરી શકીએ તે સારુ અમે જ્ઞાન મેળવીએ છીએ, તમારી સુંદરતા કાયમ રાખવા સારુ હજારો ઉપાધિઓ વેઠીને અમે કુરૂપડા બનીએ છીએ, તમારી રસિકતાને ખાતર અમે દુનિયાદારીનાં મુશ્કેલ ધક્કાઓ ખમીએ છીએ, તમોને ગમત આપવાને ખાતર અમો અમારી મોજ–મજાનો ભોગ આપીએ છીએ અને મીઠડિ ! યાદ રાખજે કે, સ્ત્રીઓના સુખને માટેજ પુરુષોનો અવતાર છે ! વહાલુડિ ! આ બધું શા માટે ? માત્ર તમારી સેવાનેજ માટે; તમારા પ્રેમનેજ માટે.

## સેવા એટલે શું? સ્ત્રીઓ પાસેથી કઇ જાતની સેવા અમે માગીએ છીએ?

તમારે માટે અમે આટલું બધું કરીએ તેના પ્રમાણમાં તમારે અમારે માટે શું કરવાનું છે? એક માત્ર સેવા અને સેવા એટલે શું ? અમે તમારી પાસેથી કેવા પ્રકારની સેવા માગીએ છીએ ? અમે તમારી પાસે લશ્કરી બરાકોની પેઠે ખડા ચોકીપહેરા નથી માગતા, અમે તમારી પાસે મુલકો જીતીને ફતેહ કરી આપવાનું નથી માગતા, અમે તમારી પાસેથી ઘાંચીના બેલના જેવી

* 'સ્ત્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૪૪.

કામગીરી નથી માગતા, અમે તમારી પાસેથી દરિયાપાર જવાની સેવા નથી માગતા, અમે તમારી પાસેથી ધન કમાઈ આપવાની સેવા નથી માગતા, અમે તમારી પાસેથી પાવડા–કેદાળીની સેવા નથી માગતા, અમે તમારી પાસેથી બળદોને બદલે તમને હળે જોડવાની સેવા નથી માગતા, અમે તમને એમ નથી કહેતા કે, ભૂત–પ્રેતના ભયવાળા સ્થાનમાં જઇને તમે અમને બચાવો, અમે તમને એમ નથી કહેતા કે, સમુદ્રમાં નવા બેટો શોધીને આબાદ કરી આપો, અમે તમને એમ નથી કહેતા કે, દુશ્મનોની તોપના ગોળા સામે જઇને અમારી સેવા કરો અને અમે તમારી પાસેથી કાંઈ આફ્રિકાના ગુલામો જેવી ગુલામગીરીની સેવા નથી માગતા; પણ અમે તો માત્ર તમારા અંતરનો પ્રેમ માગીએ છીએ, અમે તો માત્ર તમારા ચારિત્ર્યની શુદ્ધિજ માગીએ છીએ, અમે તો માત્ર હમેશાં તમારું હસતું મોંજ જોવા માગીએ છીએ અને અમે તો તમારા જેવી ભાગ્યશાળી દેવીઓના માત્ર આશીર્વાદજ લેવા ઇચ્છીએ છીએ; કારણ કે તમારી પ્રસન્નતાથીજ અમારું કલ્યાણ થવાનું છે અને તમારી પ્રસન્નતાથીજ અમારા ઘરમાં દેવતાઓ રમવાના છે. માટે ઓ મારા સ્વર્ગ! અમે તમારી પાસેથી સેવાધર્મ એટલે કે પ્રેમ અને આધીનતાજ માગીએ છીએ અને તેનું સ્થૂલરૂપ તમારું હસતું મોં એજ છે. માટે હસતું મોં એજ તમારી સેવા છે. એ સિવાય બીજું કાંઈ પણ અમે ઇચ્છતા નથી.

મહારાજે મારી સામું જોઇને કહ્યું: બેટિ! તારા વહાલાએ તો ખૂબી કરી! સેવાધર્મનો અર્થ હવે તું સમજી કે નહિ?

મેં કહ્યું: હા મહારાજ! સેવાનો અર્થ હવે હું બરાબર સમજી. પશ્ચિમના લોકો શાસ્ત્રના હેતુ અને સેવાનો ખરો અર્થ સમજતા નથી, તેથીજ તેઓ એમ કહે છે કે, હિંદુશાસ્ત્રમાં સ્ત્રીઓના હક છૂંદી નાખેલા છે; પણ અહીં તો તેથી ઊલટુંજ છે. આહા! કેવો મજાનો અર્થ! મારી બીજી બહેનપણીઓની પેઠે પ્રથમ હું પણ એમ સમજતી કે, સેવાધર્મ એટલે કોણ જાણે શુનું શું હશે? પણ આ તો સેવામાંથી એટલે કે દાસપણામાંથી પૂજાવાનું નીકળી પડયું. અમારાં હસતાં મોં એજ અમારી સેવા! વાહ, વાહ, વાહ!! મારા વહાલુડા, વાહ! ધન્ય છે તમને! આ સૂત્ર તમે કયાંથી શોધી કાઢયું? ખરેખરું એમજ છે, કારણ કે પ્રેમ પવિત્રતા આપે છે, પવિત્રતા આનંદ આપે છે અને શરીરનાં બીજાં બધાં અંગ કરતાં

મુખ ઉપર આનંદ વધારે સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે. માટે અમારે હમેશાં હસતાં મોં રાખવાં એજ અમારી ઉત્તમ સેવા છે. ઓહો! શું અમારી ઉપર પ્રભુની કૃપા છે! સ્ત્રીજાતિ ઉપર પ્રભુની આટલી બધી કૃપા છે, એમ હું જાણુતી નહોતી. હમેશાં ખુશીમાં રહેવું એજ અમારી સેવા! વાહ, વાહ, વાહ!! ત્યારે બીજું શું જોઇએ? પણુ અફ્સોસ કે, એટલું પણુ અમારી બ્હેનપણીઓથી થઇ શકતું નથી. અરે! કેવી દિલગીરીની વાત છે કે એવો આનંદ લૂંટવાનું પણુ અમારાથી બનતું નથી!

## પવિત્ર સ્ત્રીઓ હસે છે ત્યારે દેવતાઓ રાજી થાય છે

આજ જાતના વિચારો મેં એક બીજા પુસ્તકમાં પણુ વાંચ્યા હતા. તેમાં લખ્યું હતું કે, *મસ્તીખોર રમૂજી યુવાન છોકરીઓ જયારે ભેગી થઇ હોય, ત્યારે વાતવાતમાં ખડખડ હસી પડે છે, તેમ ઘણી વખત મેં મસ્તીખોર લહેરોને હસતી જોઇ છે, લહેરો કેમ હસે છે, એ તમને ખબર છે? કુદરતનું ને મનુષ્યનું હસવું ઘણે દરજજે સરખુંજ હોય છે. કારણુ કે મનુષ્ય એ કુદરતની નકલ છે. મનુષ્ય બરોબર મનુષ્યરૂપમાં હોય ત્યારે તે કુદરતની આબેહૂબ નકલ છે, મનુષ્ય મનુષ્યના દેખાવમાંજ હોય ત્યારે તે કુદરતની અધૂરી નકલ છે અને જયારે મનુષ્ય પૂર્ણુ રૂપમાં પહોંચે ત્યારે તે પોતેજ કુદરત બની જાય છે. આવો નિયમ હોવાથી કુદરતનું હસવું કેવું હોય છે, તે સમજવા સારુ આપણે સમુદ્રની લહેરોનું હસવું તપાસવું જોઇએ. એ તપાસતાં મને જણાયું છે કે, જ્યારે લહેરો હસે છે ત્યારે તેનો ઉછાળો વધી જાય છે, તેનો જોસ વધી જાય છે, તેની મસ્તી વધી જાય છે, તેમાંથી મીઠડો શાંત અવાજ નીકળ્યા કરે છે, તેનું તેજ વધી જાય છે, તેના હાવભાવમાં મીઠાશ આવી જાય છે, તેનામાં સ્વાભાવિક સુંદરતા આવી જાય છે અને જયારે તેની ઉપર નિર્દોષતા દેખાડનારાં પ્રફુલ્લિત શ્વેત ફીણુ આવી જાય છે ત્યારે અમે તેને લહેરોનું હસવું કહીએ છીએ. આવું લહેરોનું સ્વાભાવિક હાસ્ય હું જયારે જોતો ત્યારે મને એમ લાગતું કે, આવું આનંદ વધારનારું હાસ્ય અમારી બ્હેનોમાં હોય તો કેવું સારું? આમ વિચાર થવાથી મેં તે લહેરને પૂછ્યું કે, ઓ હાસ્યના અવતાર! ઓ આનંદની મૂર્તિ! ઓ કુદરતના સમ-

*'સ્વર્ગના સંદેશા' નામના પુસ્તકમાંથી.

રૂપ! તમે કેમ હસો છો? તમારી પેઠે અમારી બહેનો હસી શકે એવી કાંઇ તમારી પાસે દવા છે કે નહિ? એવી કાંઇ તમારી પાસે ચાવી છે કે નહિ? એ સાંભળીને એક લહેરે કહ્યું કે:

ઓ કુદરતના વહાલાઓ! ઓ જગતના સ્તંભો! ઓ સંસારનાં અમૂલ્ય રત્નો! તમારી બહેનોને આ સ્વર્ગનો સંદેશો કહેજો કે, ઓ સંસારમાં સ્વર્ગ લાવનારીઓ! તમારો દરજ્જો બહુ ઊંચો છે. તમારા હાસ્યથી દેવતાઓ પ્રસન્ન થઇને જગત ઉપર આશીર્વાદના વરસાદ વરસાવે છે; કારણ કે જ્યારે સુખ હોય ત્યારેજ હસવું આવે છે અને જ્યારે હસવું આવે ત્યારે અમારી માફક તમારામાં પણ ઘણી જાતના ફેરફાર થઇ જાય છે. જેમકે પવિત્ર સુકોમળ સ્ત્રીઓ હસે છે ત્યારે તેઓનો ચહેરો મલકાય છે, તેઓની આંખો ચળકે છે ને તેઓમાં એક જાતની મસ્તી આવે છે; તેઓના હોઠ પ્રફુલ્લિત થાય છે ને તેમાંથી ઝીણો મધુરો અવાજ નીકળે છે; તેઓના ગાલ ઉપર રતાશ ચડે છે, તેઓનાં શરીરનું તેજ વધે છે, તેઓના મનમાં એક નવી જાતનો તનમનાટ થાય છે; તેઓનાં શરીરમાં એક ખાસ પ્રકારનો જોસ આવે છે અને તેઓની ઇન્દ્રિયોમાં આપણને ધક્કો પહોંચાડે એવી રસજ્ઞતા આવી જાય છે. એટલુંજ નહિ પણ હસવાને વખતે અંતઃકરણમાં સ્નેહનો ઊભરો ભરાઈ આવે છે, તેમાંથી જગતમાં આનંદનો ઝરો વહેવા માંડે છે. આવી આનંદદાયક સ્થિતિને આપણે હસવું કહીએ છીએ. સ્વર્ગમાં એવો અનુભવ થાય છે કે, જ્યારે સ્વર્ગની દેવીઓના જેવી ને કુદરતની સખીઓના જેવી સુકોમળ પવિત્ર સ્ત્રીઓ હસે છે ત્યારે દેવતાઓ રાજી થાય છે. જ્યારે યુવાન છોકરીઓ હસે છે ત્યારે જગતમાં મીઠાશ ફેલાય છે. જ્યારે નિર્દોષ કુમારિકાઓ હસે છે ત્યારે જગતમાં પવિત્રતા ફેલાય છે. જ્યારે સુકોમળ યૌવનાઓ હસે છે ત્યારે લક્ષ્મી પ્રસન્ન થાય છે, જ્યારે નાજુકડી સ્ત્રીઓ મીઠડું હાસ્ય કરે છે ત્યારે પુરુષોમાં નવું જીવન આવે છે. જ્યારે રસિકડી મુગ્ધાઓ હસે છે ત્યારે જગતમાં આનંદ ફેલાય છે અને જ્યારે સુહૃદયવાળી સ્ત્રીઓ આનંદના ઊભરાઓ બહાર પાડવા માટે હસે છે ત્યારે જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાય છે. માટે ઓ ભાઇઓ! સ્વર્ગનો એજ સંદેશો છે કે, તમારી સ્ત્રીઓને સુખી રાખજો, કારણ કે હાસ્ય એ સુખનાં ફૂલડાં છે અને આનંદના ઊભરાઓ છે. દેવતાઓ કહે છે કે, હસવું ઉત્પન્ન કરનારી

દવા સુખ છે અને સુખ મેળવવાની ચાવી નિર્દોષ હાસ્ય છે. માટે હમેશાં આનંદમાં રહેવાય એમ કરો અને એમ થવા માટે તમારી સ્ત્રીઓ સુખી રહે તેમ કરો.

## સ્ત્રીઓ આનંદનો અવતાર છે તેનાં કારણો

*અહા ! સેવા! એમાં તો સર્વસ્વ છે. જિંદગીની ફરજ, મનુષ્યજન્મની સાર્થકતા, દેવોનું સ્વર્ગ, પ્રભુની કૃપા અને મોક્ષધામનાં સુખડાં, એ બધું સેવામાં છે. એવી મહાન સેવા તો અમારાં હસતાં મુખડાંમાંજ આવી ગઈ! અહા ! આથી વધારે આશ્ચર્ય બીજું શું હોય? આથી સહેલું બીજું શું હોય? મહારાજજી! મને કહો તો ખરા કે, શા માટે મહાન પ્રભુએ સ્ત્રીઓ ઉપર એટલી બધી કૃપા કરી હશે કે તેઓનાં હસતાં મોઢાંમાંજ તેઓની સેવા એટલે કે મુક્તિ આવી જાય?

મહારાજે કહ્યું: બેટિ ! તું જાણે છે કે પ્રભુ આનંદસ્વરૂપ છે, તેથી પ્રભુના ભક્તો-દેવો પણ આનંદસ્વરૂપ છે અને સ્ત્રીઓ દેવોનું બીજું રૂપ છે-દેવોના પ્રતિનિધિરૂપે છે. આ દુનિયામાં દયાની દેવીઓ તરીકેનોજ સ્ત્રીઓનો અવતાર છે, તેથી સ્ત્રીઓ પણ આનંદનીજ મૂર્તિ છે. પ્રભુએ એ આનંદની મૂર્તિઓને એટલાજ માટે અવતાર આપ્યો છે કે, તેઓ દેવોના પ્રતિનિધિ તરીકે આનંદથી જિંદગી ગુજારે અને જગતમાં આનંદ ફેલાવ્યા કરે. આનંદ પ્રેમમાં, સૌંદર્યમાં ને આધીનતામાં છે. એ ત્રણે અલૌકિક વસ્તુ પ્રથમથીજ સ્ત્રીઓની પ્રકૃતિમાં ભરીને પછીજ પ્રભુએ તેઓને પેદા કરેલી છે, એટલે જાણ્યે-અજાણ્યે પણ કુદરતી રીતેજ પ્રેમ, સૌંદર્ય ને આધીનતા કે જે આનંદને રહેવાનાં સ્થાન છે તે સ્ત્રીઓમાં સ્વભાવથીજ રહેલાં છે; માટે સ્ત્રીઓ આનંદની મૂર્તિઓ છે; એટલુંજ નહિ પણ પ્રેમ તથા આધીનતા એ બે સ્વર્ગનાં મહાતત્ત્વ છે, તેમાંથી સેવા પેદા થાય છે અને એ સેવા સ્ત્રીઓની પ્રકૃતિના મૂળમાંજ રહેલી છે; માટે સ્ત્રીઓ આનંદનો અવતાર છે, સૌન્દર્ય ને આનંદ સેવામાં રહેલાં છે; માટે સેવા એ સ્ત્રીઓનું ભૂષણ છે, સેવા એ સ્ત્રીઓનું સુખ છે, સેવા એ સ્વર્ગના દેવોની કામગીરી છે અને જગતના જીવોની સેવા મારફત, જગતમાં ઈશ્વરીસ્નેહ ફેલાવવા માટેજ પ્રેમની પૂતળીઓ, આનંદની મૂર્તિઓ ને દયાની દેવીઓનો અવતાર છે. માટે બેટી, જો સાચું સુખ

* 'સ્ત્રીઓનું સ્વર્ગ' નામના પુસ્તકમાંથી, પૃષ્ઠ ૪૬.

મેળવવું હોય તો સેવા તો કરવીજ જોઇશે.

## ૯૬–માણુસો ધારે તે કરી શકે છે

આ વિચારોથી મારામાં નવું બળ આવી ગયું, તેથી મેં મારી બહેનોની સેવા કરવાનો ઠરાવ કર્યો. મારા વહાલાએ એ બાબતમાં મને ઘણી જાતની સગવડતા કરી આપી, તેથી સ્વર્ગની દેવીઓ જેવી મારી બહેનોની સેવા કરવાનો આનંદ હું લઇ શકું છું ભાઇ! તમને પણ વિનતિ કરું છું કે, જો તમારે સાચું સુખ મેળવવું હોય, આ સંસારમાં કાંઇ સાર જોવો હોય અને પરલોકમાં કાંઇ કમાણી લઇ જવી હોય; તો તમે તમારા બંધુઓને સુધારવાના જે વિચાર કરો છો તે વિચારો પાર પાડવાનો ઠરાવ કરો અને देहं पातयामि किंवा अर्थ साधयामि। એ મહામંત્રનું સેવન કરો, એટલે ભાઇ! પ્રભુ તમારો મદદગાર થશે; એમાં કાંઇ મોટી વાત નથી. જો માણુસો ધારે તો સાપની મૂછના બાલ ખેંચી શકે છે, સિંહના મોંમાં પોતાનું માથું મૂકી શકે છે, તોપના ગોળાની સામે જઇ શકે છે, છેડાયલા ભયંકર વાઘની સાથે લડી શકે છે, ઝેરના પ્યાલા પી શકે છે અને દેવો પણ અજબ થાય તેવાં કામો કરી શકે છે; ત્યારે તમે ગરીબ વિદ્યાર્થીઓને શા માટે ભણાવી નહિ શકો? એ કાંઇ ખોટું કામ નથી કે એમાં શરમાવું જોઇએ. એવાં ભલાં કામમાં પણ જો એમ શરમાયા કરશો ને એવા ઢીલા રહેશો તો તમે શું કરી શકશો? માટે ભાઈ, જો સુખ મેળવવું હોય તો હિંમત રાખી પ્રભુને યાદ કરીને જગતની સેવામાં લાગી જાઓ, એટલે પરિણામે ફતેહ, ફતેહ ને ફતેહજ છે.

### પંડિતજીની આભડછેટ!

આમ વાત ચાલતી હતી, એટલામાં માસ્તર ત્યાં ચાના પ્યાલા લઇ આવ્યા. સૌ ચા પીવા લાગ્યા. પંડિતજીએ એક પ્યાલો ચા પી લીધા પછી બીજો પ્યાલો ભરાવતે ભરાવતે માસ્તરને પૂછ્યું કે, ચા ચોખ્ખી છે કે ગડબડવાળી છે?

માસ્તરે કહ્યું: ચામાં વળી ગડબડ શું હોય? ચિનાઈ ચા છે ને માટલાનું પાણી છે!

પંડિતજીએ કહ્યું અરરરર! માટલાનું પાણી!!

પ્રોફેસરે કહ્યું: કેમ? એમા શું ગજબ થઇ ગયો? માટલાનું નહિ ત્યારે શું ગટરનું પાણી જોઈએ?

પંડિતજીએ કહ્યું: ગટર કરતાં પણ વધારે ખરાબ પાણી તો તમારા જેવા સુધરેલાઓને જોઈએ, મારે તો બ્રાહ્મણિયા પાણી જોઈએ. એમ કોઇના માટલાનું પાણી કોઇને પવાય? સારું છે કે અહીં કોઇ મારી નાતવાળા નથી, નહિ તો હમણાંજ મને નાત બહાર મૂકે!

માસ્તરે કહ્યું: તમારી નાતવાળાઓ બીજી નાતવાળાઓનું જમે છે, એવા પચીસ જણને હું ઓળખું છું.

પંડિતજીએ કહ્યું:—એમાં શું? એમ તો હું સોદોઢસો માણસો માટે જાણું છું. એટલુંજ નહિ પણ એવી કઈ નાત છે, કે જેમાં ખાનગી રીતે ગડબડ ચાલતી ન હોય?

પ્રોફેસરે કહ્યું: ત્યારે એવાઓને ખુલ્લા પાડીને નાત બહાર કેમ નથી મૂકતા?

પંડિતજીએ કહ્યું: એ બાબત કોણ નથી જાણતું? સૌ નાતવાળાઓ ને નાતના પટેલિયાઓ થોડુંઘણું જાણે છે, પણ કોઇ બોલતા નથી ને સૌ પોલંપોલ ચાલવા દે છે; કારણ કે કહેવત છે કે, "ઘર ફૂટે ઘર જાય!" ઘર ફૂટેલાં એટલે કરીએ શું? અમે પોતેજ બગડેલા એટલે કહીએ કોને? અને કદી કોઈ પોતે સારા હોય તો કાકાના, મામાના, માસીના, ફોઈના કે સાળા–સાળીના કોઈક પણ બગડેલા હોય ને તેને કાંઇ કહી શકીએ નહિ, એટલે પછી બીજાઓને કેમ કહેવાય? જો કહેવા જઇએ તો ઊલટી પોલ વધારે ખુલ્લી થાય; માટે "તેરી બી ચુપ ને મેરી બી ચુપ" એમ ચલાવીએ છીએ! બીજું એ પણ ખરું કે, દરેક નાતમાં છૂટા વિચારના માણસો એટલા બધા વધતા જાય છે કે, નાતના શેઠિયાઓ કે પટેલિયાઓ તેઓને દાબી દેવા ધારે તોપણ તેઓનું કાંઇ ચાલી શકે નહિ; વળી મનમાં એમ પણ સમજીએ છીએ કે, વાતમાં કાંઇ માલ નથી, કારણ કે અસલના ઋષિઓ કોઇ પણ જાતના પવિત્ર માણસો સાથે ખાવા–પીવાનો વ્યવહાર રાખતા હતા, તેઓ માણસોની જાત, દેશ, ભાષા, કે રંગ તરફ જોતા નહિ, પણ માણસોનાં આચરણો તરફ જોતા હતા, માણસોના ગુણ તરફ જોતા હતા, માણસોનાં જ્ઞાન તરફ જોતા હતા અને માણસોના પ્રભુપ્રેમ તરફ જોતા હતા, તેથી શાસ્ત્રોનો કાંઈ એ સિદ્ધાંત નથી, કે બ્રાહ્મણો બ્રાહ્મણથી અભડાઈ જાય; વળી એમ પણ સમજાય છે કે, હાલના વખતમાં છૂટાપણામાં જેટલો લાભ છે તેટલો લાભ બંધ-

નોમાં નથી અને ભવિષ્યમાં એવાં બંધનો ટકી શકે એમ પણ નથી. આમ હોવાથી સ્વાભાવિક રીતેજ એવી બાબતોમાં માણસોના મનમાં મોળાપણું આવતું જાય છે ને નાતોનાં બંધનો ઢીલાં પડતાં જાય છે.

આ સાંભળી મહારાજ સામું જોઇને પ્રોફેસરે કહ્યું: પંડિતજીના આ વિચારો સાંભળીને હું અજબ થઈ જાઉં છું, કારણ કે પંડિતજી તરફથી મેં આવા છૂટા વિચારોની આશા રાખી નહોતી. એમ કહીને પ્રોફેસરે પંડિતજીને કહ્યું કે, એ તો તમે બીજાના વિચારોની વાત કરી, પણ એ બાબતમાં તમારા પોતાના વિચારો શું છે? એ તો કહો!

પંડિતજીએ કહ્યું: મારા વિચારો? મારા વિચારોમાં તમારું કાંઇ વળે નહિ. તમારી ચા પીધી તે જોયું નહિ? એ મારા વિચારો!

પ્રોફેસરે કહ્યું: મહારાજજી! પંડિતજી વટલાયા! હવે આપણે એ જાતના વિચારોનાં એમની પાસે ભાષણો અપાવીએ.

પંડિતજીએ કહ્યું: હાથીને બે જાતના દાંત હોય છે; એક ચાવવાના ને બીજા દેખાડવાના; તેમજ અમે બે જાતના વિચારો રાખીએ છીએ; એક ખાનગી વિચારો ને બીજા જાહેરમાં કહેવાના વિચારો! ઉપર કહ્યા તે મારા ખાનગી વિચારો છે, એ કાંઇ જાહેરમાં મુકાય નહિ. હું કાંઇ એવો મૂર્ખો નથી કે જાહેરમાં એવા વિચારો બતાવીને મારા રોટલામાં પાણો નાખું, ને મારી નાતમાં વરઘોડો કરું? એમ તો પ્રસંગોપાત્ત હું ઘણીએ જાતના બ્રાહ્મણોની રસોઇ જમું છું, પણ તે મારી બાયડીને પણ કહું નહિ; ત્યારે નાતીલા આગળ તો કેમજ કહું? ભાષણોનું કામ તમારું; અમારી પાસે તો સાચું-ખોટું જેવું હોય તેવું નવું-જૂનું એક ટીપણું ને થોડાંક સંસ્કૃત અક્ષર લખેલાં પાનાં હોય એટલે બસ!

પ્રોફેસરે કહ્યું: તમે અહીં ચા પી ગયા, તે વાત હું તમારી નાતમાં જાહેર કરું ને તમારી નાતવાળાઓ તમને પૂછે, તો તમે શો જવાબ દો?

પંડિતજીએ કહ્યું: ધરમના સોગન ખાઇને કહું કે, એ વાત જાણે છે કોણ? એ તો દુશ્મનાઇથી બોલે છે! અરરર! કાંઇ બ્રાહ્મણનો દેહ અભડાવાય? ચાના પાણી સારુ કાંઈ હું વટલાઉં? એ તે કાંઇ બને? જરા વિચાર તો કરો, એ અદાવત કરે છે! આ લાભભાઇને પૂછી જુઓ, આ ત્રિવેદીને, આ ઉપાધ્યાયને, આ જો-

શીને, કે આ ભટ્ટને ગમે તેને પૂછી જુઓની કે હું કેવો માણસ છું! એ સૌ અમારા ભાઈબંધ ને અમારી પેઠે પોલમાં ખેડનારા!! ભલા માણસ! સાચું કહું તો "ચોરના ભાઈઘંટી ચોર જેવા" તે બધા મારી સાક્ષી પૂરે ને મારા તરફથી સોગન ખાઇને કહે કે, પંડિતજીમાં કાંઈ ભૂલ હોયજ નહિ ને એમાં કાંઇ ફેર પડે તો અમે જવાબદાર! આવી રીતે ધરાર જૂઠું બોલીને કેસ ઉડાડી નાખીએ ને અમારે માટે કાંઇ પણ વિરુદ્ધ બોલનારની રેવડી કરી તેના બાર વગાડીએ ત્યારેજ જંપીને બેસીએ. માટે માબાપ! તમને ચેતાવી દઇએ છીએ કે, એવી જાતનું અટકચાળાપણું કરશો મા, નહિ તો તમને પણ ભારે પડી જશે!

પ્રોફેસરે કહ્યું: પંડિતજી! તમારો રેચ તો ઘણો-નેપાળાનો છે, પણ તે અમને લાગુ પડે તેમ નથી; કારણ કે અમે સત્યના પક્ષમાં છીએ; તેથી કાયદો અમારી મદદમાં છે, સરકાર અમારી મદદમાં છે, દેશના ડાહ્યા માણસો અમારી મદદમાં છે,શાસ્ત્રો અમારી મદદમાં છે અને ભવિષ્યની ઊછરતી પ્રજા અમારી મદદમાં છે, એટલે તમે તમારા ટૂંકા સરકલમાં અમારી રેવડી કરો તેથી કાંઈ અમે બી જઇએ તેમ નથી. પણ એટલી હદ સુધી જવાની કાંઈ જરૂર નથી; તમે બીઓ નહિ, હું કાંઇ તમારી નાતવાળાઓને ઓળખતો નથી ને એવી પંચાતી કરવાની મને ફુરસદ પણ નથી. પણ હું તમને એ પૂછું છું કે, એવી રીતે જૂઠું બોલનું એ પાપ નહિ કે? અરેરે! તમારા જેવા શાસ્ત્રીઓ પણ એમ કરે?

પંડિતજીએ કહ્યું: એમ ન કરીએ તો શું કરીએ? કાંઇ નાત બહાર થઇએ? જે જૂઠું બોલાવે તેને પાપ, અમને પાપ શાનું? શું કાંઈ અમારી ખુશીથી જૂઠું બોલીએ છીએ? રૂઢિનાં બંધન તથા નાતોના જુલ્મને લીધે ફરજિયાત જૂઠું બોલવું પડે તેનું પાપ અમારે માથે શાનું? એ પાપ તો જે પાપ કરનાર હોય તેને માથે!

પ્રોફેસરે કહ્યું: વાહ રે વાહ પંડિતજી! તમારી પંડિતાઇને પણ ધન્ય છે હો! એમ કહીને મારી સામે જોઇને પ્રોફેસરે કહ્યું: બહેન! શું આ બાબતો વિચારવા જેવી નથી?

મેં કહ્યું: એ બાબતો પણ કાંઈ મહારાજજીના ધ્યાન બહાર નથી, પ્રસંગોપાત્ત એ અધ્યાય પણ ઊઘડશે, પણ દિનકરરાવની વાત તો પૂરી કરો.

## ૯૭-જ્ઞાનની ઉત્તમતા

પ્રોફેસરે કહ્યું: એ પછી દિનકરરાવે કહ્યું કે, દેવી શારદા-બહેનની એ વાત સાંભળીને અને તેમનું કામ નજરે જોઈને મને બહુજ ઊંડી અસર થઈ, તેથી મારામાં નવું બળ આવ્યું. એ બ-ળને લીધે મને એમ લાગ્યું કે, ઈશ્વરકૃપાથી મારી આંખો ઊઘડેલી છે, છતાં પણ સુસ્ત થઇને અંધકારમાં હું કેમ પડ્યો રહું છું? મારા ગામડિયા બંધુઓનાં લાખો ને કરોડો છોકરાંઓ કેળવણી વિના રખડે છે, છતાં પણ મને હજી ઊંઘ કેમ આવે છે? અરે પ્રભુ! અમારી સુસ્તી તે હવે ક્યારે ઊડશે? મને લાગે છે કે, સોનાની ખાણોનો નાશ થવાથી દુનિયાને જેટલી નુકસાની થાય, મોતી પકાવનારી સર્વ કાલુ માછલીઓ મરી જવાથી જેટલી નુકસાની થાય, કોલસાની ખાણો પૃથ્વીના પેટમાં ગરક થઇ જવાથી જેટલી નુકસાની થાય, ઘાસલેટના ઝરાઓમાં આગ લાગી જવાથી જેટલી નુકસાની થાય, લોઢાની ખાણો ખોવાઇ જવાથી જેટલી નુકસાની થાય, મોસમ બગડી જવાથી જેટલી નુકસાની થાય, ધરતીકંપથી જેટલી નુકસાની થાય, સમુદ્રના ભયંકર તોફાનથી જેટલી નુકસા-ની થાય, રાજ્ય ઉપર દુશ્મનો ચડી આવવાથી જેટલી ખરાબી થાય, મોટી વીજળી પડવાથી જેટલી ખરાબી થાય, સમુદ્રમાં કોઇ મોટા ટાપુઓ ગરક થઇ જવાથી જેટલી નુકસાની થાય અને આપણા માનીતા પવિત્ર દેવોની સુંદર મૂર્તિઓનાં કોઈ દુશ્મનો નાક-કાન કાપી જાય એ જેવું મોટું અપમાન છે, તે કરતાં પણ જો કોઇ પણ માણસ મૂર્ખ રહે તો તેથી વધારે નુકસાન થાય છે અને તે આપણું તથા આપણા ધર્મોનું સૌથી મોટામાં મોટું અપમાન છે. મારી આ વાત ઘણા માણસો માની શકશે નહિ, પણ તે સત્ય છે; કારણ કે પરમકૃપાળુ પ્રભુએ માણસોને કેટલી બધી મહાન શક્તિ આપીને મોકલ્યા છે, તે માણસો જાણતા નથી, માટે તેઓને અ-જ્ઞાનપણું નાનું લાગે છે; પણ જો જ્ઞાનને તેના સંપૂર્ણરૂપમાં સમજે તો તરતજ પ્રત્યક્ષ એમ થઇ જાય કે અમે પ્રભુના પુત્ર છીએ, જગતની સર્વ ચીજોની ચાવી અમારાં અંતઃકરણમાં રહેલી છે; જગતની સર્વ શક્તિઓ અમારા ઉપયોગને માટે છે; અમે મોક્ષના અધિકારી છીએ અને અમે સર્વશક્તિમાન અખંડાનંદરુપ ઈશ્વરને પામી શકીએ તેમ છીએ. આ બધું જ્ઞાનથી બની શકે છે અને

અજ્ઞાનથી એ બધું ચાલ્યું જાય છે. હવે વિચાર કરો કે, મનુષ્યમાં રહેલી એવી અદ્‌ભુત શક્તિ નાશ પામી જાય તેની આગળ દુનિયાની બીજી કોઈ પણ મોટામાં મોટી નુકસાની તે શા હિસાબમાં છે? કારણ કે જો જ્ઞાન હશે તો માણસો સમુદ્રમાંથી નવા બેટો શોધી શકશે, વીજળીને કાબૂમાં લઇ શકશે, નવી નવી જાતની ખાણો શોધી શકશે, રેડિયમ જેવી હીરા કરતાં વધારે મૂલ્યવાન વસ્તુ મેળવી શકશે, મરજી પડે ત્યારે વરસાદ વરસાવી શકશે, સૂર્યમાંથી રંગો મેળવી શકશે, રસાયણી પ્રયોગોથી હવામાંથી, પાણીમાંથી ને માટીમાંથી ખોરાક મેળવી શકશે, વીજળી કરતાં વધારે સૂક્ષ્મ તથા વિજળી કરતાં વધારે કામ કરી શકે તેવી હજારો જાતની અણદીઠ શક્તિઓ મેળવી શકશે અને દેવતાઓ પણ જે કામોને દુર્લભ માને છે તે કામો કરતાં પણ ઘણું વધારે, ઈશ્વરીસ્નેહથી અને જ્ઞાનથી માણસો કરી શકશે. આવું અમૂલ્ય જ્ઞાન, આવું ઉત્તમ જ્ઞાન, આવું છેડા વિનાનું જ્ઞાન દબાઇ જાય અને તેને બદલે અજ્ઞાનપણું રહે, તે કેટલું બધું ખરાબ છે? એ જરા વિચાર તો કરો અને તે અજ્ઞાન પણ કાંઇ એકબે ઠેકાણે નહિ, પણ આપણા કરોડો બંધુઓમાં જમાનાઓ થયાં વંશપરંપરાનું ચાલ્યું આવે છે; છતાં પણ આપણી આંખો ઊઘડતી નથી, એ કરતાં વધારે ખરાબી બીજી કઇ? હે પ્રભુ! આનો શું ઉપાય? અજ્ઞાન એજ નરક છે અને જ્ઞાનમાંજ પ્રભુ છે, એમ અમે ક્યારે સમજીશું? આ બધા વિચારો તેના યથાર્થ રૂપમાં સ્પષ્ટ થયાથી હવે હું સ્વર્ગ અને નરકને માનસિક રીતે પ્રત્યક્ષ જોઈ શકું છું, તેથી નરક જોઇને જેવો ત્રાસ થાય ને જેવી દયા ઊપજે તેવો ત્રાસ ને તેવી દયા મારા અજ્ઞાન બંધુઓને જોઇને મને થાય છે અને સ્વર્ગ જોવાથી જેવો આનંદ થાય ને જેવી આત્માની ઉન્નતિ થાય તેવો આનંદ ને તેવી ઉન્નતિ વિદ્વાનો, નવીન શોધકો, જ્ઞાની સાધુઓ, પ્રેમી ભક્તો ને સતી સ્ત્રીઓ પાસેથી હું લઇ શકું છું. માટે હું કહું છું કે, જ્ઞાનમાંજ પ્રભુ છે ને અજ્ઞાન એજ નરક છે. આમ સમજાયા પછી નરકનાં દુઃખોનો જરા ખ્યાલ તો કરો! હૈયામાં હોળી, જિંદગીનું બરબાદપણું, ઈશ્વરીશક્તિઓનો દુરુપયોગ અને ચોરાશી લાખનો ફેરો!! પ્રભુ! પ્રભુ! નરકનાં આ દુઃખોમાં પડ્યા રહેનારા નારકીઓની–અરે, આપણા બંધુઓની–અરે, આપણી પોતાની તમોને દયા નથી આવતી?

તમે શરીરના જખમો સામું જુઓ છો, પણ જરા મનના જખમો સામું તો જુઓ ! કોઈ માણસની આંખ ફૂટી જાય તે જોઈને આપણને દયા ઊપજે, કોઇ માણસને કાંઈ બહુ વાગી જાય તો આપણને ત્રાસ છૂટે, કોઇ માણસનું શરીર રક્તપિત્ત જેવા રોગથી બગડી જાય તો તેની આપણને ગ્લાનિ થાય, કોઇ માણસ એક-બે દિવસનું ભૂખ્યું હોય તો ચાહીને આપણે તેને જમાડીએ, કોઇ માણસનું ધન ચોરાઇ જાય તો આપણને અફસોસ થાય, કોઇ માણસને બહારવટિયા પકડી જાય તો આપણને ગુસ્સો લાગે, કોઇ માણસને કેદમાં જવું પડે તો આપણને તેની દયા આવે અને કોઈ માણસનું ભયંકર રીતે અકાળ–મોત થઈ જાય તો આપણે રોઇ પડીએ; પણ આપણા બંધુઓ અજ્ઞાનરૂપી નરકમાં ગોથાં ખાયા કરે છે એની કોઇને દયા આવે છે ? જે દેહ ઘડીક વારમાં નાશ પામવાનો છે અને સ્મશાનમાં બળી જવાનો અથવા કબરમાં દટાઇ જવાનો છે, તેની દયા ખાતાં તો તમોને આવડ્યું, પણ જે મન અનંતકાળ સુધી રહેવાનું છે અને સર્વશક્તિમાન પરમકૃપાળુ પિતા મહાન ઈશ્વર સુધી પહોંચવાનું છે તેને સુધારવાનો કોઇ ખરા દિલથી યત્ન કરે છે ? ઓ ભાઇઓ ! તમે શરીરના જખમો સામું જુઓ છો, પણ જરા મનના જખમો સામે તો જુઓ ! શરીર એક ટંક પણ ભૂખ્યું ન રહે તેની દરકાર રાખો છો, પણ મન જમાનાઓના જમાનાઓ થયાં ભૂખ્યું છે તેની સામે તો કોઇ જુઓ ! તમે બહારવટિયાના હાથમાં પકડાઇ જવાથી બીઓ છો, પણ આપણે જમના હાથમાં પકડાઈ જઇએ છીએ, એ દુઃખ સામે તો કોઇ જુઓ ! અને આપણને થોડાક દિવસ જેલમાં જવું પડે તો મરવા જેવું થાય છે, પણ આપણું મન આખી જિંદગી સુધી હજારો જાતના વહેમનાં બંધનોમાં પુરાઇ રહે છે તેની સામે તો કોઈ જુઓ ! આ બધું અજ્ઞાનથી થાય છે, તે સારુ મહાત્માઓ કહે છે કે, અજ્ઞાન એ નરક છે અને શાસ્ત્રો કહે છે કે, જ્ઞાનમાં પ્રભુ છે. માટે અમે તમને કહીએ છીએ કે, જેમ બને તેમ જ્ઞાન મેળવો અને બની શકે ત્યાંસુધી તમારો કોઇ પણ બંધુ કે કોઇ પણ બહેન અજ્ઞાનપણામાં રહી જાય નહિ તેની ખૂબ સંભાળ રાખો.

---

## ૯૮–આપણી પાયમાલી થાય છે તેનાં ઊંડાં કારણો

બંધુ ! તમે તો ગુણજ્ઞ છો, એટલે અજ્ઞાન કેટલું બધું ખરાબ

છે તે સમજી શકો છો. આપણા ઘણા બંધુઓ એ બાબત બરોબર રીતે સમજતા નથી. જો એ બાબત સ્પષ્ટ રીતે સમજાતી હોય તો ઈશ્વરના કૃપાપાત્ર આપણા પવિત્ર દેશની આવી દુર્દશા હોય નહિ. અજ્ઞાનની મહાભારત ખરાબીઓ તેના ભયંકર રૂપમાં હજી આપણા બંધુઓ બરોબર રીતે સમજતા નથી, તેથીજ આપણો નાશ થાય છે. માટે હજી પણ મને કાંઈક કહેવા દો.

આપણાં ઘરમાં વખતે અઢી શેર ઘી ઢોળાઈ જાય તો આપણો જીવ બળીને રાખ થઈ જાય છે, પણ આપણા બંધુઓનું મનુષ્યપણું ફોકટ ચાલ્યું જાય છે એને માટે કોઈનો જીવ બળે છે? આપણી ગાય એક દિવસ દોહવા ન દે તો એ બશેર ત્રણશેર દૂધ સારુ આપણે ઘણી જાતના ઉપાયો કરીએ છીએ, પણ અજ્ઞાનપણાને લીધે આપણા બંધુઓમાં રહેલી હજારો જાતની દેવતાઈ મહાશક્તિઓ ફોકટ ચાલી જાય છે, એ માટે કાંઈ તજવીજ કરવાનું કોઈ દિવસ મન થાય છે? કોઈ દિવસ જરા કઢી બગડી જાય કે ખીચડી કાચી રહે તો આપણે રસોઇયાના બાર વગાડીએ છીએ, પણ જેઓ મોક્ષનો પરવાનો લેવા માટે આ જગતમાં આવેલા છે, તે પ્રભુના પુત્રો આપણી બેદરકારીથી બગડી જાય છે અને નિર્દોષ બચ્ચાંઓ કે જેઓ પ્રત્યક્ષ દેવો છે તેઓ કાચા રહી જાય છે, એનું કાંઈ ધાર્યું? એને માટે તમે કોઈ દિવસ તમારા મનને ઠપકો આપ્યો છે? આપણા આંબામાં કે ગુંદામાં કોઈ વરસ ફળ ન લાગે તો એ વરસ ખાલી જવા માટે આપણે અફસોસ કરીએ છીએ, પણ આપણા કરોડો બંધુઓનાં માત્ર એકબે વરસજ નહિ, પણ જમાનાઓ થયાં આખી જિંદગીની જિંદગી ફોગટ ચાલી જાય છે, એને માટે કાંઈ અફસોસ થાય છે? આપણો છોકરો કોઈ વરસ નાપાસ થાય તો આપણને બહુ વસમું લાગે છે કે હાય, હાય! એક વરસ નકામું ગયું! પણ એ છોકરો તો બીજે વરસ પાસ થશે, પરંતુ આપણા કરોડો ભિખારીઓ કોઈ દિવસ કે કોઈ વરસ પાસ થવાના છે? એને માટે કોઈને દયા આવે છે? અને આપણી નાનકડી છોકરીને રમવાનું બે દોઢિયાંનું માટીનું રમકડું ફૂટી જાય તો એ છોકરીની સાથે આપણે તેના દુઃખમાં ભાગ લેવા લાગીએ છીએ, પણ અજ્ઞાનપણાને લીધે આપણા લાખો બંધુઓ વગરમોતે ટપોટપ મરી જાય છે, એની કોઈને દરકાર છે? બચીનાં બે દોઢિયાંનાં રમકડાં માટે જેટલી કાળજી રખાય છે, તેટલી કાળજી

પણ આપણા અજ્ઞાન બંધુઓમાંથી અજ્ઞાન દૂર કરવા માટે રખાય છે કે? કહો કે નહિજ. એજ આપણી પાયમાલીનું કારણ છે ને એથીજ આપણે નરકમાં છીએ.

ભાઈ! હું એમ નથી કહેતો કે, દરેક માણસોએ ખાસ વિદ્વાનજ થવું જોઇએ, પણ હું માત્ર એટલુંજ કહું છું કે, જિંદગીના હેતુ સમજી શકાય એટલું જ્ઞાન તો અવશ્ય આપણામાં હોવું જોઇએ. આપણી કલ્યાણકારી કોંગ્રેસ શું કહે છે? આપણા શુભ હેતુઓવાળી કૉન્ફરન્સો શું કહે છે? આપણી ભાઇબંધ પ્રજાઓ કેવી રીતે કામ કરી રહી છે? આપણા ઉપર કેવા પ્રકારની રાજ્યનીતિ ચાલે છે? આપણા દેશને અત્યારે કઇ વસ્તુની જરૂર છે? આપણી પ્રજામાં કઇ કઇ જાતની બેખદારી છે? આપણે કેમ આગળ વધી શકીએ? આપણો ધર્મ આપણને શું કહે છે? આપણા ભાઇબંધો તરફ આપણી શી ફરજ છે? અને આપણે કેમ સુખી થઇ શકીએ? તથા આપણો દેશ કેમ આબાદ થઈ શકે? એ માટેના વિદ્વાનોના વિચારો વાંચી શકે તથા સમજી શકે એવું શરૂઆતનું જ્ઞાન તો તેઓને જરૂર આપવું જોઇએ.

## ગામડાંના લોકોમાં સહેલી ને સસ્તી રીતે વિદ્યા ફેલાવવાના ઉપાયો

આ બધા વિચારો સ્પષ્ટ રીતે મારા અંતઃકરણમાં જામી જવાથી મારામાં નવું જોર આવી ગયું, મારી ખોટી શરમ તૂટી ગઇ, મારું ઢીલાપણું નીકળી ગયું અને હું છેક બદલાઈ ગયો. એ પછી મેં તુરતજ કામ કરવાનો આરંભ કર્યો. મારું કામ ગામડાંઓના અભણ લોકોમાં કેળવણી ફેલાવવી એજ હતું. સસ્તામાં સસ્તી રીતે વધારેમાં વધારે કેળવણી કેમ ફેલાવી શકાય, એ મારી મુખ્ય યોજના હતી. મને લાગ્યું કે, નિશાળો માટે સુંદર મકાનો લઇએ, મોટા પગારના માસ્તરો રાખીએ, ખુરસીટેબલો ને કબાટોનો આડંબર રાખીએ અને સમૃદ્ધિવાન સુધરેલા દેશોમાં ચાલતાં જ્ઞાન આપવાનાં ફેશનેબલ સાધનો રાખીએ, તો તે આપણા ગરીબ દેશને શરૂઆતના વખતમાં પાલવી શકે નહિ; માટે જેમ બને તેમ ટૂંકામાં ટૂંકા ખર્ચમાં શરૂઆતની કેળવણી આપી શકાય એવી કોઈ કૂંચી આપણે મેળવવી જોઇએ. એ પછી બારીક તપાસ કરતાં મને ખાતરી થઈ કે, એક ગામડા પાછળ જો વરસદહાડે માત્ર સો રૂપિયા ખરચીએ તો છોકરા તથા છોક-

રીઓ મળીને ઓછાંમાં ઓછાં વીસ છોકરાંઓ દરરોજ ભણી શકે છે; કારણ કે પરમાર્થની સ્કૂલને મકાનનું ખર્ચ થતું નથી. તે તો ગામના ચોરામાં, કોઇના ખાલી પડેલા મકાનમાં, પટેલની ઓસરીમાં અથવા મહેતાજીને ઘેર છોકરાંઓ ભણી શકે છે. વળી એ નિશાળ ઘણું કરીને રાત્રિનીજ હોય છે જો કે કોઇ કોઈ ઠેકાણે થોડા કલાક દિવસની પણ હોય છે, પણ એમાં માત્ર મહેતાજીને થોડો પગારજ આપવાનો હોય છે. ગુજરાતી છઠ્ઠું–સાતમું ધોરણ શીખેલ ગરીબ બ્રાહ્મણોના છોકરાઓ તથા એટલું શીખેલા ગામડાંઓના રહેનારા બીજા ગરીબ માણસો એ કામ કરી શકે છે. તેઓને આખો દિવસ અથવા દિવસનો ઘણો ભાગ પોતાનો ખાનગી ધંધો–રોજગાર કરવાની રજા હોય છે; એટલે ટૂંક પગારમાં તેઓને પાલવી શકે છે. સારી રીતે લખતાં–વાંચતાં, થોડા હિસાબ–કિતાબ, આજુબાજુનું સામાન્ય જ્ઞાન તથા તેઓના ધંધાને લગતી મુખ્ય મુખ્ય બાબતો જાણે, એટલે તેઓની શરૂઆતની કેળવણી પૂરતી ગણાય છે. એ પછી આગળ વધારે અભ્યાસ કરવો હોય, તો તેઓએ પોતાનાં ગામડાંની આજુબાજુની કોઇ મોટી નિશાળમાં જવું જોઇએ. શરૂઆતની કામચલાઉ નિશાળોમાં મોટી ઉંમરના ગામડિયા છોકરાઓ બે વરસમાં આટલું સહેલાઈથી શીખી શકે છે. એ છોકરાઓ અગિયારસ, અમાસ તથા તહેવારોને દિવસે જ્યારે ખેડૂતો નવરા હોય ત્યારે તેઓના ડાયરાઓમાં બેસીને જાણવા જેવી વાતો તેઓને સમજાવે છે, ધર્મની બાબતો ઉપર તેઓનું ધ્યાન ખેંચે છે, કેળવણીના ફાયદા તેઓને સમજાવે છે અને નવી નવી શોધખોળની તથા રાજદરબારની જાણવા લાયક વાતો કરી તેઓના મનમાં નવું નવું જાણવાની ઇચ્છા થાય, એવી લાગણીઓને જાગૃત કરે છે. આમ કરવું એ પણ એ જાતના મહેતાજીઓની ઉપર અમે ખાસ ફરજ નાખી હતી. થોડા રૂપિયામાં આટલો મોટો પરમાર્થ થઈ શકે છે, એમ મને ખબર નહોતી.

હવે મેં કામ કેમ શરૂ કર્યું, તેની વાત કહું છું. મને મહિને સો રૂપિયા પગાર મળતો, તેમાંથી હું વરસદહાડે સાતસો રૂપિયા ખરચતો હતો, બાકી પાંચસો રૂપિયા વધતા હતા, તે રૂપિયા ગામડાંઓમાં નવી સ્કૂલો કાઢવામાં વાપરવાનો મેં ઠરાવ કર્યો. માત્ર ઠરાવ કર્યો એમ નહિ. પણ બે મહિનામાં ચાર ગામોમાં

નિશાળો ખોલી. એ નિશાળો ઉપર બહુ ધ્યાન આપીને હું દેખરેખ રાખતો હતો. છ મહિના પછી દૈવેચ્છાથી અનાયાસે એ સ્કૂલોને લગતી હકીકત સાંભળવાથી એક શેઠિયાએ તે સ્કૂલો તપાસી તેમાં તેને બહુ સંતોષ થયો. એ પછી તેણે મને હકીકત પૂછી, ત્યારે મેં તેને સવિસ્તર હકીકત જણાવીને કહ્યું કે, માત્ર સો રૂપિયામાં આખું વરસ નિશાળ ચાલી શકે છે અને વીસ–પચીસ છોકરાઓ સહેલાઇથી શીખી શકે છે. હજી આગળ ચાલતાં આ બાબતમાં હું કાંઇક વધારે સુધારો કરી શકીશ. મારી ઇચ્છા એવી છે કે, જે ગરીબ વિધવાઓ થોડુંઘણું ભણેલી હોય અને જેને ગુજરાનનાં કાંઈ સાધનો ન હોય તેવી બાઇઓને પાંચસાત રૂપિયા પગાર આપીને ગામડાંઓમાં રાખવી. તેવી બાઇઓ પોતાનાં મકાનમાં પંદર વરસની ઉંમર સુધીનાં છોકરા તથા છોકરીઓમાં શરૂઆતની કેળવણી સહેલાઈથી આપી શકશે. એ સિવાય મોટી ઉંમરની બાઇઓને પણ લખતાં–વાંચતાં તથા ભરતાં–ગૂંથતા શીખવી શકશે. એથી એક કામમાં બે કામ થશે. આધાર વિનાની ગરીબ વિધવાઓને મદદ પણ આપી શકાશે અને ટૂંકા ખર્ચમાં ગામડાંઓમાં શરૂઆતની કેળવણી પણ ફેલાવી શકાશે. આ બાબતનાં જાહેરછાપાંઓમાં આવેલા મારા લેખો એ ગૃહસ્થે વાંચેલા હતા, તેથી એવી જાતનું પરમાર્થનું કાંઇ કામ કરવા તેની ઇચ્છા હતી અને તે સારુજ તે મને મળવા માગતા હતા. તેની એ ઇચ્છાને મારી સ્કૂલો જોયા પછી બહુ ટેકો મળ્યો, તેથી તેણે મને કહ્યું કે, થોડા રૂપિયામાં આટલો મોટો પરમાર્થ થઇ શકે છે, એ મને ખબર નહોતી. વર્ષદહાડે પાંચ હજાર રૂપિયા તો કાંઈ પણ શુક્રવાર વાળી શકે નહિ એવા અલેલટપ્પુઓ માન–ચાંદનાં ફોકટિયાં ફંડો માટેજ મારી પાસેથી લઇ જાય છે, માટે હવેથી એવો પોલમપોલનો ધર્માદો બંધ કરી સત્ય પરમાર્થમાં પૈસા ખરચવા મારી ઇચ્છા છે. રાવસાહેબ! તમે મારી આંખો ઠીક ઉઘાડી છે. હવેથી પાંચ વરસ સુધી દર વર્ષે પાંચ હજાર રૂપિયા હું તમને આપીશ. એથી ઘણીએ વિધવાઓને મદદ આપી શકાશે અને દર વર્ષે ઓછામાં ઓછાં એક હજાર માણસોને લખતાં–વાંચતાં શીખવી શકાશે. અહો! આટલા ટૂંકા ખર્ચમાં આટલું બધું કલ્યાણ થાય છે, એમ મને ખબર નહોતી. અમે કામ કરી શકે એવાં માણસો માગીએ છીએ.

રાવસાહેબ! મને કહો કે, તમે આવી કરકસરથી કેમ ચલાવી શકો છો? એ સાંભળીને મેં કહ્યું કે, સાહેબ! અંતરની લાગણીથી એવાં કામો બની શકે છે, જરા ઘસારો ભોગવી લેવાથી એવાં કામો થઇ શકે છે, થોડોક સ્વાર્થનો ભોગ આપવાથી એવાં કામો થઈ શકે છે અને ફૅશનોને તથા આડંબરોને બાજુએ રાખી જિગરની લાગણીથી એવાં કામો કરવાથી એવો ફાયદો થઇ શકે છે; ભાડૂતી ટટ્ટુઓથી કાંઇ એવા ટૂંકા ખર્ચમાં કામ થઈ શકે નહિ. સૌને પેટ વળગ્યું છે એ વાત ખરી અને સૌને થોડાંઘણાં ગુજરાનનાં કાંઇ કાંઇ સાધનો જોઇએ એ વાત પણ ખરી, ભૂખે પેટે કાંઈ કામ થાય નહિ; માટે ઘટતાં સાધનો ન હોય તે માણસોને આવી જાતનાં ધર્માદાખાતાંઓ પાસેથી પણ પગારનિમિત્તે કાંઇ પૈસા લેવા પડે એ જુદી વાત છે; છતાં પણ દેશદાઝની લાગણી એ કાંઈક જુદીજ વસ્તુ છે, સ્વધર્મની લાગણી એ કાંઇક અલૌકિકજ બાબત છે, ઈશ્વરીસ્નેહની લાગણીની ખૂબી કાંઇ ઓરજ છે અને પોતાના બંધુઓની સેવા કરવા માટે અંતઃકરણમાંથી તાળી લાગી જાય એની મજા કાંઈક ઓરજ છે !! આવાં તાળી લાગી ગયેલાં માણસો થોડા ખર્ચમાં, થોડા વખતમાં અને થોડી મહેનતમાં ઘણું કામ કરી જાય છે. માટે અમે કામ કરી શકે એવાં માણસો માગીએ છીએ.

## વિધવાઓને મદદ કરનારી મંડળી

આ સાંભળીને તે ગૃહસ્થે કહ્યું કે, તમારી વાત ખરી છે. આપણે ત્યાં દેશનું હિત સમજીને કામ કરી શકે એવાં માણસોની બહુજ ખોટ છે. જો એવાં માણસોની છૂટ હોય તો આપણા બંધુઓના બૂરા હાલ શા માટે હોય? માટે રાવસાહેબ! તમારી યોજના સારી છે, પણ કામ કરી શકે તેવી ભણેલી ગરીબ વિધવાઓ જેટલી જોઇએ તેટલી મેળવી શકો, એને માટે મને શક છે.

એ સાંભળીને મેં કહ્યુંઃ આપની એ ધાસ્તી ખરી છે. મને પણ લાગે છે કે, એ કામ જરા મુશ્કેલીનું છે. બહુ ટૂંકા પગારે અજાણ્યાં ગામડાંઓમાં શહેરની રહેવાસી બાઇઓ જવાનું કબૂલ કરે એ શકભર્યું છે; છતાં પણ 'વિધવાઓને મદદ કરનારી મંડળી' મને આશા આપે છે કે, અમે થોડીઘણી બાઇઓને મોકલી શકીશું અને મને ખાતરી છે કે, હું પણ કેટલીક ગરીબ બહેનોને એવાં ભલાં કામોમાં લગાડી શકીશ. હમણાં આપણને એમાં મુશ્કેલી

લાગે છે, પણ થોડાં વર્ષોમાં એ મુશ્કેલી રહેશે નહિ; કારણ કે સ્ત્રીકેળવણી વધતી જાય છે, પ્લેગ જેવાં ભયંકર દરદોને લીધે તથા લગ્નનાં ગુલામી સાટાંઓને લીધે અસલના કરતાં સેંકડોગણી વિધવાઓ વધતી જાય છે, લોકોમાં પશ્ચિમની રીત પ્રમાણેનું છૂટાપણું વધતું જાય છે, એ છૂટાપણાને લીધે કુટુંબસ્નેહ ઓછો થતો જાય છે અને દિનપ્રતિદિન ખરચો વધતા જાય છે; છતાં પુનર્લગ્ન કરવા માટે લોકો તૈયાર થતા નથી, એનું પરિણામ બીજું શું આવશે? લાચાર બાળવિધવાઓ બિચારી શું કરશે? અંતે જરૂર તેઓને આવી રીતે કોઇ પણ જાતનાં આબરૂદાર કામમાં લાગીને પોતાની રોટી પોતાને હાથેજ પેદા કરવી પડશે. માટે હમણાંથીજ તેઓને સારુ એવી જાતનાં મેદાનો તૈયાર કરી રાખવાની જરૂર છે. આપ એવાં ભલાં કામોમાં મદદ કરો છો એ ખાતર આપને ધન્યવાદ આપું છું અને પ્રાર્થના કરું છું કે, હે પ્રભુ! અમારા ઘણાએ શ્રીમંતોને એવી સદ્બુદ્ધિ આપો.

## હવે માણસો પોતાનું ભલું શામાં છે, તે સમજવા લાગ્યા છે

એ પછી ઈશ્વરકૃપાથી એ પાંચ હજાર રૂપિયામાંથી એક વર્ષની અંદર બીજાં પચાસ ગામોમાં નિશાળો ખોલવા હું શક્તિમાન થયો. એ પચાસ સ્કૂલોમાંથી પંદર સ્કૂલો વિધવા સ્ત્રીઓના ઉપરીપણા નીચે ચાલતી હતી અને તે બધી સ્કૂલોનું કામ શરૂઆતના પ્રમાણમાં બહુ સારી રીતે ચાલતું હતું. આપણે ગામડિયાઓ તરફથી આશા રાખી શકીએ તે કરતાં પણ ઘણાં વધારે છોકરાં તેમાં ભણતાં હતાં; કારણ કે હવે વિદ્યા માટે, હુન્નર–કળા શીખવા માટે, પરદેશ જવા માટે, છૂટાપણું મેળવવા માટે, સત્ય જાણવા માટે, પોતાના હક સમજવા માટે, ભ્રાતૃભાવ માટે, સ્વદેશસેવા માટે અને પોતપોતાના ધર્મ સમજવા માટે લોકો તૈયાર થઇ ગયા છે. હવે તો તેઓને થોડેક સુધી દોરનાર દોસ્તો અને જરાક ટેકો આપનાર મુરબ્બીઓ જોઇએ છે. જો એટલું હોય તો તેઓ જે કહીએ તે કરવાને તૈયાર છે. આપણી અગાઉના જે જે વિદ્વાનો લોકલાગણી જાગૃત કરવા માટે મહેનત કરી ગયા છે, તેની મહેનતનાં એ ફળ છે. હવે એકલી વાતો કરવાનો આ વખત નથી, પણ હવે તો આપણે તેઓને દોરવા જોઇએ અને જેની ઉપર ઈશ્વરે દયા કરી હોય તેણે તેઓને ટેકો આપવો ઘટે વીસ વરસ

ઉપર ગામડાંના સારા પટેલિયાઓ પણ પોતાના છોકરાઓને ભણાવવાની દરકાર રાખતા નહોતા અને નાના શહેરોના મોટા ગૃહસ્થો પણ પોતાની છોકરીઓને ભણાવવાની જરૂર સમજતા નહોતા, એ વખતે બહુ મહેનત કરતાં છતાં પણ ગામડાંઓમાં ભણનારાઓ મળતા નહોતા અને કન્યાશાળાઓમાં કન્યાઓ મળતી નહોતી; પણ આજે ગામડાના ગરીબમાં ગરીબ ખેડૂતો પણ પોતાના છોકરાઓને ભણાવવા તૈયાર છે અને છોકરીઓ પણ ઘણીએ ભણી શકે તેમ છે. આવી રીતે અગાઉના વિદ્વાનોની મહેનતથી પોતાનું હિત સમજનારા લોકો તૈયાર થઇ રહેલા છે. માટે ભાઇઓ! એ તકનો આપણે લાભ લઇ લેવો જોઈએ; કારણ કે આપણને તો ખેડાઇ ગયેલાં તૈયાર ખેતરો મળે છે; માત્ર તેમાં બીજ વાવવાનીજ જરૂર છે. જો એટલું કામ પણ આપણે નહિ કરી શકીએ, તો પછી થઇ રહ્યું! તૈયાર ખેતરોમાં બીજ પણ ન વાવી શકાય, તો પછી ફળની આશા કયાંથી રહે? અને ફળ ન થાય તો એ દુકાળ સમજવો અને દુકાળ પાડીને કોઇ સુખી થાય છે કે આપણે પણ થઇએ? માટે બંધુઓ! તૈયાર થયેલાં ખેતરોમાં બીજ વાવો, બીજ વાવો, જ્ઞાનમાં બીજ વાવો.

---

## ૯૯–પ્રભુને અર્થે કરેલાં ભલાં કામોમાં મદદ મળ્યા વિના રહેતીજ નથી

ભાઇ! એ પછીના બીજા વર્ષમાં બીજા પાંચ ગૃહસ્થો તરફથી એ પરમાર્થના કામમાં હજાર હજાર રૂપિયાની મદદ મળી, તેથી તે વરસમાં બીજી પચાસ નિશાળો હું ખોલી શકયો. એકંદર એકસો ચાર નિશાળો મારા હાથ નીચે ચાલતી થઇ. એ વરસમાં તો મેં નોકરી છોડી દીધી; કારણ કે થોડાક રૂપિયાના લોભ સારુ કરીને આવાં મહાપરોપકારી કામમાં બેદરકારી રાખવી, એ મને ગમ્યું નહિ. બીજું એ પણ ખરું કે, બે વરસ થયાં મારો નાનો ભાઈ એલ. એલ. બી. ની પરીક્ષામાં પાસ થયો હતો અને તેનો ધંધો પણ ઠીક ચાલતો હતો, એટલે ઘરખર્ચ માટે મારે મૂંઝાવું પડે તેમ નહોતું, કારણ કે અમે બન્ને ભાઇઓ સાથે રહેતા હતા અને મારી મદદથી તે ભણેલો હતો. વળી તેનો સ્વભાવ બહુ સારો છે અને મારાં કામોની કિંમત તે સમજે છે, એટલે તેની એવી

મદદ સ્વીકારવામાં મને પણ કાંઈ અડચણ નહોતી. ભાઈ! આ પ્રસંગે મારે તમોને એક વાત કહેવાની છે અને તે એજ કે, જે છ ગૃહસ્થો તરફથી મને મદદ મળી તે અનાયાસે મળેલી છે, મારું નિઃસ્વાર્થી કામ જોઇને તેઓનાં અંતઃકરણમાં પ્રેરણા થવાથી તેઓએ મને મદદ કરેલી છે. કોઇ પણ જાતની લાગવગ મેં વાપરી નથી કે કોઈ પણ રીતની યાચના મેં કરેલી નથી; એટલુંજ નહિ પણ મને મદદ કરનારા માણસોને હું પૂરા ઓળખતો પણ નથી; છતાં પણ એની મેળે મેળે તેઓએ મને મદદ કરી છે. આ ઉપરથી મને તો એમજ લાગે છે કે, ભલાં કામો પ્રભુને વહાલાં છે. માટે તેમાં તેનો છૂપો હાથ હોય છે, એટલે એ કામો એની મેળે મેળે પૂર્ણ થતાં જાય છે અને સ્વાભાવિક રીતેજ તે અસરકારક હોય છે. બીજું એ ઉપરથી હું તો એમ પણ સમજું છું કે, જે કામ વાજબી હોય, અંતરની પ્રેરણાથી થતાં હોય અને મહાન પ્રભુને અર્થેજ થતાં હોય, તેને કદી પણ મદદ મળ્યા વિના રહેતી નથી. ભલાં કામો હોય છતાં પણ જો તેને મદદ ન મળે તો સમજવું કે, એ કામોના આગેવાનો બરાબર લાયક નથી; શુભ હેતુથી કામ કરવાવાળા નથી અને કદી શુભ હેતુ હોય તોપણ અંતરના જેટલા બળથી એ કામ કરવું જોઇએ તેટલા બળથી એ લોકો કામ કરી શકતા નથી, માટેજ તેઓને મદદ મળતી નથી. જો આવી કોઇ પણ જાતની ખામી ન હોય તો મહાન દયાળુ ઈશ્વર ગમે તે રસ્તે મદદ કરી દે છે. હું તો આમાંથી પણ એ શીખ્યો છું કે, પ્રભુને અર્થે કરેલાં ભલાં કામોમાં મદદ મળ્યા વિના રહેતીજ નથી. માત્ર સાચા ભાવે હૃદયબળથી કામ કરવાવાળાં માણસો જોઈએ. પણ અફસોસ કે, એવાં માણસોનીજ ખામી છે, બાકી તો બધું તૈયાર છે. હે પ્રભુ! એવાં માણસો આપ, અમોને કર્તવ્યમાં લગાડે એવાં માણસો આપ; અમારામાં ઉત્સાહની વીજળી ભરે એવાં માણસો આપ, અમોને ભ્રાતૃભાવની ઈશ્વરીસગાઈ સમજાવે એવાં માણસો આપ, અમોને અમારા હકો અપાવે એવાં માણસો આપ, અમોને અજ્ઞાનપણાનાં, રૂઢિઓનાં તથા બનાવટી ધર્મોનાં બંધનોમાંથી છોડાવે એવાં માણસો આપ, સત્યના બળથી અમારી આંખોનાં પડળ ખોલે એવાં માણસો આપ અને અમારી જિંદગીમાં અમૃત રેડી અમોને સંસારમાં સ્વર્ગ દેખાડીને તારા રસ્તામાં ખેંચી લાવે એવા દેવો અમોને આપ.

## પરમાર્થનાં કામો ચાલુ કેમ નભી શકે? તે વિષેની યોજના

આ પ્રમાણે શરૂઆતમાં એકસો ચાર સ્કૂલો ચાલતી હતી અને હજી બીજી વધતી જતી હતી, છતાં પણ મને હમેશાં એ ફિકર રહેતી કે, આ ખાતાંઓ ચાલુ કેમ નભી શકશે? બાળકો નાનાં હોય ત્યાંસુધી માતાઓ તેઓને ધવરાવે છે, જનાવરોનાં બચ્ચાંઓ નાનાં હોય ત્યાંસુધી તેઓની ખાસ સંભાળ લેવામાં આવે છે અને રોપાઓ નાના હોય ત્યાંસુધી તેઓને પૂરતું પાણી પાવામાં આવે છે; પણ મોટાં થયા પછી તેઓને કોઇ પ્રથમના જેટલી મદદ કરે નહિ; પછી તો તેમણે પોતાના જોર ઉપરજ રહેવું જોઇએ. જે હમેશાંને માટે પારકી મદદ ઉપરજ રહે તે લાંબો વખત નભી શકે નહિ, તેમજ આવાં ખાતાંઓની શરૂઆતની બાલ્યાવસ્થામાં તેમને મદદ મળે એ વાજબી છે, પણ એ મદદ ઉપર લાંબો આધાર રહે નહિ. માટે એ ખાતાંઓ ચાલુ કેમ નભી શકે એવી ગોઠવણ કરવાની જરૂર હતી. એને માટે હું હમેશાં ફિકરમાં રહેતો હતો; કારણ કે સ્કૂલો કાંઈ વરસ બે વરસ ચલાવીને બંધ પડાય તેમ નહોતું, તેમજ કોઇ પણ એક જણથી એ બધો બોજો ઊપડી શકે તેમ પણ નહોતું; માટે કોઇને ભારે ન પડે ને એ ખાતું લાંબા વખત સુધી ચાલ્યા કરે, એવી કાંઈ ગોઠવણ કરવાની જરૂર હતી. ઘણી જાતના વિચારો પછી અને ઘણા જણની સલાહ પછી અંતે એમ નક્કી થયું કે, જે ગામડાંઓમાં આવી શરૂઆતની નિશાળો થાય તે નિશાળોનું અર્ધું ખરચ તે ગામના લોકો આપે, બાકીનું અર્ધું ખરચ રહ્યું, તેમાંથી અર્ધો ભાગ પરમાર્થી ગૃહસ્થોની 'ગામડાંઓની નિશાળોને મદદ કરનારી મંડળી' આપે અને બાકીનો અર્ધો ભાગ આપવાની નામદાર સરકારશ્રી મહેરબાની કરે. જો આમ થાય તો કોઇની પણ ઉપર વધારે બોજો પડ્યા વિના ફતેહમંદ રીતે સ્કૂલો ચાલી શકે. ઘણાં ગામડાંઓની વસ્તીની ગણતરી ઉપરથી અમે અનુમાન કાઢેલું છે કે, ઘણે ઠેકાણે દર વર્ષે તેઓને દરેક ઘર દીઠ અડધા રૂપિયા કરતાં વધારે આપવું પડશે નહિ. જો કે આવી મોંઘવારી અને આવી ગરીબીના વખતમાં તેઓની પાસેથી વરસદહાડે અર્ધો રૂપિયો લેવો એ પણ દયા ઉપજાવનારું છે; કારણ કે આ વખતમાં એ અર્ધો રૂપિયો તેઓને સોનામહોર કરતાં પણ વધારે કીમતી છે. વખતે એ અર્ધો રૂપિયો તેઓની સો રૂપિયાની ગરજ સારે છે અને એ અર્ધો રૂપિયો માત્ર પરસેવાથીજ

મેળવેલો નહિ, પણ લોહીનાં ટીપાંઓને ભોગે મેળવેલો હોય છે. માટે તેમની પાસેથી એવા મોંઘા મૂલ્યનો અર્ધો રૂપિયો લેતાં પણ અમોને તો બહુ દિલગીરી લાગે છે અને બહુ ત્રાસ છૂટે છે, પણ બીજો ઉપાય નથી, એટલે એમ કરવું પડે છે; કારણ કે નામદાર સરકાર પોતાને ખરચે દરેક નાનાં ગામડાંઓમાં નિશાળો ખોલે એવો વખત હજી આવ્યો નથી, એવું ભાગ્યશાળીપણું હજી બહુ દૂર છે; તેમજ આપણે ત્યાં એટલા બધા દયાળુ અને એટલા બધા સમૃદ્ધિવાન શ્રીમંતો પણ નથી, કે જે ચાલુનું મોટું ખર્ચ ઉપાડી શકે. માટે અમોને તો ઉપલી યોજના સારી લાગે છે; કારણ કે પ્રથમ તો બહુજ ટૂંકા ખર્ચમાં એ કામ થઇ શકે તેમ છે અને એ ટૂંકા ખર્ચમાંથી પણ રાજ્યને માત્ર ચોથો ભાગ આપવાનો છે, એટલે શરૂઆતની કેળવણી વધારવાની ઇચ્છા રાખનાર રાજ્યો ખુશીથી એટલી મહેરબાની કરી શકે તેમ છે, તેમજ આવાં અગત્યનાં કામમાં શ્રીમંતોને પણ કાંઇ એટલો પરમાર્થ ભારે પડે તેમ નથી અને ગરીબ ખેડૂતોને એ અર્ધો રૂપિયો ભારે પડશે એમાં કાંઇ શક નથી. પણ પોતાનાં છોકરાંઓનાં હિતને ખાતર એટલો ભાર તેઓએ ખમવો જોઇએ. જેમ તમાકુ પીવામાં તેઓ એ કરતાં વધારે પૈસા ખરચી નાખે છે અને જેમ વધતા જતા સરકારી વેરાઓના પૈસા મજૂરી કરીને પણ તેઓ ભરે છે, તેમ ભારે પડે તોપણ પોતાનાં છોકરાંઓનાં ભલા સારુ તેઓએ કેળવણીના કામમાં પોતાની તરફનો હિસ્સો આપવોજ જોઇએ.

આ યોજના પ્રમાણે ત્રીજા વરસમાં સાઠ ગામોમાં નિશાળો ખોલાવા હું ભાગ્યશાળી થયો છું. બે પરમાર્થી ગૃહસ્થોની મદદથી શ્રીમંતો તરફનો ફાળો તૈયાર છે અને સાથે રાજ્યની તરફના ફાળા માટે અરજી ચાલુ છે. ગામડાંઓ તરફનો ભાગ કેટલાંક ગામડાંઓમાં ઝાંપલી ખાતેથી અને કેટલાંક ગામડાંઓમાં મોસમ વખતે ઘેરેઘેરથી ઉઘરાવીને પટેલિયાઓ અમોને આપે છે. આ ઉઘરાણા માટે ભવિષ્યમાં હજી એ કરતાં વધારે સારું ધોરણ થઇ શકશે. એ બાબતમાં દીવાનસાહેબ તથા કલેક્ટરસાહેબ સાથે પ્રસંગોપાત્ત વાતચીત થયા કરે છે, ત્યારે તેઓ આશા આપે છે કે, ધીરજ રાખશો તો સૌ સારાં વાનાં થઈ રહેશે અને એમ પણ કહે છે કે, આવી રીતે દરેક બાબતમાં જ્યારે લોકો પોતે પોતાની મેળે ફરજ સમજીને પોતાનું કર્તવ્ય બજાવશે ત્યારેજ દેશનું

કલ્યાણ થઇ શકશે.

## જો સુખ મેળવવું હોય તો બીજાઓને સુખી કરો

ભાઈ! ચકચકિત તારાઓ કે જેઓ ઊગ્યા પહેલાં આથમી જાય છે તેઓને માટે હું આ પ્રમાણે તજવીજ કરું છું અને ઈશ્વરકૃપાથી મને તેમાં ફતેહ મળતી જાય છે તથા એ ફતેહની સાથે મારો આનંદ પણ વધતો જાય છે. માટે ભાઈ! હું તો તમને સૌને ખાસ એજ ભલામણ કરું છું કે, જો સુખ મેળવવું હોય તો બીજાઓને સુખી કરો. જો અમર થવું હોય તો બીજાઓના જીવનમાં અમૃત રેડો. જો ઈશ્વરીજ્ઞાનનો પ્રકાશ જોવો હોય તો બીજાઓને જ્ઞાન આપો અને જો પ્રભુના રસ્તામાં ઊંચે ચડવું હોય તો પ્રથમ આપણા બંધુઓને ઊંચે ચડાવો. એવું એવું કંઇ પણ કર્યા વિના માત્ર એ. બી. સી. ડી. નાં પૂંછડાંઓથી કાંઇ આરો આવવાનો નથી અને ચીરૂટનો ધુમાડો કાઢયા કરવાનો કે લાંબા ટાંટિયા કરીને પડવાની ઈઝીચૅરનો આરામ કાંઇ આપણને સાચું સુખ આપી શકશે નહિ, એ યાદ રાખજો.

## સાંભળો ભાઇઓ ! પ્રૉફેસર સાહેબ સાતડે સાત છે !

મહારાજજી ! મારા વહાલા મિત્ર દિનકરરાવની આ વાતો સાંભળીને અને તેનાં કામો જોઇને મને બહુજ સારી અસર થઇ. એકલી વાતોથી મને કાંઇ બહુ અસર થાય તેમ નહોતું. પચીસ વરસ થયાં જુદા જુદા વિદ્વાનોના ઉત્તમમાં ઉત્તમ વિચારોનાં પુસ્તકો હું વાંચતો આવું છું અને છતાં પણ હું કાંઇ કરી શકયો નથી; કારણ કે વાચન એ કાંઇક જુદી વસ્તુ છે અને પ્રત્યક્ષ દાખલો એ કાંઇક જુદી વસ્તુ છે. બેશક, સરલ હૃદયનાં માણસો ઉપર વાચનની અસર પણ બહુ સારી થાય છે, પણ બહુ વાચનથી ઊલટું મારું હૃદય તો એવું કઠોર થઇ ગયું હતું, કે સાધારણ વિચારોની તો મને કાંઇ બહુ અસરજ થતી નહોતી. ઉત્તમ વિચારો તો વિચારમાંજ રહેતા હતા, કાર્યમાં તે આવી શકતા નહોતા. આવી મારી સ્થિતિ હોવાથી હું વિચારમાં બહુ ડાહ્યો હતો, પણ તે ડહાપણના વિચારોને મારાં આચરણમાં કે મારાં કામોમાં હું ઉતારી શકતો નહોતો. એ પછી મુંબઇની શાળાઓનો જાતઅનુભવ લેવા સારુ મહીસુરથી દિનકરરાવ જ્યારે અહીં આવ્યા, ત્યારે મારે તેમની સાથે પિછાન થઇ. એ પછી એક વખત રજાનો દોઢ માસ દિનકરરાવને ઘેર ગાળી આવ્યો, ત્યારે તેનાં કામો-

માંથી મને સમજાયું કે, હું તો હજી સાવ સાતડે સાતજ છું અને હું તો સાવ મોટું મીડુંજ છું! મીડાંને પૂંછડું લગાડીએ એટલે જેમ સાતડો થઇ જાય ને ગોટાપોટા વળી જાય, તેમ મને પણ બી. એ.નાં ને એમ. એ.નાં પૂંછડાં લાગવાથી ગોટાપોટા વળીને હું પણ સાતડે સાત જેવોજ થઈ ગયેલો છું!

આ સાંભળીને અજબ થઇને પંડિતજીએ કહ્યું: હેં! આ શું કહો છો? આ સાચી વાત છે? એ પછી ખુશાલીમાં આવી જઇને ઊંચા હાથ કરીને પંડિતજીએ કહ્યું: સાંભળો ભાઇઓ! પ્રોફેસર સાહેબ સાતડે સાત છે! એમ કહી પ્રોફેસર સામું જોઇને કહ્યું કે, જો જો હવે ફરી જતા નહિ!

પ્રોફેસરે કહ્યું: એમાં ફરી જવાનું કાંઇ કારણ નથી. અમે તો સાતડે સાત છીએજ, પણ તમે કેવા છો, એ તો જરા કહો!

પંડિતજીએ કહ્યું: અમે? અમે તો પહેલા નંબરના! અમે તો સોનામહોર જેવા! જયાં હોય ત્યાં અમે તો આગળના આગળજ! માટે અમે તો એકડે એક! અમે કાંઈ તમારા જેવા સાતડે સાત નહિ!

પ્રોફેસરે કહ્યું: વાહરે વાહ! તમે એકડે એક છો ને? ત્યારે તો કાંઇ ફિકર નહિ, કારણ કે એકડા કરતાં સાતડાની કિંમત સાત ગણી વધારે છે.

આ સાંભળીને સૌ હસી પડ્યા, કારણ કે પંડિતજી મહાન થઇ ગયા અને તે માથું ખંજવાળતાં ખંજવાળતાં નીચું જોઇને શું જવાબ દેવો, તેનો વિચાર કરવા લાગ્યા. એટલામાં પ્રોફેસરે કહ્યું કે:

મહારાજજી! હું જયારે કૉલેજમાં હતો ત્યારે મારી જિંદગી જુદાજ પ્રકારની હતી. ત્યારે મારા મિત્રોમાં હું આગેવાન ગણાતો, ઘણી બાબતો ઉપર હું છૂટથી બોલી શકતો, મારા અભિપ્રાય જાણવાની મારા મિત્રો કાળજી રાખતા અને ભવિષ્યમાં હું એક લીડર થઈશ, એમ તેઓ માનતા હતા; કારણ કે દેશની આબાદીના અને સંસારસુધારાના વિચારો ઉપર હું બહુ ધ્યાન આપતો હતો અને એ વખતે મારી ઇચ્છા પણ એવી હતી કે, એ બાબતો ઉપાડીને બહાર પડવું. પણ એ પછી જયારે લટકમટકવાળી બૈરી મળી, છેલ્લી પરીક્ષામાં પાસ થઇ ગયો અને એક ગૃહસ્થની લાગવગથી અઢીસો રૂપિયાના માસિક પગારથી કૉલેજમાં નોકરી મળી ગઇ; એટલે બધું ચક્કરમંડળ બદલાઇ ગયું! કૉલેજની

બોર્ડિંગની સાડાત્રણ ફીટની કોટડીને બદલે એક સુંદર બંગલો ભાડે લીધો, કસરત કરવાને બદલે લાંબા ટાંટિયા કરીને ઇઝીચેરમાં સૂવાનું શીખ્યા, વિદ્વાનોના વિચારો સાથે રમવાને બદલે તંબાકુના ધુમાડા સાથે રમવાનું શીખ્યા, દેશહિતનાં પુસ્તકોને બદલે કલ્પિત પ્રેમનાં નૉવેલો વંચાવા લાગ્યાં, પ્રોફેસરોનાં ઉમદા ભાષણોના કરતાં પણ બાયડીઓની નજીવી કૂથલીઓ સાંભળવામાં વધારે રસ પડવા લાગ્યો, વીશીની મરચાંવાળી દાળના ગંગાજળને બદલે કઢેલાં કેસરિયાં દૂધ મળવા લાગ્યાં, અમે બીજાઓને ઘેર ધક્કા ખાતા તેને બદલે તેજ લોકો અમારે ઘેર ધક્કા ખાવા લાગ્યા, કાંઈક નવીન વિષય સમજવા સારુ હું માસ્તરોને ઘેર જતો તેને બદલે મને હારમોનિયમ શીખવવા સારુ માસ્તર મારે ઘેર આવવા લાગ્યો, અગાઉ ફુરસદનો જે વખત વાંચવામાં કે વિચારમાં જતો તે વખત હવે ઢું ઢું ને ટીં ટીં કરવામાં જવા લાગ્યો, કૉલેજની જિંદગીમાં હું જુદા જુદા વિદ્વાનોના ફોટોગ્રાફ જોયા કરતો અને તેનાં લક્ષણો સમજવાની કોશિશ કરતો, તેને બદલે હવે હું મારી વહાલીની છબી ને તેના હાવભાવ જોવા લાગ્યો અને અગાઉની મારી ઓરડીના મચ્છરો મને પરાણે પરાણે જગાડતા ને વહેલો ઉઠાડતા, તેને બદલે હવે છત્રપલંગની અંદરનો પંખો ચાહીને વધારે વધારે ઉંઘાડવા લાગ્યો !! આવી રીતે સંયોગો બદલાઇ ગયા, એટલે મહારાજજી ! અમે પણ બદલાઇ ગયા, તેથી દેશહિતની વાતો દૂર રહી ગઈ તથા સંસારસુધારાની વાતો ચોપડીઓમાં રહી ગઇ અને અમારાં મગજમાં માન–મરતબાના ખ્યાલો ભરાઇ ગયા તથા અમારી નજર આગળ મોજ–શોખ ખડા થઇ ગયા. આમ થવાથી હું સવારે આઠ વાગ્યા પછી ઊઠતો, ઊઠીને તુરત ચા પીતો, પછી ઉપલકપણે ન્યુસપેપર તપાસી જતો, દાતણ કરવાની કાંઇ રોજ રોજ જરૂર નહોતી, સંધ્યા–પૂજા તો બાપાની સાથે ગયાં હતાં ! અમારો ધર્મ તો માત્ર એક ઈશ્વર છે, એમ કોઇ કોઈ વખતે કહેવામાંજ આવી રહ્યો હતો ! એ પછી ઢું ઢું ને ટીંટીંનું લેસન ચાલતું. તે પછી જમીને કૉલેજમાં જતો. ત્યાં જે ફુરસદ મળે તે ધુમાડા સાથે રમવામાં જતી. વખતે વખતે વાતોના તડાકા પણ ચાલતા, પણ એ તડાકાનો સારમાં સાર એજ કે અમારો કક્કો ખરો અને પરિણામ શૂન્યમ્ શૂન્યમ્ !! સાંજે કૉલેજમાંથી છૂટચા પછી મિસિસને સાથે લઇને ગાડી દોડાવતા

ફરવા જતાં. છોકરાં-છૈયાંની પીડા નથી, અમે હુતો ને હુતી બેજ જણાં છીએ, એટલે જેમ રખડીએ તેમ રખડાય એવું હતું ! બંદા જેમ છેલબટાઉ જેવા હતા તેમ મિસિસ પણ આપણા હાલના સુધારાની ટોચે પહોંચેલાં દોઢચતુર હતાં, એટલે કાંઇ અડચણ આવે તેમ નહોતું ! વળી અમારા બાપદાદાએ કોઇ દિવસે ગાડી જોઈ નહોતી અને અમે ઘરની ગાડી રાખી હતી, એ પણ એક લહાવો હતો, ત્યારે પછી ઘોડાનો જીવ લેવામાં શા માટે બાકી રાખીએ ? મહારાજજી ! અગાઉના મારા જીવનમાં આવી આવી તો ઘણીએ ખૂબીઓ હતી, પણ તે બધી કહી બતાવીને આપને કંટાળો આપવાની કાંઇ જરૂર નથી; કારણ કે સ્થિતિના ફેરફારો ઘણાં માણસોથી જીરવી શકાતા નથી, એ બાબત કાંઇ આપના ધ્યાન બહાર નથી.

## ૧૦૦–સ્વતંત્રતાથી કામ કરનાર માણસોજ દુનિયાને આગળ વધારી શકે છે

મને તો લાગે છે કે, વગર મહેનતે વારસાનો દલ્લો મળવાથી જેમ ઘણાં માણસો બગડી જાય છે ને પોતાની સત્તા તથા પૈસાનો દુરુપયોગ કરે છે, તેમજ સાધારણ સ્થિતિનાં યુવાન માણસોને એકદમ મોટા પગારની બહુ સગવડતાવાળી નોકરી મળે, લાંબી રજા મળે, બહુ કામ કરવાનું ન હોય ને વધારે સ્વતંત્રતા હોય, એ પણ તેઓને બગાડે છે ને એથી પણ તેઓના વખત તથા સત્તાનો દુરુપયોગ થાય છે; કારણ કે મેં જોયું છે કે, અમારા કૉલેજના દોસ્તોમાંથી જેઓ વકીલ થયા તેઓ બહાર પડતા માણસો છે, જેઓ બૅરિસ્ટર થયા તેઓ છૂટાપણાના વિચારવાળા છે, જેઓ ડૉકટર થયા તેઓ પણ પોતાના પ્રમાણમાં ઠીક ઠીક રહી શકે છે અને જેઓ વેપારી થયા તેઓ પણ પોતાના સરકલમાં ખીલી નીકળેલા છે; કારણ કે એ બધાને જાતમહેનત કરીને યુક્તિ–પ્રયુક્તિથી કમાઈ ખાવાનું છે, એટલે સ્વાભાવિક રીતેજ ખાસ ચાહીને તેઓ બહાર પડતા રહી શકે છે, પણ મારા જે મિત્રોએ પોતાનું નસીબ વેચી નાખ્યું ને નોકરીમાં લાગી ગયા તે બધા ઘણું કરીને મારી પેઠે સાતડે સાત થઇ ગયા છે અને તેમાં પણ જેઓ રાજ્યની નોકરીમાં લાગ્યા ને બડેખાં બન્યા તેઓના તો સાવ બારજ વાગી ગયા છે, તેઓની તરફથી તો બહુજ થોડી આશા

રાખી શકાય. આવું મેં સેંકડો ઠેકાણે જોયેલું છે, તેથી હું તો એજ ઠરાવ ઉપર આવ્યો છું કે, અમારી પેઠે પોતાનું નસીબ વેચી નાખનારા માણસો પોતે આગળ વધી શકશે નહિ અને દુનિયાને આગળ વધારી શકશે નહિ, પણ જેઓ સ્વતંત્રતાથી કામ કરનારા છે તેઓજ આગળ વધી શકશે અને તેઓજ જગતને આગળ વધારી શકશે; કારણ કે હું જોઉં છું કે, જ્યારે હું બહુ કરું છું ત્યારે એટલુંજ કે કોઈ મંડળીવાળા આવીને કહે કે, અમુક વિષય ઉપર ભાષણ આપવાની મહેરબાની કરશો? ત્યારે મારી મરજી હોય તો હું હા પાડવાની મહેરબાની કરતો. આવી રીતે સામી માગણી થાય ત્યારે બેચાર મહિને એકબે ભાષણો આપવા અને બહુ તો જે વિષય મને બહુ પસંદ હોય અથવા જેની સામે મને ખાસ વાંધો ન હોય તે બાબત ઉપર કોઈ કોઈ વખત કાંઇ આર્ટિકલ લખી નાખવો, એમાંજ બધું આવી રહેતું હતું. એ સિવાય હું અને મારા ઘણાએ ગ્રેજ્યુએટ ભાઈબંધો કાંઇ પણ વધારે કરતા નથી. ઈશ્વરકૃપાથી અમોને જે જ્ઞાન મળેલું છે તે જ્ઞાનને વ્યવહારમાં ઉપયોગી કરવા માટે અમે ઘણુંએ કરી શકીએ તેમ છીએ, છતાં પણ અફસોસ કે, અમે કાંઇ પણ કરતા નથી.

## ૧૦૧–વિદ્યાર્થીઓ ઉપર તેઓના પ્રમાણમાં બહુ વધારે બોજો છે, તે ઓછો કરવો જોઇએ

મહારાજજી! કૉલેજમાંથી છૂટીને છોકરાઓના પ્રૉફેસરસાહેબ થયા પછી આવી રીતે પંદર વરસ મેં ફોગટ ગુમાવી નાખ્યાં. એ પછી મારા મિત્ર દિનકરરાવના ચારિત્રથી મને ગંભીર અસર થઇ; એટલુંજ નહિ પણ હવે કાંઈક સંયોગો પણ બદલાયા હતા, મારી લટકમટક જરા માંદી–સાજી રહેતી, તેથી અંતે હારીને ધર્મ તરફ તેનું મન વળ્યું હતું, એટલે તે જરા ઠરી હતી અને અવસ્થાના ભેદ પ્રમાણે તેના તરફનું મારું ખેંચાણ પણ બહુ હદમાં આવી ગયું હતું અને બહુ ઘોડા દોડાવીને પણ હવે હું થાક્યો હતો; એટલુંજ નહિ પણ મારી પછીના તથા મારાથી ઓછા જ્ઞાનવાળા કેટલાક માણસો ખીલી નીકળ્યા હતા, એ બધું જોઈને મને લાગ્યું કે, મારે પણ હવે કાંઈક કરવુંજ જોઈએ. આમ નકામી જિંદગી જાય તે કાંઈ ઠીક નહિ. એ પછી મેં વિચાર કર્યો કે, મારી લાઈનને અનુકૂળ થાય અને હું સહેલાઇથી કરી શકું એવું કર્યું

કામ છે? મને જે વખતે આ જાતના વિચારો આવતા હતા તે વખતે 'વિદ્યાર્થીઓ ઉપર તેઓના પ્રમાણમાં વધારે બોજો છે, તેથી ગ્રેજ્યુએટોમાં મરણનું પ્રમાણ વધારે થાય છે,' એ જાતની ચર્ચા કેટલાંક છાપાંઓમાં ચાલતી હતી, તે તરફ મારું લક્ષ ખેંચાયું. મને એ વાત ખરી લાગી; કારણ કે એ બાબતમાં ઘણાં વરસનો મારો ખાસ અનુભવ છે. હું જોઉં છું કે, દરેક સ્કૂલોમાં, કન્યાશાળાઓમાં અને કોલેજોમાં ફરજિયાત રીતે એવું ઘણું શીખવવામાં આવે છે કે, જે વ્યવહારમાં સીધી રીતે કાંઇ પણ ઉપયોગમાં આવી શકતું નથી, એટલુંજ નહિ પણ એવા નકામા બોજાને લીધે જિંદગીમાં ઉપયોગી થઇ શકે તેવી ઘણી બાબતો શીખવવાની રહી જાય છે. આ ખોટ કાંઇ આપણા પાછળ પડેલા દેશને જેવી તેવી નથી. એ સિવાય સહેજ ભૂલ સારુ નાપાસ થયેલા વિદ્યાર્થીઓને પાછું આખું વરસ ફોગટ ગુમાવવું પડે અને એકબે વિષયમાં નાપાસ થયેલા હોય છતાં પણ બધા વિષયમાં ફરીથી પરીક્ષા આપવી પડે, એ દુઃખ પણ કાંઈ નાનુંસૂનું નથી. આપણા ગરીબડા દેશના લાચાર સ્થિતિના વિદ્યાર્થીઓને પારકી ભાષામાં બધી જાતના વિષયો શીખવા પડે અને તેમ છતાં આવી રીતે તેઓનાં વરસો નકામાં જાય તથા જે વખતમાં બીજું વધારે સારું નવું જ્ઞાન મેળવી શકાય, તે વખત પાછો દળેલું દળવામાંજ જાય, એ મુશ્કેલી પણ કાંઇ જેવી તેવી નથી. એ બધી બાબતોમાં જેમ બને તેમ જલદીમાં જલદી સુધારા કરવાની જરૂર છે, તેથી યુનિવર્સિટીમાં એ બાબતની મેં જબરી ઝુંબેશ ઉઠાવીને ઘણા વિદ્વાનોને મારા પક્ષમાં લીધા. એ પછી લખાણોથી, ભાષણોથી, દેશપરદેશનાં કેળવણીનાં ધોરણોમાં થયેલા ફેરફારો ઉપરથી, જુદા જુદા દેશના જુદા જુદા વિદ્વાનોના અભિપ્રાયો ઉપરથી અને કેળવણીનો મુખ્ય હેતુ શું છે તથા આપણા કચરાઇ ગયેલા દેશ અને આપણા મુફલીસ ભાઇબંધોને કઇ જાતની કેળવણીની ખાસ જરૂર છે, તે બધાં ઉપરથી અમે પ્રજાને ખાતરી કરી આપી કે:

આપણાં વિદ્યાર્થીઓ ઉપર અભ્યાસનો બોજો જોઇએ તે કરતાં ઘણો વધારે છે; માટે તે બની શકે એટલો ઓછો કરવો જોઇએ.

એમ થવા માટે પ્રથમ સૌથી મુખ્ય જરૂરની બાબત એ છે કે:

૧–આપણા દેશની ભાષામાં કેળવણી આપવી જોઇએ અને અંગ્રેજી ભાષા બીજી ભાષા તરીકે રાખવી જોઇએ. થોડાક પરદેશી

પ્રોફેસરસાહેબોને આપણી ભાષા ન આવડે તે સારુ આપણા લાખો વિદ્યાર્થીઓને અજાણી ભાષામાં બધી જાતના વિષયો શીખવવા અને આપણી સ્વભાષાને મરવા દેવી, એ ખરાબી પણ કાંઈ જેવી તેવી નથી. માટે જેમ બીજા સૌ દેશોમાં ત્યાંની પ્રજાને પોતાની સ્વભાષામાં કેળવણી આપવામાં આવે છે, તેમ જો આપણી દેશી ભાષામાં આપણા વિદ્યાર્થીઓને કેળવણી અપાય, તો તેઓની ઉપરથી અર્ધોઅર્ધ ફ્રોકટનો બોજો ઓછો કરી શકાય.

૨–આપણાં હાલનાં ધોરણોમાં વ્યવહારમાં ઉપયોગી ન થઈ શકે એવી કેટલીક બાબતો છે, તે કાઢી નાખવી જોઇએ.

૩–નાપાસ થયેલા વિદ્યાર્થીઓની ટૂંક મુદતમાં ફરીથી પરીક્ષા લઇ શકાય એવી સગવડ થવી જોઇએ.

૪–નાપાસ થયેલા વિદ્યાર્થીઓ જે વિષયમાં પાસ થઇ ગયા તે વિષયોની ફરીથી પરીક્ષા ન લેવાય, એમ થવું જોઇએ.

૫–શરૂઆતની કેળવણી ફરજિયાત થવી જોઇએ.

૬–જેમ બને તેમ મફત કેળવણી અપાય એવી તજવીજ કરવી જોઇએ.

૭–ઊંચામાં ઊંચી જાતના વિદ્યા–હુન્નરની કેળવણી આપણા દેશમાંજ આપી શકાય, એવી ગોઠવણ કરવી જોઇએ.

૮–જિંદગીમાં ઉપયોગી થઈ શકે એવું કેટલુંક વ્યાવહારિક જ્ઞાન આપવાની યોજના થવી જોઇએ.

આ આઠ મુખ્ય બાબતો તથા તેના પેટામાં આવતી બીજી કેટલીક બાબતો ઉપર ખૂબ ચર્ચા ચલાવીને અમે પ્રજાને ખાતરી કરી આપી કે, આપણા વિદ્યાર્થીઓ ઉપર અણઘટતો જુલમ ગુજરે છે, એનું કારણ બીજું કાંઈજ નથી, પણ એવી બાબતોમાં આપણું અજ્ઞાન ને આપણી બેદરકારી એજ છે. માટે જેમ બને તેમ આપણા ગરીબ નિર્દોષ નાનકડા વિદ્યાર્થીઓ ઉપરનો બોજો ઓછો થાય અને તેઓ વધારેમાં વધારે લાયક થાય, એવી તજવીજ આપણે કરવી જોઇએ. મારી આ ચર્ચામાં ઘણાએ છાપાવાળાઓએ મને બહુ મદદ કરી, તેઓએ મારી ચર્ચા ઉપાડી લીધી, તેથી લોકો વધારે જાગૃત થયા. એ પછી ધીરે ધીરે ઘણે ઠેકાણે એવી બાબતોમાં હવે કાંઈ કાંઈ સુધારા થતા જાય છે.

---

## ૧૦૨–આપણા તહેવારોમાં દેશોન્નતિનો જુસ્સો લાવવો જોઇએ

ત્રણ વરસ સુધી ખાસ આ ચર્ચા ચલાવીને તેનું કાંઈક સારું પરિણામ જોયા પછી શિવાજીજયંતિ અને તેને અંગે થતા મેળાવડાઓ જોઇને તથા તેમાંનાં સ્વદેશપ્રેમનાં ગાયનો સાંભળીને, એક બીજી બાબત તરફ મારું ધ્યાન ખેંચાયું. મને લાગ્યું કે, આવી જાતનો જુસ્સો આપણા કેટલાક તહેવારોમાં અને આપણા ઘરસંસારના વ્યવહારમાં જો ઊતરી શકે તો બહુ મોટું કામ થઈ જાય; કારણ કે આપણી મોટી મોટી સ્કૂલોમાં ને કોલેજોમાં સ્વદેશપ્રેમને માટે જે પાઠો શીખવવામાં આવે છે, તે બહુજ ટૂંકા સરકલમાં રહી જાય છે અને તે કોઇ કોઇ વખતેજ યાદ આવે છે, પણ આપણી જિંદગીના નાનામોટા બનાવોમાં જો એવાં તત્ત્વોને ભેળવી દીધાં હોય, તો તેની સાર્વજનિક અસર થાય છે અને થોડા થોડા વખતને અંતરે વારંવાર આખી જિંદગી સુધી તે અસર થયા કરે છે. આમ હોવાથી સૈકાઓના સૈકાઓ ગયા છતાં પણ કેળવણીખાતું જે કામ ન કરી શકે, જે સુધારા ન કરી શકે, જે લાગણીઓ ન બદલી શકે, તે કામને, તે સુધારાને અને તે લાગણીઓને આપણા તેહેવારોમાં ને આપણા ઘરસંસારના વ્યવહારોમાં ભેળવી દેવાથી બહુજ થોડાં વરસોમાં, બહુજ સહેલાઈથી ને બહુજ સારી રીતે તે કામો થઈ શકે તેમ છે. એમ કરવામાં આપણને કાંઇ મોટા ખડકો તોડીને નવા પ્રવાહો ચલાવવાના નથી, પણ જે પ્રવાહ ખારા સમુદ્રમાં ફોકટ વહ્યા જાય છે તેજ પ્રવાહને ફેરવવાના છે; એ પ્રવાહને નકામા વહી જતા અટકાવવા માટે તેની આડે માત્ર એક નાનકડા બંધની જરૂર છે. જો એવો બંધ બાંધી શકીએ તો એ મોટા પ્રવાહથી ખેડાઇ ગયેલાં હજારો ખેતરો લીલાંછમ રહી શકે તેમ છે અને વગર ખેડાયેલાં લાખો ખેતરો એથી ભીંજાઈ શકે તેમ છે. ધર્મનિમિત્તે થતી ક્રિયાઓની સાથે તથા વાર્ષિક ઉત્સવોની સાથે જે બાબતો જોડાઈ જાય તે સાર્વજનિક અને વંશપરંપરાની થઈ પડે છે, એટલુંજ નહિ પણ નાનાં છોકરાંઓ કે જે દેશની ભવિષ્યની આશા છે, તેઓના મનમાં એ સંસ્કારો બાળપણથીજ જામી જાય છે, તેથી જે કામો આજે આપણે મુશ્કેલીથી પણ કરી શકતા નથી, તેજ કામો આપણા વ્યવહારમાં ઊતરવાથી,

આપણાં બાળકોમાં નાનપણથીજ તેના સંસ્કારો બેસી જાય છે, તેથી ભવિષ્યમાં તેજ કામો તેઓનાથી સ્વાભાવિક રીતેજ થઇ જાય છે. માટે સ્વદેશપ્રેમને, ભ્રાતૃભાવને, આપણા હકને, આપણી સ્વતંત્રતાને, આપણા સ્વમાનને અને આપણા ધર્મને આપણા જીવનનાં તત્ત્વો બનાવવાં જોઇએ અને એને જીવનનાં તત્ત્વો બનાવવા માટે આપણા તહેવારોમાં, આપણી ધાર્મિક ક્રિયાઓમાં અને પ્રાસંગિક બનાવોમાં તેને મેળવી દઇ, આપણા હમેશના દુનિયાદારીના વ્યવહાર સાથે તેને એકરસ કરી નાખવાં જોઇએ. એમ કરવામાં કાંઈ બહુ મહેનત પડે તેમ નથી, માત્ર સાદી સમજવાળા થોડાક આગેવાનો જોઇએ છીએ. જો એવા આગેવાનો હોય તો પુનામાં તથા મુંબઇમાં જેમ દક્ષિણી ભાઇઓ ગણપતિના ઉત્સવનિમિત્તે મેળાઓ કરે છે, તેમ હોળી તથા નવરાત્રિના મેળાઓ થઇ શકે તેમ છે.

## હોળીમાં વાલમભાઇનાં પૂતળાં બનાવે છે, તેને બદલે ગુલામગીરીનાં પૂતળાં બનાવી તેનો નાશ કરો

આપણે જોઇએ છીએ કે, હોળી વખતે લોકોને કાંઇ ઘેરઘેર બોલાવવા જવા પડતા નથી, એની મેળે મેળે ગમતને ખાતર લોકો ભેગા થઈ જાય છે, પણ સાચી ગમત કેવા પ્રકારની હોવી જોઇએ, તેની સમજ અજ્ઞાન લોકોને નહિ હોવાથી તથા એ જાતનાં સાધનો નહિ હોવાથી, ગાળાગાળીમાં, કાદવ–કચરો ઉડાવવામાં અને વખતે મારામારી કરવામાં એ તહેવારો પૂરા થાય છે. એથી નાનાં બચ્ચાંઓ ભૂંડું બોલતાં શીખે છે, સ્ત્રીઓ નિર્લજ્જ થાય છે અને બીજી પણ તેની ઘણીએ માઠી અસરો થાય છે; પણ લોકોના મોજ–શોખના એજ વેગને જો સ્વદેશપ્રેમમાં વાળી દીધો હોય, તો તેનાં શુભ પરિણામો કાંઈ ઓરજ થાય છે અને એમ કરવામાં કાંઇ ઝાઝી મુશ્કેલી પણ નથી; માત્ર એટલુંજ કે, જે લોકો હોળીમાં વાલમભાઈનાં પૂતળાં બનાવે છે ને તેને ખાસડાંનો હાર પહેરાવી ગધેડાં ઉપર બેસાડી વરઘોડા કાઢી ફજેતો કરે છે, તેને કહો કે, તમે ગુલામગીરીનાં પૂતળાં બનાવો, ગુલામગીરી કેવી ખરાબ છે એ બાબતનાં ગાયનો જોડો, ઢોલનગારાં સાથે એ ગીત ગાઓ અને વાલમભાઈનાં પૂતળાંને બદલે ગુલામગીરીનાં પૂતળાંને બેઆબરૂ કરી ગધેડે બેસાડી ગામ બહાર કાઢી ઉજ્જડ કૂવામાં, નદીના ઊંડા ધરામાં કે દરિયામાં નાખી આવો. પ્રતાપી અંગ્રેજ

સરકારના રાજ્યમાં કોઈ પણ જાતની ગુલામગીરી શોભે નહિ, એ ન્યાયી રાજ્યમાં તો "પ્રભુ અને મારો હક" એ મહાવાક્યજ પ્રજાના આચારવિચારમાં રમી રહેવું જોઇએ. માટે સાંસારિક, ધાર્મિક અને બીજી જે જે બાબતોમાં ગુલામગીરી હોય તેનો નાશ કરવાના પ્રયત્ન કરો. અંદર અંદર ગાળો દીધાથી શું વળવાનું છે? એવી રીતે ગાળાગાળી કરવી એ આપણી નાલાયકી છે અને એ સરકારી કાયદાનું અપમાન કરવા બરોબર છે. માટે એનો પોલીસ અટકાવ કરી શકે તેમ છે, પણ આપણે જો સ્વદેશપ્રેમનાં તથા રાજા–પ્રજાનું કલ્યાણ થાય એવાં ઉન્નતિનાં ગીતો ગાતા હોઇએ અને નામદાર સરકારને જે જાતની ગુલામગીરી ગમતી નથી તે જાતની ગુલામગીરીમાંથી છૂટવાના જો આપણે રીતસર ઉપાયો લેતા હોઇએ, તો સરકારી અમલદારો પણ આપણા એ પ્રયાસમાં આપણને મદદ આપી શકે તેમ છે. માટે આપણે હોળીના ઉત્સવમાં ગાળાગાળીમાંજ નહિ રહેતાં, આપણા હાથપગ જેથી બંધાઇ ગયેલા છે તે ગુલામગીરીનો નાશ થાય અને આપણને ધાર્મિક, સાંસારિક તથા કાયદા પ્રમાણે રાજદ્વારી સ્વતંત્રતા મળે એવા ઉપાયો કરવા જોઇએ અને જેમ અસલના વખતમાં છોકરાંઓએ હોળિકા નામની રાક્ષસીનો નાશ કર્યો હતો તેમ આપણે હાલના સુધરેલા જમાનામાં ગુલામગીરીનો નાશ કરવો જોઇએ. હવે વિચાર કરો કે, હોળીનિમિત્તે આખા ગામમાં ને સમસ્ત પ્રજામાં જે જાગૃતિ ને જે જુસ્સો આવી જાય છે, તે જાગૃતિ ને તે જુસ્સો સ્વદેશપ્રેમમાં લાગી જાય તો આપણું કેટલું બધું કલ્યાણ થાય, એ વિચાર તો કરો! એટલી બધી જાગૃતિ ને એટલો બધો જુસ્સો માત્ર ગાળાગાળીમાં ને ધીંગામસ્તીમાંજ ચાલ્યો જાય, એ શું દિલગીરીની વાત નથી? એમ થાય એ કેટલી બધી મોટી હાનિ છે, એ જરા ખ્યાલ તો કરો! આવી મોટી ખરાબીઓ થતી અટકે અને તેને બદલે મોટા લાભો થાય, તે સારુ અમે કહીએ છીએ કે, આપણા તહેવારો તથા ધાર્મિક ક્રિયાઓમાં સમયને અનુસરતા ફેરફારો કરી આપણી ચાલુ જિંદગીમાં તેનું રહસ્ય ઊતરી શકે એવા તેને બનાવવા જોઇએ. જો એમ કરી શકીએ તો આપણી સેંકડો મંડળીઓથી, હજારો ચોપડીઓથી ને લાખો ભાષણોથી જે કામ ન થઈ શકે તે મહાભારત કામ થોડાં વરસમાં બહુજ સહેલાઇથી એની મેળે મેળે થઇ જશે; કારણ કે દરેક

માણુસોમાં ધર્મનિમિત્તે તથા મોજશોખને અર્થે કાંઇક ને કાંઇક કરવાની લાગણી હમેશાં જાગૃત રહેલી છે. એ લાગણીને જો સારે રસ્તે ન વાળીએ તો તે ખોટે રસ્તે ઊતરી જાય છે. માટે એજ લાગણી જે ડાબી બાજુએ વહે છે તેને જમણી બાજુએ વાળવી એટલું જ આપણે કરવાનું છે. 'અને એમ કરવું એમાં કાંઇ બહુ મુશ્કેલી નથી. માટે અમે કહીએ છીએ કે, જેમ બને તેમ એવા સ્વાભાવિક પ્રસંગોનો આપણે ઉત્તમમાં ઉત્તમ રીતે લાભ લઇ લેવો જોઇએ.

## વિજયાદશમીએ આપણે કઈ જાતનો વિજય મેળવવો જોઇએ ?

નવરાત્રિની ગરબીનો પ્રસંગ પણ ખાસ લાભ લેવા જેવો છે. એ વખતે પણ લોકલાગણી બહુ જાગૃત થયેલી હોય છે, છતાં પણ અફસોસ કે, એ જુસ્સો ફોકટની તાળીઓ પાડવામાં ને બાયલાઓનાં જેવાં ગીતો ગાવામાંજ ચાલ્યો જાય છે! એ વખતે જમાનાને અનુસરતી નવી જાતની રમત-ગમત સાથે છૂટાપણાનાં ગાયનો ગાવામાં આવે અને સ્વદેશપ્રેમનો જુસ્સો ભરવામાં આવે, તો ખુશીથી લોકો તે પ્રમાણે વર્તી શકે તેમ છે. એ વખતે દેશના આગેવાનોએ લોકો પાસે એવી જાતનાં ગાયનો ગવરાવવાં જોઇએ કે વિજયાદસમીએ જેમ દેવીએ અજ્ઞાની મહિષાસુર રાક્ષસને માર્યો, ભગવાન રામચંદ્રે જેમ અહંકારી રાવણને માર્યો અને નપુંસક બનેલા અર્જુને જેમ પુરુષાર્થમાં આવી જઈ હથિયાર ધારણ કરી કૌરવોના સૈન્યને હરાવ્યું; તેમ આપણે પણ મહિષાસુર જેવા આપણા અજ્ઞાનપણાનો નાશ કરવો જોઇએ અને જાતિભેદ માટેનો આપણો અહંકાર, કે જે રાવણ કરતાં પણ મોટો છે તેનો નાશ કરવો જોઇએ. વિરાટ રાજાને ત્યાં છુપાઈ રહેલા અર્જુને વિજયાદસમીને દિવસે જેમ નપુંસકપણું છોડી દઈ હથિયારો ધારણ કરી દુશ્મનોને હરાવ્યા, તેમ આપણે બાયલાપણા જેવી સુસ્તીને છોડી દઇ હાલના જમાનાનું મુખ્ય સાધન જે હુન્નરકળા તેનાં ઓજારો લઇ વેપારમાં ફતેહ મેળવવી જોઇએ અને અર્જુન જેમ વિરાટ રાજાની ગાયોને પોતાનાં હથિયારોના બળથી દુશ્મનો પાસેથી પાછી વાળી લાવ્યા, તેમ આપણે આપણી લક્ષ્મીને હુન્નર-કળાનાં ઓજારોથી પરદેશીઓ પાસેથી પાછી લાવવી જોઈએ તથા દુશ્મનોને જીતવા સારુ જેમ અસલના રાજાઓની સવારીઓ, વિજયાદસમીને દિવસે પોતાની સીમની બહાર જતી હતી,

તેમ ઘણી બાબતોમાં વિજય મેળવવા સારુ હાલના જમાનામાં આપણે આપણી બૂરી રૂઢિઓની બહાર જવું જોઇએ. આવું આવું કરવાને બદલે માત્ર પાવૈયાઓની પેઠે તાળીઓ પાડવામાં અને બાયલાઓના જેવાં નકામાં ગીતો ગાવામાંજ રહી જઇએ, એ શું શરમભરેલું નથી? જો કાંઇ પણ મહદુદ્દેશથી તાળીઓ પાડવામાં આવતી હોય તો એ તાળીઓમાં પણ સાર્થકતા છે, પણ કંઈ પણ શુભ હેતુ વિના માત્ર 'પાય વાજે છે ઘૂઘરીના ધમકા' કરવામાંજ વિજયાદસમીનો વિજય આવી જાય, એ તો બહુજ દિલગીરીભરેલું છે. માટે મને લાગે છે કે, નવરાત્રિનિમિત્તે લોકોમાં જાગૃત થયેલા જુસ્સાનો આપણે લાભ લઈ લેવો જોઇએ અને આપણા દેશનો, આપણા ધર્મનો તથા આપણી પ્રજાનો ખરેખરી રીતે વિજય થાય એવી રીતે વિજયાદસમીનો ઉત્સવ ઊજવવો જોઇએ.

### બધા તેહેવારોમાં નવો જુસ્સો લાવી શકાય તેમ છે

મહારાજજી! આવીજ રીતે વસંતપંચમી, રામનવમી, ભીમઅગિયારસ, બળેવ, જન્માષ્ટમી, ગણેશચોથ, પિતૃઓની યાદગીરી માટેના શ્રાદ્ધના દિવસો, દિવાળીની ખુશાલીની બેઠકો અને બેસતા વર્ષની મુબારકબાદીની મુલાકાતોમાં આપણે ઘણાએ સુધારા કરી શકીએ તેમ છીએ; તથા એ પ્રસંગોમાંથી આપણે ઘણુંએ તત્ત્વ મેળવી શકીએ તેમ છીએ. જો એ બધી બાબતનો આપણે બરોબર રીતે તેના ખરા સ્વરૂપમાં ઉપયોગ કરી શકીએ, તો એમાંથી નવું જીવન મેળવી શકીએ તેમ છીએ. માટે અમે એવી બાબતોનો નાશ કરવાનું કહેતા નથી, પણ તેમાં જમાનાને અનુસરતા ફેરફાર કરવાનું કહીએ છીએ. તેના ઉપર જે કાટ ચઢી ગયો છે તે કાઢી નાખવાનું કહીએ છીએ અને આપણી હાલની જિંદગીમાં પ્રત્યક્ષ રીતે ફાયદાકારક થઈ શકે એવી રીતનો તેનો વ્યવહારમાં ઉપયોગ થાય, એમ અમે ઇચ્છીએ છીએ

---

## ૧૦૩–સ્ત્રીઓની જિંદગીમાં કાંઇક નવી ઉત્તમતા ભેળવી તેને રસમય બનાવો

મહારાજજી! જેમ પુરુષોને માટે ઉપર પ્રમાણે ઘણી બાબતોમાં સહેજસાજ ફેરફાર કરવાની અને તેને પાલીસ કરી જમાનાને અનુસરતો નવો ઓપ આપવાની જરૂર છે, તેમજ સ્ત્રી-

ઓને માટે પણ એવી જાતના ફેરફાર અને એવા નવી જાતના ઓપની ખાસ જરૂર છે; કારણ કે માત્ર ભવિષ્યની પ્રજાનીજ નહિ, પણ ભવિષ્યની પ્રજાના ભાગ્યની દોરી પણ સ્ત્રીઓનાજ હાથમાં છે. માટે સ્ત્રીઓને તો એવા ફેરફારોની ખાસ જરૂર છે; એટલુંજ નહિ પણ સ્વાભાવિક રીતેજ પુરુષોના કરતાં સ્ત્રીઓમાં ધર્મભાવના ખાસ વિશેષ રહેલી છે અને એ ભાવનાની જાગૃતિ પણ તેઓમાં વધારે હોય છે; માટે ધાર્મિકપ્રસંગો અને ક્રિયાઓનાં રહસ્યો વધાર્યાથી પુરુષોને જેટલો લાભ થાય તે કરતાં પણ સ્ત્રીઓને એથી વધારે લાભ થઈ શકે તેમ છે; કારણ કે પુરુષોને માટે તો એવા પ્રસંગો કોઈ કોઇ વખતે આવે છે, પણ સ્ત્રીઓની તો આખી જિંદગીજ એવા પ્રસંગોમાં જાય છે. માટે એવા પ્રસંગોની ઉપરનો જૂનો કચરો દૂર કરી તેને રસમય બનાવવાથી તથા તેમાં કાંઈક ઉત્તમતા ભેળવવાથી કાંઈક નવોજ ચમત્કાર બની શકે તેમ છે. જો એમ કરી શકાય તો આપણે આપણી પ્રજાનું અર્ધું ભાગ્ય સુધારી શકયા છીએ એમ કહી શકાય; જો એમ કરી શકાય તો આપણે આપણી ભવિષ્યની પ્રજા માટે સ્વર્ગમાંથી અમૃત લાવી શકયા છીએ એમ કહી શકાય અને જો સ્ત્રીઓની જિંદગી રસમય બનાવી તેમાં ઉત્તમતા લાવી શકીએ તો આપણે આપણા દેશની ઉપર મહાન ઇશ્વિરના પવિત્ર આશીર્વાદ લાવી શકયા છીએ એમ સમજવું; કારણ કે સ્ત્રીઓના હાથમાં ભવિષ્યની પ્રજાના ભાગ્યની દોરી છે, સ્ત્રીઓનાં હૃદયમાંથી બાલકોને પોષણ મળવાનું છે અને મોટા થયા પછી પણ જમણા–ડાબા અંગ તરીકે સ્ત્રીઓના પડખામાં પુરુષો રહેવાના છે. આમ હોવાથી દરેક પ્રસંગોએ, દરેક કામોમાં, દરરોજ અને દરેક ઘડીએ, દરેક પુરુષ ઉપર સીધી અથવા આડકતરી રીતે થોડીઘણી પણ સ્ત્રીઓની અસર ચાલ્યાજ કરે છે. કોઇ પણ રીતે સ્ત્રીઓના હૃદયમાં ઉત્તમતા ભરવાની ખાસ જરૂર છે; કારણ કે પુરુષોની ઉત્તમતા સ્ત્રીઓને બહુ થોડી અસર કરી શકે છે, પણ સ્ત્રીઓની ઉત્તમતા પ્રજા ઉપર તરતજ અસર કરે છે; કેમકે પુરુષો એ વાવ છે અને સ્ત્રીઓ તે હવાડા છે. વાવમાંથીજ હવાડા ભરાય છે એ ખરું, પણ પશુઓને પાણી પીવા માટે હવાડા જેટલી વાવ ઉપયોગી થઇ શકે નહિ; તેમજ સ્ત્રીઓની મારફત બચ્ચાંમાં જેટલી લાગણી ખીલી શકે તેટલી પુરુષોની મારફત ખીલી શકે નહિ. માટે અમે કહીએ

છીએ કે, પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે અસર કરી શકે છે. એમ છે માટે સ્ત્રીઓનાં દરેક કામમાં, દરેક તહેવારોમાં અને દરેક ધાર્મિક ક્રિયાઓમાં કાંઇક નવીન રહસ્ય મૂકવું જોઇએ. આપણા દેશમાં હાલના વખતમાં એ બાબતમાં સ્ત્રીઓ પોતે પોતાની મેળે કાંઇ પણ સુધારોવધારો કરી શકે તેમ નથી, પણ જો આપણે એવાં સાધનો પૂરાં પાડીએ તો તેનો લાભ લેવા તૈયાર થાય એવો એક નવો વર્ગ સ્ત્રીઓમાં તૈયાર થતો જાય છે. લગ્નમાં, સીમંતમાં, જનોઇમાં, ગરબીઓમાં, દેવમંદિરોમાં અને ફુરસદને વખતે ગવાતાં ગીતોમાં તથા છેવટ હાલરડાંનાં ગીતોમાં પણ સુધારા થવા જોઈએ. તદ્દન સાધારણ વિચારોનાં સેંકડો વરસોથી જે ગીતો ચાલ્યાં આવે છે અને પાછળથી લોકોની હલકા પ્રકારની વૃત્તિઓની તેમાં જે ભેળસેળ થઇ ગઇ છે, તે સુધારવાની કોઇએ દરકાર કરી છે? લાખો સ્ત્રીઓ વરસોનાં વરસો થયાં એનાં એ ગીતો ગાય છે, પણ કોઇ પણ સ્ત્રીઓ ગીતોના ખરા અર્થ સમજે છે? કહો કે નહિજ. ત્યારે વિચાર કરો કે, એવાં ગીતો તેની જિંદગી ઉપર શી અસર કરી શકે? અને જે તેની જિંદગી ઉપર અસર ન કરી શકે તે આપણને શો ફાયદો કરી શકે? શું આપણામાં કોઇ એવા કવિઓ નથી, કે જે પ્રસંગોને અનુસરતાં, સ્ત્રીઓને રુચે તેવાં, ઉત્તમ પ્રકારનાં, નવીન ભાવનાવાળાં અને ખુલ્લા અર્થનાં એવાં ગીતો બનાવી શકે? બેશક, કોઈ ને કોઇ પણ એવા કવિઓ હોવાજ જોઇએ. પણ અફસોસ કે, એવી અગત્યની બાબતો ઉપર કોઇ ખરેખરી મહેનત લેતા નથી ને પ્રેમને નામે નજીવાં ગાયનો જોડવામાંજ પોતાનો વખત ને મહેનત ગુમાવી દે છે! જો કે હાલના આપણા કવિઓનાં એવાં કેટલાંક ગીતો છે, પણ અસલી ગીતોની માફક તે સાર્વજનિક થઇ શક્યાં નથી. દરેક ઠેકાણે બધી જાતની સ્ત્રીઓ હોંસે હોંસે શીખે અને ગાય એવી જાતનાં નવીન ભભકવાળાં ગીતો હજી આપણા કવિઓ બનાવી શક્યા નથી અને જ્યાંસુધી દરેક પ્રસંગોનાં એવાં ઉત્તમતાવાળાં ગીતો ઘેરેઘેર ગવાતાં ન થાય, ત્યાંસુધી આપણા દેશની સ્ત્રીઓના વિચારોમાં સ્વાભાવિક ઉત્તમતા આવી શકે નહિ અને જ્યાંસુધી સ્ત્રીઓનાં હૃદયમાં દેશપ્રેમની નવી રોશનીનો પ્રકાશ પડે નહિ, ત્યાંસુધી દેશનો કાંઈ શુક્કવાર વળે નહિ. માટે જેમ બને તેમ જલદીમાં જલદી અને સહેલામાં સહેલી રીતે સ્ત્રીઓનાં હૃદયમાં ઉત્તમમાં ઉત્તમ સંસ્કારો બેસાડી શકીએ એમ

આપણે કરવું જોઈએ. એમ કરવું એ આપણી પહેલી ફરજ છે.

## આપણી બહેનોનાં ગીતો

મહારાજજી! જ્યારે આ જાતના વિચારો મારા મનમાં રમતા હતા, ત્યારે હું મારા મિત્રોને કહેતો કે, શું તમોને એમ નથી લાગતું કે:

'હાલરડું ને હુલરડું ને ઘીને ખીચડી ચટાડું!'

એવાંજ હાલરડાંઓમાં આપણી બહેનોએ રહી જવું જોઇએ કે? અરે, હવે તો તેઓએ એવાં હાલરડાં ગાવાં જોઇએ કે, ઓ પવિત્ર બાળકો! તમે પ્રભુના પુત્ર છો, તમે દેશની આશા છો, તમને પ્રભુએ મહાશક્તિ આપીને મોકલ્યા છે અને જેમ તમને અમારાં હૃદયનાં અમૃત પાઇએ છીએ, તેમ તમે તમારા બંધુઓનાં હૃદયમાં અમૃત રેડતાં શીખજો. બચ્ચાંઓ! ડરશો નહિ, આપણો માલિક મોટો છે. તમને બીવા માટે નહિ, પણ બહાદુરી કરી બતાવવા માટે પ્રભુએ અહીં મોકલ્યા છે. ઓ મારા બાપલિયા! તમે રુવો નહિ, રોવું તો નરકમાં છે, તમોને તો સંસારમાં સ્વર્ગ લાવવા માટે મનુષ્યનો અવતાર આપવામાં આવ્યો છે. માટે શાંતિમાં રહો, જગતમાં આનંદ વધારનારું સ્વાભાવિક સ્મિત–હાસ્ય કરો અને તમારી ફરજો બજાવવાને યોગ્ય થાઓ. ભાઇઓ! આવાં હાલરડાંને બદલે:

'વાટકો ચાટશે મારો કીબલો ભાઈ!'

એવાં હાલરડાં આપણી બહેનો ગાય, એ શું દિલગીરીભરેલું નથી? એ શું આપણા ઘરસંસારની નાલેશી નથી? અને એ શું હાલના બુદ્ધિબળના તથા ભ્રાતૃભાવના જમાનાને અનુસરતાં ગીતો છે? કહો કે નહિજ. છતાં પણ એવી અગત્યની બાબતમાં સુધારો કરવાનું કામ કોઇએ પણ ઉપાડેલું છે? જ્યાંસુધી દરેક કુટુંબોમાં અસર કરી શકે એવી જાતની આવી ઘરસંસારી બાબતો ઉપર ખાસ ધ્યાન આપવામાં નહિ આવે, ત્યાંસુધી આપણા સંસારસુધારાની મંડળીઓના હોલમાં થતાં ખાલી ભાષણોથી કાંઈ શુક્રવાર વળવાનો નથી; કારણ કે એ ભાષણોની બાબતો બહુ સારી હોય છે, પણ તે માત્ર ચોપડીઓમાંજ લખેલી રહી જાય છે, અથવા તો થોડા દિવસ પછી તે ભૂલી જવાય છે, પણ અમે જે કહીએ છીએ તે બાબત તો આપણા રોજના અનુભવમાં આવી શકે તેવી છે, પ્રત્યક્ષ ફળ દેખાડે તેવી છે અને ભવિષ્યની પ્રજામાં તથા આ-

જુબાજુના લોકોમાં સારા સંસ્કાર બેસાડે તેવી છે; એટલુંજ નહિ પણ તે કરવામાં કાંઇ ખાસ ખરચ કે મોટી મહેનત કરવી પડે તેમ નથી; કારણ કે મનુષ્યસ્વભાવને ગમે તેવાં ગીતો પોતાની મેળે મેળે હોંસે હોંસે લોકો શીખે છે. વળી એવાં ગીતોનું સૌને કામ પડે છે, એટલે તે જો લોકપ્રિય થઈ જાય તો સૌને ઘેર ઘેર કાંઇ શીખવવા જવું પડતું નથી, સૌ પોતાની ખુશીથી શીખે છે. જો આપણે સાચા સુધારા કરવા હોય અને જગતમાં ઈશ્વરીસ્નેહનો ઊંચામાં ઊંચો ધર્મ ફેલાવવો હોય, તો નાનાં બચ્ચાંઓના કાનમાં પ્રથમથીજ સ્વદેશપ્રેમના અને આત્મિકબળના શબ્દો પડે એમ કરો. એમ કરવા માટે આગળ વધવાની ઇચ્છા રાખનારા ઉત્તમ વિચારવાળા હાલના આપણા ભાઇબંધ કવિઓની તથા પોતાની બહેનપણીઓનું કલ્યાણ ઇચ્છનારી આપણી ભણેલી બહેનોની આપણે મદદ લેવી જોઇએ અને ઇશ્વરકૃપાથી હવે આપણા દેશમાં એવી જાગૃતિ આવતી જાય છે કે, ઘણી જાતની મદદ કરવા આપણાં ઘણાંએ ભાઇબહેનો તૈયાર થતાં જાય છે. માટે આપણે આપણાં કલ્યાણ સારુ જેમ બને તેમ જલદીથી એવા શુભ પ્રસંગોનો લાભ લેવો જોઇએ. જો સાર્વજનિક રસમય પ્રસંગોનો આપણે સુંદર રીતે લાભ લઇ શકીશું, તો થોડાજ વખતમાં આપણે કાંઇક ચડતી સ્થિતિના આનંદો ભોગવવા ભાગ્યશાળી થઈ શકીશું. અમે ઇચ્છીએ છીએ કે, એવા આનંદો પ્રભુ આપણને જલદીથી આપે.

## લગ્નમાં ગીતો કેવાં હોવાં જોઇએ?

ઓ વહાલા વીરા! આજ દિવસ સુધી તમે અપૂર્ણ હતા, પણ હવે પૂર્ણ થાઓ છો; માટે હવે તમારી ફરજ વધી છે. એ ફરજ બજાવવાને તમે ભાગ્યશાળી થાઓ, એમ અમે પ્રાર્થના કરીએ છીએ. તમારો સ્નેહ બહુ સારે ઠેકાણે થયો, માટે અમે તમને મુબારકબાદી આપીએ છીએ અને અમરવેલની પેઠે તમારો સ્નેહ વધે એમ ઇચ્છીએ છીએ. તમારું જોડું બહુ સુખી થશે, કારણ કે કન્યા બહુ ગુણવાન મળેલી છે. ઓ ભલા વહેવાઇઓ! તમે આવું અમૂલ્ય રત્ન અમારા પુત્રને આપ્યું; માટે અમે સૌ તમારો ઉપકાર માનીએ છીએ. તમે અમારો બહુ સારો સત્કાર કર્યો છે, એ ખાતે તમને ધન્યવાદ છે. આ રત્ન આપીને તમે અમને મોટા બનાવ્યા છે. હવે આપણો સૌનો સ્નેહ દિનપ્રતિદિન વધતો જાય અને એકબીજાની ભૂલો માફ કરી શકીએ, એમ અમે ઇચ્છીએ

છીએ. વહાલા પુત્ર! આ લગ્નથી તમે આપણા પિતૃઓને રાજી કર્યા છે, ધર્મને ટેકો આપ્યો છે, સંસારના પ્રવાહને આગળ વધાર્યો છે અને ઘણી જાતના ભયમાંથી તમે બચ્યા છો. હવે તમારે ઘેર સગાંઓનો સ્નેહ વધશે, બાળકોનો આનંદ વધશે, માબાપોની સેવા વધશે અને અતિથિઓનો આદર થશે; માટે તમે ધન્યભાગ્ય છો. લગ્નની પવિત્ર ફરજ તમે બજાવી છે, માટે હે વરરાજા! તમારા સંબંધીઓ તમોને કીમતી ભેટો આપે છે. કન્યાને પસંદ કરીને મનુસ્મૃતિ પ્રમાણે તેને સુખી રાખવાનો ઠરાવ કરીને તમે પરણ્યા અને સ્વાર્થનાં નહિ પણ સ્નેહનાં લગ્ન કર્યાં; માટે પ્રભુ તમારી ઉપર રાજી થયા છે. ઇશ્વરકૃપાથી અમારી સૌભાગ્યવતી વહુની પધરામણી અમારા કુટુંબમાં મંગળદાયક થાઓ અને એ બન્ને આત્માની પૂર્ણતા કરવામાં આ લગ્ન સફળ થાઓ.

ભાઇઓ! આપણાં પવિત્ર લગ્નોમાં આવી જાતના અર્થવાળાં ગીતો જોઇએ કે નિર્લજ્જ ફટાણાં જોઇએ? જરા ખ્યાલ તો કરો! ક્યાં હોળીના ઘેરૈયાના જેવાં ભૂંડાં ફટાણાં ને ક્યાં આવી ઉચ્ચતા! જરા જુઓ તો ખરા! જો એ બન્ને બાજુ તપાસશો તો તમને ખાતરી થઇ જશે કે, જ્યાંસુધી આપણા ઘરની અંદરના રિવાજોમાં ઉત્તમતા આવે નહિ ત્યાંસુધી એકલી કોલેજોની કેળવણીથી આરો આવશે નહિ; માટે હવે તો આપણા દરેક ભાઇઓએ પોતાને અનુકૂળ હોય તે લાઈનમાં કાંઈક ને કાંઇક કામ કરી બતાવવું જોઇએ. હવે માત્ર લૂખી વાતોનો વખત નથી, હવે તો એ વાતોને આચરણમાં ઉતારવાનો સમય છે; કારણ કે એવી ચીજો ગ્રહણ કરવાને લોકો તૈયાર થઇ રહેલા છે. માત્ર તેઓને રસ્તો દેખાડનારા થોડાક દોસ્તો તથા તેઓને દોરનારા થોડાક આગેવાનોજ જોઇએ છે. જો એવા હૃદયબળવાળા થોડાક આગેવાનો હોય તો હાલમાં થોડા વખતમાં ઘણું થઈ શકે એવો જોગ આવી ગયો છે. અરે! આવી મોટી તકનો લાભ લેનારા મહાત્માઓ ક્યાં છે? કોઇકની મહેનતથી તૈયાર થયેલાં પાકનાં ખેતરો મળે છે, છતાં પણ અરે! હાય, હાય! કોઇ કાપણી કરનાર ન મળે! ગુજરાત તારા નસીબમાં પાછળ પડવાનુંજ છે હો! ભારત! તારી દુર્દશા હજી દૂર થવાની નથી કાં? જો એ દશા દૂર થવાની હોય તો આવી અમૂલ્ય તકનો લાભ લેનાર વીરલા-હીરલાઓ કેમ ન નીકળે?

## સીમંતનાં ગીતો

બંધુઓ! હવે સીમંતનાં ગીતો કેવાં હોવાં જોઇએ, તે સાંભળો:

ધન્ય છે એ મંગળદાયક દિવસો! આજે અમે એક વધામણી સાંભળી છે! અમારે ઘેરે થોડા વખતમાં એક પવિત્ર આત્માની પધરામણી થવાની છે! બ્હેનો! એ પવિત્ર આત્માનો આપણે કેવી રીતે સત્કાર કરવો? એ મહાશક્તિને આપણે કેવી રીતે વધાવી લેવી? અને એ ઇશ્વરીઅંશને આપણે કેવી રીતે રાજી રાખી શકીએ? તે અમને કહો. ઓ વહુરાણીજી! ખુશી થાઓ, ખુશી થાઓ. ઇશ્વરની તમારા ઉપર કૃપા ઊતરી છે! તમે ધન્યભાગ્ય છો; કારણ કે મહાન ઇશ્વરે વિશ્વાસલાયક ગણી પોતાની કીમતી થાપણ તમોને સોંપી છે. એવી આશાથી કે, તમે તેનો સદુપયોગ કરશો. વહુદીકરા! હવે તમારે બહુ સંભાળીને ચાલવું જોઇએ, તમારા ફૂલને ખીલવવા માટે તમારે કેટલાક ઉપરછલા મોજ–શોખ અને કેટલાંક બહારનાં સુખોનો ભોગ આપવો જોઇએ. બ્હેનો! તમારાં લગ્નની સાર્થકતા થઈ છે, પવિત્ર આત્માદ્વારા તમારી ઉપર ઇશ્વરની કૃપા ઊતરી છે, તમે પ્રભુના બાળકનો ભાર ઉપાડ્યો છે અને ઇશ્વરનું ઐશ્વર્ય જગતમાં લાવવામાં તમે મદદગાર થઇ શક્યાં છો. માટે ખુશી થઇને દેવતાઓ તમારી ઉપર ફૂલોના વરસાદ વરસાવે છે! આપણને કાંઇક નવીન ચીજો મળે, સુંદર રમકડાંઓ મળે, રમૂજી જાનવરો મળે, સારું ખાવાનું મળે, ક્યાંયથી માન મળે અથવા થોડા–ઘણા પૈસા મળે; તોપણ આપણે કેવા ખુશી થઈ જઇએ છીએ? ત્યારે આપણે ઘેર પવિત્ર આત્મા રૂપે પ્રભુ પોતે પધારે ત્યારે આપણે કેટલા બધાં ખુશી થવું જોઇએ એ ખ્યાલ તો કરો! આવા આનંદમાં દુઃખ ક્યાં રહી શકે? માટે ઓ દેવિ! તમે સદાય પ્રસન્ન રહો અને તમારું બાલક જગતમાં નમૂનારૂપ થઈ પડે એવા ઉપાય કરો.

આવી રીતના સીમંતનાં ગીતો જોઇએ કે ગર્ભવતીની લાગણી દુઃખાય એવાં ગીતો જોઇએ? જ્યાંસુધી આવી સાર્વજનિક ઘરસંસારી બાબતમાં આપણે ધ્યાન આપીએ નહિ, ત્યાંસુધી સાચા સુધારા થઈ થઇ શકે નહિ. માટે હું તો મારા મિત્રોને વારંવાર એજ ભલામણ કરું છું કે, ભાઇઓ! પ્રથમ તમારું ઘર સુધારો, કારણ કે દરેક જાતના સુધારા પ્રથમ ઘરમાંથી શરૂ થાય છે અને ઘર ગૃહિણીથી છે. માટે પ્રથમ આપણી સ્ત્રીઓમાં અને આપણા રિવાજોમાં ઉત્તમ ભાવનાઓ આવે એમ થવું જોઇએ. હજી સુધી આપણા દેશની સ્ત્રીઓમાંથી સોમાં એક બાયડી પણ પૂરું ભણેલી

નથી, છતાં પણ એવી આશા રાખીએ કે, સ્ત્રીઓ સુધરશે એટલે એની મેળે મેળે સુધારા થવા લાગશે, તો એ સુધારા થતાં તો સૈકાંઓ જાય તેમ છે, પણ અનુભવીઓના મત મુજબ અમે જે કહીએ છીએ, તે તો થોડાં વરસોમાં બની શકે તેમ છે. માટે આપણા રિવાજોમાં ઉત્તમતા દાખલ થાય એમ કરો, એટલે આપણાં આચરણોમાં તે સ્વાભાવિક રીતેજ આવવા માંડશે. મહારાજજી! પંડિતજીને આ વાતો સાંભળીને કંટાળો લાગતો હશે, પણ મારી યોજના હજી લાંબી છે.

## કાંઇક આપવું જોઇશે, આપ્યા વિના કામ નહિ થાય

પંડિતજીએ કહ્યુંઃ નહિ, નહિ, મને કાંઇ કંટાળો લાગતો નથી, ઊલટું તમારે માટે મેં ધાર્યું હતું એ કરતાં તમે ઘણું વધારે સારું કહો છો. માત્ર એકજ વાતની તેમાં ખામી છે!

મેં પૂછ્યુંઃ શી ખામી છે?

પંડિતજીએ કહ્યુંઃ લગ્નની ને અઘરણીની વાતો આવી જાય ને તેમ છતાં અમારાં સીધાંની વાત નહિ!! એ શું થોડી ખામી? આપણે તો નિર્ણય કરી મૂક્યો છે કેઃ

લાડુ તે એકમ્, તદ્ધૃ શેર એકમ્;
ખોબલી તે ખાંડમ્, સર્વ દુઃખ છાંડમ્!

એ બાબત ન આવે ત્યાંસુધી બધી વાતો અધૂરી! આ સાંભળીને સૌ હસી પડ્યા. એ પછી મેં કહ્યું કે, પંડિતજી! દેશહિતના કામમાં તો ભોગ આપવાનો છે, એમાં પણ તમોને લાડુ જોઇએ? કેવી શરમની વાત! પંડિતજીએ કહ્યુંઃ બહેન કોરે બ્રાહ્મણે ક્યાંઇ આશીર્વાદ હોય? એવાં મોટાં કામોમાં તો ખૂબ માલ માલ જોઇએ. પછી અમને નહિ, તો આ પ્રોફેસર જેવાઓને કે બીજા કોઇ પૂંછડાંવાળાઓને પણ કાંઈક આપવું તો જોઇશે. આપ્યા વિના કામ નહિ થાય. જો કામ કરવાં હોય તો તો માલ લૂંટાવવા જોઇએ. માટે અમારું પણ કાંઇક કરો, નહિ તો અમારી મદદ વિના તમારી બધી વાતો ફુરરરરરરર ફૂ કરતી હવામાં ઊડી જશે!

પંડિતજીની આ વાત ઉપર પ્રોફેસરે કાંઇ ધ્યાન આપ્યું નહિ, પણ મહારાજજીએ કહ્યું કે, પંડિતજીનો માનીતો 'લાડુ' શબ્દ સાંભળીને આપણે ભડકી જવું જોઈએ નહિ, પણ તેનો હેતુ સમજવા જોઇએ. બેશક, જો બ્રાહ્મણોને આપણી મદદમાં રાખીએ તો આપણે ઘણું કામ કરી શકીએ; પણ એ બાબત અગાઉ ચર્ચાઈ

ગઇ છે. માટે પ્રોફેસર સાહેબ ! તમારી વાત આગળ ચલાવો.

## જનોઈનાં ગીતો કેવાં હોવાં જોઇએ ?

પ્રોફેસરે કહ્યું: પવિત્ર ફરજો લાવનારાં જનોઇનાં ગીતો કેવાં હોવાં જોઇએ, તે હવે સાંભળો. મારા લાડકડા બેટા! હવે તમને પવિત્ર જનોઈ પહેરાવવામાં આવશે, એથી તમે હવેથી દ્વિજ ગણાશો. દ્વિજ એટલે બીજો જન્મ. આજ સુધી તમે બાળક ગણાતા હતા, હવે તમે બ્રહ્મચારી ગણાશો. હવે તમારે સંધ્યા-પૂજા તથા ધર્મની બીજી બાબતોમાં ધ્યાન આપવું જોઇએ અને વિદ્યાભ્યાસ કરવો જોઈએ. જનોઇના ત્રણ ત્રાગ છે, તેનો હેતુ તમોને એવી યાદી આપવાનો છે કે, તમે મન, વચન ને કર્મથી પવિત્ર રહો. જનોઇના જુદા જુદા ત્રણે તાર જનોઇની બ્રહ્મગ્રંથિમાં એક થઇ જાય છે, તેમ પરમાત્માની જુદી જુદી મહાશક્તિઓ-શિવ, બ્રહ્મા ને વિષ્ણુ-બ્રહ્મમાં એક થઈ જાય છે. માટે તમે એક ઈશ્વરને માનનારા અભેદ દૃષ્ટિવાળા થાઓ. ઓ મારા નાનકડા બ્રહ્મચારીજી! તમે જે ખાખરાનો દંડ પકડયો છે તેનો હેતુ એજ છે કે, એ પ્રમાણે તમે ધર્મનો દંડ પકડતાં શીખો. તમને મૃગચર્મ આપવામાં આવ્યું છે તેનો હેતુ એજ છે કે, તમે મોજ-શોખને અંકુશમાં રાખીને જેમ હોય તેમ નિભાવી લો અને વિદ્યાભ્યાસ કરો. તમને લંગોટી બંધાવી છે તેનો હેતુ એ છે કે, વિદ્યાભ્યાસ પૂરો કરતાં સુધી હમણાં નિઃસ્પૃહી બાવા જેવા બની જાઓ અને તમારી પાસે ભિક્ષાન્દેહી કરાવવામાં આવે છે, તેનો હેતુ એજ છે કે, ભીખ માગવી પડે તો ફિકર નહિ, પણ પોતાના આત્માનું અને દેશનું કલ્યાણ થાય એવું જ્ઞાન મેળવો. બંધુ ! આખી દુનિયામાં સૌ મંત્રો કરતાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ એવો ઉત્તમ ગાયત્રીમંત્ર તમોને બુદ્ધિવર્ધક આપવામાં આવ્યો છે. એ મંત્રના બળથી તમે તમારી બુદ્ધિને ખીલવો અને છેક ઈશ્વર સુધી પહોંચાય તેમ કરો. ઓ નાનકડા ભાઈ, તમે હવે દ્વિજ થયા છો, એટલે કે તમોને નવી પાંખો આવી છે, એ પાંખોના જોરે જ્ઞાન મેળવવા સારુ જ્યાંસુધી ઊડી શકાય ત્યાંસુધી ઊડો. જેમ વધારે દૂર ઊડી શકશો તેમ વધારે ખૂબી મેળવી શકશો. બંધુ! અસલના ઋષિકુમારો જેમ મહાત્માઓનાં આશ્રમમાં જતા, એ પછીના બ્રાહ્મણોના બાળકો ભણવા માટે જેમ કાશી જતા, તેમ આપણી હાઇસ્કૂલોમાં, આપણી કોલેજોમાં અને વિદેશી યુનિવર્સિટીઓમાં નવી નવી જાતના અભ્યાસ કરો અને તમારું

તથા જગતનું કલ્યાણ થાય તેમ કરો. ઓ બ્રહ્મચારીજી ! તમે દેશના ભવિષ્યની આશા છો, તમારી ઉપર તમારી બોતેર પેઢીને રાજી થવાનો આધાર છે. આપણાં કુળમાં તમે કીર્તિરૂપ થાઓ, આપણા દેશમાં તમે દીવા જેવા થાઓ, આપણા ધર્મમાં તમે આગેવાન થાઓ અને ભવિષ્યની પ્રજામાં તમે નમૂનારૂપ થાઓ. આ બધું થવાનો આધાર તમારા બ્રહ્મચર્યના બળ ઉપર, તમારા સત્ય જ્ઞાન ઉપર, તમારા સ્વદેશપ્રેમ ઉપર અને તમારા પુરુષાર્થ ઉપર છે. માટે ઓ વહાલુડા પુત્ર ! આપણા પૂર્વજોની આબરૂ સામે જોઇને, આપણા દેશની હાલની દશા સામે જોઇને અને તમારું આત્મિક બળ સમજીને શુભ હેતુથી વિદ્યાભ્યાસ કરો, એટલે પ્રભુ તમારા મદદગાર થશે. ૐ શાંતિઃ ! શાંતિઃ !! શાંતિઃ !!!

બંધુઓ ! જનોઇ વખતનાં ગીતોમાં આવા ઉપદેશો જોઇએ કે, બરઓઠાનાં* ફારસો જોઈએ ? મામો કહે છે કે, તું કાશી ભણવા માટે ન જાય તો હું તને પીતાંબર લઇ આપુ, વીંટી લઇ આપું, ઘડિયાળ લઇ આપુ અને છેવટ કહે કે, તને સારી છોકરી પરણાવીશ; પણ તું કાશી ભણવા ન જા. આવી રીતના સંસ્કારો બાળકોના મનમાં બેસાડવા એ સારી વાત છે કે અમે કહીએ છીએ તેવી જાતના વિચારો બાળકોના મનમાં ઠસાવવા એ સારી વાત છે ? એની તુલના કરીને પછી તમોને જે વાજબી લાગે તે કરો. અમે તો જોયું છે કે, બરઓઠાના ફારસમાં જે હસાહસ થાય છે તેમાં જનોઈની ગંભીરતાનું અને જનોઈનું ખરું રહસ્ય ઊડી જાય છે. આપણી વ્યાવહારિક અને ધાર્મિક ક્રિયાઓમાં જે કચરો ભરાઇ ગયો છે તે દૂર કરીને તેની ઉત્તમતા સમજાવવી અને તે ઉત્તમતા આપણા અનુભવમાં આવી શકે તેમ કરવું, એ અમારી મુખ્ય ઇચ્છા છે. માટે આટલું લંબાણથી કહું છું.

## નવરાશના વખતે ગાવાંનાં ગીતો કેવાં હોવાં જોઇએ ?

આવો, આવો, બહેનિ ! આજે આપણને થોડી નવરાશ મળી છે, તેનો કાંઇક સદુપયોગ કરી લઇએ. ચાલો, ચાલો, જલદી કરો, ભૂખ્યાંને ભોજન આપીએ, તરસ્યાંને પાણી પાઇએ, ભૂલાં પડેલાંને રસ્તો બતાવીએ, માંદાની સારવાર કરીએ, દુઃખીઓનાં

* જનોઈ આપ્યા પછી વિદ્યાર્થી કાશી જવાનું કહે છે, તેને મામો મનાવા જાય છે, અને થોડે દૂરથી પોતાને ખભે બેસાડીને તેડી લાવે છે, તેને 'બરઓડો' કહે છે.

આંસુ લૂછીએ અને અજ્ઞાનીઓને જ્ઞાન આપીએ. બહેનો ઉતાવળ કરો, ખોટી થાઓ નહિ; વખત ચાલ્યો જાય છે. ચાલો, ચાલો, અનાથોની ખબર કાઢીએ, વિધવા બહેનોને કર્તવ્યમાં લગાડીએ, તડકામાં બળતા હોય તેને છાયામાં લાવીએ, ટાઢે ઠરતા હોય તેને વસ્ત્ર આપીએ, મુસાફરોને આશ્રય આપીએ અને દુઃખીઓને દિલાસા આપીએ. બહેનો! આપણાં ધન્ય ભાગ્ય છે કે, પ્રભુએ આપણને સદ્‌બુદ્ધિ આપી છે. આવો, આવો, આપણે બધા સાથે મળીને એ બુદ્ધિનો રૂડો ઉપયોગ કરીએ. એ બુદ્ધિથી કન્યાઓનાં હૃદયમાં સ્નેહ ભરીએ, બાળકોના મગજમાં જ્ઞાન ભરીએ, સૌભાગ્યવતી બહેનોને વ્યાવહારિક ડહાપણ આપીએ, વિધવા બહેનોને દયાની દેવીઓ બનાવીએ, ભાઈઓને પુરુષાર્થની ઉશ્કેરણી કરીએ, નાનાં બચ્ચાંઓની ઉચ્ચવૃત્તિઓ ખીલવીએ અને સાધુઓને માન આપી સંસારમાં સ્વર્ગ લાવી શકીએ તેમ કરીએ. બહેનો! શું આ બધું તમોને નથી ગમતું? બેશક ગમે છે. ત્યારે વાર કેમ લગાડો છો? ચાલો અમારી સાથે મહાન પ્રભુએ આપણને પવિત્ર ધર્મ આપ્યો છે, ઉત્તમ મનુષ્યઅવતાર આપ્યો છે અને કીમતી તકો આપી છે, માટે એ બધાંનો લહાવો લઇએ, એ બધાંની કાંઇક સાર્થકતા કરી બતાવીએ અને એ બધામાંથી આપણા આત્માને સંતોષ થાય એવું કાંઇક તત્ત્વ મેળવી લઇએ. એવું તત્ત્વ મેળવવા માટે બહેનો આવો આપણે કાંઇક તપ કરીએ. આપણું અબળાઓનું તપ કયું? કુટુંબમાં સ્નેહ રાખીએ, બીજાઓના વાંક માફ કરીએ, ક્રોધીઓના ક્રોધ છૂટે એવા ઉપાયો કરીએ, લોભીઓને માયાનું મિથ્યાપણું સમજાવીએ, પશુવૃત્તિવાળાઓનાં મનમાં ધર્મનો ઉદય થાય તેમ કરીએ, અદેખાંઓની અદેખાઇ (મહત્ત્વાકાંક્ષા) ઉચ્ચ હેતુઓમાં વપરાય તેમ કરીએ અને જેમ બને તેમ આપણાં બાળકોમાં તથા આપણા સંબંધમાં આવતાં સૌ માણસોમાં સારા સંસ્કારો બેસે એમ વર્તીએ. તમે કહેશો કે, આપણી પાસે એવાં સાધનો ક્યાં છે? પણ બહેનિ! પ્રભુએ આપણા ઉપર દયા કરીને સ્વાભાવિક રીતેજ આપણી આંખમાં શરમ, હાથમાં કામ, મુખમાં મીઠાશ અને હૈયામાં હેત આપેલું છે, એ શું થોડું છે? બહારનાં બીજાં સાધનો વિના પણ એટલાંથીજ આપણે ઘણું કરી શકીએ તેમ છીએ. આપણે મધુરાં હાસ્યથી જગતમાં મીઠાશ ફેલાવી શકીએ તેમ છીએ. આપણે માત્ર અમીની દૃષ્ટિથી માણસોનાં અર્ધાં દુઃખ ઓછાં

કરી શકીએ તેમ છીએ. આપણે મીઠાં વચનોથી આપણા દુઃખી બંધુઓને શાંતિ આપી શકીએ તેમ છીએ અને આપણે હૈયાના હેતથી સંસારમાં સ્વર્ગ લાવી શકીએ તેમ છીએ. બહેનો! આપણી પાસે કાંઈ પણ ન હોય તોપણ ફિકર નહિ, બહારનાં સાધનો વિના પણ ઈશ્વરકૃપાથી આપણી અંતરની ભલી લાગણીઓથીજ આપણે ઘણુંએ કરી શકીએ તેમ છીએ; કારણ કે સર્વશક્તિમાન પરમકૃપાળુ પરમાત્માએ આપણને અખૂટ સામર્થ્ય આપીને અહીં મોકલેલાં છે, તેથી ઈશ્વરીસ્નેહના બળવડે આપણે જે ધારીએ તે કરી શકીએ તેમ છીએ. આવો બહેનો, આપણે ભૂખ્યાં વાછરડાંઓને ધવરાવીએ, તરસી ગાયોને પાણી પાઇએ, દૂઝણી ગાયોને દોહી લઇએ, રોપાના કુંડામાં ખાતર નાખીએ; મંદિરોમાંથી કચરો કાઢીએ, બગીચામાંથી ફૂલો વીણીએ, સૂર્યનો પ્રકાશ આવવા માટે બારી-બારણાં ઉઘાડીએ અને દેવો માટે ફૂલના હાર ગૂંથીએ. શું એટલું પણ આપણાથી નહિ બને? જો ધારીએ તો જરૂર બની શકે; છતાં પણ કોઇ બહેનોથી કદાચ એટલું પણ ન બની શકે તોપણ કાંઇ ફિકર નહિ, પણ આ જગતમાં સૌનું કલ્યાણ થાઓ, એમ પ્રાર્થના કરી શકીએ તેમ તો છીએજ. એ પણ એક જાતનું તપ છે અને હમેશાં એટલું બને તો એ પણ કાંઈ ઓછું નથી. માટે આવો બહેનો! સૌ સાથે મળીને જગતના કલ્યાણ માટે આપણે પ્રાર્થના કરીએ કે:

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ (ટેક)
નર નારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ- દયાળુ૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠે જામ- દયાળુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઇ ગામ- દયાળુ૦
સર્વે જગે સુખકારી વધે ને, વળી વધે ધનધાન- દયાળુ૦
કોઇ કોઇનું બૂરું ન ઇચ્છે, સૌનુ ઇચ્છે સૌ સમાન- દયાળુ૦
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન- દયાળુ૦

બંધુઓ! આપણી બહેનોનાં ફુરસદના વખતનાં ગીતો આવાં જોઇએ કે "ચાલ તને મારો મહેલ દેખાડું" એવાં જોઇએ? શું આ બાબતો વિચાર કરવા જેવી નથી? સંસારસુધારો, સંસાર સુધારો, એમ સૌ કહે છે અને હજી બીજા સો વરસોમાં પણ બની શકે એવા મોટા વાંધાભરેલા સવાલો આપણા સુધારાવાળાઓ સૌથી આગળ કરે છે, પણ જે ખરેખરી અગત્યની, જેની

અસર તુરત થાય તેવી અને જે થોડા વખતમાં, થોડા ખરચમાં અને થોડી મહેનતમાં સહેલાઇથી બની શકે તેવી જાતની આવી અગત્યની ઘરસંસારી બાબતો તરફ કોઇ જુએ છે? કહો કે નહિજ. આવી બાબતો તે જેની દરરોજ આપણી જિંદગી ઉપર કાંઇક ને કાંઇક અસર થયા કરે છે, જે આપણા સાંસારિક અને ધાર્મિક રિવાજોમાં વારંવાર ઉપયોગની છે અને જે બાબતો વિના ઘડી પણ ન ચાલે એવી જે ઘરગતુ થઇ ગયેલી છે, તે બાબતોમાં ધ્યાન આપવું એ શું આપણી પહેલી ફરજ નથી? અમે તો માનીએ છીએ કે, જ્યાંસુધી આવી બાબતોમાં ઉચ્ચતા આવે નહિ ત્યાંસુધી આપણામાં નવો જુસ્સો આવી શકે નહિ અને ત્યાંસુધી દેશની ચડતી થઇ શકે નહિ; માટે ભાઇઓ! જેમ બને તેમ જલદીથી આપણા સાંસારિક અને ધાર્મિક રિવાજોમાં ઉત્તમતા આવી શકે તેમ કરો.

## દેવમંદિરમાં ગાવાનાં ભજનો

મિત્રો! હવે દેવમંદિરોમાં ગાવાનાં આપણાં ભજન-કીર્તનો કેવી જાતનાં હોવાં જોઇએ, તે સાંભળો. ઓ દીનદયાળુ, પરમકૃપાળુ પરમાત્મા! અમે અપરાધી જીવો છીએ, અમારા સ્વભાવમાં દોષો રહેલા છે, દુનિયાદારીની તારી માયામાં અમે અંજાઇ જઇએ છીએ, તેથી અમે અમારા મનને કાબૂમાં રાખી શકતા નથી અને ઘણી વખત અમારું કલ્યાણ શામાં છે, તથા તને રાજી કરવા માટે અમારે શું શું કામો કરવાં જોઇએ, તે પણ અમે સમજી શકતા નથી; કારણ કે અમે અમારા અહંભાવમાં, જુદા જુદા મતોની સ્વાભાવિક અસરોમાં, વંશપરંપરાના રિવાજોમાં અને અજ્ઞાનમાં ગૂંચવાઈ ગયેલા છીએ; તેથી હે અનંત બ્રહ્માંડના નાથ! અમે તમારો મહિમા જાણી શકતા નથી. ઓ પરમકૃપાળુ પિતા! જેમ બાપ દીકરાના વાંક માફ કરે છે, ધણી ધણિયાણીના ગુના માફ કરે છે અને મિત્ર મિત્રના અપરાધ માફ કરે છે, તેમ તમે અમારા અપરાધ ક્ષમા કરો. હે સર્વશક્તિમાન દેવાધિદેવ! તમારો હુકમ એવો છે કે, બધા ધર્મ છોડી દઇને સર્વ ભાવથી એક મારેજ શરણે આવ, એટલે હું તને બધાં પાપથી છોડાવીશ; પણ હે પ્રભુ! મારું મન એવું ચંચળ થઇ ગયેલું છે કે તે તમારામાં ઠરતું નથી. મનને તમારી તરફ ખેંચું એટલામાં બુદ્ધિ બગડી જાય છે, બુદ્ધિને તમારી તરફ ખેંચું એટલામાં ઇન્દ્રિયો મસ્ત બની જાય છે, ઇન્દ્રિયોને ખેંચું એટલામાં દેહ શિથિલ થઇ જાય છે અને દેહની

દરકાર રાખવા જાઉં એટલામાં મન ફટકી જાય છે. તેથી હે પ્રભુ! હું સર્વ ભાવથી त्वमेकं शरणं થઇ શકતો નથી; માટે ઓ શાંતિદાતા પિતા! મારા મનમાં શાંતિ આપવાની કૃપા કરો. હે દેવાધિદેવ! સૂર્યચંદ્ર તારે આધારે છે, પવન તારા હુકમથી વાય છે, મૃત્યુ તારા હુકમથી દોડે છે અને અનંત બ્રહ્માંડો તારી ઇચ્છાથી ચાલી રહ્યાં છે. ગુણુ ગાવા લાયક તુંજ છે, દેવોનો દેવ તુંજ છે, આદિ–અંત વિનાનો તુંજ છે, સર્વ પ્રકારની શક્તિ દેવાવાળો તુંજ છે અને શાંતિનો દાતા તથા મોક્ષ આપનારો તુંજ છે. ટૂંકમાં એજ કે તું અમારા જીવનનું સર્વસ્વ છે; માટે સર્વભાવથી અમે તારાજ શરણુમાં છીએ, તારાજ શરણુમાં છીએ. હે પ્રભુ! એવા દિવસ તે ક્યારે આવશે કે જ્યારે જગતનાં સર્વ માણુસોને અમારા આત્મા તુલ્ય અમે સમજીએ? સર્વ પ્રકારના અંધકારમાંથી છૂટીને એક તારુંજ શરણુ લઇએ? અમારાં બધાં કર્મો તને અર્પણુ કરીને તારે અર્થેજ અમે કર્મ કરીએ? જગતમાં તારો સ્નેહ અને જ્ઞાન ફેલાવનારા અમે તારા દાસ થઇએ? અમારા બંધુઓનાં દુઃખ જોઇને અમારો આત્મા અંદરથી કમકમે અને તેઓને મદદ કરવા માટે પોતાનો ભોગ આપે? તારો અગાધ મહિમા જાણીને તેમાંજ તૃપ્ત થઇએ ને તેથી આ દુનિયાદારીનાં કામકાજમાં લાગ્યા છતાં પણુ તારામાંજ ચિત્ત પરોવાઇ ગયેલું રહે અને તારા દાસોના દાસ થઇ શકીએ તથા તારામાંજ અમારું સર્વસ્વ આવી રહે અને તુંજ અમારો સર્વસ્વ થઈ રહે, એમ તે હે પ્રભુ! હવે ક્યારે જશે? ક્યારે થશે?

હે મંગળ સ્વરૂપ! હે આનંદ રૂપ! ઓ શાંતિદાતા! અમોને તારવા માટે તેં અમારી ઉપર ત્રણુ ફરજ મૂકેલી છેઃ યજ્ઞ, દાન અને તપ. યજ્ઞ એટલે તારા તરફની ફરજ, દાન એટલે જગત તરફની ફરજ અને તપ એટલે મનને વશ રાખવું તે. એ ત્રણે ફરજમાંથી અમે પૂરેપૂરી એકે ફરજ બજાવી શકતા નથી. કારણુ કે અમે હજી તારો મહિમા સમજી શકયા નથી અને તારી આજ્ઞા ન પાળવાથી કેટલી બધી મહાભારત ખરાબી થાય છે તે સમજી શકયા નથી; માટે ઓ પરમકૃપાળુ પ્રભુ! તારો મહિમા સમજવા માટે અમને સદ્બુદ્ધિ આપ અને તારી આજ્ઞાઓ પાળવા માટે અમારા હૃદયમાં બળ આપ, બળ આપ.

ઓ કરુણાના ભંડાર! ઓ નોધારાના આધાર! ઓ અના-

થના નાથ! ઓ દેવાધિદેવ! ઓ અનંત બ્રહ્માંડના નાથ! તને અમે કેવી રીતે ખુશી કરી શકીએ? અમારાં મન, વચન કે કર્મ તારી પાસે પહોંચી શકે તેમ નથી અને અમારી બુદ્ધિ પણ તારા સર્વશક્તિમાનપણા આગળ હારીને પાછી ફરે છે, માત્ર આત્મા વડેજ તને પકડી શકાય તેમ છે; પણ ઓ નિરંજન નિરાકાર! અમારામાં એટલું આત્મિક બળ ક્યાં છે? પોતાના આત્મા જેવા સૌને જાણવા, એમ તારો હુકમ છે, પણ એ પ્રમાણે અમે વર્તી શકતા નથી અને એમ ન વર્તીએ ત્યાંસુધી તું અમોને તારું ખરું સ્વરૂપ બતાવતો નથી. માટે હે પરમકૃપાળુ પ્રભુ! અમારા બંધુઓ સાથે તથા જગતના સૌ જીવો સાથે અમે પ્રેમભાવથી વર્તીએ, સૌનાં કલ્યાણમાં અમારું કલ્યાણ સમજીએ, કોઇને પણ આગળ વધારવામાં અમે મદદગાર થઇએ, બીજાંઓને ખાતર અમે અમારા સ્વાર્થનો ભોગ આપીએ અને અમારાં સર્વ ભલાં કામો તને અર્પણ કરીને તારે અર્થેજ અમે જગતમાં જીવી શકીએ, એવી અમારા હૃદયમાં પ્રેરણા કર. હે દેવાધિદેવ! મોટામાં મોટો તું છે, ઐશ્વર્યનો અધિપતિ તું છે, ગુણોનો ભંડાર તું છે જીવોનું જીવન તું છે, અગાધ મહિમાવાળો તું છે, સૌંદર્યનો સ્વામી તું છે, જ્ઞાનનો ભંડાર તું છે, આનંદોનો આનંદ તું છે અને મોક્ષદાતા તુંજ છે. ટૂંકમાં એજ કે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકમાં જે સારમાં સાર વસ્તુ છે તે તું છે અને અમોને જે મોટામાં મોટી, સારામાં સારી, ભલામાં ભલી અને મુશ્કેલમાં મુશ્કેલ વસ્તુ જોઇતી હોય તે સર્વ આપી શકે એવો તું સર્વશક્તિમાન છે; છતાં પણ તારા શરણનું બળ છોડીને અમે અપરાધી જીવો નજીવા નજીવા સ્વાર્થમાં ને ખોટા ખોટા મતમતાંતરમાં પડ્યા રહીએ છીએ!! હે દયાળુ પ્રભુ! અમોને સદ્બુદ્ધિ આપ ને તારા રસ્તામાં દોર. હે મોક્ષદાતા! તારી હજૂરમાં અખૂટ અમૃતની નદીઓ વહ્યા કરે છે, તારી વાડીમાં મનોવાંછિત ફળ આપનારાં કલ્પવૃક્ષો શોભી રહ્યાં છે, પારસમણિથી જડેલા તારા રસ્તાઓ છે, મહાન દેવો તારા બગીચાના માળીઓ છે, તારી કૃદૃષ્ટિમાંથી જીવના મહાસાગરો ઉત્પન્ન થાય છે અને સર્વ જાતના પ્રકાશ તારા પ્રકાશ વડે પ્રકાશિત છે, છતાં પણ ઓ પ્રભુ! તારી પ્રભુતાને ધન્ય છે કે તું અમારો ગોવાળ છે! અમો ગરીબ ગાયોને ચરાવનાર તું ગોપાલ છે! અને તેમ છતાં પણ

અમારી અધમતા તો જુઓ કે, નહિ ખાવાની ચીજો ખાવાનું અમોને મન થઇ જાય છે! દયા કર, પ્રભુ! દયા કર, અમારી એ નીચતા સામું નહિ જોતાં તારી પ્રભુતા સામે જોઇ અમોને તારા રસ્તામાં દોરવાની દયા કર, દયા કર.

હે અવિનાશિ! જ્યારે આ સૂર્યચંદ્ર નહોતા ત્યારે પણ તું હતો, જ્યારે આકાશ ને પૃથ્વી નહોતાં ત્યારે પણ તું હતો, જ્યારે સ્વર્ગ અને પાતાળ નહોતાં ત્યારે પણ તું હતો અને જ્યારે એ સર્વ નાશ પામશે ત્યારે પણ તું રહેવાવાળો છે. આવો તું અજન્મા છે, આદિ-અંતરહિત છે, સર્વવ્યાપક છે, સર્વ જાણનાર છે, તથા સર્વશક્તિમાન છે અને અમારી જિંદગી તો ક્ષણિક છે, પાણીના પરપોટા જેવી છે, અમારાં સુખો પણ દુઃખોથી ભરેલાં છે અને જરાકજ વારનાં છે અને અમારું ધાર્યું કાંઈ પણ થતું નથી, છતાં પણ અમે ખોટી માયામાં ફસાઈ જઇને તને ભૂલી જઈએ છીએ! કયાં અનંતકાળ અને કયાં સો વરસની અંદરની ટૂંકી જિંદગી! અમે આ ઘડીક વારના વિસામા જેવા મુસાફરખાનામાં લોભાઇ જઇને, હે અનંત બ્રહ્માંડના નાથ! સર્વશક્તિમાન પિતા! તારા ઘરનાં અનંતકાળનાં સુખોને અમે ભૂલી જઇએ છીએ! એમ ન થાય માટે ઓ દેવાધિદેવ! અમને સદ્બુદ્ધિ આપ, અને હે કરુણાના ભંડાર! અમોને તારા રસ્તામાં ચાલવાનું અખૂટ બળ આપ.

ભાઈઓ! આપણાં પવિત્ર મંદિરોમાં આવી જાતની ઉત્તમ ભાવનાઓવાળાં ભજન-કીર્તનો જોઇએ કે મલિનભાવ ઉત્પન્ન થાય તેવાં ગીતો જોઇએ? બોલો, હવે તમોને શું ગમે છે? એ બેમાંથી જે તમોને પસંદ હોય તે કબૂલ કરો. મહારાજજી! આવી રીતે હું જ્યારે મારા મિત્રોને કહેતો ને બંને બાજુની સરખામણી કરી બતાવતો ત્યારે તેઓ અજબ થતા અને મારી યોજનાઓને અંતરમાંથી માન આપતા હતા; છતાં પણ અફસોસ કે વખત આવે ત્યારે તેઓ અને હું પોતે પણ એ પ્રમાણે વર્તી શકતા નહોતા! આ એક આપણા લોકોનીબહુજ મોટી ખામી છે અને એ ખામી સુધરે નહિ, ત્યાંસુધી આપણી ઉન્નતિ થઇ શકે તેમ નથી; કારણ કે એ ખામી કાંઈ માફ થઇ શકે તેવી નથી. સત્યને સમજ્યા છતાં તે પાળી શકાય નહિ. એ ગુલામગીરી કાંઇ જેવી તેવી નથી અને એ જુલમ કાંઇ નાનોસૂનો નથી; છતાં પણ આપણે બધાં એ ગુલામગીરીમાં સપડાયેલા ને એ જુલમમાં દબાયેલા છીએ પ્રભુ!

દયા કર, દયા કર અને અમોને સત્ય પાળવાનું બળ આપ.

## ડાબું અંગ સુધરે તેમ કરો

મહારાજજી! જેમ આવી રીતે સ્ત્રીઓનાં ગીતોમાં સુધારો થઇ શકે તેમ છે, તેમજ તેઓના તહેવારોમાં નવી જાતની ઘણીએ ભભક ભરી શકાય તેમ છે. વીરપસલી, શીતળાસાતમ, ગણુપતિ-ચોથ, નાગપાંચમ, નવરાત્રિ અને ગોરમાતા વગેરેના ઉત્સવોમાં આપણે ઘણીએ ઉત્તમતા લાવી શકીએ તેમ છીએ. એ દરેક તહે-વારોની ઉત્પત્તિની કે હકીકતની કાંઈ કાંઇ વાર્તાઓ છે. એ વાર્તા-ઓમાં કેટલીક સામાન્ય બોધ લેવા લાયક અને કેટલીક હલકા પ્રકારની છે. એ બધાનો સંગ્રહ કરી તેને સુધારી જો તેના સાચા અર્થો સમજાવવામાં આવે તો એ રસ્તે પણ આપણી બહેનોમાં આપણે કેટલીક જાતની ઉત્તમ ભાવનાઓ લાવી શકીએ તેમ છીએ. જો આપણા ડાબા અંગમાં ઉત્તમ ભાવનાઓ આવી શકશે તો આપણું જમણું અંગ તેને ક્રિયાઓમાં મૂકી શકશે, પણ જો ડાબું અંગ અર્ધાંગવાયુથી લાગણી વિનાનું બની ગયેલું હશે, તો કાંઈ તેને ઉપાડીને જમણું અંગ ચાલી શકશે નહિ. ઊલટું એ ડાબા અંગની બીમારીને લીધે જમણા શરીરને પણ ડાબાની સાથે જ્યાં ને ત્યાં પડયું રહેવું પડશે. માટે જેમ આપણું અંગ સુધરતું જાય છે તેમ આપણું ડાબું અંગ પણ સુધરતું જાય એમ કરવું જોઇએ. આપણે સત્ય સમજવા છતાં પાળી શકતા નથી, તેનું કારણ હવે સમજ્યા? એનું કારણ ડાબા અંગમાં એટલે કે સ્ત્રી-ઓમાં ઉત્તમ ભાવનાઓ હોય તો જમણું અંગ એટલે કે પુરુષો એ ભાવનાઓને ક્રિયાઓમાં મૂકવાને તૈયાર છે. માટે આપણે આપણા સંસારિક ને ધાર્મિક રિવાજોની મારફત આપણા ઘર-સંસારમાં ઉત્તમતા આવે, એમ કરવું જોઈએ; કારણ કે એ સહે-લાઈથી બની શકે તેમ છે અને એથી સાર્વજનિક અસર થઇ શકે તેમ છે; માટે સાદી સમજવાળાં સૌ ભાઇબહેનોએ એ બાબત ઉપર ધ્યાન આપવાની મહેરબાની કરવી જોઇએ.

## ૧૦૪–દરવાજા ખોલ દો!

મહારાજજી! આવા વિચારો કરીને અને મિત્રમંડળમાં આવી ચર્ચા ચલાવીને પછી એ વિચારો લોકોમાં ફેલાવવા સારુ એ બાબ-તનું એક પુસ્તક મેં છપાવ્યું, પણ અફસોસ કે, એક વરસમાં

તેની દોઢસો નકલો પણ ખપી નહિ! હું તો પ્રોફેસરસાહેબ હતો. એમ. એ. ની મદદવાળો હતો, વળી છાપામાં ચડેલો હતો અને લાગવગવાળો હતો, એટલે બીજી રીતે જો કે મારા પુસ્તકોનો ગમે તેવી રીતે ઉઠાવ કરાવી શકું તેમ હતો, એ જુદી વાત છે, પણ સંસારસુધારાને ખાતર, પુસ્તકોને ખાતર પુસ્તકો ખપ્યાં નહિ. આ વખતમાં મારો એક ગરીબ મિત્ર પણ એજ વિષય ઉપર બહુ સારું લખતો હતો. તેણે કરજ કરીને પોતાનાં બે પુસ્તકો છપાવ્યાં પણ એનું ગાડું ચાલ્યું નહિ. ઊલટો તે બિચારો વગર મફતનો આપદામાં આવી પડ્યો. આ જોઈને અને મારો પોતાનો દાખલો જોઇને મને વિચાર થયો કે, આ અડચણ પણ કાંઈ જેવી તેવી નથી. લોકોની આંખો ઉઘાડવામાં છાપાંઓ ને પુસ્તકો જેટલું કામ કરી શકે, તેટલું કામ બીજાં કોઈ પણ સાધનથી થઇ શકે નહિ. છતાં પણ સારાં પુસ્તકો પણ ન ખપે, એ શું થોડી દિલગીરીની વાત? આવી રીતે મંગળાચરણમાંજ જો પ્રથમનાજ દરવાજા બંધ થઈ જાય, તો પછી કેવી રીતે જ્ઞાનની વૃદ્ધિ થઇ થઇ શકે? દુનિયાના બધા મહાત્માઓ અને બધા ધર્મો કહે છે કે, "દરવાજા ખોલ દો, અંતરના દરવાજા ખોલ દો." પણ આવી રીતે જ્યાં શરૂઆતમાંજ બહારનાજ દરવાજા બંધ હોય, ત્યાં અંતરના દરવાજા કયાંથી ખૂલી શકે? અને એ દરવાજા ન ખૂલે ત્યાંસુધી આપણા જીવનની સાર્થકતા થયા નહિ. એ દરવાજા ખોલવાને લાયક થવા સારુ જેમ બને તેમ સારામાં સારાં પુસ્તકોનો વધારેમાં વધારે લાભ લેવાવો જોઇએ. પણ ઘણાં ભાઈબહેનોથી એ લાભ કયારે લઇ શકાય કે જયારે પુસ્તકો બહુજ સસ્તાં હોય ત્યારે. માટે અમે કહીએ છીએ કે, ઉત્તમ પુસ્તકો જેમ બને તેમ સસ્તી કિંમતે વેચી શકાય એવી કાંઇ યોજના આપણે કરવી જોઇએ.

## ૧૦૫–પુસ્તકો તે દેવો છે

બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું, એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઇ! હજી આપણે એ નથી સમજતા, જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે, કે જ્ઞાન એ આકાશ છે, અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે. જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઈ શકાય તેવાં વહાણો છે.

જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે. જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે. જ્ઞાન એ મોટામાં મોટી કીમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે. જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે. જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિમાંથી પ્રકટાવેલા દીવા છે. જ્ઞાન એ પૃથ્વી છે, અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે. જ્ઞાન તે અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે. જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે તેમજ જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે. આમ હોવાથી મને એમ લાગે છે કે, સારાં પુસ્તકોનો ફેલાવો કરવો એ સૌથી મોટામાં મોટું પુણ્યનું કામ છે, એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે, એ સૌથી મોટામાં મોટી સેવા છે અને બીજી ઘણી જાતની ઉફાંદો કરતાં એ સૌથી સાચામાં સાચો રસ્તો છે. માટે હું તો સૌ ભાઈઓને એજ વિનતિ કરું છું કે, જેમ બને તેમ સારામાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાય તેમ કરો.

## સારાં પુસ્તકોનો ફેલાવો થાય તેમ કરો

મહારાજજી! આ બાબતમાં આપણે મિશનરીઓ પાસેથી ઘણું શીખી શકીએ તેમ છીએ. તેઓનાં કેટલાંક ચાર ચાર આનાની કિંમત હોઈ શકે તેવાં પુસ્તકો એક એક દોઢિયે મળે છે અને ચાર ચાર રૂપિયાની કિંમતનાં પુસ્તકો ચાર ચાર આને મળે છે; ત્યારે આપણી ચાર આનાની ગીતાની ચોપડીનો એક રૂપિયો! અને જે ગીતા કાંઇક ઠીક ટીકાવાળી ગણાતી હોય તેના બે, ત્રણ, ચાર, પાંચ, છ અને પંદર રૂપિયા પણ હોય! હાલમાં આખી દુનિયા જેની કદર સમજવા લાગી છે એવાં કીમતી ઉપનિષદો કે જેના અભ્યાસમાં પ્રાચીન ઋષિઓ આખી જિંદગી ગાળતા હતા, તે અમૂલ્ય પુસ્તકોની કિંમત ગરીબ લોકો લઇજ શકે નહિ તેવી! છપામણીના ખરચ કરતાં ચાર ગણી વધારે! ભાગવત, રામાયણ, મનુસ્મૃતિ અને યોગવાસિષ્ઠ વગેરે પુસ્તકોમાં પણ એમજ! આ બાબતમાં વધારે અફસોસ એજ છે કે, આવાં ધર્મનાં

પુસ્તકો કે જે બનતાં સુધી ગરીબોમાં મફતજ અથવા માત્ર નામનીજ કિંમતે વેચાવાં જોઇએ, તેમાં પણ સ્વાર્થ! અને તેની કિંમત ત્રણ, ચાર, પાંચ, કે છગણી વધારે!! આવી જાતનાં ધર્મનાં પુસ્તકોની ગેરવાજબી કિંમત માટે મને જેટલો અફસોસ થાય છે તે કરતાં પણ તે છપાવનારા માણસો માટે મને વધારે દિલગીરી થાય છે. જો તે મૂર્ખાઓ હોત ને નફાને આધારેજ ટકી રહેનારા ગરીબ વેપારીઓ હોત, તો હું તેની દરકાર કરત નહિ, કારણકે એવા સંયોગોને આધારે એમ થાય એમાં કાંઇ નવાઇ નથી; પણ આમાં તો ઘણાએ પોતાને આગળ વધેલા સમજનારા હોય છે, પૈસાવાળા હોય છે, લોકો પણ તેઓને ચાહે છે, ધર્મના તેઓ આગેવાન ગણાય છે અને છતાં પણ ધર્મનાં પુસ્તકો લોકો સહેલાઇથી ન વાંચી શકે એવી આકરી કિંમત તેઓ પોતાનાં પુસ્તકોની રાખે છે, એ શું દિલગીરીની વાત નથી? એ શું ધાર્મિકપણાની બાબત છે? આપણા ધર્મનાં કોઈ પણ પુસ્તક લો. ગીતા, ભાગવત, રામાયણ, મહાભારત, યોગવાસિષ્ઠ, ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, પંચદશી, સ્મૃતિઓ, બીજાં કોઈ પુરાણો, વેદાંતનાં કે યોગનાં ગમે તે પુસ્તકો લો અને પછી જુઓ કે, તેની કિંમત શું છે? અને તેનું લખાણ કેવું કઠિન છે? તેની કિંમત આપણા ગરીબ ભાઇઓને પાલવે તેમ છે? આપણી લાચાર વિધવા બહેનો તે ખરીદી શકે તેમ છે? શરૂઆતની મૂળ કેળવણીવાળા આપણા વિદ્યાર્થીઓ તેનો લાભ લઇ શકે તેમ છે? અને સહેલાઇથી આપણી બહેનો તથા છોકરીઓના ઉપયોગમાં તે આવી શકે એવાં છે? કહો કે નહિજ. મહારાજજી! આપણા દેશના સારા સારા લેખકો પણ ધર્મનાં પુસ્તકોની કિંમત ઘણી વધારે રાખે છે, એમાં તો કાંઈ શક જેવું નથી; પણ એમ શા માટે થાય છે, એ પણ આપણે તપાસવું જોઇએ. એ બીજી બાજુ તપાસીએ નહિ ત્યાંસુધી આપણે લેખકોને ઇન્સાફ આપ્યો કહેવાય નહિ. એ બીજી બાજુ તપાસતાં મને એમ લાગે છે કે, પોતાનાં પુસ્તકોની વધારે કિંમત રાખે છે એમાં લેખકોનો કાંઈ પણ દોષ નથી, બલકે આગળ વધીને કહીએ તો ફરજિયાત રીતે તેઓને વધારે કિંમત રાખવી પડે છે; કારણ કે આપણા દેશમાં હજી પુસ્તકોની કદર બહુ ઓછી છે, એટલે બહુજ થોડાં પુસ્તકો ખપે છે અને તે પણ ડોળા તણાવી તણાવીને! બીજું, ઘણાં પુસ્તકો ખપે નહિ માટે તે થોડાં છપા-

વવાં પડે છે અને થોડાં છપાવતાં વધારે ખર્ચ લાગે છે, તેથી પણ પુસ્તકોની કિંમત વધી જાય છે. ત્રીજું, પુસ્તકો પ્રસિદ્ધ કરનારી કંપનીઓ નહિ હોવાથી તે છપાવવાનો બોજો લેખક ઉપર આવી પડે છે અને લેખકોમાં ઘણું કરીને સેંકડે પોણોસો ટકા હમેશાં ગરીબ હોય છે. એટલે લાચારીથી તેઓને વધારે કિંમત રાખવી પડે છે; કારણ કે પ્રેસના ધક્કાઓ, પ્રૂફ તપાસવાની મગજમારી, લાજે-દાજે મફત આપવાનાં પુસ્તકો, પ્રેસનાં બિલો, નાણાનું વ્યાજ, પુસ્તકો ખપાવવા માટેની ખુશામતો અને જાહેરખબરોના ખરચોની જેને ખબર છે તેઓજ સમજી શકે કે, પુસ્તકોની કિંમત વધારે છે કે ઓછી? મારા એક મિત્રે મને કહ્યું હતું કે, મેં મારા પુસ્તક માટે તેત્રીશ રૂપિયા જાહેરખબરના ખર્ચ્યા, ત્યારે ત્રણ પુસ્તકોનો ઉઠાવ થયો! પહેલાં હું એમ સમજતો કે, પુસ્તકોની કિંમત લોકો બહુ વધારે રાખે છે, પણ પછી જ્યારે મેં પુસ્તક છપાવ્યું અને તેમાં લાખના બાર હજાર થયા, ત્યારે મારી ખાતરી થઇ કે, જયાંસુધી સારું અને સસ્તું વાચન ફેલાવનારી મંડળી" થાય નહિ ત્યાંસુધી લેખકોને અને વાચકોને ફાયદો થઇ શકે નહિ. આ બાબતમાં બીજો પણ મને કડવો અનુભવ મળેલો છે અને તે એજ કે, વર્તમાનપત્રો તથા માસિકો તરફથી પુસ્તકોને જે ઉત્તેજન મળવું જોઇએ તે ઘણા તરફથી બરોબર રીતે મળતું નથી. પુસ્તકોની જાહેરખબરો માટે ખાસ રહેમ હોવી જોઇએ પણ તેવું બહુજ થોડું છે અને પુસ્તકોના રિવ્યુ લેવામાં પણ આપણા ભાઇબંધો બહુ પછાત છે. જાણે સારાને સારું કે ખરાબને ખરાબ કહેવામાં પાપ લાગી જતું હોય; જાણે કોઈ પુસ્તકનો સારો રિવ્યુ લેવાથી પોતાનું પત્ર અભડાઇ જતું હોય; જાણે પોતાનો કોઇ ભાઇબંધ જાહેરમાં આવી જાય તો મોટું નુકસાન થઈ જતું હોય અને જાણે કોઇકનાં વધારે પુસ્તકો વેચાય તો પોતાને ખોટ જતી હોય, તેમ ઘણાએ વર્તમાનપત્રો તથા માસિકવાળાઓ કરે છે. એથી પણ લેખકોને તથા પ્રજાને હાનિ થાય છે. મહારાજજી! પંડિતજી જેવાઓને લાગશે કે મારાં પુસ્તકની કદર ન થઇ માટે હું આવી ટીકા કરું છું, પણ નહિ સાહેબ, એમ નથી. પ્રજાના સામાન્ય લાભને ખાતર હું આ બાબતો કહું છું. પુસ્તકો સસ્તાં વેચવામાં શું અડચણો છે તે લોકો સમજી શકે અને લાગણીવાળા માણસો તેના ઉપાયો શોધી શકે, તે સારુ પ્રસંગો-

પાત્ત આ બાબત કહેવી પડે છે અને તે એવી આશાથી કે, જો ઉપલી મોટી અડચણો ઓછી થાય તો ભવિષ્યમાં વિદ્વાનોને ફાયદો થાય અને લોકોને સસ્તું વાચન મળી શકે.

## જ્ઞાનદાન સૌથી શ્રેષ્ઠ છે

મહારાજજી! ઉપર મુજબની અડચણોને લીધે પુસ્તકોની કિંમત વધારે રાખવી પડે છે, તેથી આપણા બંધુઓમાં જ્ઞાનનો ફેલાવો થતાં વાર લાગે છે, તેમજ ધાર્મિક પુસ્તકોના ભાષાંતરોની કઠિન ભાષાથી પણ જ્ઞાનને આગળ વધારવામાં બહુ મુશ્કેલી પડે છે; કારણ કે આપણા લોકોનો મોટો ભાગ હજી કેળવણી વગરનો છે માટે જેમ બને તેમ આપણાં ધાર્મિકપુસ્તકોનાં ભાષાંતર સહેલી ભાષામાં થવાં જોઇએ. આપણાં સો ભાઇબહેનો સહેલાઇથી તેનો લાભ લઇ શકે એવી સહેલી ભાષામાં તેનાં ભાષાંતરો કરાવવાં એ શું પુણ્યનું કામ નથી? એમાંથી અંદરનાં રહસ્યો તારવી આપવાં એ શું વિદ્વાનોની ફરજ નથી? એમાંથી દેશની ઉન્નતિ થાય તેવા જમાનાને અનુસરતા વિચારો ચૂંટી કાઢવા એ શું જરૂરનું નથી? એમાંથી મત–ભેદની વાતો બાજુએ છોડી દઇ સાર્વજનિક ઉપદેશની બાબતો લોકોને પૂરી પાડવી એ શું મહત્ત્વનું કામ નથી? અને એ બધા કરતાં પણ સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાય એવી તજવીજ કરવી એ શું ધર્મનું કામ નથી? બેશક છેજ. કારણ કે પ્રાચીન ઋષિઓનો એ સિદ્ધાંત છે કે, જ્ઞાન ફેલાવવાના કરતાં વધારે સારુ કામ આખી દુનિયામાં બીજું કાંઇ છેજ નહિ. શાસ્ત્રોમાં વારંવાર કહ્યું છે કે, જ્ઞાનનું દાન આપો, જ્ઞાનનું દાન આપો. જ્ઞાનનું દાન આપવા સારુજ મહાત્મા ઋષિઓ ભણવું ને ભણાવવું એ બે કામ પાછળજ પોતાની જિંદગી ગાળતા હતા. એજ તેઓનાં માનીતાં કામ હતાં, એમાંજ તેઓ પોતાની જિંદગી ગુજારતા હતા અને એમાંથીજ તેઓ ઈશ્વરને રાજી કરી છેક મોક્ષ સુધી પહોંચી શકતા હતા. જ્ઞાન ફેલાવવાની કિંમત આટલી બધી મોટી છે અને તેની અસર બેહદ લાંબી છે, માટે જ્ઞાન ફેલાવવા સારુ સારાં પુસ્તકો સસ્તી કિંમતે વેચવાનું અમે કહીએ છીએ.

મહારાજજી! મહાત્માઓ કહે છે કે, અન્નથી જરાક વારની તૃપ્તિ થાય છે, એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે, ભૂખે મરતાં દુઃખી અપવાસીઓને સારુ ભોજન જમાડયાથી જેટલું પુણ્ય થાય છે તે કરતાં પણ જગતમાં જ્ઞાન ફેલાવ્યાથી વધારે

પુણ્ય થાય છે; રેતીના રણમાં પાણી વિના તરફડતા મુસાફરને પાણી પાવાથી જેટલું પુણ્ય થાય છે તે કરતાં પણ લોકોને ધર્મનું જ્ઞાન આપ્યાથી વધારે પુણ્ય થાય છે; વ્રત કરવાથી અને નિયમો પાળવાથી જેટલું ફળ મળે છે તે કરતાં પણ લોકોને સારુ વાચન પૂરું પાડયાથી વધારે ફળ મળે છે અને જગતમાં જેટલી જાતનાં ભલાં કામો છે તે બધાં કામોમાંથી કોઇ પણ જાતનાં કામ કરતાં આપણા બંધુઓમાં સસ્તુ વાચન ફેલાવવું એ વધારે ઉત્તમ કામ છે; કારણ કે બીજાં કામો થોડાકજ માણસોને ફાયદો કરી શકે છે, એટલે તેની અસર ટૂંકી હદમાં રહી જાય છે, પણ સસ્તુ વાચન ફેલાવવાથી તો બહુ અસર થાય છે; એનો લાભ તો આપણી મહેનતના પ્રમાણમાં હજારો, લાખો કે કરોડો માણસોને મળી શકે તેમ છે. એટલે એમાંથી કોઇ એવો પણ કોહિનૂર નીકળી આવે કે જે આખા દેશને દીપાવે અને પ્રભુનો રસ્તો પણ ખુલ્લો કરી શકે. આ બધું અને એ કરતાં ઘણું વધારે સારાં તથા સસ્તાં વાચનમાંથી થઈ શકે છે અને બીજા દેશોમાં તથા બીજા ધર્મોમાં એ પ્રમાણે થયેલું છે; એટલુંજ નહિ પણ અસલ આપણા દેશમાં જ્યારે બ્રાહ્મણો વિદ્યાર્થીઓને મફત ભણાવતા હતા, ત્યારે દેશમાં કાંઈક અજબ જાતનું ગૌરવ હતું કે નહિ? એ પછી બૌદ્ધોના વખતમાં જ્યારે ઠેકાણે ઠેકાણે અશોકની ધર્મ આજ્ઞાના સ્થંભો તથા ઉપદેશક સાધુઓ ફરતા હતા ત્યારે પણ દેશમાં કાંઇક નવીન રંગ હતો કે નહિ? અને એ પછી આજે જ્યારે મિશનરીઓ એક રૂપિયાનું પુસ્તક એક આનામાં આપે છે ત્યારે તેઓના દેશમાં, તેઓની પ્રજામાં અને તેઓના ધર્મમાં કાંઇક નવીન ભભક છે કે નહિ? કહો કે છે. એનું કારણ શું? એનું કારણ સસ્તુ વાચન પૂરું પાડવું એજ છે. માટે અમે કહીએ છીએ કે જેમ બને તેમ સારામાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચી શકાય એવી કાંઇ યોજના કરવી જોઇએ.

### શ્રીમંતોને દાન આપી રાજી કરવાની સહેલી યુક્તિ

મહારાજજી! સસ્તું વાચન પૂરું પાડવું એ કેટલું બધું ભલું કામ છે, તે વિષે જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને બહુજ નવા નવા ઊભરા આવે છે અને ત્યારે મને બહુજ અજાયબી લાગે છે કે, ઓહો! થોડાક પૈસામાં આટલું મોટું કામ! દાખલા તરીકે દસ રૂપિયા ખરચીને કોઈ બહુ અગત્યની બાબતનો એક ફરમો

છપાવો અને તે લોકોમાં મફત વહેંચો. પછી જુઓ પડાપડી! હવે વિચાર કરો કે, તમારી પાઈ, દુકાની અથવા દોઢિયું શ્રીમંતોને અને રાજાઓને તમે કેવી રીતે આપી શકો? અને એટલા પૈસાથી તેઓને કેવી રીતે રાજી કરી શકો? પણ એટલાજ પૈસાનું પુસ્તક કે છૂટા લેખો આપો, એટલે તેઓ ખુશીથી તમારી ભેટ કબૂલ રાખશે અને જો એ લખાણમાં માલ હશે તો તમારી એ અધીં દુકાનીના માલથી પણ રાજી થઇ જશે. બંધુઓ! આ શું નાની વાત છે? જરા ખ્યાલ તો કરો કે, આ રસ્તે થોડાક પૈસા પણ કેટલું બધું કામ કરી શકે છે? મને કહો કે, ટૂંકા ખરચમાં, થોડી મહેનતમાં, થોડા વખતમાં ને માનભરી રીતે આ સિવાય બીજી કઇ રીતે આપણે આપણા બંધુઓની વધારે સારી સેવા કરી શકીએ? અને એ કરતાં બીજી કઈ રીતે આપણે આપણા પૈસાનો વધારે સદુપયોગ કરી શકીએ? કારણ કે "સસ્તું વાચન ફેલાવનારી મંડળી" તરફથી ગીતાની દશ હજાર નકલો છપાતી હોય, તે ફંડમાં આપણે એક રૂપિયો ભર્યો હોય તો એ એક રૂપિયો પણ કેટલું બધું કામ કરે એ જરા વિચાર તો કરો! એ એક રૂપિયાથી તો દશ હજાર પુસ્તકોમાં આપણા પુણ્યનો ભાગ રાખી શકાય છે. આ સિવાય સસ્તું વાચન પૂરું પાડનારી મંડળીથી બીજો એ પણ ઉપકાર થઇ શકે છે કે તેથી સારા લેખકોની ને વિદ્વાનોની કદર થાય છે; કારણ કે વિદ્વાનોને મદદ કર્યા વિના સારા લેખો મળી શકે નહિ, અને "સસ્તું વાચન ફેલાવનારી મંડળી" વિદ્વાનોની મદદ વિના નભી શકે નહિ; માટે મંડળીને મદદ કરવાથી વિદ્વાનોનો પણ સત્કાર થઈ શકે છે અને વિદ્વાનોનો સત્કાર કરવો એ દેવ પૂજ્યા બરોબર છે; કારણ કે એ આપણા પવિત્ર ધર્મની ઉત્તમતા બતાવનારું મહાન ફરમાન છે. શ્રીકૃષ્ણભગવાને ગીતામાં કહેલું છે કે, જ્ઞાનીઓની સેવા કરવી એ શરીરનું તપ છે; કારણ કે જ્ઞાનીઓ અજ્ઞાનીઓને નવી રોશની દેખાડી શકે છે, જ્ઞાનીઓ ભવિષ્યની પ્રજા માટે નવા રસ્તાઓ ખુલ્લા કરે છે, જ્ઞાનીઓ જગતનું ઐશ્વર્ય ને સૌંદર્ય વધારવામાં મદદ કરે છે, જ્ઞાનીઓ જગતના જીવોનાં દુઃખો ઓછાં કરવાના યત્નો કરે છે; જ્ઞાનીઓ કુદરતના છૂપા ભેદોની ચાવીઓ શોધી કાઢી જગતને તેનો વારસો આપી જાય છે, જ્ઞાનીઓ લોકોને આગળ વધારવા માટે ઘણી જાતનાં ઉત્તમ દૃષ્ટાંતો પૂરાં પાડે છે, જ્ઞાનીઓ મનુષ્યની ઉ-

ત્તમ લાગણીઓને ખીલવવામાં બહુ મદદ કરે છે, જ્ઞાનીઓ માણુસોને પાપથી બચાવવાના રસ્તા શોધી શકે છે, જ્ઞાનીઓ જગતમાં ધર્મ વધારી શકે છે અને જ્ઞાનીઓ સંસારમાં સ્વર્ગ લાવી શકે છે, તથા પરમકૃપાળુ મહાન પરમાત્માનો મહિમા વધારી શકે છે; માટે જ્ઞાનીઓ પૂજનીય છે. તે સારુ જ્ઞાનીઓની–વિદ્વાનોની સેવા કરવી જોઇએ. એ સેવા કરવા સારુ 'સસ્તું વાચન ફેલાવનારી' મંડળીને મદદ કરવાથી એક કામમાં બે કામ થઈ જાય છે. એક તો એથી વિદ્વાનોને મદદ કરી શકાય છે અને બીજું આપણાં ભાઇબહેનોમાં જ્ઞાન ફેલાવી શકાય છે. માટે મહારાજજી! હું તો હાલમાં એજ યોજના પાછળ મંડેલો છું. એમાં કેટલાક વિદ્વાનોની મદદ મેળવી શકયો છું, પણ હજી કોઈ શ્રીમંતોની મદદ મેળવી શકયો નથી અને શ્રીમંતોની મદદ વિના કાંઇ થઇ શકે તેમ નથી, માટે એ ખાતે આપને તસ્દી આપવી પડશે.

મહારાજે કહ્યું: બહુ ખુશીની વાત. કેટલાક ભલા શેઠિયાઓને હું ઓળખું છું, તેઓની સાથે હું તમારી ઓળખાણુ કરાવી આપીશ. તમારી યોજના તેઓને સમજાવજો, એટલે હું ધારું છું કે, દેશહિતના કામમાં જરૂર તેઓ મદદ કરશે.

પંડિતજીએ કહ્યુ: મહારાજજી એ વાતમાં આપની ભૂલ થાય છે, મને શ્રીમંતોનો અનુભવ છે, એ લોકો કોઈ દોઢિયાં કાઢે તેવા નથી. હું ઘણી વખત એવાઓ પાસે ધક્કા ખાઇને હડધૂત થઇ આવ્યો છું.

મહારાજજીએ કહ્યું: શા માટે તમે તેઓની પાસે પૈસા માગવા ગયા હતા?

પંડિતજીએ કહ્યું: મારી દાદી ગુજરી ગયાં ત્યારે તેમની ક્રિયામાં નાત જમાડવા માટેનો ફાળો લઇ ગયો હતો; બીજી વખત અમારા ગામની પાસેના ગામડામાં મારી ઓળખાણુવાળા ઇશ્વિરભટ્ટ મંદિર બંધાવવા ઇચ્છે છે, તે બાબતનો ફાળો લઇને ગયો હતો; ત્રીજી વખત મારા એક ગરીબ મિત્રની દીકરીને પરણાવવી હતી, તે બાબતનો ફાળો હતો; ચોથી વખત એક બુઢ્ઢા અપંગ બ્રાહ્મણુને યાત્રા કરવા જવું હતું તે બાબતનો ફાળો હતો અને પાંચમી વખત મારી માસીની દીકરીની દીકરી હમણાં બાળરાંડ થઇ છે ને તેને કાંઈ આધાર નથી, એ માટેનો ફાળો લઈ ગયો હતો; પણુ એ દરેક ફાળામાં મારે ચોફાળ ઓઢવો પડયો છે અને દરેક વખતે

મને ઝાડુ મળેલું છે. માટે હું કહું છું કે, શેઠિયાઓમાં તમારું કાંઇ નહિ વળે, એ કરતાં ગરીબો સાત ગણા સારા કે તેમને ત્યાં કોઇ ધક્કા તો ન મારે ને વાત તો સાંભળે!

મહારાજે કહ્યુંઃ પંડિતજી, તમે શેઠિયાઓને ગેરઇન્સાફ કરો છો. એવા નકામા ફાળાઓમાં તેઓ ન ભરે, તે ઉપરથી કાંઈ તેઓને માટે એવો મત બંધાય નહિ. તમારાથી ઊલટો મારો તો એવો અનુભવ છે કે, હાલના ઘણા શ્રીમંતો દેશહિતની વાતો સમજવા લાગ્યા છે, એટલુંજ નહિ પણ તેમાં મદદ કરવાને પણ તેઓ તૈયાર છે; માત્ર કામ કરી શકે તેવા વિશ્વાસ લાયક માણસોનીજ ખામી છે. બેચાર ગૃહસ્થોએ પ્રસંગોપાત્ત મને કહ્યું હતું કે, અમારી પાસે ધર્માદાના ઘણાએ પૈસા પડેલા છે, પણ અમે એવા ઉપાધિમાં પડેલા છીએ, કે અમારાથી જાતે મહેનત લઈને કાંઈ બની શકે તેમ નથી અને તે કેવી રીતે ખર્ચવાથી તેનો વધારે સારો ઉપયોગ થઇ શકે, તે હજી સમજાયું નથી. જો એવી કોઇ યોજના અમારા ધ્યાનમાં ઊતરે અને કામ કરી શકે તેવા વિશ્વાસ લાયક માણસ મળે, તો અમે પૈસા આપવા તૈયાર છીએ. અમે તો એવાં કામો અને માણસોજ શોધીએ છીએ, પણ એવા કોઇ મળતા નથી ને જે મળે છે તે મૂર્ખાઇભરેલા ફાળાઓ લઇને ચાલ્યા આવે છે, એટલે તેથી કંટાળીને કેટલાકોને તો ચોખ્ખી ના પાડીએ છીએ અને ઘણાઓને જરાએ શ્રદ્ધા—ભક્તિ વિના શરમાશરમી ભરી આપવું પડે છે. પંડિતજી! જે શ્રીમંતોએ તમોને ના પાડી હશે તેજ શ્રીમંતો અમારા ફાળામાં મોટી રકમો ભરી આપશે, એટલુંજ નહિ પણ તે પોતે પગે ચાલીને અમારી સાથે આવશે અને અમારી વતી પોતાના મિત્રો પાસે ભીખ માગવા લાગશે; કારણ કે અમારા ફાળા દેશહિતના એટલે કે સૌને ગમે તેવા પરમાર્થના હોય છે. તમે હડધૂત થાઓ છો તેનું કારણ એ છે કે તમારા ફાળા તમારા પોતાનાજ સ્વાર્થના હોય છે. માટે યાદ રાખજો કે, આપણો સ્વાર્થજ આપણને હડધૂત કરાવે છે અને બીજાઓને માટે હલકાભારે વિચાર કરાવે છે, પણ સત્ય પરમાર્થ તો સૌનાં હૃદયમાં ઊતરી શકે તેવોજ હોય છે અને એને માટે તો સૌનાં દ્વાર સદાય ખુલ્લાં હોય છે. માત્ર સત્ય સમજાવનારાં ને કામ કરનારાં માણસો જોઇએ. કેમ બૅરિસ્ટર સાહેબ! આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?

બૅરિસ્ટરે કહ્યું: આપની વાત ખરી છે; મારો પણ એજ અનુભવ છે કે, અમુક બાબતમાં નાણાં ખર્ચ્યાથી બહુજ ભલું થશે, એમ જો ખાતરી થાય તો લોકો નાણાં આપવાને તૈયાર છે. પ્રોફેસર સાહેબની યોજના મને બહુ વાજબી લાગે છે, માટે સસ્તું વાચન ફેલાવવાના કામમાં પાંચ હજાર રૂપિયા આપવા હું તૈયાર છું. આ સાંભળીને અજબ થઇને પંડિતજી તો બૅરિસ્ટરના મોં સામુંજ જોઈ રહ્યા !

મહારાજે કહ્યું: જોયું પંડિતજી ! બૅરિસ્ટર સાહેબ તમને પાંચ દોઢિયાં પણ આપે તેમ છે ? અને અહીં પાંચ હજાર રૂપિયા ! કારણ ઈશ્વરીસ્નેહનું બળજ કાંઇ અજબ જેવું છે ! સાચા પરમાર્થની ખૂબીજ કાંઇ ઓર છે !

માસ્તરે કહ્યું: આપણી વાતોમાંથી ને આપણા અનુભવોમાંથી જ્યારે આટલાં બધાં ભલાં કામો ને આટલો બધો આનંદ નીકળી આવે છે, ત્યારે બહેનના ને મહારાજના અનુભવમાંથી તો કોણ જાણે કેવાં અમૂલ્ય રત્નો નીકળશે ?

બૅરિસ્ટરે કહ્યું: બેશક, એમનો અનુભવ આપણા કરતાં ઘણો વધારે ચડિયાતો છે. એમાંથી આપણે ઘણું ખાસ નવું શીખી શકીશું. તેઓ આમ વાતો કરતા હતા, એટલામાં મેં પ્રોફેસરને કહ્યું કે, તમારી વાતોથી ને તમારાં કામોથી અમે બહુ રાજી થયા છીએ, પણ તમારી લટકમટકનું શું થયું ? એ તો કાંઇક કહો. તે બાઈસાહેબને તમારી કાંઈ અસર લાગી છે કે નહિ ?

પંડિતજીએ કહ્યું: ! બહેન, હવે હું રજા લઉં ?

મેં કહ્યું: મહારાજજીને હવે સ્નાનનો વખત થયો છે, માટે પ્રોફેસરસાહેબની વાત પૂરી થાય એટલે આપણે સૌ ઊઠીએ. મહારાજજી કાલે બદરીનારાયણ તરફ જવાના છે અને મારે સંસારસુધારાના વાર્ષિક મહોત્સવ માટે પૂને જવાનું છે, માટે હાલમાં થોડો વખત આપણો અહીંનો સત્સંગ બંધ રહેશે.

પ્રોફેસરે જરા હસતાંહસતાં રમૂજમાં કહ્યું: ઓહો ! મારી લટકમટક ! બહેન ! હવે તે એવી નથી રહી હો ! હવે તો તે મીરાંબાઇ બની છે ! જો તે એવી ને એવી રહી હોત, તો હું આવો ક્યાંથી થાત ? તે લટકમટક હતી ત્યાંસુધી હું પણ છેલબટાઉ હતો, પણ જ્યારે તે સુધરી ત્યારેજ હું સુધર્યો છું. તેણે પાન ખાવાં ઓછાં કર્યાં ત્યારે આપણે બીડી ઓછી કરી; તેણે ભજિયાં–ઢોકળાં ઓછાં

કર્યાં ત્યારે આપણે સોડા-શરબત ઓછાં કર્યાં; તેણે ચા-કૉફી ઓછાં કર્યાં ત્યારે આપણે પણ એમજ કર્યું; તે ભજનમંડળીમાં જાય છે ત્યારે આપણે સભાઓમાં જઇએ છીએ, તે પૂજામાં બેસે છે ત્યારે આપણે લખવા બેસીએ છીએ; તે વાંચવા બેસે છે ત્યારે આપણે તેના માસ્તર બનીએ છીએ અને તે માળા ફેરવે છે ત્યારે હું મારી યોજના વિચારવા બેસું છું. આ બધો ફેરફાર પ્રથમ કુદરતે કરેલો છે અને પછી એક ભક્ત મળી ગયા તેણે અમારી બન્નેની જિંદગી સુધારી છે. કુદરતી ફેરફાર એજ કે, અગાઉ અમે બહુ મોજ-શોખમાં રહેતાં હતાં; ખાવું, પીવું, ફરવું, હરવું, રમત-ગમત કરવી, નાટક-ચેટક જોવાં, નવાં નવાં ખેણુ-ખોતક કરવાં, જ્યાં ત્યાં ધરાર પટેલ બની બેસવું, મનમાં મનમાં 'હમબી નવાબ ભરૂચકે' એમ સમજ્યા કરવું, આખી દુનિયામાં જેટલું ડહાપણ છે તેના દસ ભાગ કરીએ તો તેમાંથી નવ ભાગ તો અમને બન્નેનેજ મળેલા છે અને બાકીના એક ભાગમાં આખી દુનિયા છે, એવો પવન મગજમાં ભરી રાખવો અને ધુમાડાના બાચકા સાથે રંમ્યા કરવું, એમાંજ અમારી જિંદગી ચાલી જતી હતી. એ વખતે અમને ખબર નહિ કે, કુદરત વ્યાજ સાથે વેર લે છે; પણ અમે ધ્યાન ન રાખ્યું તે સારુ કાંઇ કુદરતના નિયમ ફરી જાય નહિ. એ ભજિયાં ને ઢોકળાં, ઘારી, પૂરી ને હલવા, બાસૂદી ને દૂધપાક, ખમણ, પૌંવા ને આઇસક્રીમ, સોડા ને શરબત, પાનપટી ને બીડી અને ચા તથા કૉફી દિવસમાં ત્રણ ત્રણ વખત ઉડાવતાં હતાં, તથા નાટકોમાં ને પાર્ટીઓમાં ઉજાગરા કરતાં હતાં, નોકરો ઉપર મિજાજ બગાડતાં હતાં, નજીવા નજીવા ફાંટાઓ સારુ મનમાં કચરો ભરતાં હતાં, ઉપરછલા માન-મરતબા સારુ પછાડા ખાતાં, હતાં બહુ નાજુક બની જઇ ને આપલપોપલિયાં જેવી બાબતોમાં પરદેશી અજાણી દવાઓની બાટલીઓ ઉડાવતાં હતાં અને જેમ રખડે તેમ મનને રખડવા દીધું હતું, તેનો બદલો લેવાનું કાંઇ કુદરત ભૂલી જાય કે? યુવાનીના વખતનો અમારો એ ઉપાડ ઘણાં વરસ સુધી કુદરતે જેમ તેમ ચલાવી લીધો, પણ પછી જ્યારે અવસ્થા બદલાવા માંડી, ત્યારે કુદરત વ્યાજ માગવા લાગી. મારી લટક-મટકને જૂનું અજીર્ણ થયું ને તેમાંથી ઊલટીનું દરદ શરૂ થયું; મને મીઠી પેશાબનો રોગ લાગુ પડ્યો. એ પછી બે વરસ સુધી તે બહુ હેરાન રહી અને 'આજ મરે કાલ મરે' એવી થઇ ગઈ. એ વખતે હવાફેર કરવા

સારુ અમે વાલકેશ્વરમાં રહેતાં હતાં, ત્યાં અમારા પાડોશમાં એક વિધવા ભાટિયાણી રહેતી હતી, તેની સાથે મારી લટક-મટકને ઓળખાણુ થઇ. એ બાઇ પુખ્ત ઉંમરની ને બહુજ જામેલા વિચારોની હતી. તેની શ્રદ્ધા-ભક્તિ અજબ જેવી હતી; તેનો કર્મકાંડ, તેના યમ-નિયમ, તેનો સાત્ત્વિકત્યાગ અને તેનો પ્રભુપ્રેમ જોયો ત્યારે એ જોઇને આપણું હૃદય પણ દ્રવિભૂત થયા વિના રહ્યું નહિ. એ બાઇનાં આચરણથી મારી વહાલીને બહુ અજાયબી ને ખુશાલી લાગી અને તેની અદ્ભુત પ્રેમવાળી ભક્તિ જોઇને તેના અંતરમાં ધર્મભાવ જાગૃત થયો, તેથી તેણે પૂછ્યું કે, બહેન! તમે આ બધું કેમ પાળી શકો છો? તમે મનને કેમ જીતી શકયાં છો? અને તમને આટલું બધું ઈશ્વરીજ્ઞાન કયાંથી મળ્યું?

### એક મહાન ભક્તની ભલી અસર

ત્યારે તે ભલીબાઈએ કહ્યું કે, એક મહાન ભક્ત છે, તે દરરોજ મંદિરમાં ઉપદેશ કરે છે ને લોકો પાસે ભજન કરાવે છે. હમેશાં સેંકડો માણસો તેનો લાભ લે છે, એ ભજનમંડળમાં જઇ તે મહાન ભક્તના સત્સંગનો લાભ લેવાથી મારી જિંદગી સુધરી છે.

બહેન, શું હું એ ભક્તની વાત કરું! તે બોલવા ઊઠે છે ત્યારે જાણે ગંગાજીનો પ્રવાહ ચાલતો હોય એવી પવિત્રતા ફેલાવી દે તેની વાણીમાંથી અમૃત ઝરે છે અને એ અમૃતના પાનથી મારા જેવા સેંકડો પાપી માણસો સુધરી ગયાં છે. જાણે સાક્ષાત સરસ્વતીજ તેની વાણીમાં ન હોય! આગલી જિંદગીમાં ભૂલો કર્યા પછી એ દસકો વિત્યા બાદ છેલ્લાં બાર વરસ થયાં મનની શાંતિ મેળવવા માટે હું બહુ ઠેકાણે રખડી છું. ચાર ધામની યાત્રા કરી આવી છું, ઘણા સાધુ-સંતને મળી આવી છું, ઘણા પંડિતો ને સંન્યાસીઓ મારી પાસે આવી ગયા છે અને મારા મોટા સસરાના જાણીતા નામને લીધે ઘણા સારા સારા માણસોનો સમાગમ મને થયો છે, પણ આ ભક્ત વિના કયાંય મારું મન ઠર્યું નથી. માટે હું તો એના ચરણમાં પડી છું ને એથી મારી જિંદગી સુધરી છે.

આ વાત સાંભળીને મારી વહાલીને એ ભક્તને મળવાની ઈચ્છા થઇ; પણ તે હાલી-ચાલી શકે તેવી સ્થિતિમાં નહોતી, મરવાને તેને ઘડીઓ જતી હતી. મોટો ડોકટર મારો મિત્ર છે, તે કહી ગયો હતો કે, હવે એને માટે કાંઇ આશા નથી, મોડોવહેલો પણ એ કેસ ખોટો છે. તે પોતે પણ એમ સમજતી હતી કે, હું આમાંથી

નહિ બચું. આવી સ્થિતિમાં હતી પણ હજી તેની હોશિયારી ગઇ નહોતી, તેથી તેણે કહ્યું કે, બહેન! ગમે તેમ કરીને મને એ ભક્તનાં દર્શન કરાવો, મરતાં પહેલાં એવા મહાન ભક્તની વાણી સાંભળી લઉં તો સારું. ગમે એટલું ખર્ચ થાય પણ એ ભક્તનાં મને દર્શન કરાવો.

એ સાંભળીને તે ભક્તિમાન બાઇએ કહ્યું કે, બહેન ! એ ભક્ત ગૃહસ્થ છે, છતાં એવા નિઃસ્પૃહી છે, કે એના જેવા નિઃસ્પૃહી તો લંગોટી વિનાના ગુફામાં બેઠેલા યોગીઓને પણ મેં જોયા નથી. એ કદાપિ કોઇની પાઈની પણ આશા રાખતા નથી. પોતાના ઓળખાણવાળા ખાસ હરિજન ન હોય તેવાં માણસોની કાંઈ ભેટ-સોગાદ પણ તે કબૂલ રાખતા નથી. તે ચાહીને કોઇ ઠેકાણે જતા નથી, પણ મારી ઉપર તે બહુ કૃપા રાખે છે ને તમારી તબિયત આટલી બધી નબળી છે, એટલે મને આશા છે કે, અહીં પધારવાની કૃપા કરશે. ઘણું કરીને આજ સાંજ સુધીમાં હું તેને તમારી પાસે તેડી લાવીશ.

આપણે તો થોડે દૂર ઇઝીચેર ઉપર પડ્યા પડ્યા આ વાતો સાંભળીને મનમાં ને મનમાં હસતા હતા, કે આજના વખતમાં કેવા ભક્ત ને કેવી વાત ! બધું ઢોંગ ! બાયડીઓમાં જો અક્કલ હોય તો પછી બીજું જોઇએ શું ? ડૂબતો ફીણને વળગે તેવી આ વાતો છે ! જો મારી લટકમટક સાજીસમી હોત તો તેને એમ લાગત કે, આ બાઇ બહુ વહેમી છે. આટલી બધી સેવાની કૂટ શું ? આટલું બધું નહાવું-ધોવું શું ? આટલી બધી અંધશ્રદ્ધા શી ? અને આટલી બધી મરજાદની કઠિન વિધિઓ પાળવી શી ? એ બધું નબળા મનનું કામ છે, એમ સમજીને તે પોતે પણ આ બાઈની ચેષ્ટા કરત; પણ લાંબા વખતના મંદવાડને લીધે તેનું મગજ ખાલી પડી ગયું છે, તેથી આ બાઇની ધર્મભાવના તેને સારી લાગે છે. ઠીક છે, એમાં કાંઇ આપણને અડચણ જેવું નથી, કાંઈ લેવું-દેવું પડતું નથી કે કાંઈ વહેમ જેવું પણ નથી; ત્યારે એની છેવટની ઇચ્છા પાર પડે તો સારું એમ ધારીને મને કોઈ ઉપર શ્રદ્ધા નહોતી, છતાં પણ હું એ બાબતમાં વચ્ચે પડ્યો નહિ.

એ પછી તે બાઇની બહુ લાગણી જોઇને તેને ખાતર અને મોતને બિછાને પડેલ માણસને છેવટનો દિલાસો દેવાને ખાતર તે ભક્ત અમારે ઘેર આવ્યા. તેને બારણામાંથી આવતા જોઇને મારી

વહાલીને એટલો બધો હર્ષ થયો કે, જાણે તે કોઈ ફિરસ્તાને કે દેવને જોતી ન હોય! તેમ અતિશય ખુશાલીમાં આવી જઇને પોતાની મેળે પથારીમાં બેઠી થઈ ગઇ ને ભક્ત સામે હાથ જોડી હર્ષના ઊભરામાં રોઈ પડી! એ જોઇને મને બહુ અજાયબી લાગી કે, આ શું? મહિનોદિવસ થયાં બે જણુની મદદ વિના તે પડખું ફરી શકી નહોતી ને આજે કોઇની મદદ વિના ઊઠી કેમ શકી? હું આમ અજબ થતો હતો, એટલામાં ભકતે ખાટલા પાસે આવીને કહ્યું કે, જયશ્રીકૃષ્ણુ, બાઇ! ફિકર કરો નહિ, પ્રભુ ઉપર વિશ્વાસ રાખો, ઈશ્વર સૌ સારું કરશે. તમે સૂઇ જાઓ. બહુ પરિશ્રમ પડે એમ ન કરો. એ પછી આસ્તેથી મેં તેને સુવાડી.

મારી વહાલીએ કહ્યું: તમારાં દર્શનથી હું કૃતાર્થ થઇ. આ બહેને તમારે માટે વાત કરી ત્યારથી તમને મળવાની મને બહુ ઇચ્છા હતી તમે મારી ઉપર બહુ દયા કરી છે. તમારાં દર્શનથી હું મારું બધું દુઃખ હમણાં ભૂલી ગઇ છું. તમે હજારો માણસોનાં જીવન સુધાર્યાં છે, હવે મારું મોત સુધારો. હું થોડા વખતની મહેમાન છું, એટલામાં મને શાંતિ મળે એવો કાંઇક રસ્તો બતાવો.

## ૧૦૬–ભક્તનો ઉપદેશ

ભકતે કહ્યું: બાઇ! પ્રભુને યાદ કર્યા કરો, એટલે દુઃખના ખ્યાલો ઓછા થઈ જશે, તેથી તમે જલદી સાજાં થઇ શકશો. મોતના વિચારને બદલે પ્રભુના મહિમાના વિચાર કરો. જાણે-અજાણે જે પાપ થઇ ગયાં હોય તે માટે પશ્ચાત્તાપ કરી પ્રભુની માફી માગો. ફરીથી નવાં પાપ ન થાય એવા ઠરાવ કરો. અને જે પાપ થઇ ગયેલાં છે, તેનો નાશ કરવા માટે હવે બીજાં ભલાં કામો કરો, એટલે શાંતિ મળશે. પ્રભુ ભાવના ભૂખ્યા છે, વસ્તુના ભૂખ્યા નથી; માટે અંતરમાં સાચો ભાવ રાખો. હાલમાં બીમાર છો ત્યાંસુધી અરરર, ઓય ઓય ને હાય માડીરે કરવાને બદલે જરા કઠિન થઇને મનમાંને મનમાં પ્રભુનું નામસ્મરણુ કર્યા કરો. કોઇ પાસેથી વિષ્ણુસહસ્ર નામના અર્થ સાંભળ્યા કરો, એથી થોડા વખતમાં તમને શાંતિ મળશે. બાઇ! દુઃખના વિચારો તો ઘણાં વરસ થયાં કરો છો, મોજ–શોખના વિચારો પણ ઘણાં વરસ કર્યા છે, પૈસાના ને માનના વિચારો પણ ઘણાં વરસ કર્યા છે અને રાગ-

દ્વેષના વિચારોમાં તો આજ દિવસ સુધીની જિંદગી કાઢી છે, પણ હવે એ બધા વિચારોને બાજુએ મૂકીને થોડી વાર સર્વશક્તિમાન પરમકૃપાળુ પિતા સચ્ચિદાનંદ પરમાત્માના વિચાર કરો અને પછી જુઓ કે, એનો આનંદ કેવો છે? બાઇ આજ સુધી તમે ઘણી જાતની કડવી દવાની ગોળીઓ લીધી છે, પણ હવે જરા રામનામની તીખી ગોળી તો લઇ જુઓ! આજસુધી તમે ઘણી જાતની ગરમ દવાઓ પીધી છે, પણ હવે જરા ધર્મની ઠંડી દવા તો પી જુઓ! આજ દિવસ સુધી તમે ઘણાએ તીખાતમતમતા માલ ઉડાવ્યા છે, પણ હવે મન ઠરે તેવો જરા પરમાર્થનો માલ તો ચાખી જુઓ! અને આજ દિવસ સુધી તમે ઘણી જાતની હાયહાય કરી જોઇ છે, પણ હવે જરા પ્રભુને ખાતર જિગરની લાગણીથી તરફડી તો જુઓ! બાઇ! દયાળુ પ્રભુ બૂરાં કામો માટે જેમ વ્યાજ સાથે વેર લે છે, તેમ ભલાં કામોનો તે અનંતગણો બદલો પણ આપે છે, અને તે ટગાવી ટગાવીને નહિ, કે મૂવા પછી નહિ. મૂઆ પછીનો બદલો તો વળી જુદો, પણ આ તો તુરતજ એજ વખતે તે આપે છે. ભોજનના દરેક કોળિયામાં જેમ તૃપ્તિ, આનંદ, ભૂખની શાંતિ અને શક્તિ રહેલી છે, તેમજ પ્રભુના દરેક નામમાં અંતરનો સંતોષ, પાપ અટકાવવાનું બળ, કર્તવ્ય બજાવવાની શક્તિ અને સ્વાભાવિક આનંદ રહેલો છે. માટે હમણાંજ જરા વાર આંખો મીંચી બીજા વિચારો છોડી દઈ મન શાંત કરીને મહાન પ્રભુના પવિત્ર નામની એક માળા ફેરવો અને પછી જુઓ કે કેટલો બધો ફાયદો થાય છે! એમ કહીને તે ભક્તે પોતાના હાથમાંથી માળા મારી વહાલીના હાથમાં આપી; કારણ કે અમે તો પ્રોફેસર સાહેબ એટલે અમારા ઘરમાં માળા ક્યાંથી હોય? શાંતિમાં રહીને પાંચ મિનિટ તેણે માળા ફેરવી. એ વખતે જાણે તેનામાં નવું જીવન આવ્યું હોય એમ મને લાગ્યું; કારણ કે જાણે તેના હૃદયનો ભાર હલકો થઈ ગયો હોય, જાણે તેનું દુઃખ ઓછું થઇ ગયું હોય, જાણે તેને કાંઇક માનસિક દિલાસો મળી ગયો હોય, જાણે તેને કાંઇક ગુપ્ત બળ મળી ગયું હોય, જાણે તેના મનમાં કાંઈક નવી આશા આવી હોય અને જાણે તે કાંઇક મીઠડું સ્વપ્નું જોતી હોય એવો આનંદ તેના ચહેરા ઉપર ખીલી નીકળ્યો! બે વરસના મંદવાડમાં કોઇ દિવસ મેં તેની આવી શાંતિદાયક સ્થિતિ જોઇ નહોતી. મને લાગે છે કે, એ ભક્તના પ્રતાપે મારી

લટકમટકમાં ધર્મભાવના જાગૃત થઈ, એ ભાવનાથી તેનામાં નવું જીવન આવ્યું અને એ જીવનના બળથી તે મરતી બચી. એ પછી તેની તબિયત સુધરતી ચાલી. પંદર દિવસમાં તે ઘરમાં હરતી-ફરતી થઈ ગઇ અને એક મહિનાની અંદર તે ભક્તના ભજન-મંડળમાં જવા લાગી; કારણ કે તે ખાતરીપૂર્વક એમ સમજે છે કે, એ ભક્તના પ્રતાપેજ હું મોતના મોઢામાંથી છૂટી છું. ખૂબીની વાત એ છે કે, શ્મશાનવૈરાગ્યની પેઠે સાજી થયા પછી તેનામાંથી એ ભાવના ઘટી ગઈ નથી, પણ રોજ વધતી જાય છે, તેથી પ્રથમ અમારા દીવાનખાનાનું વાતાવરણ બીડીઓના ધુમાડાથી ભરાતું તેને બદલે હવે ઇશ્વરની સ્તુતિઓના પડઘાઓથી ભરાય છે; અમારાં કબાટો સાધારણ પ્રકારનાં નૉવેલો ને નાટકોથી ભરાતાં, તેને બદલે હવે ધાર્મિક પુસ્તકોથી ભરાય છે, અમારા ઓરડામાં હીંગ મરચાં ને કાંદાની વાસ આવ્યા કરતી તેને બદલે હવે પૂજાના ઓરડામાંથી સુખડ, અગરબત્તી ને કપૂરની વાસ આવ્યા કરે છે; અમારે ત્યાં પ્રથમ દરજી, કાપડિયા, ધોબીઓ ને મોચીઓનાં મુખ્યત્વે દર્શન થતાં, તેને બદલે હવે શાસ્ત્રીઓ ને ભક્તોનાં દર્શન થવા લાગ્યાં; અમારી ગાડી પાલવા બૅંડસ્ટેન્ડ તરફ દોડતી, તેને બદલે હવે મહાત્માઓને ઘેર ને ભજનમંડળમાં દોડવા લાગી; અમારા દીવાનખાનામાં પ્રથમ સોડાની બાટલીઓ ને સોગઠાંઓના ખખડાટ થતા, તેને બદલે હવે માળાના મણકાના ખખડાટ થવા લાગ્યા અને અગાઉ અમારું દીવાનખાનું અર્ધો નાસ્તિકોથી ભરાતું, તેને બદલે હવે દયાની દેવીઓથી ભરાવા લાગ્યું. આ બધું જોઈને મારી ઉપર પણ તેની ગંભીર અસર થવા લાગી. તેથી મારી લટકમટકની સાથે થોડો થોડો હું પણ સુધરવા લાગ્યો.

મહારાજજી! મને અજાયબી એ લાગે છે કે, એ ભક્તમાં એટલો બધો પાવર કેમ આવ્યો હશે? કારણ કે હું જ્યારેત્યારે બહુ ખુલ્લી રીતે જોઈ શકું છું કે, મારી વહાલી જ્યારે થોડો વખત સત્સંગમાં જઈ આવે છે ત્યારે તેનું બધું રૂપજ બદલાઇ જાય છે! જો કોઇ સ્થૂલરૂપ સાથે તેની સરખામણી કરું તો પ્રભુપ્રેમમાં મીઠો નશો હોવાથી જાણે ઊંચી જાતના દ્રાક્ષાસવની મીઠી ખુમારીમાં ન હોય, એવો તેનો દેખાવ થઈ જાય છે! એ વખતે તેનો સ્વભાવ આનંદી બની જાય છે, તેનો મિજાજ કાબૂમાં આવી જાય છે, તેની આંખમાં શરમ આવી જાય છે, તેની જીભમાં મીઠાશ આવી જાય

છે, તેના હૃદયમાં દયા આવી જાય છે, તેના વિચારો ઊંચા પ્રકારના થઇ જાય છે, તેની સુસ્તી ઊડી જાય છે, તેનું કામ કરવાનું બળ વધે છે, તેની સહન કરવાની શક્તિ વધે છે, તેના અંતરની શાંતિ વધે છે અને એક જાતનો સ્વાભાવિક આનંદ તેના ચહેરા ઉપર તરવર્યા કરે છે. આ બધું નજરે જોવાથી ને સ્પષ્ટ રીતે અનુભવમાં આવવાથી મને એમ લાગે છે કે, એ ભક્તમાં કાંઇક મહાશક્તિ છે અને તેનામાં કાંઇક ખાસ ખૂબી છે, એમાં તો કાંઇજ શક નથી; કારણ કે એક હજાર માસ્તર રાખું તોપણ મારી લટકમટકનો મિજાજ કોઇથી ઠેકાણે આવી શકે તેમ નહોતું, એક લાખ રૂપિયા ખરચું તોપણ તેનું અભિમાન જાય તેમનહોતું અને ચાબુકે ચાબુકે મારું તોપણ તે પોતાની રીતભાત બદલે તેવી નહોતી; પણ કાંઇ પણ ક્રિયા વિના કે જરાએ જોરજુલમ વિના માત્ર એ ભક્તનાં દર્શનથીજ એ બધું એની મેળે મેળે બદલાઇ ગયું; માટે મને લાગે છે કે, એ ભક્ત ઉપર ઇશ્વિરની કૃપા છે. છતાં પણ અફસોસ કે, હું હજી એના સત્સંગમાં ભળી શકતો નથી, મારાં બૂટ ને પાટલૂન ભક્તની સાદડી ઉપર બેસવામાં મને નડે છે!! મને મારા મનમાં એમ લાગ્યા કરે છે કે, એ ભક્ત તો સારા માણસ છે, પણ તેની પાસે બેઠેલા મેલાઘેલા મૂર્ખાઓની વચ્ચે બેસવું એ મારું પોઝિશન નહિ, એમ સમજીને હું ત્યાં જઇ શકતો નથી, પણ મારી વહાલી મને વારે વારે કહે છે કે, દારૂડિયાઓની સાથે દોસ્તી રાખો એ તમારું પોઝિશન, તમારા દોસ્તોનાં કૂતરાંઓ સાથે એક કોચ ઉપર બેસો એ તમારું પોઝિશન, નાસ્તિકોની સાથે મળી ધર્મની નિંદા કરો એ તમારું પોઝિશન, ખાનપાનમાં ભ્રષ્ટાચારવાળાઓની સાથે ભળો એ તમારું પોઝિશન અને આપણે ફરવા જઇએ ત્યારે વિકટોરિયા ગાર્ડનમાં વિલાયતી વાંદરાઓની ખુશામત કરો એ તમારું પોઝિશન; પણ હજારો માણસોને ધર્મના રસ્તામાં લાવનાર ઇશ્વિરના કૃપાપાત્ર ભક્ત પાસે બેસવામાં તમારું પોઝિશન નહિ!! વાહરે વાહ! ધન્ય છે તમારા પોઝિશનને!" આવી રીતે મારી લટકમટક લટકામટકા કરતે કરતે મને ફટકાઓ મારી લેતી અને વળી સમજાવીને પણ કહેતી કે, તમે તમારા પ્રોફેસરપણા સામું જોઇ રહ્યા છો, પણ એ ભક્તનાં ભલાં કામો તરફ તો જુઓ! હજારો માણસોના મનમાં તે ધર્મનાં બીજ વાવે છે, સેંકડો માણસોને પાપથી બચાવે

છે, હજારો માણસો એ ભક્તને લીધે પોતાની ભૂલો સમજતા થયા છે, સેંકડો માણસો એ ભક્તના ઉપદેશથી પરમાર્થમાં લાગેલા છે, એ ભક્તની ભલી વાણીથી સેંકડો કુટુંબોના ઘરસંસાર સુધરેલા છે, એ ભક્તનાં રૂડાં આચરણથી ઘણાએ નવા ભક્તો થઈ શક્યા છે, એ ભક્તની ભક્તિના પ્રતાપે ઘણાએ ભાવિક માણસોનાં શરીરનાં ને મનમાં દરદો મટ્યાં છે અને જગતમાં પ્રભુનો મહિમા વધારી સદ્-ધર્મ ફેલાવવા સારુ એ ભકતે પોતાના દરેક જાતના સ્વાર્થનો ભોગ આપેલો છે. એવા મહાત્મા પાસે જતાં તમે શરમાઓ છો!! પ્રભુ! એવી શરમ ઉપર દયા કરો!

જે માણસને જોવાથી આપણી આંખો ઠરે, જેની વાણી સાંભ-ળ્યાથી આપણું મન ઠરે, જેના હૃદયના ભાવ સમજ્યાથી આપણી બુદ્ધિ ઠરે અને જેનાં આચરણો જોવાથી આપણું અંતર ઠરે, તે ભક્ત પાસે બેસતાં તમારું પૉઝિશન જાય છે! શાબાશ છે, તમારા પૉઝિશનને! અરે જેની વાણીમાંથી ઈશ્વરીજ્ઞાનનો પ્રવાહ વહે છે, જેની આંખોમાં ઈશ્વરીસ્નેહ ઝબકી રહ્યો છે, જેના ચહેરામાં અખં-ડાનંદ પ્રકટી રહ્યો છે, જેના મનમાં પોતાના બંધુઓના કલ્યાણની ભાવનાઓ રમી રહી છે, જેની જીભમાં પ્રભુ વસી રહ્યો છે, જેના લોહીમાં પરમાર્થ ફર્યા કરે છે અને જેના શ્વાસમાંથી શાંતિ વહ્યા કરે છે, તેની પાસે બેસતાં તમારું પૉઝિશન ઘટે છે કેમ? જો ડાહ્યા હો તો વહાલા! તેના દાસ બનો; કારણ કે આપણને દોરી શકે એવી તેનામાં મહાશક્તિ છે. માટે જો જીવન સુધારવું હોય તો એ ભક્તના દાસ થાઓ અને દાસ ન થઈ શકો તો દોસ્ત થાઓ. એમ કર્યા વિના—એવી બૅટરીની મદદ લીધા વિના આપણામાં સાચું બળ આવી શકશે નહિ. માટે જો કલ્યાણની ઇચ્છા હોય તો એ ભક્તના મદદગાર થાઓ.

## બહારની લૂખીપૂખી ભક્તિથી ખરો આનંદ મેળવી શકશો નહિ

મહારાજજી! આવી રીતના મારી વહાલીના રોજના ઉપદે-શથી મારી શરમ ઓછી થઇ અને પ્રસંગોપાત્ત હું પણ એ ભક્ત પાસે જવા લાગ્યો. આ પ્રસંગે મારે કબૂલ કરવું જોઇએ કે, એ ભક્તના પ્રતાપે મારી વહાલી સુધર્યા પછીજ ધીમે ધીમે હું સુધરી શક્યો છું અને મારામાં સુધારો થયા પછીજ મારા ભલા મિત્ર દિનકરરાવનાં પરોપકારી કામોની મને અસર થઈ શકી છે.

હવે મારી લટકમટક બીજી નાનકડી મીરાંબાઈ બનતી જાય છે અને હાલમાં તેણે વળી એક નવું કામ ઉપાડેલું છે; કારણ કે ભક્તરાજે તેને કહ્યું છે કે, જ્યાંસુધી તમે તમારા પ્રમાણમાં મન, વચન ને કર્મથી તથા તન, મન ને ધનથી જગતની સેવા નહિ કરી શકો ત્યાંસુધી બહારની ઉપરછરી લૂખીપૂખી ભક્તિથી તમે મહાઆનંદ મેળવી શકશો નહિ. તે ઉપરથી બહુ ધ્યાન આપીને ઘરખર્ચમાં તેણે ઘણો બચાવ કરેલો છે અને એ બચાવેલા પૈસા તે ધર્માદામાં ખરચવા ઇચ્છે છે. મેં તેને એવી યોજના ઘડી આપી છે કે મેટ્રિકથી આગળ વધેલા હોય તેવા આપણી ન્યાતના પાંચ ગરીબ વિદ્યાર્થીઓને તેઓનો અભ્યાસ પૂરો થતા સુધી આપણે ત્યાં આપણે ખરચે રાખવા. એક વિદ્યાર્થી પાછળ મહિને દસ રૂપિયા ખોરાકના લાગે છે, એટલે પાંચ જણ માટે પચાસ રૂપિયા લાગશે. આપણો બંગલો મોટો છે, તેમાં થોડું ખર્ચ કરીશું; એટલે બધાનો સમાસ થઈ શકશે. આપણને મહિને સવાસો રૂપિયા બચે છે એટલે તેમાંથી એ ખર્ચ કાંઇ ભારે પડવાનું નથી. આપણી નાતના એટલા વિદ્યાર્થીઓ ન મળે તો બીજા કોઇ લાયક વિદ્યાર્થીઓને રાખવા અને તે પાસ થઈ જાય ત્યારે તેની જગ્યા બીજા નવા વિદ્યાર્થીઓને આપવી. એકંદર આપણે ત્યાં પાંચ વિદ્યાર્થીઓ નભ્યા કરે એમ કરવું. એથી આપણે સત્સંગમાં રહી શકીશું અને તેઓના મનમાં સારા સંસ્કાર બેસાડી શકીશું. પ્રભુએ આપણને છોકરાં ન આપ્યાં તો રહ્યું, પણ કોઈકના છોકરાંઓ ઉપર સ્નેહ રાખવાનો ને તેને ભણાવવાનો લહાવ તો લઇએ! મારી આ યોજના મારી વહાલીને પસંદ પડી, તેથી હાલમાં પાંચ વિદ્યાર્થીઓ અમારે ઘેર છે, બે જાતવાળા છે ને ત્રણ બીજી જાતવાળા છે; તેમાંથી બે ડૉક્ટરનો અભ્યાસ કરે છે, એક વકીલાતનો, એક એંજિનિયરનો ને એક ખેતીવાડીખાતાનો અભ્યાસ કરે છે. એ બધા છોકરાઓ ઉપર મારી મીરાંબાઈ બહુ હેત રાખે છે અને તેઓને બહુ સાચવે છે. આ યોજના થયા પછી તે હમેશાં બહુ આનંદમાં રહે છે, આ સિવાય સ્ત્રીઓમાં ધર્મનું શિક્ષણ ફેલાવવાની ઇચ્છાથી તે એક શાસ્ત્રી પાસે ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરે છે અને ભક્તરાજ પાસેથી તેની સહેલી કૂંચીઓ શીખે છે. મહારાજજી! આવી રીતે એ ભક્તની કૃપાથી અમારું જીવન સુધરેલું છે, તેથી અમે આનંદમાં રહી શકીએ છીએ અને અગાઉ મારી લટકમટક હારમોનિયમ સાથે 'અવર મદન અલબેલો' ચલાવતી તેને બદલે હવે એ ગાય છે કે:

## સ્વર્ગગીત

* "ખોવાયેલાંને બોલાવો: સ્વામીનો સંદેશો કહાવો;
પગ ધોવાને પાણી લાવો; ખોવાયેલાંને માટે!
આવો, મહેલ ઉઘાડો, આવો; દોરી દોરી દોરી લાવો;
આવોને ગાતાં સ્વામીને ખોવાયાં સાથે!
ભૂખ્યાંને ભોજનમાં લાવો; તરસ્યાંને દ્રાક્ષાસવ પાઓ;
પાથરજો હૈયાં થાકયાંને, લાવો ખોવાયાં સૌને!
ના ખોવાયાં ના તરસ્યાં છે, ખોવાયાં ભૂખ્યાં તરસ્યાં છે;
સાથ તજી એવામાં જાઓ, ખોવાયાં લાવો!"

મતલબ કે આપણા જે બંધુઓ ખોવાઇ ગયેલા છે, એટલે કે પ્રભુના રસ્તામાંથી બહાર નીકળી ગયેલા છે, તેઓને પાછા પ્રભુના રસ્તામાં લાવો અને તેઓને પ્રભુનો સંદેશો કહો કે, ભાઇઓ, બીઓ મા, ચાલો અમારી સાથે, તમારે માટે સ્વર્ગનાં બારણાં ઉઘાડાં છે અને તમોને દોરી દોરીને અમારી સાથે લઇ જવા અમે તૈયાર છીએ; તથા તમારા પગ ધોવા સારુ અમે પાણી લઇને ઊભેલા છીએ. માટે ઓ ભૂલા પડેલા ભાઇઓ! પ્રભુના ગુણ ગાતા ગાતા અમારી સાથે સ્વર્ગમાં ચાલો.

જે પ્રભુના રસ્તામાંથી ખોવાઇ ગયેલાં છે, તે ભૂખ્યાં છે, તે તરસ્યા છે, તે અજ્ઞાની છે ને તે દુ:ખી છે; માટે જાગેલા જીવોને એટલે કે મહાત્માઓને પ્રભુ કહે છે કે, જે મારા રસ્તામાં છે તે દુ:ખી નથી, પણ જે ખોવાઇ ગયેલાં છે તે દુ:ખી છે. માટે તમે એવાઓમાં જાઓ અને જે ખોવાઈ ગયેલાં છે, તેઓને અહીં લાવો; એટલુંજ નહિ પણ જે ભૂખ્યાં છે તેને દ્રાક્ષાસવ પાઓ અને જેનાં હૈયાં થાકેલાં છે તેઓને દિલાસો આપો અને એ બધાને સાથે તેડીને તમે સ્વર્ગમાં આવો.

બંધુઓ! આ વખતનો અમારો આનંદ કેવો અલૌકિક હોય છે, તે સહૃદયોજ સમજી શકે છે. અમે ઇચ્છીએ છીએ કે, પ્રભુ સૌને ઇશ્વરીસ્નેહનો આ આનંદ લૂંટવાની અને તેમાં રહેલું સાચું સ્વર્ગ ભોગવવાની તક આપો. તથાસ્તુ.

॥ ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

॥ जय सच्चिदानंद ॥

---

* "કલાપીનો કેકારાવ" નામના પુસ્તકમાંથી પૃષ્ઠ ૪૭૭

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇક-થીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચરિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે તેમ છે.

કોઇ કોઈ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી (કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્તે અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે અથવા તો બીજી કોઈ સારી હજાર–પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મગ્રંથોમાંની અસર-કારક શિખામણો સુખેથી વહેંચી શકાય.

---

# उत्तम चरित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્ગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા–સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

× × × ×

" મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

# ग्रंथसेवननो महिमा

यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના-લક્ષ્મી) ના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ?"

"એક વિદ્વાન ઠીકજ કહે છે કે, 'વાંચવાની હોંશ છોડી દેવાના

બદલામાં કોઈ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહ."

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે, 'માણસને લૂગડાંલત્તાંની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં. તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો જોઇએ."

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારું. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." —**સ્વામી વિવેકાનંદ**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."—**બંકિમચંદ્ર**

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." —**માર્ડન**

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું તે તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને

પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો તે આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કીમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે."

—સ્વ૰ પઢિયાર

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો."

—મહાત્મા ગાંધીજી

# સ્વર્ગનું વિમાન

આવૃત્તિ પાંચમી કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૨,

મૂલ્ય માત્ર રૂપિયો ૧।=

'સ્વર્ગ' એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ **"સ્વર્ગનું વિમાન"** રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટૂંકા ટૂંકા અને રમૂજી ૩૨૫ દાખલાઓ છે; તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઇશ્વર એટલે શું ? અને ઇશ્વર કેવા હોય ! તે જાણવા-સમજવાની ઇચ્છા થાય છે.

# સ્વર્ગનો ખજાનો

આવૃત્તિ ચોથી કદ ૫×૯, પૃષ્ઠ શુમારે ૩૬૦,

મૂલ્ય રૂપિયો ૧।=

'કૂંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઇશ્વરનું સ્વરૂપ; મનને વશ કરવાના, જિંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તોનો તડફડાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વરાર્પણ-કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા ? સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે ? આચરણો કેમ સુધરે ? એ વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ જુદા જુદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે સાથે આપલા છે.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે:-ભદ્ર, સેસનકોર્ટ પાસે-**અમદાવાદ** અને કાલબાદેવી રોડ-**મુંબઈ-૨**

# સ્વર્ગમાં નર્ક !

આપણા બંધુઓ કૂતરાં–બિલાડાંથી અભડાતા નથી, સાપ–વીંછીથી અભડાતા નથી અને અમારા બંગાળામાં તો માંસ–મચ્છીથી પણ અભડાતા નથી, પણ અસલ એકજ બાપથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણો બ્રાહ્મણથી અભડાઈ જાય છે ! માણસો માણસથી અભડાઈ જાય છે ! અને કેટલેક ઠેકાણે–કેટલાક મતમાં તો બાપ દીકરાથી અભડાઈ જાય છે, બાયડી ધણીથી અભડાઈ જાય છે અને ગુરુઓ ચેલાથી અભડાઈ જાય છે ! ! અરે, જરાક વિચાર તો કરો કે, આપણા બંધુઓનું અપમાન કરીને અને આપણા બંધુઓની મદદમાંથી ખસી જઈને આપણે શી રીતે સ્વર્ગમાં જઈ શકીશું ?

રામના વૈભવો યાદ કરો, શ્રીકૃષ્ણની સોનાની દ્વારિકા સામું જુઓ, યુધિષ્ઠિરના યજ્ઞનાં આખ્યાનો વાંચો અને છેવટ વીર વિક્રમ ને રાજા ભોજની સમૃદ્ધિ જુઓ ! જરાક ધ્યાન ધરીને એ વખતના હીરામાણેકના ઝળકાટ જુઓ, એ વખતના સોનારૂપાના ખડખડાટ સાંભળો, એ વખતના લોકોની આબાદી જુઓ, એ વખતની પ્રજાનાં સુખ જુઓ, એ વખતની દેશની શ્રેષ્ઠતા જુઓ અને પછી હાલનું હિંદુસ્તાન જુઓ ! હાલના દુકાળિયાઓના હાલ જુઓ ! હાલનાં ગામડાંએની સ્થિતિ જુઓ ! હાલની તુરંગોમાં થતો ગુનેગારોનો ભરાવો જુઓ ! હાલના વખતમાં ઠેકાણે ઠેકાણે ચાલતા કોલેરા ને મરકી વગેરે રોગોથી થતી પાયમાલી જુઓ ! હાલનાં ગુલામગીરી જેવાં લગ્નનાં સાટાં જુઓ ! હાલની બાળવિધવાઓની દુઃખદાયક સ્થિતિ જુઓ ! હાલની પ્રજાની માનસિક હાયવોય જુઓ ! હાલમાં જેની પાસે એક ટંકનું પણ ખાવાનું નથી, એવા છ કરોડ ભિખારીઓ જુઓ ! હાલના ખેડુતોની કંગાલ સ્થિતિ જુઓ ! હાલના વેપારીઓની અધીરતા જુઓ ! અને યુરોપિયનોની સમૃદ્ધિ તથા આપણા દુખિયારા ગરીબ ભાઈબંધોની ગરીબ સ્થિતિ તો જરા જુઓ ! એ બધું જોશો તો તમને એમ લાગશે કે, આર્યાવર્ત સ્વર્ગ હતું–દેવભૂમિ હતી–પ્રભુનું કૃપાપાત્ર હતું, તેને બદલે આજે હિંદુસ્તાન અધમમાં અધમ થઈ ગયું છે. આપણા દેશની અને આપણી પ્રજાની આવી કંગાલ સ્થિતિ તેનું નામ સ્વર્ગમાં નર્ક છે અને હું રોઉં છું, તે કાંઈ મારે પોતાને સારુ નહિ, પણ આવી રીતે સ્વર્ગમાં નર્ક થતું જાય છે, તેને માટે હું રોઉં છું.

—આ પુસ્તકમાંથી